# પ્રસ્તાવના.

આ ચરિત્ર શ્રીજિનહર્ષગણિએ સંવત્ ૧૭૯૩ માં ચિત્રકુટ (ચી-ડ)માં સંસ્કૃત પદ્યબંધ રચેલું છે. તેનું ભાષાંતર એક વિદ્વાન્ પાસે રાવી, તેને સુધારીને અત્રે પ્રકટ કરવામાં આવ્યું છે.

આ ચરિત્ર એટલું બધું રસિક અને અસરકારક તેમજ અનુ-રણીય હકીકતોને પૂરું પાડનાર છે કે તેના જેવું બીજું આધુનિક હાપુરુષનું ચરિત્ર ક્વચિતજ મળી શકે તેમ છે. જૈન વર્ગમાં આવા ળળ ભાગ્યશાળી પુરુષો થઇ ગયા છે કે જેમણે ગુર્જર દેશના ાજાઓનું માત્ર મંત્રીપણુંજ કર્યું નથી, પરંતુ યુદ્ધની અંદર પણ ૂરવીરપણું બતાવ્યું છે અને દ્રવ્યનો સદુપયોગ પણ ઘણા ઉદાર દિલથી કર્યો છે. આ ચરિત્રના નાયક વસ્તુપાળ ને તેજપાળ બંને બંધુઓ છે, પરંતુ તેની અંદર મુખ્યતા વસ્તુપાળની છે અને તે બંનેની પવિત્રાચરણવાળી સ્ત્રીઓ પૈકી મુખ્ય ભાગ તેજપાળની સ્ત્રી અનુપમાદેવીનો છે. વસ્તુપાળને લલિતાદેવી અને સૌખ્યલતા નામે બે સ્ત્રીઓ હતી. તેઓનાં નામ ને ઠામ પ્રસંગોપાત્ત આવે છે, પરંતુ અનુપમાદેવી જેવું બુદ્ધિચાતુર્યનું કામ તે બતાવી શકેલ નથી. અનુપમાદેવીની બુદ્ધિના અનુપમ નમુના તરીકે નીચેના ત્રણ પ્રસંગો ખાસ ધ્યાન આપવા લાયક છે.

૧ પ્રથમ જ્યારે માંડલથી યાત્રાર્થે પ્રયાણ કર્યું ત્યારે દ્રવ્યને દાટવા જતાં નિધાન નીકળ્યું તે વખતે 'આ દ્રવ્યનું શું કરવું?' એમ પૂછતાં તેણે આપેલી સલાહ. જુઓ (પૃષ્ઠ ૧૧)

૨ અર્બુદગિરિ ઉપર બાંધવા માંડેલ ચૈત્યમાં થતી ઢીલ દૂર કરવાના સંબંધમાં તેને પૂછતાં તેણે આપેલી સલાહ. જુઓ (પૃષ્ઠ ૨૭૪)

૩ વીરધવળ રાજા દુર્જનની પ્રેરણાથી વસ્તુપાળને ત્યાં કેટલો વ્યય થાય છે તે જોવા કાપડીને વેષે આવ્યા ત્યારે મુનિરાજને વહોરાવતાં ઢળેલું ઘી પાત્ર પરથી લુહી લેતી વખતે તેણે વાપરેલી શબ્દરચના. જુઓ (પૃષ્ઠ ૨૮૪)

આ ચરિત્રની અંદર ગુરુમહારાજનો વસ્તુપાળ પ્રત્યે ઉપદેશ (દેશના) વારવાર આવે છે અને તેમાં દર વખત જૂદા જૂદા પ્રસંગો (વિષયો) ઉપર દેશના આપેલી છે. તેમાં ચાર પ્રસંગે મોટી કથાઓ કહેલી છે તે વાંચવા યોગ્ય છે.

૧ દ્રવ્યોપકારથી થતા લાભ ઉપર ભરત રાજાની કથા. (પૃષ્ઠ ૨૯ થી ૩૪)

૨ પુષ્પપૂજા ઉપર સુંદર શ્રેષ્ઠીના પુત્રની કથા. (પૃષ્ઠ ૬૮ થી ૭૯)

૩ સમ્યક્ત્વ ગુણ ઉપર નરવર્મા રાજાની કથા. (પૃષ્ઠ ૧૪૭થી ૧૬૧)

૪ મુનિદાન ઉપર ટીલા નામના શ્રાવકે કહેલી સાગર શેઠની કથા. (પૃષ્ઠ ૨૧૨ થી ૨૧૪)

આ ચરિત્રનો પ્રારંભનો ભાગ કેટલોક ખાસ વીરરસપ્રાધાન્ય છે. તેની અંદર વસ્તુપાળ તેજપાળે વીરધવળ રાજાને યુદ્ધ કરીને મેળવી આપેલા રાજ્ય સંબંધી હકીકત વિશેષ આવે છે. વીરધવળ રાજાને અને તેના મરણ પછી તેના પુત્ર વીશળદેવને રાજ્ય મેળવી આપતાં નાના યુદ્ધપ્રસંગો તો ઘણા આવે છે, પરંતુ મુખ્ય પાંચ યુદ્ધ તો મોટાં થયેલાં છે. જેની અંદર બે યુદ્ધમાં વીરધવળ રાજા સામેલ છે, એક તેજપાળે જઇને કરેલ છે અને બે વસ્તુપાળે જઇને કરેલાં છે. તે પ્રસંગો નીચે પ્રમાણે–

૧ વીરધવળ રાજાના સાળા અને વણથળીના માલેક સાંગણને ચામુંડની સાથે પ્રથમ યુદ્ધ થયેલ છે, તેમાં વીરધવળ રાજા સાથે છે. આ યુદ્ધના પ્રસંગમાં વીરધવળની રાણી જયલતાનો તેના બંધુઓ સાથેનો સંવાદ ખાસ વાંચવા લાયક છે. આ યુદ્ધમાં વીરધવળના બંને સાળાઓ મૃત્યુ પામે છે.

૨ ભદ્રેશ્વરના રાજા ભીમસિંહ સાથે સંગ્રામ થાય છે. જેમાં વીરધવળ રાજાને પાડી નાખી તેનો અશ્વ સુદ્ધાં લઇ જવામાં આવે છે, છતાં વસ્તુપાળ મંત્રીની ચતુરાઇથી જીત મેળવેલ ભીમસિંહ રાજા સલાહ કરે છે અને પાછળથી વખત આવતાં વસ્તુપાળ તેનો ઉચ્છેદ કરી નાખે છે

૩ ગોધરાનો ઘૂઘુળ નામનો રાજા બહુજ બળવાન્ અને અભિમાની હતો તેને વશ થવાનું કહેવરાવતાં તે વીરધવળ રાજાને કાજળ ને

કાંચળી મોકલાવે છે. તેની સાથે યુદ્ધ કરવા જવાનું તેજપાળ બીડું ઝીલે છે અને ત્યાં જઇ યુક્તિ વાપરીને તેમજ બળ બતાવીને ઘૂઘુળ રાજાને પકડી લઇ પાંજરામાં નાખે છે. પછી તેને વીરધવળ રાજા પાસે લાવી તેણે મોકલેલી કાંચળી તેનેજ પહેરાવે છે અને કાજળની ડાબલી તેને ગળે બાંધે છે. આવું અસહ્ય અપમાન થવાથી તે ત્યાંજ આત્મઘાત કરે છે.

૪ ખંભાતમાં રહેનારા સદીક નામના મહા શ્રીમંત વેપારીના જુલમની હકીકત સાંભળી વસ્તુપાળે તેને યોગ્ય સંદેશો કહેવરાવતાં તેનો પરમ મિત્ર વહૃય નગરનો સ્વામી શંખ નામે રાજા તેની તરફથી લડવા તૈયાર થાય છે. વસ્તુપાળ તેની સામે જઈ તેને પરાસ્ત કરે છે. તે પલાયન કરી જાય છે. મંત્રી પાછા ખંભાતમાં આવી સદીકની મિલ્કત કબજે કરે છે અને તેમાંથી કેટલીક અપૂર્વ વસ્તુઓ મેળવી વીરધવળ રાજાને ભેટ કરે છે.

૫ યોગિનીપુર જેનું હાલનું નામ દિલ્હી છે, ત્યાંના બાદશાહ મોજદીનનું ગુજરાત ઉપર ચડી આવવું થતાં મંત્રી તેની સામે જાય છે અને ગુજરાતની અધિષ્ઠાયિકા મહણુલા દેવીની સહાય તેમજ સલાહથી મોજદીન બાદશાહને આબુ પર્વતની આંટી ઘુંટીમાં નાખી પરાસ્ત કરે છે.

આ સિવાયના બીજા નાના મોટા અનેક યુદ્ધપ્રસંગો આ ચરિત્રમાં વાંચવા જાણવા યોગ્ય છે.

વસ્તુપાળ ને તેજપાળની ઉદારતાની તો હદજ માપી શકાતી નથી. તેમણે પોતાની જીંદગીમાં કેટલા દ્રવ્યનો વ્યય કર્યો હશે તે કહી શકાય તેમ નથી. અનેક કવિઓને તેમણે લાખોની બક્ષીસો આપી છે, વર્ષાસનો બાંધી આપ્યાં છે અને ન્યાલ કરી દીધા છે. કવિઓએ તેમની કરેલી પ્રશંસાના પ્રસંગો ઘણા હોવાથી તેનો ઉલ્લેખ અહીં કરી શકતા નથી.

વસ્તુપાળ તેજપાળે માત્ર રાજકાર્ય કર્યું છે એમ નથી, પરંતુ ધર્મકાર્ય તેના પ્રમાણમાં ઘણું વિશેષ કર્યું છે. તેમણે અનેક તીર્થોએ તેમજ ગામ અને નગરોમાં જિનચૈત્યો બંધાવ્યાં છે, જીર્ણોદ્ધાર કરાવ્યા છે, પોષધશાળા (ઉપાશ્રયો) કરાવેલ છે. પુસ્તકભંડારો

કરાવ્યા છે, પાણીની પરબો મંડાવી છે, અન્નછત્રો (દાનશાળાઓ) પુષ્કળ કરેલાં છે, જૈનબંધુઓનો ઉદ્ધાર કર્યો છે, મુનિરાજને અન્ન-વસ્ત્રાદિનું પુષ્કળ દાન આપેલ છે, તીર્થયાત્રાઓ કરી છે, મહોત્સવો કર્યા છે, ઉદ્યાપન માંડ્યાં છે, તપસ્યાઓ કરી છે અને જ્ઞાનાભ્યાસ કરીને વિદ્વત્તા પણ મેળવી છે. એક રાજાનું મંત્રીપણું કરતાં આવી રીતે દરેક પ્રકારનાં ધર્મકાર્યો કરવાં એ ઘણી મુશ્કેલ હકીકત છે. વસ્તુપાળ પોતે કવિ પણ હતા અને તેમણે રચેલું નરનારાયણ કાવ્ય હાલમાંજ છપાએલ છે. તે અહીં યાદ કરવા યોગ્ય છે.

વીરધવળ રાજા અન્ય ધર્મી હોવાથી તેને પ્રસન્ન રાખવા માટે તેણે અન્ય ધર્મનાં સ્થાનો પણ બનાવ્યાં છે. એટલું જ નહીં, પરંતુ દિલ્હીના બાદશાહની પ્રસન્નતા મેળવવા માટે તેની માતા સાથે મક્કે જઇ ત્યાં પણ મોટું કિમતી આરસપહાણનું તોરણ બાંધ્યું છે. રાજ્ય-મંત્રીએ પ્રજા ને રાજાની પ્રસન્નતા મેળવવા માટે અન્ય ધર્મનાં કાર્યો પણ કરવાં પડે છે, પરંતુ તેથી તેના સમ્યક્ત્વને દૂષણ લાગતું નથી.

વસ્તુપાળ તેજપાળે શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરેલાં છે અને તે બહુ સારી રીતે પાળ્યાં છે. તેમણે જ્ઞાનપંચમીનો, વીશસ્થાનકનો અને ચતુર્દશીનો તપ કર્યો છે. તદુપરાંત તેમની સ્ત્રીઓ પૈકી લલિતાદેવીએ નમસ્કાર તપ, અનુપમાદેવીએ નંદીશ્વર તપ અને સૌખ્યલતાએ નવકાર મંત્રનો કોટી જાપ કરેલ છે. એ બધા તપનાં ઉજમણાં પણ કરેલાં છે. તે દરેક ઉજમણાની હકીકત ખાસ વાંચવા લાયક છે. તે દરેક અહીં લખતાં પ્રસ્તાવના વિસ્તૃત થઇ જાય તેથી લખતા નથી.

આ આખા ચરિત્રનું રહસ્ય સહેલાઇથી જાણી શકવા માટે તેના આઠે પ્રસ્તાવમાં શું શું હકીકત છે તે આ સાથે વિસ્તારથી આપેલા વિષયાનુક્રમમાં બતાવેલ છે, તેથી અહીં વિશેષ લખવાની જરૂર રહેતી નથી.

આવા મહાપુરુષનાં અન્ય ચરિત્રો ને પ્રબંધો ઘણાં હોવાનો સંભવ છે, કારણ કે કર્તા ગ્રંથની પ્રાંતે કહે છે કે "વિવિધ બહુશ્રુતોના મુખમાંથી સાંભળીને તથા વિવિધ પ્રબંધોમાં વાંચીને સર્વ એકત્ર કરી પુણ્યાનુભાવથી કલિત અને કલિના તાપને દૂર કરનાર

એવું આ શ્રીવસ્તુપાળનું ચરિત્ર મેં રચ્યું છે." અમને તજવીજ કરતાં નીચે જણાવેલા ગ્રંથો ને પ્રબંધો તેનું ચરિત્ર જાણવાને માટે મળી શકયા છે.

૧ કીર્ત્તિકૌમુદી–આ ગ્રન્થ વીરધવળ રાજાના પુરોહિત સોમેશ્વર દેવ નામના કવિએ વસ્તુપાળની હયાતીમાં રચેલ છે. આ મૂળ ગ્રન્થ મુંબઈ સરકારના કેળવણી ખાતા તરફથી છપાયેલ છે અને તેનું ગુજરાતી ભાષાંતર પદ્યબંધ છપાયેલું છે. તેમાં વસ્તુપાળનુંજ ચરિત્ર છે.

૨ સુકૃત સંકીર્ત્તન–આ ગ્રન્થ પંડિત અરિસિંહ વિરચિત છે. તે હાલમાંજ શ્રી આત્માનંદ જૈન સભા–ભાવનગર તરફથી છપાઇને બહાર પડેલ છે. એમાં પણ મુખ્યત્વે વસ્તુપાળનુંજ ચરિત્ર છે. આ ગ્રન્થનું પણ ભાષાંતર ઘણું કરીને છપાયેલ છે.

૩ ધર્માભ્યુદય કાવ્ય–એજ મહાપુરુષના ચરિત્ર ગર્ભિત આ કાવ્ય તેમના વખતમાંજ થયેલા અને તેમણે જેને આચાર્યપદવી અપાવેલી તે શ્રી ઉદયપ્રભ સૂરિએ રચેલ છે. તે ચરિત્ર (કાવ્ય) છપાયેલ નથી.

૪ પ્રબંધચિંતામણિ–શ્રી મેરુતુંગાચાર્યકૃત તેમાં કુમારપાળના પ્રબંધની પ્રાંતે વસ્તુપાળનો પ્રબંધ છે. તે ગ્રન્થ મૂળ ને ભાષાંતર સાથે શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથે અમદાવાદમાં છપાવેલ છે.

૫ ચતુર્વિંશતિ પ્રબંધ–શ્રી રાજશેખર સૂરિકૃત. તેમાં છેલ્લો પ્રબંધ વસ્તુપાળનો છે. આ ગ્રન્થનું ભાષાંતર ગાયકવાડ સરકાર તરફથી કરાવેલું ને છપાવેલું છે. મૂળ ગ્રન્થ છપાયેલ નથી.

પાછળના બંને પ્રબંધ ગ્રન્થોનું ભાષાંતર સ્ખલનાવાળું થયેલું છે; યથાયોગ્ય થયેલું જણાતું નથી. પ્રસ્તુત વસ્તુપાળ ચરિત્રમાં જે જે હકીકતો આપેલી છે તે કરતાં કેટલીક હકીકત ઉપરના ચરિત્ર ને પ્રબંધ ગ્રન્થોમાં જૂદી રીતે આપેલી છે, પરંતુ તેમાં યથાર્થ કઇ છે તેનો નિર્ણય થઇ શકે તેમ ન હોવાથી તેવી હકીકતો વિષે અત્ર કાંઇ પણ ઉલ્લેખ કરવામાં આવતો નથી. વસ્તુપાળ તેજપાળનો રાસ પણ બનેલો છે, પણ તે સંક્ષિપ્ત છે.

વસ્તુપાળે શત્રુંજય ને ગિરનાર ઉપર કરાવેલાં તેમજ તેની નજીકનાં ગામો ને શહેરોમાં કરાવેલાં નવીન ચૈત્યો તથા જીર્ણોદ્ધારા-

દિનો સરવાળો છઠ્ઠા પ્રસ્તાવમાં આપેલો છે અને તેમનાં કરાવેલાં કુલ કાર્યનો સરવાળો ગ્રન્થના અંત ભાગમાં આપેલો છે.

એકંદર રીતે આખું ચરિત્ર વાંચવા લાયક છે. અર્બુદાચળ ઉપર ચૈત્ય બંધાવવાના પ્રસંગના પ્રારંભમાં વિમળ મંત્રીએ તે તીર્થ પર કરાવેલ ચૈત્યના સંબંધની હકીકત ઘણી વિસ્તારથી આપવામાં આવેલી છે તે પણ ખાસ વાંચવા લાયક છે.

આ ચરિત્રની અંદર હાલ સ્થિતિ ભોગવતાં ઘણાં ગામો તથા શહેરોનાં નામો સંસ્કૃતમાં આપેલાં છે. તેમાંનાં ઘણાં ખરાં નામો હાલનાં પ્રચલિત નામો સાથે ભાષાંતરના અંત ભાગમાં આપવામાં આવ્યાં છે. જે નામો હાલના પ્રચલિત નામવાળાં ચરિત્રમાં આવ્યાં છે તે તેમાં આપવામાં આવ્યાં નથી. ગુજરાત કાઠીયાવાડનાં ઘણાં ગામોનાં નામોનો આ ચરિત્રમાં સમાવેશ થયેલો છે.

કેટલાંએક ચરિત્રો વિશાળ હોય છતાં તેમાં કથારૂપ વસ્તુ બહુ થોડી હોય છે, આમાં તેમ નથી; આમાં કથારૂપ વસ્તુજ ઘણી છે.

આ ચરિત્રને અંગે કહેવા યોગ્ય તો ઘણું છે, પરંતુ તે સઘળાનો અહીં પ્રસ્તાવનામાંજ ઉલ્લેખ કરવા જતાં પ્રસ્તાવના બહુ વિસ્તૃત થઇ જાય તેમ છે; તેથી સાદ્યંત ચરિત્ર વાંચવાની ભલામણ કરવી તેજ યોગ્ય લાગે છે.

હવે લખવાનું માત્ર ચરિત્રનાયકની ગતિ સંબંધે રહે છે. સીમંધર સ્વામીને શંખેશ્વર પાર્શ્વનાથના અધિષ્ઠાયક દેવ ગતિ સંબંધી પૂછવા જાય છે. તેમને સીમંધર સ્વામી વસ્તુપાળ, તેજપાળ ને અનુપમા દેવીની ગતિ સંબંધી ઉત્તર આપે છે, તેનો ઉલ્લેખ પૃષ્ઠ ૩૦૪ ઉપર કરેલો છે. તે વાંચવાથી ચરિત્રનાયક ને નાયિકાની ઉત્તમતાનો ખરો ખ્યાલ આવી શકે તેમ છે. આવા ઉત્તમ પુરુષોનાં ચરિત્રોનાં ગુજરાતી ભાષામાં ભાષાંતર થાય અને તેનો લાભ આપણા જૈન વર્ગને તેમજ જૈનેતરને મળે એ દરેક રીતે ઇચ્છવા યોગ્ય છે. તેવા ઉત્તમ ઉદ્દેશને લઇનેજ અમે તેવા પ્રકારનો પ્રયત્ન કાયમ શરૂ રાખેલ છે. આ કાર્ય પણ તેનાજ અંગનું છે.

આ ચરિત્રનું ભાષાંતર છપાવીને પ્રકટ કરવામાં રાણપુરનિવાસી ઉદારતામાં શ્રેષ્ઠ ગણાયેલા સદ્‌ગુણી ગૃહસ્થો શેઠ નાગરદાસ પુરુષો-

ત્તમદાસ તથા ઉજમશી પુરુષોત્તમદાસ તરફથી અમુક રકમની સહાય મળેલી છે, તેથીજ આવી મોંઘવારીના વખતમાં છપાવીને બહાર પાડવામાં આવેલી આ બુકની કિંમત માત્ર પડતરજ રાખવામાં આવેલી છે અને તેના વેચાણથી જે દ્રવ્ય ઉત્પન્ન થાય તેમાંથી પણ આવાં ભાષાંતરોજ બહાર પાડવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. આ બુક યોગ્ય સ્થાને અને યોગ્ય વ્યક્તિને ભેટ તરીકે પણ આપવામાં આવનાર છે.

આ ચરિત્રના ભાષાંતરમાં મતિદોષથી, દૃષ્ટિદોષથી યા પ્રેસની ગફલતથી કાંઈ પણ અશુદ્ધિ કે ભૂલ રહી ગઈ હોય તો તેને માટે ક્ષમા યાચના કરી આ ટુંકી પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

ચૈત્ર સુદિ ૧૫ }
સંવત્ ૧૯૭૪ }

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.**
ભાવનગર.



# चरित्र-रहस्य.

## ( વિષયાનુક્રમણિકા )

**પ્રથમ પ્રસ્તાવમાં**-મંગળાચરણ, ચરિત્રપ્રારંભ, અણહિલ્લપુર પાટણમાં અશ્વરાજ મંત્રી, આભૂશાહની પુત્રી કુમારદેવી, હરિભદ્રાચાર્યનું ચિંતવન, શાસનદેવીનું કથન, અશ્વરાજ ને કુમારદેવીનો વિવાહ, અશ્વરાજનો સુંટાલક નગરમાં નિવાસ ને કુમારદેવીથી થયેલ ત્રણ પુત્ર, મલ્લદેવ, વસ્તુપાળ, તેજપાળ-વસ્તુપાળનું લલિતાદેવી સાથે ને તેજપાળનું અનુપમાદેવી સાથે પાણિગ્રહણ, અશ્વરાજનું સ્વર્ગગમન, વસ્તુપાળનું માતા સહિત માંડલમાં આવીને રહેવું, કુમારદેવીનું સ્વર્ગગમન, નરચંદ્ર સૂરિનું પધારવું, તેમની દેશના, તીર્થયાત્રાની જાગ્રત થયેલ ઇચ્છા, ગુરુએ બતાવેલ ધવલકપુરમાં અભ્યુદય, યાત્રાર્થે પ્રયાણ, હડાલક ગામે આવવું, દ્રવ્યના રક્ષણ નિમિત્તે તેને ભૂમિમાં દાટવા જવું, ત્યાંથી નિધાન નીકળવું, નિધાન સહિત પાછા આવી અનુપમાદેવીની સલાહ પૂછવી, તેણે આપેલી ઉત્તમ સલાહ, તીર્થયાત્રા કરીને વળતાં ધોળકામાં આવવું, રાજગુરુ સોમેશ્વર સાથે મૈત્રી.

કનોજના રાજા ભૂવડે પોતાની પુત્રી મહણલ્લને દાયજામાં ગુર્જરભૂમિનું આપવું, મહણલ્લનું મરણ પામીને વ્યંતરી થવું અને તેજ નામથી ગુર્જરભૂમિની અધિષ્ઠાયિકા થવું, તેણે વીરધવળ રાજાને સ્વપ્નમાં આવીને વનરાજથી માંડીને તેના પિતા સુધીનું કહેલું વૃત્તાંત, છેવટે મ્લેચ્છોથી ગુર્જરભૂમિનું રક્ષણ કરવા માટે વસ્તુપાળ તેજપાળને મંત્રી બનાવવાની કરેલી ભલામણ, પ્રભાતે તેનું તેના પિતા પાસે આવવું, બંનેનો થયેલો એક વિચાર, સોમેશ્વર પુરોહિતનું આવવું, તેણે આપેલી તેમના વિચારને પુષ્ટિ, વીરધવળ રાજાની આજ્ઞાથી બંને મંત્રીનું તેમની પાસે આવવું, વીરધવળે તેમને મંત્રી થવા માટે કરેલું આમંત્રણ, વસ્તુપાળે તેના સ્વીકારમાં કરેલી શરત, વીરધવળે કરેલો તેનો સ્વીકાર, તેણે આપેલો ખંભાત અને ધોળકા સંબંધી સર્વ અધિકાર, વસ્તુપાળ તેજપાળને મંત્રીપણાની પ્રાપ્તિ. પૃષ્ઠ ૧ થી ૨૧.

**દ્વિતીય પ્રસ્તાવમાં**-વસ્તુપાળ તેજપાળનું ઉપાશ્રયમાં આવવું, ત્યાં દેવપ્રભ ગુરુએ તેમને આપેલ ઉપદેશ, તેમાં બતાવેલ દ્રવ્ય ભાવ ઉપકારનું સ્વરૂપ, દ્રવ્યોપકારથી પણ થતા અપૂર્વ લાભ ઉપર ભરત રાજાનું દૃષ્ટાંત (પૃષ્ઠ

૨૬થી ૩૪), મંત્રીને પરોપકારમાંજ તત્પર રહેવાની ગુરુએ કરેલી ભલામણ, તેમણે તેનો કરેલો સ્વીકાર, મંત્રીએ કરેલ એકાંતે વિચાર, રાજકાર્યનું હાથ ધરવું, તેમાં બતાવેલી વિચક્ષણતા, વીરધવળ રાજાને મેળવી આપેલો પુષ્કળ દ્રવ્યભંડાર, વીરધવળને લઇને વસ્તુપાળનું સૌરાષ્ટ્રમાં નીકળવું, વણથળીમાં આવવું, ત્યાં વીરધવળના સાળાઓ સાંગણ ને ચામુંડનું રાજ્ય, તેને વશ થવા માટે કહેવરાવેલું કહેણ, તેણે યુદ્ધ કરવાનો મોકલેલો ઉત્તર, તેમની બહેન જયલતાનું તેને સમજાવવા જવું, તેઓએ આપેલો અનિષ્ટ ઉત્તર, જયલતાએ તેનો આપેલ સખ્ત પ્રત્યુત્તર, બંને પક્ષનું પરસ્પર થયેલું યુદ્ધ, વીરધવળનો થયેલ જય, વીરધવળે કરેલ વણથળીમાં પ્રવેશ, સાંગણ ને ચામુંડના પુત્રને ત્યાંનું પાછું આપેલું રાજ્ય, ત્યાંથી ગિરનાર તરફ પ્રયાણ, ગિરનાર તીર્થની કરેલી યાત્રા, રાજા પાસે મંત્રીએ કહેલું એ તીર્થનું માહાત્મ્ય, ત્યાંથી દેવપત્તન, દ્વીપપત્તન અને તાળધ્વજ થઇને ધોળકે આવવું.

ભદ્રેશ્વરમાં ભીમસિંહ નામે રાજા-તેને આજ્ઞા પાળવાનું વીરધવળે કહેવરાવવું-તેણે તે ન માનવી-તેની સાથે યુદ્ધની તૈયારી-મારવાડમાં આવેલા જાલોર નગરથી સામંતપાલ વિગેરે ત્રણ રાજપુત્રનું રીસાઇને નીકળવું-આશ્રય નિમિત્તે ધોળકે આવવું-વસ્તુપાળને મળવું-વસ્તુપાળે કરેલો તેમનો સત્કાર-વીરધવળ રાજા સાથે તેમનો કરાવેલો મેળાપ-તેમણે સેવક તરીકે રહેવા માટે કરેલી દર વર્ષે બે બે લક્ષ દ્રમ્મની માગણી-કૃપણ એવા વીરધવળ રાજાએ તેની કરેલી નામંજુરી-વસ્તુપાળે રાખવાની આપેલી સલાહ-વીરધવળે કબુલ ન કરવી-ત્રણે રાજપુત્રોનું ત્યાંથી નીકળીને ભીમસિંહને મળવું-તેણે તેમને રાખી સેવા-ભીમસિંહે વીરધવળ પાસે મોકલેલ દૂત-વીરધવળને યુદ્ધ માટે કરેલી પ્રેરણા-વીરધવળે આપેલો જવાબ-બંને રાજાઓનું યુદ્ધ માટે પ્રયાણ-પંચગ્રામ પાસે એકઠા થવું-વસ્તુપાળે ત્રણ રાજપુત્રોને ન રાખવાનું સ્મરણ કરાવવું-વીરધવળે બતાવેલું શૂરવીરપણું-સામંતપાળાદિકનો સંદેશો-રણકર્મની તૈયારી-પરસ્પર યુદ્ધ-સામંતપાળાદિકે બતાવેલ પરાક્રમ-વીરધવળને ઘાયલ કરી તેના ઉપરવટ અશ્વને લઇ જવો-વીરધવળ રાજાનું એક રાત્રીમાંજ પાછા તૈયાર થઇ જવું-ભીમસિંહને તેના મંત્રીઓએ સંધિ કરવાની આપેલી સલાહ-બંનેની થયેલી સંધિ-વીરધવળનું પાછા વળવું-માર્ગમાં કરેલ ધર્મકાર્ય-સત્યપુર (સાચોર)માં બિરાજતા વીરપ્રભુના માહાત્મ્યનું મંત્રીએ સાંભળવું-રાજા પાસે તેજપાળને મૂકીને વસ્તુપાળનું સત્યપુરની યાત્રા માટે જવું-માર્ગમાં અને ત્યાં તેણે કરેલ અનેક ધર્મકાર્ય-યાત્રા કરીને પાછા આવવું-કર્કરાપુરમાં વીરધવળને મળવું-ત્યાંથી

ધોળકે આવવું–મંત્રીએ યુક્તિથી સામંતપાળાદિકને પોતાને આધીન કરવા–તેમની સહાયથી ભીમસિંહનો કરેલો મૂળથી ઉચ્છેદ–ભદ્રેશ્વરને તાબે કરવું–અનેક રાજાઓ પાસે આણ મનાવવી–પૃષ્ઠ ૨૧ થી ૬૨.

**તૃતીય પ્રસ્તાવમાં**–ગોધરામાં ઘૃઘુળ નામે રાજા–તેની પાસે આજ્ઞા મનાવવા માટે વસ્તુપાળે મોકલેલો દૂત–દૂતની વાગ્ધારા–ઘૃઘુળનો જવાબ–પરસ્પર વિવાદ–યુદ્ધ કરવાનું આવેલું છેવટ–દૂતનું પાછા આવવું–ઘૃઘુળે શૂરદેવ નામના ભટ સાથે વીરધવળને મોકલેલ કાજળ ને કાંચળીની ભેટ–વીરધવળે ઘૃઘુળ સાથે યુદ્ધ કરવા જવા માટે બીડું લેનારની કરેલ રાજસભામાં માગણી–તેજપાળ મંત્રીએ કરેલો તેનો સ્વીકાર–વીરધવળે કરેલો પંચાંગ પ્રસાદ–બંને મંત્રીનું ઘરે આવવું–યુદ્ધના પ્રયાણ માટે ગોઠવણ કરીને તેમણે કરેલી જિનપૂજા–ત્યાંથી ધર્મશાળાએ આવવું–ગુરુ મહારાજે આપેલી દેશના–જિનપૂજાનું બતાવેલું ફળ–પુષ્પપૂજા ઉપર કહેલી સુંદર શ્રેષ્ઠીના પુત્રની કથા (પૃષ્ઠ ૬૮ થી ૭૯)–મંત્રીએ ગ્રહણ કરેલ ત્રિકાળ પૂજાનો નિયમ–તેજપાળે કરેલું ગોધરા તરફ પ્રયાણ–ગોધરાની સીમ પાસે આવીને ગાયોના ગોકુળને વાળવું–ગોવાળોએ, ઘૃઘુળ રાજા પાસે જઇને કરેલો પોકાર–ઘૃઘુળનું યુદ્ધ માટે નીકળવું–તેજપાળ મંત્રીએ કરેલી યુક્તિ અને છળભેદ–ઘૃઘુળનું તેમાં ફસાવું–ઘૃઘુળે બતાવેલ પરાક્રમ–તેજપાળના સૈન્યનું પાછું હઠવું–તેજપાળે આપેલ ઉત્સાહ–સૈન્યનું સજ્જ થવું–તેજપાળે કરેલું ભક્તામરના બે કાવ્યનું સ્મરણ–કપર્દી યક્ષ ને અંબિકાદેવીનું થયેલું નિરીક્ષણ–ઉત્સાહમાં વૃદ્ધિ–ઘૃઘુળ સાથે સામસામા થવું–મંત્રીએ આપેલું કાજળ ને કાંચળીનું સ્મરણ–પરસ્પર થયેલ યુદ્ધ–પરિણામે ઘૃઘુળ રાજાને પાડી દઇ બાંધી લઇને કાષ્ઠપંજરમાં પૂરી દેવો–જયલક્ષ્મી મેળવીને તેજપાળનું છાવણીમાં આવવું–ગોધરાના કિલ્લાનું ખંડિત કરવું–ગોધરામાં પ્રવેશ–રાજમહેલમાંથી પુષ્કળ દ્રવ્ય અને અમૂલ્ય વસ્તુઓનું ગ્રહણ કરવું–ઘૃઘુળના ભાણેજને ત્યાંની ગાદી પર બેસાડવો–આણ મનાવવી–ત્યાંથી નીકળી વડોદરે આવવું–ત્યાં કરાવેલાં ચૈત્યાદિ ધર્મકાર્યો–ત્યાંથી દર્ભાવતી (ડભોઇ) આવવું–ત્યાં કરેલાં ધર્મકાર્યો–ત્યાંથી પાવાગઢ આવવું–પાવાગઢ ગિરિ પર ચડવું–ત્યાં કરેલા વિચાર–તે ગિરિ પર કરાવેલ સર્વતોભદ્ર ચૈત્ય–ધવલક્કપુર આવવું–ધવલક્કપુરમાં પ્રવેશ–વીરધવળ રાજાએ આપેલું અતિશય માન–પાંજરામાં પૂરેલા ઘૃઘુળ રાજાને તેની મોકલેલી કાંચળી પહેરાવવી અને કાજળની ડબી ગળે બાંધવી–અસહ્ય અપમાન થવાથી તેણે કરેલ આત્મઘાત–વીરધવળ રાજાએ તેજપાળને આપેલ મોટી બક્ષીસ–સોમેશ્વર રાજકવિએ કરેલ તેજપાળની સ્તુતિ–

તેજપાળનું ઘરે આવવું-અન્યદા તેનું ધર્મશાળાએ જવું-ગુરુએ આપેલ દેશના-બંને ભાઇઓએ કરેલ સદ્વિચાર-દ્રવ્યને સફળ કરવાની કરેલી ધારણા-તેમણે કરેલાં ધર્મકાર્યો. પૃષ્ઠ ૬૨ થી ૯૪.

**ચતુર્થ પ્રસ્તાવમાં**-વસ્તુપાળનું સ્તંભતીર્થ તરફ પ્રયાણ-ત્યાં દુર્જનોને આપેલ દંડ-એક વણિકપુત્રનું તેની પાસે આવવું-અગ્નિશૌચ વસ્ત્રની ભેટ ધરવી-વસ્તુપાળે કરેલ તેને પૃચ્છા-વણિકપુત્રે તેના ઉત્તરમાં કહેલી સદીકના જુલમની હકીકત-મંત્રીએ તેનો બદલો અપાવવાની આપેલી કબુલાત-મંત્રીના વિચાર-સદીક પાસે મોકલેલ ભટ્ટ-તેણે કહેલો મંત્રીનો સંદેશો-સદીકનો ઉત્તર-મંત્રીએ કહેવરાવેલા છેવટના શબ્દો-સદીકની બેદરકારી-વટ્ઠ્ય નામના બંદરના શંખ નામના રાજા સાથે સદીકની મૈત્રી-સદીકે તેને આપેલા ખબર-શંખ રાજાએ વસ્તુપાળને લખેલ પત્ર-વસ્તુપાળે મોકલાવેલ ઉત્તર-શંખ રાજાએ કરેલી યુદ્ધની તૈયારી-વસ્તુપાળનું વટ્ઠ્ય નગર તરફ યુદ્ધ માટે પ્રયાણ-માર્ગમાં અનેક રાજાઓનું મળવું-શંખ રાજાને ખબર મળતાં તેણે કરેલું સામું પ્રયાણ-બંને સૈન્યનું મળવું-પરસ્પર થયેલું દારુણ યુદ્ધ-કપર્દી યક્ષ ને અંબિકાદેવીના પ્રભાવથી શંખ રાજાનું નિસ્તેજ થઇ જવું-રણભૂમિમાંથી શંખ રાજાનું પલાયન કરી જવું-વસ્તુપાળ મંત્રીનો થયેલ વિજય-મંત્રીનું સ્તંભતીર્થ પાછું આવવું-સદીકના ઘર પાસે જવું-સદીકના સુભટોએ કરેલ અટકાવ-મંત્રીએ મેળવેલ જય-સદીકના મકાનમાંથી મેળવેલ પુષ્કળ ઋદ્ધિ-મંત્રીનું પોતાના આવાસમાં આવવું-ત્યાંથી ધવલક્કપુરે આવી વીરધવળ રાજાને સંતુષ્ટ કરવા-વીરધવળ રાજાએ વસ્તુપાળની સ્તુતિ કરનારને આપેલી બક્ષીશ-વસ્તુપાળને આપેલ ત્રણ બિરુદ-મંત્રીનું પુનઃ સ્તંભતીર્થે જવું-વેલાકુળ દેશના રાજાઓનું આવીને મળવું-મંત્રીએ તેના શત્રુઓને નસાડીને તેઓના રાજ્ય પર પાછા સ્થાપન કરવા, મંત્રીને મળેલું રાજેંદ્રસ્થાપનાચાર્યનું ચોથું બિરુદ-મંત્રીનું સ્તંભતીર્થે પાછું આવવું-કપર્દી યક્ષ અને સિંહવાહિની (અંબિકા) દેવીએ પ્રસન્ન થઇને બંને મંત્રીને બતાવેલી નિધાનભૂમિ-તેનાવડે મંત્રીએ કરેલાં અનેક શુભકાર્યો-તે વખતની પ્રશંસનીય જાહોજલાલી-મંત્રીના ખાસ સૈન્યનું અને અન્ય સંપત્તિનું વર્ણન-તેમની શુભ પ્રવૃત્તિ-એકદા નરચંદ્ર ગુરુ પાસે ગમન-તેમણે આપેલો અન્નદાનની શ્રેષ્ઠતાસૂચક ઉપદેશ-મંત્રીએ કરાવેલી દાનશાળાઓ-તેમાં કરેલી અનેક પ્રકારની સગવડો-ગુરુ પાસે પુનઃ ગમન, તેમણે આપેલો સાત ક્ષેત્ર સંબંધી વિસ્તીર્ણ ઉપદેશ-મંત્રીએ કરાવવા માંડેલાં જિનચૈત્યો, જિનપ્રતિમાઓ અને જીર્ણોદ્ધાર-નરચંદ્ર ગુરુ પાસે પુનઃ ગમન-તેમણે આ-

પેલો સુપાત્રદાનાદિ દાન સંબંધી ઉપદેશ-મંત્રીએ કરવા માંડેલો તેનો અમલ-અણગળ જળ વાપરવાથી લાગતા દોષ સંબંધી સ્વવિચારણા-મંત્રીએ તેને માટે કરેલો બંદોબસ્ત-ગુરુ મહારાજે બતાવેલું સ્તંભતીર્થનું અપૂર્વ માહાત્મ્ય-મંત્રીનું યાત્રાર્થે સંઘ સહિત ત્યાં જવું-ખંભાતમાં મંત્રીએ કરેલ સ્નાત્રોત્સવ-ત્યાંના ઉપાશ્રયમાં ગુરુવંદનાર્થે જવું-ત્યાં રહેલા મઠાધીપ મલ્લવાદીએ કહેલ અર્ધ શ્લોક (પૃષ્ઠ ૧૨૮)-મંત્રીનું તે સાંભળીને ચાલી નીકળવું-ખંભાતમાં કરેલ મહોત્સવો-ફરીને મલ્લવાદી ગુરુનું મળવું-પરસ્પર વાર્તાલાપ-મલ્લવાદીએ આપેલું એક મારવાડીનું દૃષ્ટાંત-મંત્રીની કરેલી પ્રશંસા-મંત્રીએ માગેલી ક્ષમા-પ્રથમ કહેલા અર્ધ શ્લોક સંબંધી માગેલો ખુલાસો-મલ્લવાદીએ કરેલું તેનું સ્પષ્ટીકરણ અને શ્લોકનું કહેલું ઉત્તરાર્ધ (પૃષ્ઠ ૧૩૪)-મંત્રીએ મલ્લવાદીને મોકલેલ પ્રચ્છન્ન દ્રવ્ય-તેણે કરેલો અસ્વીકાર-સેવકે દ્રવ્ય મૂકીને ચાલ્યા આવવું-મલ્લવાદીનું મંત્રી પાસે આવવું-તેમણે બતાવેલું પોતાનું યથાર્થ સ્વરૂપ-મોકલેલ દ્રવ્યની વ્યવસ્થા સંબંધી પ્રશ્ન-મંત્રીએ ભરૂચ તરફ જવાનો બતાવેલો વિચાર-ગુરુએ બતાવેલ ભૃગુકચ્છનું માહાત્મ્ય-ત્યાં પૂર્વોક્ત દ્રવ્યનો વ્યય કરવાની આપેલી સલાહ-ભરૂચમાં મંત્રીએ કરેલા ચૈત્યાદિનું વર્ણન-ત્યાંથી ધવલક્કપુર આવવું-પુનઃ સ્તંભપુર જવું અને ત્યાં કરાવેલાં અનેક શુભ કાર્યોનું વિસ્તૃત વર્ણન. પૃષ્ઠ ૯૪ થી ૧૪૩.

**પાંચમા પ્રસ્તાવમાં**-એકદા પ્રાતઃકાળે દર્પણમાં મુખ જોતાં વસ્તુપાળે મસ્તક પર દીઠેલ શુભ્ર કેશ-તે ઉપરથી કરેલા શુભ વિચારો-નરચંદ્ર ગુરુ પાસે જવું-તેમણે આપેલી ધર્મદેશના-તેમાં બતાવેલું સમકિતનું વિસ્તૃત સ્વરૂપ અને તેના ભેદો-સમકિત ગુણથી પ્રાપ્ત થતા પરમ લાભ ઉપર નરવર્મ રાજાની કથા ( પૃ ૧૪૭ થી ૧૬૧)-ગુરુએ બતાવેલ યતિધર્મ ને ગૃહસ્થધર્મનું સંક્ષિપ્ત સ્વરૂપ-બન્ને મંત્રીઓએ સ્વીકારેલ સમ્યક્ત્વયુક્ત ગૃહસ્થધર્મ-સમકિતની નિર્મળતા માટે મંત્રીએ કરેલી અપૂર્વ સંઘભક્તિ-મંત્રીએ કરેલ સ્વામિવાત્સલ્યનું વાંચવા યોગ્ય વર્ણન (પૃ ૧૬૨ થી ૬૪)-મંત્રીએ કરેલ સમ્યક્ત્વનું ઉદ્યાપન (ઉજમણું)

એકદા વીરધવળ રાજાના હાથમાંથી સેવક લઇ લીધેલ મુદ્રિકા-રાજાએ સેવકને કરેલ સંતુષ્ટ-મંત્રીએ વીરધવળ રાજાને તેનો મહારાજ્યાભિષેક કરવા માટે કરેલી પ્રાર્થના-રાજાએ યુક્તિપુરઃસર કરેલો તેનો અસ્વીકાર-વસ્તુપાળે વીરધવળ રાજાને ધર્મિષ્ઠ બનાવવા-દેવપ્રભ ગુરુના ઉપદેશથી રાજાને પ્રાપ્ત થયેલ ત્યાગવૃત્તિ-મંત્રીને થયેલ તીર્થયાત્રા કરવાનો સદ્-

ચાર-ગુરુ મહારાજનો આવેલો તદ્વિષય પ્રેરણાવાળો લેખ-ગુરુ મહારાજને કરેલ આમંત્રણ-નરચંદ્ર સૂરિ પાસે મંત્રીનું આવવું-મંત્રીએ કરેલ પ્રશ્ન-તેમણે આપેલ ઉત્તર-મંત્રીએ પૂછેલું બંને તીર્થોનું માહાત્મ્ય-ગુરુએ પ્રથમ કહેલ સિદ્ધાચળનું માહાત્મ્ય ને ઉત્પત્તિ વિગેરે-તેની અંદર ભરતચક્રીએ કરેલ તીર્થયાત્રા વગેરેનો અધિકાર-ઇન્દ્રે ભરત ચક્રીને કહેલું ઉજ્જયંત તીર્થ (ગિરનાર)નું માહાત્મ્ય-ગુરુ મહારાજાએ કહેલો તીર્થયાત્રાનો વિધિ-૧૪૭થી ૧૮૪.

છઠ્ઠા પ્રસ્તાવમાં-ગુરુનો ઉપદેશ સાંભળી મંત્રીએ કરેલી સંઘપતિપદની માગણી-નરચંદ્ર સૂરિએ તે કાર્ય માટે યુક્તિપુરઃસર તેમના કુળક્રમાગત ગુરુની બતાવેલી આવશ્યકતા-યાત્રા પ્રસ્થાનના મુહૂર્તનો કરેલો નિર્ણય-તેમના કુળક્રમાગત વિજયસેન સૂરિનું પધારવું-તેમણે કરેલો સંઘપતિપદનો વાસક્ષેપ-તીર્થયાત્રાની તૈયારી-પ્રયાણનો દિવસ-પ્રયાણસમયનું વર્ણન-કવિઓએ કરેલી પ્રશંસા-મંત્રીએ કરેલ પ્રયાણ-તીર્થયાત્રાની સામગ્રીનું વર્ણન (પૃષ્ઠ ૧૯૧-૯૨)-અંબિકાદેવી ને કપર્દી યક્ષનું સહગમન-અનુક્રમે વર્ધમાનપુર આવવું-વર્ધમાનપુરમાં રહેતા રત્ન શ્રેષ્ઠીને દક્ષિણાવર્ત્ત શંખના અધિષ્ઠાયકે સ્વપ્નમાં કહેલ કથન-રત્ન શ્રેષ્ઠીએ વસ્તુપાળના સંઘની અને તેમની કરેલી અપૂર્વ ભક્તિ-દક્ષિણાવર્ત્ત શંખ ગ્રહણ કરવાની તેની મંત્રી પ્રત્યે પ્રાર્થના-મંત્રીએ કરેલ સ્વીકાર-રત્ન શ્રેષ્ઠીને સંઘમાં સાથે લઇ-મંત્રીનું આગળ પ્રયાણ-ધંધુકે આવવું-મંત્રીએ ત્યાં કરેલાં ચૈત્યાદિ કાર્યો-અનુક્રમે શત્રુંજય સમીપ પહોંચવું-ગિરિરાજનાં દર્શન થતાં કરેલ ઉત્સવ-મંત્રીનું ગિરિ પર આરોહણ-યુગાદિ જિનને ભેટવા-મંત્રીએ પ્રથમ પ્રભુનો કરેલો સ્નાત્રોત્સવ (પૃષ્ઠ ૨૦૩ થી ૨૦૯)-તેજપાળ વિગેરેએ પ્રભુને ધરાવેલાં આભૂષણો-ઇંદ્રમાળ પહેરવાનો મહોત્સવ-તેના માટે થયેલ ચડાવો-ટીમાણક ગામના ટીલા નામના શ્રાવકે સર્વસ્વ આપવાથી મંત્રીએ તેને પહેરાવેલી ઇંદ્રમાળ-ટીલા શ્રાવકનું ઘરે આવવું-તેણે આપેલ મુનિદાન-તેની સ્ત્રીને થયેલ ખેદનું પ્રદર્શન-ટીલાએ તેને સમજાવતાં મુનિદાન ઉપર કહેલી સાગર શેઠની કથા (પૃષ્ઠ ૨૧૨ થી ૨૧૪)-ટીલાને પ્રાપ્ત થયેલ નિધાન-મંત્રીએ ટીલાને આપેલું ટીમાણાનું સ્વામીત્વ-મંત્રી સમીપે શોભન શિલ્પીએ રજુ કરેલી મંત્રીની માતાની મૂર્તિ-મંત્રીને તેને જોતાં થયેલ ખેદ-નરચંદ્ર ગુરુએ કરેલો તેનો પ્રતિકાર-વસ્તુપાળે ખેદનું કારણ જણાવવું-ગુરુએ કોઇના પણ સર્વ મનોરથ સિદ્ધ થતા નથી તે સંબંધી આપેલ વ્યાખ્યાન-મંત્રીએ કાઢેલા છેવટના ઉદ્‌ગાર-મંત્રીએ કરેલી આદિજિનસ્તુતિ-કવિકૃત પ્રશંસા-ગિરનાર તરફ પ્રયાણ-તાલધ્વજપુરે આગમન-ત્યાંથી મહુવા, અજાર, કોડીનાર, દીવ થઇને પ્રભાસપાટણ

આવવું-દરેક સ્થાને કરેલાં ચૈત્યાદિ-પ્રભાસપાટણમાં કરેલો સોમેશ્વરનો મહિમા -સમુદ્ર પ્રશંસા-તેના અધિષ્ઠાયક દક્ષિણાવર્ત્ત શંખનું આપવું-ત્યાંથી વણથળી થઇને જુનાગઢ આવવું-ઉજ્જયંત ગિરિનાં દર્શન-તદુપરી આરોહણ-ત્યાં કરેલ ઉત્સવો-મંત્રીપુત્ર જૈત્રસિંહે પહેરેલી ઈંદ્રમાળ-નેમિ પ્રભુને દરેકે પહેરાવેલાં પૃથગ્ પૃથગ્ આભૂષણો-મંત્રીકૃત મહોત્સવો-કવિઓની સ્તુતિ-મંત્રીએ બતાવેલી અનિવાર્ય ઉદારતા-પર્વત પરથી નીચે ઉતરવું-મંત્રીએ અને તેના પરિવારે શત્રુંજય ઉપર ને તેને લગતાં સ્થાનોમાં કરેલાં પુણ્યકાર્યોનો સરવાળો (પૃષ્ઠ ૨૨૮ થી ૨૩૨)-ગિરનાર ઉપર અને તેને લગતાં ગામો અને શહેરોમાં કરાવેલાં તમામ પુણ્યકાર્યોનો સરવાળો (પૃષ્ઠ ૨૩૨ થી ૨૩૬)-મંત્રીનું ધવલક્કપુર તરફ પ્રયાણ-ત્યાં પહોંચવું-વીરધવળ રાજાનું સામે આવવું-પુરપ્રવેશ મહોત્સવ-વીરધવળ રાજાએ કરેલ સંઘની ભક્તિ-મંત્રીએ દરેક અગ્રણીને કરેલ દ્રવ્યના વ્યય સંબંધી પૃચ્છા-આભડશાહના પુત્ર આસપાળનો ઉત્તર સાંભળી તેનો કરેલો તિરસ્કાર-પાછળથી આપેલ ક્ષમા-મંત્રીએ કરેલી સંઘભક્તિ અને સત્કાર્ય પૃષ્ઠ ૧૮૫ થી ૨૩૯.

**સપ્તમ પ્રસ્તાવમાં**-વીરધવળ રાજાની સભામાં ચરપુરુષનું આગમન-તેણે કહેલી યોગિનીપુર (દીલ્હી)થી મોજદીન બાદશાહના આગમનની હકીકત-રાજાને ઉત્પન્ન થયેલી ચિંતા-હવે શું કરવું? તે સંબંધી તેણે કરેલી મંત્રીને પૃચ્છા-મંત્રીએ આપેલ આશ્વાસન-મંત્રીનું લશ્કર સહિત બાદશાહની સામે પ્રયાણ-પાટણ પહોંચવું-ત્યાં મહણલા દેવીએ આપેલ સ્વપ્ન-તેમાં બતાવેલી યુક્તિ અને પોતાની સહાયકતા-ત્યાંથી કરેલ આગળ પ્રયાણ-પાલણપુર, ચંદ્રાવતી થઇ અર્બુદગિરિ પાસે આવવું-ત્યાં થયેલ યવનસૈન્ય સાથે યુદ્ધ-યવનોનું પરાસ્ત થઇ નાસી જવું-મંત્રીએ પ્રાપ્ત કરેલ વિજય-ત્યાંથી પાટણ આવવું-ત્યાં કરેલાં અનેક શુભ કાર્યો-અનુક્રમે ધવલક્કપુર આવવું-વીરધવળ રાજાએ કરેલો પંચાંગ પ્રસાદ-પૌરજનોએ કરેલા મહોત્સવો-માણિક્યસૂરિ સાથેનો સંબંધ-મંત્રીનું સ્તંભતીર્થપુર આવવું-તેમની સાથે થયેલ મેળાપ-કવિકૃત સ્તુતિ.

સપાદલક્ષ દેશ (માળવા)ના નાગપુરમાં રહેનારા પુણ્યશાહનું શત્રુંજયની યાત્રા માટે પ્રયાણ-ધવલક્કપુરનો માર્ગ તજીને તેનું અન્ય માર્ગે ગમન-મંત્રીને પડેલી ખબર-તેને થયેલ ખેદ-તેજપાળને સંઘ સામે મોકલવો-તેના આગ્રહથી પૂર્ણસિંહનું ધવલક્કપુર આવવું-મંત્રીનું સામે જવું-મંત્રીએ કરેલી સંઘના સર્વ મનુષ્યની અપૂર્વ ભક્તિ-૧૮૦૦ માણસોનું સ્વહસ્તે કરેલ પાદપ્રક્ષાલન-મંત્રીનું તેની સાથે શત્રુંજય જવું-જિનસ્નાત્ર પ્રસંગે ત્યાં

આવેલ વિચાર-પૂર્ણસિંહ પાસે કરેલી મમ્માણી પાષાણ અપાવવાની માગણી-તેણે કરેલ સ્વીકાર-મંત્રીનું ધવલક્કપુર આવવું-પૂર્ણસિંહનું ગિરનારની યાત્રા કરીને નાગપુર જવું.

તેજપાળ મંત્રીનું યાત્રાર્થે નીકળવું-ભૃગુકચ્છ આવવું-ત્યાં કરેલ જીર્ણોદ્ધારાદિ શુભ કાર્યો-સોપારકપુરની યાત્રાના ફળનું શ્રવણ-તે બાજુ પ્રયાણ-ત્યાંની યાત્રા કરી નવસારી, સુરત અને ખંભાત થઇને ધોળકે આવવું-દરેક ઠેકાણે કરેલાં નવીન ચૈત્યાદિ શુભ કાર્યો.

મોજદીન બાદશાહની માતાનું હજ કરવા નીકળવું-ખંભાત આવવું-મંત્રીને પડેલી ખબર-તેણે તેને ગુપ્ત રીતે લુંટાવી લેવી-તેણે કરેલી મંત્રી પાસે ફર્યાદ-મંત્રીએ તેને બહુમાન આપી તમામ વસ્તુ મંગાવી આપવી-તેની સાથે હજયાત્રા કરાવવા મક્કે જવું-ત્યાં મંત્રીએ બાંધેલું આરસનું તોરણ-વળતાં પોતાને ઘરે લાવીને દશ દિવસ રાખવા-મુક્તાફળના હારની કરેલી બક્ષીશ-મોજદીનની માતાના આગ્રહથી તેની સાથે દિલ્લીપતિને મળવા જવું-દિલ્લીથી દૂર પડાવ કરીને રહેવું-મોજદીનની માતાનો દિલ્લીમાં પ્રવેશ-તેણે બાદશાહ પાસે મંત્રીનાં કરેલાં વખાણ અને બતાવેલો હાર-બાદશાહે બતાવેલી તેને મળવાની ઇચ્છા-માતાએ તેની સાથે આવવાની કરેલી વાત-બાદશાહનું તેને મળવા સામે જવું-પૂર્ણસિંહે મંત્રીને આપેલી ખબર-મંત્રીનું સામે આવવું-તેણે બાદશાહને કરેલી અશ્વ, ગજાદિની ભેટ-બાદશાહનું પ્રસન્ન થવું-બાદશાહે કરેલો સત્કાર-બાદશાહના આગ્રહથી મમ્માણી પાષાણની કરેલી માંગણી-બાદશાહે કરેલ સ્વીકાર-મંત્રીનું ત્યાંથી ગોપગિરિ થઇ નાગપુર જવું-નાગપુરના રાજાને કરેલી સહાય-ત્યાંથી ચિતોડ આવવું-ત્યાંથી નીકળી કપિલકોટના રાજાને જીતી દંડ લઇ ફરતા ફરતા પાટણ આવવું-ત્યાં પોતાના કુટુંબને તેડાવી જ્ઞાતિજનોનો કરેલ સત્કાર-દરેક સ્થાને તેણે કરેલાં ચૈત્યાદિ-મંત્રીએ સાંભળેલું શંખેશ્વર તીર્થનું માહાત્મ્ય-મંત્રીનું યાત્રાર્થે ત્યાં જવું-ત્યાં તેણે કરાવેલ જીર્ણોદ્ધાર-ત્યાંથી ધોળકે આવવું-વીરધવળ રાજાની પ્રસન્નતા-તેણે આપેલ દ્રવ્ય માર્ગમાંજ યાચકોને દઇ દેવું-કવિઓએ કરેલ સ્તુતિ-પૂર્ણસિંહે મોકલેલા મમ્માણી પાષાણો-મંત્રીએ તેની કરાવેલી મૂર્તિઓ-નાગેન્દ્રાચાર્ય પાસે મંત્રીએ સાંભળેલી જગચ્ચન્દ્ર સૂરિની પ્રશંસા-તેમને વંદન કરવા મંત્રીનું ખંભાત આવવું-તેમની પાસે જઇને કરેલું વંદન-મંત્રીએ રાખેલું વૃદ્ધગચ્છનું તપગચ્છ નામ.

મંત્રીએ સાંભળેલ પંચમી તપનું માહાત્મ્ય-મંત્રીએ કરેલ તે તપ-પ્રાંતે કરેલું તે તપનું ઉદ્યાપન (પૃષ્ઠ ૨૬૨)-મંત્રીને થયેલી આચાર્યપદારોપણ

આવવું-દરેકસ્થાને કરેલાં ચૈત્યાદિ-પ્રભાસપાટણમાં કરેલાં સોમેશ્વરનો મહિમા -સમુદ્ર પ્રશંસા-તેના અધિષ્ઠાયકે દક્ષિણાવર્ત્ત શંખનું આપવું-ત્યાંથી વણથળી થઇને જુનાગઢ આવવું-ઉજ્જયંત ગિરિનાં દર્શન-તદુપરી આરોહણ-ત્યાં કરેલ ઉત્સવો-મંત્રીપુત્ર જૈત્રસિંહે પહેરેલી ઇંદ્રમાળ-નેમિ પ્રભુને દરેકે પહેરાવેલાં પૃથગ્ પૃથગ્ આભૂષણો-મંત્રીકૃત મહોત્સવો-કવિઓની સ્તુતિ-મંત્રીએ બતાવેલી અનિવાર્ય ઉદારતા-પર્વત પરથી નીચે ઉતરવું-મંત્રીએ અને તેના પરિવારે શત્રુંજય ઉપર ને તેને લગતાં સ્થાનોમાં કરેલાં પુણ્યકાર્યોનો સરવાળો (પૃષ્ઠ ૨૨૮ થી ૨૩૨)-ગિરનાર ઉપર અને તેને લગતાં ગામો અને શહેરોમાં કરાવેલાં તમામ પુણ્યકાર્યોનો સરવાળો (પૃષ્ઠ ૨૩૨ થી ૨૩૬)-મંત્રીનું ધવલક્કપુર તરફ પ્રયાણ-ત્યાં પહોંચવું-વીરધવળ રાજાનું સામે આવવું-પુરપ્રવેશ મહોત્સવ-વીરધવળ રાજાએ કરેલ સંઘની ભક્તિ-મંત્રીએ દરેક અગ્રણીને કરેલ દ્રવ્યના વ્યય સંબંધી પૃચ્છા-આભડશાહના પુત્ર આસપાળનો ઉત્તર સાંભળી તેનો કરેલો તિરસ્કાર-પાછળથી આપેલ ક્ષમા-મંત્રીએ કરેલી સંઘભક્તિ અને સત્કાર્ય પૃષ્ઠ ૧૮૫ થી ૨૩૯.

**સપ્તમ પ્રસ્તાવમાં**-વીરધવળ રાજાની સભામાં ચરપુરુષનું આગમન-તેણે કહેલી યોગિનીપુર (દીલ્હી) થી મોજદીન બાદશાહના આગમનની હકીકત-રાજાને ઉત્પન્ન થયેલી ચિંતા-હવે શું કરવું? તે સંબધી તેણે કરેલી મંત્રીને પૃચ્છા-મંત્રીએ આપેલ આશ્વાસન-મંત્રીનું લશ્કર સહિત બાદશાહની સામે પ્રયાણ-પાટણ પહોંચવું-ત્યાં મહણલા દેવીએ આપેલ સ્વપ્ન-તેમાં બતાવેલી યુક્તિ અને પોતાની સહાયકતા-ત્યાંથી કરેલ આગળ પ્રયાણ-પાલણપુર, ચંદ્રાવતી થઇ અર્બુદગિરિ પાસે આવવું-ત્યાં થયેલ યવનસૈન્ય સાથે યુદ્ધ-યવનોનું પરાસ્ત થઇ નાસી જવું-મંત્રીએ પ્રાપ્ત કરેલ વિજય-ત્યાંથી પાટણ આવવું-ત્યાં કરેલાં અનેક શુભ કાર્યો-અનુક્રમે ધવલક્કપુર આવવું-વીરધવળ રાજાએ કરેલો પંચાંગ પ્રસાદ-પૌરજનોએ કરેલા મહોત્સવો-માણિક્યસૂરિ સાથેનો સંબંધ-મંત્રીનું સ્તંભતીર્થપુર આવવું-તેમની સાથે થયેલ મેળાપ-કવિકૃત સ્તુતિ.

સપાદલક્ષ દેશ (માળવા)ના નાગપુરમાં રહેનારા પુણ્યશાહનું શત્રુંજયની યાત્રા માટે પ્રયાણ-ધવલક્કપુરનો માર્ગ તજીને તેનું અન્ય માર્ગે ગમન-મંત્રીને પડેલી ખબર-તેને થયેલ ખેદ-તેજપાળને સંઘ સામે મોકલવો-તેના આગ્રહથી પૂર્ણસિંહનું ધવલક્કપુર આવવું-મંત્રીનું સામે જવું-મંત્રીએ કરેલી સંઘના સર્વ મનુષ્યની અપૂર્વ ભક્તિ-૧૮૦૦ માણસોનું સ્વહસ્તે કરેલ પાદપ્રક્ષાલન-મંત્રીનું તેની સાથે શત્રુંજય જવું-જિનસ્નાત્ર પ્રસંગે ત્યાં

આવેલ વિચાર–પૂર્ણસિંહ પાસે કરેલી મમ્માણી પાષાણ અપાવવાની માગણી–તેણે કરેલ સ્વીકાર–મંત્રીનું ધવલક્કપુર આવવું–પૂર્ણસિંહનું ગિરનારની યાત્રા કરીને નાગપુર જવું.

તેજપાળ મંત્રીનું યાત્રાર્થે નીકળવું–ભૃગુકચ્છ આવવું–ત્યાં કરેલ જીર્ણોદ્ધારાદિ શુભ કાર્યો–સોપારકપુરની યાત્રાના ફળનું શ્રવણ–તે બાજુ પ્રયાણ–ત્યાંની યાત્રા કરી નવસારી, સુરત અને ખંભાત થઇને ધોળકે આવવું–દરેક ઠેકાણે કરેલાં નવીન ચૈત્યાદિ શુભ કાર્યો.

મોજદીન બાદશાહની માતાનું હજ કરવા નીકળવું–ખંભાત આવવું–મંત્રીને પડેલી ખબર–તેણે તેને ગુપ્ત રીતે લુંટાવી લેવી–તેણે કરેલી મંત્રી પાસે ફર્યાદ–મંત્રીએ તેને બહુમાન આપી તમામ વસ્તુ મંગાવી આપવી–તેની સાથે હજયાત્રા કરાવવા મક્કે જવું–ત્યાં મંત્રીએ બાંધેલું આરસનું તોરણ–વળતાં પોતાને ઘરે લાવીને દશ દિવસ રાખવા–મુક્તાફળના હારની કરેલી બક્ષીસ–મોજદીનની માતાના આગ્રહથી તેની સાથે દિલ્હીપતિને મળવા જવું–દિલ્હીથી દૂર પડાવ કરીને રહેવું–મોજદીનની માતાનો દિલ્હીમાં પ્રવેશ–તેણે બાદશાહ પાસે મંત્રીનાં કરેલાં વખાણ અને બતાવેલો હાર–બાદશાહે બતાવેલી તેને મળવાની ઇચ્છા–માતાએ તેની સાથે આવવાની કરેલી વાત–બાદશાહનું તેને મળવા સામે જવું–પૂર્ણસિંહે મંત્રીને આપેલી ખબર–મંત્રીનું સામે આવવું–તેણે બાદશાહને કરેલી અશ્વ, ગજાદિની ભેટ–બાદશાહનું પ્રસન્ન થવું–બાદશાહે કરેલો સત્કાર–બાદશાહના આગ્રહથી મમ્માણી પાષાણની કરેલી માંગણી–બાદશાહે કરેલ સ્વીકાર–મંત્રીનું ત્યાંથી ગોપગિરિ થઇ નાગપુર જવું–નાગપુરના રાજાને કરેલી સહાય–ત્યાંથી ચિતોડ આવવું–ત્યાંથી નીકળી કપિલકોટના રાજાને જીતી દંડ લઇ ફરતા ફરતા પાટણ આવવું–ત્યાં પોતાના કુટુંબને તેડાવી જ્ઞાતિજનોનો કરેલ સત્કાર–દરેક સ્થાને તેણે કરેલાં ચૈત્યાદિ–મંત્રીએ સાંભળેલું શંખેશ્વર તીર્થનું માહાત્મ્ય–મંત્રીનું યાત્રાર્થે ત્યાં જવું–ત્યાં તેણે કરાવેલ જીર્ણોદ્ધાર–ત્યાંથી ધોળકે આવવું–વીરધવળ રાજાની પ્રસન્નતા–તેણે આપેલ દ્રવ્ય માર્ગમાંજ યાચકોને દઇ દેવું–કવિઓએ કરેલ સ્તુતિ–પૂર્ણસિંહે મોકલેલા મમ્માણી પાષાણો–મંત્રીએ તેની કરાવેલી મૂર્ત્તિઓ–નાગેન્દ્રાચાર્ય પાસે મંત્રીએ સાંભળેલી જગચ્ચન્દ્ર સૂરિની પ્રશંસા–તેમને વંદન કરવા મંત્રીનું ખંભાત આવવું–તેમની પાસે જઇને કરેલુ વંદન–મંત્રીએ રાખેલું વૃદ્ધગચ્છનું તપગચ્છ નામ.

મંત્રીએ સાંભળેલ પંચમી તપનું માહાત્મ્ય–મંત્રીએ કરેલ તે તપ–પ્રાંતે કરેલુ તે તપનું ઉદ્યાપન (પૃષ્ઠ ૨૬૨)–મંત્રીને થયેલી આચાર્યપદારોપણ

સંબંધી મહોત્સવ કરવાની ઇચ્છા-ઉદયપ્રભ સૂરિ વિગેરેને આચાર્યપદ આપવાનો મંત્રીએ કરેલ ઉત્સવ-કવિઓએ કરેલી ચમત્કારિક સ્તુતિઓ-પ્રતિવર્ષ સીદાતા જનોને સહાય કરવામાં કોટી દ્રમ્મનો વ્યય કરવાનો મંત્રીએ કરેલ અભિગ્રહ. પૃષ્ઠ ૨૩૯ થી ૨૬૫.

**આઠમા પ્રસ્તાવમાં**-મંત્રીએ નાગેન્દ્ર ગુરુ પાસે સાંભળેલ અર્બુદગિરિનું માહાત્મ્ય-તદંતર્ગત વિમળ મંત્રીએ કરેલ તે તીર્થના ઉદ્ધારની સવિસ્તર હકીકત (પૃષ્ઠ ૨૬૬ થી ૭૦)-મંત્રીને નેમનાથજીનું ચૈત્ય કરાવવાનો ગુરુનો ઉપદેશ-મંત્રીએ કરેલ તે કાર્યનો સ્વીકાર-તેજપાળને જણાવેલ વિચાર-તેણે આપેલ પુષ્ટિ-તે કાર્ય માટે તેજપાળને ચંદ્રાવતી મોકલવો-ત્યાંના રાજાને સાથે લઇ તેનું અર્બુદગિરિ પર ચડવું-ત્યાં દ્રવ્યદાનવડે સર્વને કરેલા પ્રસન્ન-શ્રીમાતાના પ્રસાદથી ચૈત્યભૂમિનો નિર્ણય કરીને આરાસણ આવવું-ત્યાં આરસ કઢાવવાનો કરેલો બંદોબસ્ત-ચૈત્ય માટે કરેલ ખાત મુહૂર્ત-શોભન વિગેરે ૫૦૦ કારીગરોનો બંદોબસ્ત કરી વસ્તુપાળ પાસે આવવું-વસ્તુપાળે કસોટીના પાષાણનું બનાવરાવેલું નેમનાથજીનું અપૂર્વ બિંબ-તે લઇને તેજપાળને ફરી અર્બુદાચળ મોકલવો-તેણે ચૈત્યના કાર્યમાં જોયેલી મંદતા-તેના સાળાએ કરેલો બચાવ-તેજપાળે કરેલ તેનો તિરસ્કાર-અનુપમા દેવીએ શોભન મીસ્રીને મંદતાના કારણની કરેલી પૃચ્છા-શોભને બતાવેલ કારણ-તેજપાળે તે સાંભળીને અનુપમાદેવીને પૂછવું-તેણે બતાવેલ પોતાના વિચાર ને લક્ષ્મીની અસ્થિરતા-મંત્રીએ અનુપમાદેવીને શીઘ્રતા થવા માટે પૂછેલ ઉપાય-તેણે બતાવેલી યોજના-તેજપાળે કરેલો તાત્કાળિક તેનો અમલ-ત્યાંથી કેટલીક યાત્રા કરીને તેનું ધોળકે આવવું-થોડા વખતમાં ચૈત્ય પૂર્ણ થયાની આવેલી વધામણી-મંત્રીનું વીરધવળ રાજા સહિત પ્રતિષ્ઠા કરવા માટે પ્રયાણ-અનેક આચાર્યોનું ત્યાં પધારવું-પ્રતિષ્ઠા મહોત્સવનું વર્ણન-મંત્રીએ કરેલો સર્વનો યથોચિત સત્કાર-યશોવીર મંત્રી ને વસ્તુપાળ મંત્રીનો વાણીવિનોદ-શિલ્પશાસ્ત્રમાં પ્રવીણ યશોવીરને મંત્રીએ કરેલી ચૈત્યના ગુણ દોષની પૃચ્છા-તેણે આપેલો ટુંકો ઉત્તર-અચલેશ્વરની યાત્રા કરી વીરધવળ રાજા સાથે મંત્રીનું ધોળકે આવવું-અર્બુદગિરિ પર કરેલાં શુભ કાર્યો-કવિકૃત સ્તુતિ.

મંત્રીએ સાંભળેલું વીશ સ્થાનક તપનું માહાત્મ્ય-વીશ સ્થાનકનું વર્ણન (પૃષ્ઠ ૨૮૧ થી ૮૩)-મંત્રીએ કરેલ તે તપ-પ્રાંતે કરેલ તે તપનું ઉદ્યાપન-મંત્રીએ સાંભળેલ ચતુર્દશી તપનું માહાત્મ્ય-તેણે કરેલો તે તપ.

કોઇ દુર્જને વીરધવળ રાજાના કાન ભરવા-વીરધવળનું કાર્પટિકને

વેષે વસ્તુપાળને ત્યાં જોવા આવવું-ત્યાં જોયેલી ગોઠવણ-એક મુનિને વહોરાવતાં અનુપમા દેવીએ કહેલાં વચનો-તે સાંભળી વીરધવળની થયેલી પ્રસન્નતા-મંત્રીને ખબર પડવાથી તેણે કરેલો વીરધવળ રાજાનો સત્કાર-વીરધવળ રાજાએ કરેલી અનુપમા દેવીની પ્રશંસા.

અન્યદા અનર્ગલ દ્રવ્યવ્યય માટે રાજાએ કરેલી હાસ્યમાં પૃચ્છા-મંત્રીએ પોતાના લલાટની છાયા પડે ત્યાં નિધાન પ્રકટ થવાની કરેલી વાત-રાજાએ કરેલી તેની ખાત્રી-કપર્દી યક્ષની પ્રસન્નતા-વૈરીસિંહ કવિએ કરેલી પ્રશંસા.

લલિતા દેવીએ કરેલું નમસ્કાર તપનું ઉદ્યાપન (પૃષ્ઠ ૨૮૭)-અનુપમા દેવીએ કરેલ નંદીશ્વર તપ-પ્રાંતે કરેલું તે તપનું ઉદ્યાપન-સૌખ્યલતા દેવીએ કરેલ નમસ્કાર મંત્રનો કોટી જાપ-પ્રાંતે કરેલું તેનું ઉદ્યાપન.

વીરધવળ રાજાને વીસલ ને વીરમ નામના બે પુત્ર-વીરમે એક વણિક ઉપર વાપરેલી ક્રૂરતા-વીરધવળ રાજાને પડેલી તેની ખબર-તેણે વીરમનો કરેલો અત્યંત તિરસ્કાર-તેણે ધોળકા છોડી જવું-વીરમે વસાવેલું વીરમગામ-વીરધવળ રાજાનું મરણ-વીરમનું ધોળકે આવવું-તેનું નિરાશ થઇને પાછું જવું-વીરધવળની અંતક્રિયા-વીસલને રાજ્યે બેસાડવો-તેણે વીરમ સાથે કરેલો વિગ્રહ-વીરમનું નાસીને જાવાલીદુર્ગે જતા રહેવું-તેના સસરાનો લીધેલો આશ્રય-તેણે કરવા માંડેલી ધાડચોરી-મંત્રીએ મોકલેલો તેના સાસરા ઉપર લેખ-વીરમનું મૃત્યુ-વીસલની રાજ્યવૃદ્ધિ-તેણે વસાવેલ વીસલપુર ગામ-ડાહલેશ્વર નરસિંહ રાજા સાથે વિરોધ-તેણે કરેલી ધોળકા ઉપર ચડાઇ-વીસલદેવને લાગેલ ભય-તેજપાળનું ડાહલેશ્વરની સામે યુદ્ધ કરવા નીકળવું-ડાહલેશ્વરે કરેલી સલાહ અને આપેલો દંડ-તેજપાળનું ધોળકે આવવું-વીસલદેવે આપેલ સન્માન-વસ્તુપાળનું યાત્રાર્થે જવું-દેવેન્દ્ર સૂરિએ આપેલ ઉપદેશ-વીસલદેવે તેના મામા સિંહને આપેલી રાજસત્તા-તેજપાળની જગ્યા નાગડને આપવી-એક મુનિની ગફલતથી સિંહના મસ્તક પર પડેલી ધૂળ-તેણે મુનિને મારેલ માર-વસ્તુપાળે કરાવેલો તેનો કરચ્છેદ-સિંહનું રાજસેના સાથે મંત્રીના ઘર પર ચડી આવવું-મંત્રીના ખાનગી સૈન્યે કરેલો અવરોધ-યુદ્ધની તૈયારી-રાજગુરુનું વસ્તુપાળ પાસે આવવું-તેણે બતાવેલ શાંતિના વિચારો-મંત્રીએ બતાવેલી ઉગ્રતા-સોમેશ્વરનું વીસલદેવ પાસે આવી તેને સમજાવવું-પરસ્પર કરાવેલી સંધિ-જૈન-મુનિઓનું અપમાન કોઇ ન કરી શકે એવો કરેલો દૃઢ કરાર-વીસલદેવે એક દિવસ રાજ્યદ્રવ્યનો પૂછેલો હીસાબ-વસ્તુપાળે આપેલો ઉત્તર-મંત્રીને

આવેલ જ્વર-તેણે કુટુંબને બોલાવીને પોતાની અંતાવસ્થાની કરેલી વાત-શત્રુંજયતીર્થે જવાની બતાવેલી ઇચ્છા-યાત્રાની તૈયારી-મંત્રીએ માગેલી વીસલદેવની રજા-રાજાએ બતાવેલો વિવેક-મંત્રીનું નાગડને ત્યાં જવું-નાગડે બતાવેલો વિવેક-મંત્રીએ કરેલી ભલામણ-શત્રુંજય તરફ પ્રયાણ-માર્ગમાં મંત્રીને થયેલ વિશેષ વ્યાધિ-તેણે કરેલ અણુસણ-અંત સમયના તેના સદ્વિચાર-મંત્રીનું સ્વર્ગગમન (પૃષ્ઠ ૩૦૧)-મંત્રીના કુટુંબાદિકને થયેલ પારાવાર શોક-કપર્દી યક્ષના આદેશથી શત્રુંજયની ભૂમિ પર લઇ જઇને કરેલો અગ્નિસંસ્કાર-તેજપાળ વિગેરેનું ધોળકે આવવું-રાજાને થયેલ શોક-તેણે કરેલ તેજપાળનો સત્કાર-શંખેશ્વર યાત્રાએ જતાં તેજપાળનું સ્વર્ગગમન-વર્ધમાન સૂરિએ શંખેશ્વરની યાત્રાનો લીધેલો અભિગ્રહ-તેમનો થયેલો માર્ગમાંજ સ્વર્ગવાસ-તેમનું શંખેશ્વરના અધિષ્ઠાયક દેવ થવું-તેણે સીમંધરસ્વામીને પૂછેલી વસ્તુપાળ વિગેરેની ગતિ-પ્રભુએ વસ્તુપાળ, તેજપાળ ને અનુપમા દેવીના વર્તમાન ભવાદિકની કહેલી હકીકત (પૃષ્ઠ ૩૦૪)-નાગપુરના રહેનાર સુભટશાહનું શંખેશ્વરની યાત્રાએ નીકળવું-તેનું માર્ગમાં લુંટાવું-તેણે પ્રભુને કરેલી વિજ્ઞપ્તિ-અધિષ્ઠાયકનું પ્રકટ થવું-તેની તમામ ચીજ પાછી મળવી-અધિષ્ઠાયકે કરેલો ખુલાસો.

વસ્તુપાળ તેજપાળે કરેલાં સત્કાર્યોની એકંદર સંખ્યા (પૃષ્ઠ ૩૦૫ થી ૩૦૭)-કર્તાનું ચરિત્રરચના સંબંધી કથન-ચરિત્રકારની પ્રશસ્તિ-પૃષ્ઠ ૨૯૬ થી ૩૦૯.



श्रीमद्‌जिनहर्षगणिविरचित

# શ્રીવસ્તુપાલ ચરિત્ર ભાષાંતર.



श्रीमानर्हन् शिवःस्वामी नाभिभूः पुरुषोत्तमः ।
पुष्णातु भक्तिनिष्णानां श्रियं सर्वातिशायिनीम् ॥

જગતનું હિત કરનારા તથા જગતના સ્વામી અને પુરૂષોમાં ઉત્તમ એવા શ્રીમાન્ આદિ જિન ભક્તિવંત જનોને સર્વોત્કૃષ્ટ લક્ષ્મી આપો તથા મોક્ષમાર્ગનો પ્રકાશ કરનારા એવા અજિતનાથ વિગેરે સર્વે તીર્થંકરો સુખ-શ્રેણિનો વિસ્તાર કરો.

જે સૂર્યની જેમ પોતાનાં વચનરૂપ કિરણોથી અંધકારના સમૂહને દૂર કરે છે અને સમ્યક્ તત્ત્વનો પ્રકાશ કરે છે એવા શ્રી ગુરૂને નમસ્કાર થાઓ.

શ્રી સર્વજ્ઞના મુખ-કમળમાં રાજહંસી સમાન અને શ્વેત કાંતિવાળી એવી તથા સંસારના તાપને દૂર કરવામાં સજળ નદી સમાન એવી શ્રી સરસ્વતી દેવી જયવંત વર્તો.

શ્રી વીર-શાસનમાં પોતાના પ્રભાવકપણાથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયેલા એવા સંપ્રતિ રાજા પ્રમુખ અનેક શ્રાવકો થઈ ગયા છે; પરંતુ લક્ષ્મી અને સરસ્વતીની એકત્ર લીલા બતાવનારા તથા નાના પ્રકારનાં સત્કર્મ-પુણ્ય કરવામાં પ્રધાન શ્રી વસ્તુપાલ સમાન કોઈ થયેલ નથી. આ સંબંધમાં એક કવિએ કહ્યું છે કે-

'अन्वयेन विनयेन विद्यया, विक्रमेण सुकृतक्रमेण च ।
क्वापि कोपि न पुमानुपैति मे, वस्तुपालसदृशो दृशोः पथि ॥

'વંશ, વિદ્યા, વિનય, વિક્રમ અને સુકૃતમાં વસ્તુપાલ સમાન અન્ય કોઈ પુરૂષ ક્યાંઈ પણ મારી નજરે આવતો નથી.' વળી શુદ્ધ યશવાળા

અને પુણ્યના અર્થી એવા તે મંત્રીએ અપૂર્વ જિનાલયો, અદ્ભુત મંદિરો, દેવતાઓનાં સ્થાનકો, દાનશાળાઓ, પરબો અને યાત્રાઓ વિગેરેમાં ત્રીશ અબજ, તોંતેર કરોડ, સાત લાખ અને બે હજાર પ્રમાણ દ્રવ્યનો વ્યય કર્યો, વળી પુણ્યવંત એવા પૂર્વજોના અતિ નિર્મળ કુળમાં ઉત્પન્ન થઈ પ્રભાવમાં અદ્ભુત તથા શ્રી જિનશાસનનો પ્રભાવ (મહિમા) વધારવાથી જે ચારે દિશાઓમાં પ્રસિદ્ધ થયા અને અત્યંત ઉદાર એવા જેણે પોતાની સંપત્તિથી અનેક સુજ્ઞ જનોને કુબેર સમાન શ્રીમાન્ બનાવી દીધા એવા શ્રીમાન્ સચિવેશ્વર વસ્તુપાલ ચિરકાળ વિજયવંત વર્તો. વળી પોતાના કુળને દીપાવનાર તથા સર્વ કર્મોમાં તીક્ષ્ણ બુદ્ધિવાળો એવો બીજો તેજપાલ નામે ભાઈ જેને સંપૂર્ણ સહાય આપનાર હતો, તથા અત્યંત ગરિષ્ઠ એવા ધર્મભારને લીલાથી જે વહન કરતો હતો તે વસ્તુપાલ મંત્રી સર્વત્ર પ્રશંસાને કેમ ન પામે? એવા સત્પુણ્યરૂપ જળના મહાસાગર સમાન શ્રી વસ્તુપાલનું શ્લોકબંધ ચરિત્ર હું યથામતિ રચવાનો પ્રયાસ કરૂં છું.

## ચરિત્ર પ્રારંભ.

સત્કૃત્યરૂપ વૃક્ષોના ક્ષેત્ર સમાન તથા દિવ્ય અનંત સુખના આસ્વાદરૂપ પ્રશસ્ત (ધાન્ય) સંપત્તિથી સમન્વિત એવા આ જ ભરતક્ષેત્રમાં સ્વર્ગના એક પ્રદેશ સમાન ગુર્જર નામે દેશ છે, જે અવિનશ્વર લક્ષ્મીનું જન્મ-સ્થાન અને સંખ્યાબંધ શ્રીમંતોથી સુશોભિત છે. વળી દયાથી સદા આર્દ્ર અને બહુ જનોને ઉપકારક એવી મહાપુરૂષોની ચિત્તવૃત્તિ સમાન જ્યાં સમસ્ત ક્ષેત્રભૂમિ રસવતી અને બહુ ધાન્યથી લોકને ઉપકાર કરનારી છે, વળી જે દેશમાં પ્રતિગ્રામે જિનભવનો તથા વનો સુમન (દેવ-પુષ્પ) વડે મનોહર હોવાથી નંદન-વન સમાન સુશોભિત લાગે છે, તે દેશમાં વસુધાના અભિનવ વૈભવ તથા સ્વસ્તિકરૂપ તથા ભુવનમાં અદ્ભુત એવું અણહિલ્લપુર નામે પ્રખ્યાત પત્તન (પાટણ) છે. જ્યાં વસનારા લોકોએ 'શત્રુઓ પાસે દીનતાથી પ્રાર્થના કરવી અને યાચકોની પ્રાર્થનાનો ભંગ કરવો'-એ બે વાત જન્મથી જોઈ કે સાંભળી જ નથી; વળી જ્યાંના લોકો વિવેક, વિનય, ન્યાય, સુદાન અને ધનથી વિશ્વના ભૂષણરૂપ અને વિખ્યાત છે. પૃથ્વીના અલંકારરૂપ અને કીર્તિના ક્યારા સમાન, ગુર્જર-રાજાઓના તે નગ-

રમાં પ્રાગ્વાટ (પોરવાડ) નામે ઉન્નત વંશ હતો. બીજા વંશો (વાંસ) માત્ર ઉપરથી સાર જેવા અને અંદરખાને પોલા હોઈ સદા પત્રોને ધારણ કરે છે-અને આ વંશ તો ક્રિયાસાર (અંતરમાં મારરૂપ) હોઈ પાત્ર (પુરૂષ) પરંપરાને ધારણ કરે છે. જે વંશમા ઉત્પન્ન થયેલા સાક્ષાત્ અદ્ભુત કાંતિવાળા નરરત્નોએ વસુધાની જેમ સરસ્વતીને પણ વિશેષે વિભૂષિત કરી હતી. તે નગરમા ચૌલુક્ય-વંશી રાજાના રાજ્ય ભારને ધારણ કરવામા ધુરંધર અને કીર્ત્તિ-લતાના મંડપરૂપ એવો મંડપ નામે મંત્રી હતો. શુભને જ માત્ર ગ્રહણ કરનાર એવો તે મંત્રી ચાણક્ય પાસેથી ચતુરાઈ, બૃહસ્પતિ પાસેથી વાણી અને સમુદ્ર પાસેથી ગાંભી ર્યનો પાઠ શીખ્યો હતો. તેને અતુલ મહિમાના સાગરરૂપ અને રાજ્ય ચલાવવાની ચાલાકીથી જગતમા પ્રખ્યાત થયેલો ચંડપ્રસાદ નામે પુત્ર હતો. હસ્ત-કમળથી સ્વીકાર કરેલ ગૃહિણીની જેમ રાજ-વ્યાપારરૂપ મુદ્રાથી જે કદાપિ વ્યસ્ત ન હતો. અર્થાત્ રાજમંત્રીપણું જીંદગી પર્યંત કર્યું હતુ. સમુદ્રથી ચંદ્રની જેમ તેનાથી મહાઉદયવંત સોમ નામે પુત્ર થયો, જેના જન્મતા જ આકાશની જેમ તેની માતા અધિક પ્રકાશમાન્ થઈ. અહો! આ કોઈ સોમ (ચંદ્ર) ખરેખર જુદા જ પ્રકારનો હતો, કેમકે કલંક રહિત જેનો ઉદય થયો. અને પદ્માકર (પદ્મોના સમૂહ)ને જેણે સર્વત્ર પ્રકાશિત કર્યો.* વિધાતાએ ગુણ-રત્નોનો ભંડાર આનામા સ્થાપન કર્યો છે-એમ ધારીને સિદ્ધરાજે પણ જેને પોતાના રત્નોના ભંડાર પર (ભંડારીપદે) સ્થાપન કર્યો. એવા તે સોમનો અશ્વરાજ નામે પુત્ર થયો, કે જે ઇંદ્રના જેવો પરાક્રમી, જિનશાસનરૂપ કમળનો ઉદય કરવામા સૂર્ય સમાન અને પવિત્ર શોભાવાળો હતો. વળી બાલ્યાવસ્થાથી જ જેણે જગતના હિતકારી વિશુદ્ધ સમ્યક્ત્વયુક્ત જૈનધર્મની સાથે ચૌલુક્ય-રાજ્યની ધુરાને પણ ધારણ કરી હતી, અર્થાત્ રાજમંત્રી થયો હતો. તથા સજ્જનોની સ્થિતિથી શોભનાર અને પોતાના વંશની ઉન્નતિ કરનાર એવા તેણે સદા દાનથી આર્દ્ર એવા પોતાના હસ્તથી હસ્તિરાજને પણ જીતી લીધો હતો.†

---

* ચન્દ્ર તો સકલંકી હોય છે અને તેના ઉદયથી પદ્મો મીંચાઈ જાય છે. આ સોમ (ચન્દ્ર)ના જન્મથી તેથી વિલક્ષણ બન્યું.

† હાથીને મદ ઝરે તે દાન કહેવાય છે. તેથી આને મદ ઝરતા હસ્તિરાજની ઉપમા આપી છે.

એ અશ્વરાજના સમયમાં પોતાની ગુણ-શ્રેણિથી સમસ્ત સજ્જનોને પ્રસન્ન કરનાર તથા પ્રાગ્વાટ વંશના મંડનરૂપ એવો આભૂશાહ નામે ચૌલુક્ય-રાજનો સેનાપતિ થયો. કૃષ્ણ સમાન પરાક્રમી એવા તેણે સમસ્ત રાજાઓના માનનું મર્દન કર્યું હતું અને દાનલીલાથી સમસ્ત યાચકોને ધનવાન્ બનાવી દીધા હતા. કહ્યું છે કે "પૂર્વે પ્રાગ્વાટ વંશમાં સામંતસિંહ પુરૂષ થયો, તેનો શાંત ચરિત્રવાળો શાંતિ નામે પુત્ર થયો, તેનો બ્રહ્મનાગ નામે પુત્ર થયો, તેનો આમદત્ત નામે પુત્ર થયો, તેનો નાગડ નામે પુત્ર થયો અને તેનો અત્યંત બુદ્ધિમાન્ એવો આભૂ નામે પુત્ર દંડપતિ થયો." તે આભૂ મંત્રીને લક્ષ્મી સમાન લક્ષ્મી નામે ભાર્યા હતી અને તે પોતાની શક્તિ પ્રમાણે નિર્દોષ જિન ભક્તિ કરતી હતી. જેના સુપાત્રદાનથી જાણે વશીભૂત થઈ હોય એવી લક્ષ્મી, ગુણવંત એવા તેના સ્વામીના મંદિરને કદાપિ મૂકતી ન હતી તે દંપતીને પોતાના લાવણ્ય અને વિનયથી સર્વત્ર વિખ્યાત અને શીલ-લીલાની એક ભૂમિકારૂપ કુમારદેવી નામે પુત્રી થઈ, તે જિનેંદ્ર તથા મુનિઓને વંદન કરવાથી તથા સદા સુપાત્રે દાન દેવાથી ગંગાના જેવી નિર્મળ જણાવા લાગી.

હવે તે અવસરમાં સૂરિ-મંત્રના જાપના અદ્ભુત માહાત્મ્યથી અતીત અનાગત સમસ્ત વસ્તુસ્વરૂપને જાણનાર, તથા જગતમાં શ્રેષ્ઠ એવી ચાર પ્રકારની વિદ્યાના જાણનારાઓમા અગ્રેસર અને અનુપમ બ્રહ્મતેજના સ્થાનરૂપ હરિભદ્ર નામે આચાર્ય પૃથ્વીતળ પર વિચરતા હતા. વળી જેમની બુદ્ધિ શુભ ધ્યાનથી બહુજ ઉજ્જવળ થઈ હતી એવા તે મહાત્મા એકદા શ્રીપત્તનમાં પધાર્યા દુર્દિનથી કમળની જેમ તેવા પ્રકારના ઉત્તમ પ્રભાવકના અભાવે અને પડતા કાળના પ્રભાવે આર્હત મતને નિસ્તેજ જોઇને રાત્રે સ્મરણાવસરે અંતરમા તેઓ આ પ્રમાણે ચિંતવવા લાગ્યા કે-'પુણ્યકૃત્યોથી કૃતજ્ઞ જનોમાં અગ્રેસર એવા સંપ્રતિ રાજા જિનશાસનમા જેમ પ્રૌઢ પ્રભાવક થઈ ગયા, તથા સર્વ પ્રાણીઓ પર દયા રાખનાર, દયાનું અખંડ સામ્રાજ્ય પ્રવર્તાવનાર અને તત્ત્વનો પ્રકાશ કરવામા સૂર્ય સમાન એવા કુમારપાલ રાજા જેમ પરમ શ્રાવક થઈ ગયા, તેમજ શાસનનો ઉદ્યોત કરવામાં સૂર્ય સમાન એવા વાગ્ભટ્ટ અને આમ્ર

ભટ્ટ પ્રમુખ મંત્રીઓ પણ જિનશાસનના પ્રભાવક થઈ ગયા તેવો આ ભારતભૂમિમાં શ્રી વીરશાસનમાં ધર્મધુરાને ધારણ કરવામાં ધુરંધર હવે કોણ થશે ?' આ પ્રમાણેનું ચિંતવન કરતાં તેમના શુભ ધ્યાનથી આકર્ષાયેલ કોઈ શાસનદેવી સંતુષ્ટ થઈ તરત જ પ્રકટ થઈને બોલી કે-"હે મહાત્મન્! પોતાના પાવન ચરિત્રથી સજ્જનોને માનનીય, વિભૂતિથી પ્રખ્યાત તથા અખંડ પરાક્રમી એવો આભૂ નામે દંડપતિ અહીં રહે છે તેને પ્રશસ્ત વિનયથી યુક્ત અને જાણે વસુધા પર કોઈ સાક્ષાત્ દેવી આવી હોય એવી કુમારદેવી નામે પુત્રી છે. જે સતીઓમાં શ્રેષ્ઠ, શીલલીલાથી અદ્ભુત ઉદય પામનારી, પદ્મિની, પદ્મના સૌરભ્યયુક્ત શરીરવાળી અને મૃગીનાં જેવાં લોચનવાળી છે. વળી કોયલના જેવા મધુર આલાપવાળી, રાજહંસીના જેવી સારી ગતિવાળી, રોહિણીના જેવા સારા આચારવાળી અને લક્ષ્મીના જેવી મનોહર છે. તેની કુક્ષિથી ચંદ્ર અને સૂર્ય સમાન મહા તેજસ્વી બે પુત્રરત્ન ઉત્પન્ન થશે અને તે જિનશાસનને વધારે પ્રકાશિત કરશે. અનુક્રમે વૃદ્ધિ પામતા એવા તે બંને ભાઇઓ સંપ્રતિ રાજા સમાન વસુધાપર જિનશાસનનો વિજયવાવટો ફરકાવશે, પરંતુ મારો આદેશ પ્રકાશતાં પ્રભાતે અશ્વરાજ મંત્રીને તે કુમારદેવી દેખાડવી." એમ કહીને દેવી તરત અદૃશ્ય થઈ ગઈ. પછી ધ્યાનને સમાપ્ત કરીને આચાર્ય ધર્મ-કર્મમાં તત્પર થયા.

હવે પ્રભાતે ધર્મ-દેશના સાંભળવાને આવેલ સ્ત્રી-વર્ગમાં તેને તથાપ્રકારની જોઇને નિમિત્તશાસ્ત્રના જાણનાર આચાર્ય મહારાજ, તેના અસાધારણ સૌભાગ્ય, ભાગ્ય, શીલ અને કળાના ઉદયને જોતા સતા અધિક આશ્ચર્ય પામ્યા. પછી સજ્જનોમાં શિરોમણિ તથા તેના ગુણથી જેનું મન ખેંચાયેલ છે એવા અશ્વરાજ મંત્રીને આચાર્ય ભગવંતે દેવીએ દર્શાવેલ સ્વરૂપ કહી બતાવ્યું. પરિણામે સૂરિમહારાજે કહેલ દેવતાના આદેશથી તે કુમારદેવી અશ્વરાજ મંત્રીની અર્ધાંગના થઈ અને લક્ષ્મીથી કૃષ્ણની જેમ એ પત્નીથી અશ્વરાજ મંત્રી સુજ્ઞ જનોમાં અસાધારણ ખ્યાતિને પામ્યો. વળી ગંગા જેમ પોતાના નૈર્મલ્ય ગુણથી ત્રણ જગતને પાવન કરે છે તેમ એ સતીએ પોતાના ગુણોથી માત, તાત અને પતિનાં ત્રણે કુળને પાવન કર્યાં.

એકદા જાણે સાક્ષાત્ પોતાના સ્ફુરાયમાન ભાગ્યની રચના હોય એવી તે કુમારદેવી સહિત પોતાના પરિવારને લઇને સ્વજનોની અનુમતિથી અશ્વરાજ ચૌલુક્ય રાજાએ પ્રસન્ન થઇને અર્પણ કરેલા સુંહાલક નામના નગરમાં જઇને રહ્યો. ત્યાં પણ કલ્પલતા સમાન તે સ્ત્રીના પ્રભાવે મંત્રી ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ)ના ઉદયયુક્ત સર્વાંગ સંપત્તિથી વૃદ્ધિ પામવા લાગ્યો.

અનુક્રમે કુમારદેવીએ પોતાના અદ્ભુત શૌચથી ગંગાના પ્રવાહની જેમ સુમનસો(દેવો અને સુજ્ઞો)ને પણ પ્રશંસનીય એવા ત્રણ પુત્રોને જન્મ આપ્યો. તેમાં પ્રથમ મલ્લદેવ નામે પુત્ર થયો. જે યશસ્વી પુરૂષોમાં અગ્રેસર તરીકે પ્રખ્યાત થયો અને જે પુરૂષરત્નથી આ વસુંધરા રત્નગર્ભા કહેવાણી. એ મલ્લદેવ અને કૌસ્તુભમાં એટલી જ ભિન્નતા હતી કે–એ મલ્લદેવના હૃદયમાં સદા જિન હતા અને કૌસ્તુભ તો સદા જિનના હૃદયમાં રહેતું હતું. બીજો વસ્તુપાલ નામે પુત્ર થયો, જે સુજ્ઞ જનોને પાળનાર તથા બલિબંધ (બળવાન્ શત્રુઓને, બીજા પક્ષમાં બલિ રાજાને બાંધવા)માં કુશળ જાણે સાક્ષાત્ પુરૂષોત્તમ (કૃષ્ણ) હોય તેવો હતો. વસ્તુપાલના વસ્તુત્વને તો તે સરસ્વતી જ જાણતી કે જે નિરંતર તેના વદન–કમળમાં વાસ કરીને રહેતી હતી. મંત્રીઓમાં ચંદ્ર સમાન છતાં વસ્તુપાલની શું ચંદ્રની સાથે સમાનતા થઈ શકે? ન થઈ શકે, કારણ કે આ તો પ્રસન્ન થતાં મનુષ્યોને વસુધા આપતો હતો અને ચન્દ્ર તો માત્ર સુધાજ આપી શકે છે. તથા જેણે માત્ર છ જ ગુણો( તંતુઓ)થી કોઈ એવો અપૂર્વ અને મહાન્ કીર્તિ–પટ બનાવ્યો કે જેનાથી તેણે પર્વત અને સમુદ્ર સહિત વસુંધરાને આચ્છાદિત કરી દીધી. ત્યારપછી ત્રીજો તેજપાલ નામે પુત્ર થયો, કે જે રાજ્યભારની ધુરાને વહન કરનાર તથા સર્વ પ્રજાના સાક્ષત્ સુકૃતોદયરૂપ હતો. તેજપાલરૂપ વિષ્ણુનું અદ્ભુત ચરિત્ર કોણ જાણી શકે? કે જેના ઉદરરૂપ વિવરમાં ત્રણે જગત* બરાબર સુવ્યવસ્થિત રહેલ છે. ત્યારપછી તે અશ્વરાજને જાલ્હમા પ્રમુખ સાત પુત્રીઓ થઈ, જે પોતાના ભાગ્ય અને સૌભાગ્યની સંપત્તિથી ઉચ્ચ સપ્તાવનીમાં† પ્રખ્યાત થઈ.

---

* તેજપાળ ત્રણ જગતના યથાર્થ સ્વરૂપનો વેત્તા હતો.
† ઉંચી સાત પૃથ્વીમાં અર્થાત્ દેવલોકમાં

અનુક્રમે વૃદ્ધિ પામતા વસ્તુપાલ અને તેજપાળ પોતાના બંને પક્ષની વૃદ્ધિ કરવા લાગ્યા. એ બન્ને ભ્રાતા જગતમાં ન્યાય, ધર્મ, કળા, વિદ્યા, તેજ, ભાગ્ય અને સૌભાગ્ય વિગેરે ગુણોના તો એક પ્રિયમેલક તીર્થપણાને પામ્યા. હવે વસ્તુપાલને મનુષ્યલોકમાં અદ્ભુત સૌંદર્યવાળી તથા વસુધા પર જાણે સ્વર્ગની નવીન દેવી ઉતરી આવી હોય એવી લલિતાદેવી નામે પ્રાણપ્રિયા થઈ. જે ઇચ્છિત દાન આપનાર હોવાથી સુખની એક લતારૂપ જાણે બીજી કલ્પલતા જેવી હતી, અને રૂપસંપત્તિમાં જેણે રંભાની સાથે પરમ મિત્રાઈ કરી હતી. તથા તેજપાલને અનુપમા નામે સ્ત્રી થઈ કે જે ધર્મિષ્ઠ અને અપ્રતિમ પ્રજ્ઞા (બુદ્ધિ)થી સર્વત્ર અનુપમ હતી, જેના માનસ (મન-સરોવર)માં સદ્વિવેકરૂપ રાજહંસ, સુદેવ અને સુગુરૂની ઉપાસના-રૂપ રાજહંસી સહિત નિરંતર વાસ કરીને રહ્યો હતો તથા જેના વાસભુવનમાં સદ્વિચાર, ગૃહાચાર અને ધર્મના આધારરૂપ ક્રિયાઓ થતી હતી કે જેથી તે સાક્ષાત્ સરસ્વતીની જેવી માન્ય થઈ પડી હતી.

હવે અર્હત્પૂજા, દયા, દાન, તીર્થોદ્ધાર તથા પૂજ્યપૂજન-વિગેરે ગૃહસ્થને ઉચિત સત્કૃત્યોને સંપૂર્ણ તન, મન અને ધનથી આરાધીને સ્વ-વ્યાપારકર્મમાં બૃહસ્પતિને મદદ કરવા જાણે ઇંદ્રે બોલાવેલ હોય એવો અશ્વરાજ સ્વર્ગસ્થ થયો. એટલે તાત સંબંધી વિયોગના શોકને સૂચવનાર એવા તે નગરનો ત્યાગ કરી, સુકૃતશ્રેણિને આરાધનાર એવી પોતાની માતાને સાથે લઈને લોકવ્યવહારને જાણનાર એવા વસ્તુપાલે પોતાના બંધુઓની સાથે ભૂમિમંડલના મંડનરૂપ એવા મંડલી નગર (માંડલ)માં આવીને નિવાસ કર્યો ત્યા પણ સર્વ કરતાં અધિક સત્કૃત્યો આચરતા તાપરહિત અને સ્ફુરાયમાન પ્રભાવવાળા એવા તે બંને લોકમા પરમ પ્રસિદ્ધિને પામ્યા. પછી માત-પિતાનું ગૌરવ કરવાથી પણ મનુષ્ય સર્વોત્કૃષ્ટ અને માનનીય થાય છે, એમ ધારીને વસ્તુપાલ પોતાની માતાની સેવા વિશેષે કરવા લાગ્યો. 'જેણે અસ્ખલિત ભક્તિથી નિરંતર માતાની સેવા કરી તેણે બાધેલ અમેય પુણ્ય-રાશિનું પ્રમાણ કોણ કરી શકે?' જગતમાં તે માતા પણ ધન્ય છે કે જેણે પ્રતિદિન પોતાના પુત્રની પ્રકૃષ્ટ ભક્તિ જોઈ છે અને તે પુત્ર પણ શ્લાઘ્ય છે કે જેણે પોતાની માતાના ચરણ સેવીને એકી સાથે

સર્વ તીર્થનું ફળ મેળવ્યું છે પૂર્વે રેણુકાને બંધનમાં નાખીને પછી પશ્ચાત્તાપપૂર્વક સ્મરણ કરતા જેમ કૃષ્ણે વિશેષે માતૃભક્તિ કરી તેમ પુરૂષોમાં શ્રેષ્ઠ એવો વસ્તુપાલ પણ વિશેષે માતૃભક્તિ કરવા લાગ્યો. અનુક્રમે અનેક પુણ્યકૃત્ય કરીને જાણે પોતાના સ્વામીની ભક્તિ કરવાને ઇચ્છતી હોય તેમ કુમારદેવી પણ સ્વર્ગે ગઈ

અન્યદા માતૃવિયોગના શોકથી જેમનું મન અત્યંત વ્યાકુળ બની ગયું છે એવા તે બન્ને મંત્રીઓને વધાવવા માટે તપ-લક્ષ્મીથી સૂર્ય સમાન તેજસ્વી અને તેમના માતૃપક્ષમાંથી થયેલા એવા નરચંદ્ર નામે મુનીશ્વર ત્યાં પધાર્યા તે હકીકત જાણવામાં આવતા ધર્મશાળામાં આવીને સત્કૃત્યની સ્થિતિમાં તત્પર એવા તે બન્ને ભાઇઓએ પચાંગ પ્રણામપૂર્વક તેમને વંદન કર્યું એટલે સૌખ્યાવલિને વધારનાર એવી ધર્મલાભરૂપ આશિષ આપીને તે મુનિએ તેમને પુણ્ય-કાર્ય સંબંધી યોગ-ક્ષેમની પૃચ્છા કરી અને સંસાર-અરણ્યના સ્વરૂપને યથાસ્થિત દર્શાવનારી દેશના આપી તેમની દેશના સાંભળીને તે બન્ને ભાઇઓ શોકમુક્ત થયા

એકદા શુશ્રૂષાયુક્ત* મનવાળા તે બન્ને મંત્રીઓની આગળ તે મહાત્માએ મનોહર રસવાળી એવી આ પ્રમાણે ધર્મ-દેશના આપી "પાષાણમાં ચિંતામણિ રત્નની જેમ સર્વ ભવોમાં તે જ ભવ શ્રેષ્ઠ છે કે જે ભવમાં વિધિપૂર્વક જિનભક્તિ કરવામાં આવે છે મનની પ્રસન્નતાપૂર્વક કરવામાં આવેલી જિનભક્તિ કલ્પલતાની જેમ પ્રાણીના દારિદ્રયને તત્કાળ દૂર કરી અપૂર્વ સંપત્તિને આપે છે કહ્યું છે કે —

"जिनेंद्रभक्तिरेकापि, विवेकेन कृता सती ।
निवार्य दुर्गतीः सर्वा, दत्ते सौख्यं शिवावधि" ॥

"વિવેકથી એકવાર પણ જિનભક્તિ જો કરવામાં આવે તો તે સર્વ દુર્ગતિને દૂર કરીને શિવસુખને આપે છે" દુઃખ અને દુર્ગતિને ભેદનારી એવી એ જિનભક્તિને પૂર્વના શાસ્ત્રજ્ઞ પુરૂષોએ કુસુમ પૂજા-વિગેરે ભેદથી પાંચ પ્રકારની કહેલી છે એ સંબંધમાં જ કહ્યું છે કે "પુષ્પાદિકથી પૂજા, જિનાજ્ઞાનું પાલન, દેવદ્રવ્યની રક્ષા, મહો

* ધર્મશ્રવણની ઇચ્છા

ત્સવ અને તીર્થયાત્રા એમ જિનભક્તિ પાંચ પ્રકારે કહેવામાં આવેલ છે." તેમાં "૧ જગતના પૂજ્યપણાને ઇચ્છતા એવા સુજ્ઞ પુરૂષોએ પુષ્પ અને ગંધાદિક વસ્તુઓથી અષ્ટ પ્રકારે ભગવંતની પૂજા કરવી. સુગંધથી વ્યાપ્ત અને તાજા એવા શતપત્રાદિક પુષ્પોથી જે જગત્સ્વામીની પૂજા કરે છે, તે રાજ્યલક્ષ્મીના સ્વામી થાય છે. એ પ્રમાણે ગંધ અને ધૂપાદિકથી ભગવંતની પૂજા કરતાં પ્રાણી તે તે પૂજાને અનુસરતું કોટિગણું ફળ મેળવે છે. ૨ સમ્યક્ શ્રદ્ધાપૂર્વક જિનેશ્વરના કહ્યા પ્રમાણે વિધિસહિત જે અનુષ્ઠાન કરવું તે આજ્ઞાભક્તિ કહેવાય છે. એ આજ્ઞાભક્તિ ક્ષણ માત્ર પણ જેનાં અંતરમાં સ્થિતિ કરે છે તે શુભાત્માને અવશ્ય મુક્તિનો લાભ પ્રાપ્ત થાય છે. અને એ વિના બધું ધર્માનુષ્ઠાન, કાચી માટીના કુંભમાં રહેલ જળસમાન છે એમ સુજ્ઞ જનો કહી ગયા છે. જેના મસ્તકપર જિનાજ્ઞા એક પુષ્પમાળા સમાન શોભે છે તેની આજ્ઞા સમસ્ત જગત્ શેષની જેમ પોતાના શિરપર ધારણ કરે છે. ૩ સુજ્ઞ જનોએ દેવદ્રવ્યનું ગમે તે રીતે પણ રક્ષણ કરવું. તેનું રક્ષણ કરવાથી પ્રાણીને અવશ્ય આસન્ન સિદ્ધિતા પ્રાપ્ત થાય છે. વ્રતી યા ગૃહસ્થ હોય પણ દેવદ્રવ્યનું હરણ કરનાર રૌરવ નરકમાં જ જાય છે, અને ચાંડાલની જેમ તે નિંદાપાત્ર થાય છે. કહ્યું છે કે 'દેવદ્રવ્ય યા ગુરૂદ્રવ્યથી વૃદ્ધિ પામેલ ધન કુળનો નાશ કરે છે અને મરણ પછી નરકમાં ઘસડી જાય છે.' દેવદ્રવ્યના નાશથી થયેલ પાપ સર્વ પાપ કરતાં વધારે ભયંકર છે, માટે દેવદ્રવ્યની રક્ષા કરવામાં સતત પ્રયાસ કરવો. ૪ જગતને પાવન કરનાર એવા જિનશાસનમાં જે પુરૂષ મહોત્સવો કરે છે તે જગતના નેત્રને એક મહોત્સવરૂપ થાય છે. તેજ સમૃદ્ધિમાન્ પુરૂષ સૂર્યની જેમ પ્રશંસા પામે છે કે જે જિનશાસનને વિવિધ ઉત્સવોથી દેદીપ્યમાન કરે છે. ૫ સમસ્ત જગતમાં પ્રસિદ્ધ એવા શત્રુંજયાદિક તીર્થોની સુજ્ઞ જનોએ મોક્ષ-લક્ષ્મીની દાનશાળારૂપ યાત્રા અવશ્ય કરવી. તીર્થયાત્રા કરતાં પ્રાણીને જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેનું પ્રમાણ તો કેવળી ભગવાનજ જાણી શકે. કહ્યું છે કે "તીર્થયાત્રા કરવાથી શુભ ધ્યાન, અસાર લક્ષ્મીનું ફળ, ચાર પ્રકારના સુકૃતનો લાભ, તીર્થોન્નતિ અને તીર્થંકરપદની પ્રાપ્તિ એટલા ગુણો પ્રગટ થાય છે."

આ પ્રમાણેનાં ગુરૂ મહારાજનાં વચનો સાંભળીને તે બંને તીર્થની યાત્રા કરવાને ઇચ્છનાર અને પવિત્ર ભાવને ધારણ કરનાર એવા પ્રધાને તેમને વંદના કરીને એકાંતમાં પૂછ્યું કે-'હે મહાત્મન્! જો અત્યારે હું તીર્થયાત્રા કરૂં તો ભવિષ્યમાં મારો કંઈ વિશેષ અભ્યુદય થાય તેમ છે?' ગુરૂ બોલ્યા કે 'હે ભદ્ર! તું જ્યારે યાત્રા કરીને (ધવલક્ક) ધોળકામાં આવીશ ત્યારે રાજ્ય-વ્યાપારના લાભથી તારો મહાન્ ઉદય થશે.'

પછી નિરંતર ઉદય પામતી પ્રજ્ઞાના તેજથી સૂર્યનો તિરસ્કાર કરનાર એવા તે મંત્રીએ તેજપાલ મંત્રીની સંમતિ લીધી અને પોતાના ઘરનું સર્વસ્વ લઇને સિદ્ધિને સૂચવનારા શકુનોથી પ્રેરિત થઈ તેજપાલની સાથે તીર્થયાત્રા કરવા ચાલ્યો. શાસ્ત્રનિર્દિષ્ટ વિધિથી પોતાના સ્વજનો સહિત માર્ગે ચાલતાં તે બંને ભ્રાતા હડાલકપુર (માંડળ પાસે હડાળા ગામ)માં આવ્યા. પછી આગળ સૌરાષ્ટ્રમાં કંઇક અસ્વાસ્થ્ય જોઇને ભગવંતની પૂજા કરી સાંજે તે બંને આ પ્રમાણે વિચારવા લાગ્યા કે-"ભવિષ્ય કાળના યોગક્ષેમને માટે અહીં ભૂમિમાં કંઇક ધન દાટી રાખીએ. કારણ કે તે વિના ગૃહવ્યવહાર ચાલી ન શકે. એક કવિએ કહ્યું છે કે-'જેની પાસે ધન હોય તે નર કુલીન, પંડિત, પ્રશંસાપાત્ર, ગુણજ્ઞ, વક્તા અને દર્શનીય પણ તેજ ગણાય છે, કારણ કે ધનમાં બધા ગુણો રહેલા છે.' પછી ઘરનું સર્વસ્વ ગણી જોતાં ત્રણ લક્ષપ્રમાણ દ્રવ્ય થયું. તેમાંથી એક લક્ષ દ્રવ્ય લઇને રાત્રે તે બન્ને ભાઇઓ ક્યાંક પ્રચ્છન્ન સ્થાને દાટવા ચાલ્યા. અર્ધ રાત્રે એક (વટ) વૃક્ષની નીચે આસ્તે આસ્તે જેટલામાં ભૂમિ ખોદવા લાગ્યા, તેવામાં તેમના જાગ્રત થયેલા પુણ્યના પ્રભાવથી સોનામહોરોથી ભરેલ, શુભને આપનાર તથા કામકુંભ સમાન પૂર્ણકુંભ પ્રગટ થયો. તે જોઇને અંતરમાં વિસ્મય પામતા તે બન્ને ભાઈઓ વિચારવા લાગ્યા કે-'અહો! પુણ્યનો કેવો પ્રભાવ કે અહીં ઉલટું નિધાન પ્રગટ થયું!' પછી સિદ્ધિના કોષરૂપ પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરી આનંદપૂર્વક પોતાના દ્રવ્ય સાથે તે નિધાન પણ લઇને તે બન્ને ભાઇઓ સ્વસ્થાને આવ્યા અને સરસ્વતીની જેવી ઉદાર અને સાર બુદ્ધિ આપનારી તથા સદા માન્ય એવી (તેજપાળની સ્ત્રી) અનુપમા દેવીને

તે કહેવા લાગ્યા કે-'અમે સ્વ-નિધાન દાટવાને માટે ગયા હતા ત્યાં ઉલટું આ સુવર્ણ-નિધાન પ્રગટ થયું, માટે હવે હે મનસ્વિની! અમને પરિણામે ગુણકારી એવી સલાહ આપ કે એ નિધાનની અમારે શી વ્યવસ્થા કરવી?' આ પ્રમાણે સુધાની મીઠાશને પણ જીતે એવી વસ્તુપાળ મંત્રીની વાણી સાંભળીને પ્રસન્ન અને લજ્જાથી નતમુખી* થઇને તે બોલી કે-'દ્રવ્યોપાર્જન કરતાં ઉત્પન્ન થયેલ રજોભારથી (કર્મના ભારથી) જાણે અધોગતિએ જવાને ઇચ્છતા હોય એવા પ્રાણીઓ પોતાનું ધન ભૂમિમાં દાટે છે, માટે ઉચ્ચ પદવીને ઇચ્છનાર જનોએ તો તેમ ન કરતાં પોતાનું ધન, જગતની દૃષ્ટિમાં આવે તેવા સર્વોત્કૃષ્ટ સ્થાને સ્થાપવું જોઇએ. તેને માટે શત્રુંજય અને ઉજ્જયંત (ગિરનાર) એ બે તીર્થ શ્રેષ્ઠ ગણાય છે, કે જ્યાં આરૂઢ થતાં પ્રાણીને મુક્તિ અત્યંત નજીક થતી જાય છે. કહ્યું છે કે-

'ન્યાયોપાર્જિત ધનથી જો એકવાર પણ તીર્થયાત્રા કરવામાં આવે તો તે અવશ્ય હજારો અને કરોડો ભવોના પાપને ધ્વસ્ત કરે છે.' માટે આત્મહિતાર્થી પુરૂષોએ અવશ્ય એ બન્ને તીર્થમાં પોતાની લક્ષ્મીનો વ્યય કરવો કે જેથી લાખો વરસો થતાં પણ તે અન્યથા ન થાય. (અર્થાત્ લાખો વરસો સુધી તેનું ફળ મળતાં પણ તે ફળ અપૂર્ણ ન થાય.) આ પ્રમાણે સ્વાદિષ્ટ પથ્ય સમાન અનુપમા દેવીનાં વચનો સાંભળીને તે બંને મંત્રી હર્ષિત થઈ પોતાનું સર્વ ધન સાથે લઇને આગળ ચાલ્યા, અને પ્રતિગ્રામે અમિત પ્રભાવાળી જિન-પ્રતિમાઓને નમસ્કાર કરતા, ત્રિધા શીલ પાળતા, વિવિધ ઉત્સવો કરતા, સદા તપમાં સ્થિત એવા મુનિઓને વંદન કરતા અને ગૌરવ સહિત સ્વામિવાત્સલ્ય કરતા એવા તે અનુક્રમે શત્રુંજય તથા ગિર-નાર તીર્થપર આવ્યા. ત્યાં ધનના વ્યયપૂર્વક વિધિથી યાત્રા કરીને તે બંને ધર્મ, કામ અને અર્થ-સંપત્તિના ધામરૂપ અને વીરધવલ રાજાની રાજધાની એવા ધોળકામાં આવ્યા. પછી કપર્દિદેવના આદેશથી ત્યાંજ સ્થિતિ કરતાં તેમને ગુણોમાં મોટા, ચૌલુક્ય રાજાના ગુરૂ અને સન્મતિના એક નિધાનરૂપ સોમેશ્વર નામના બ્રાહ્મણની સાથે ક્ષીર અને નીર સમાન પ્રીતિ થઈ. કહ્યું છે કે "પ્રથમ ક્ષીરે (દુધે)

* નીચા મુખવાળી-વસ્તુપાલ પોતાના જ્યેષ્ઠ હોવાથી.

પોતાની સાથે મળેલા જળને પોતાના સમસ્ત ગુણો અર્પણ કર્યા. માલેકે તેને ઉષ્ણ કરવા ચુલાપર મુકયું. એટલે ક્ષીરને બળતું જોઇને જળે પોતાના ઉપકારીને બળવા ન દેતાં પોતે બળવા માંડયું. ક્ષીરને તે જોઇને ખેદ થયો એટલે તેણે તો એકદમ ઉછળીને અગ્નિમાં પડવાની તૈયારી કરી, ત્યારે માલેકે તેમાં પાણી છાંટી તેના મિત્રનો પાછો મેળાપ કરાવ્યો એટલે ક્ષીર શાંત થયું. આ પ્રમાણે મિત્રની આપત્તિ જોઇને મનમાં ખેદ પામતાં ક્ષીર અગ્નિમાં પડવાને તૈયાર થયું અને જળના ફરી સમાગમથી તે શાંત થયું તે ખરાબર છે. સજ્જનોની મૈત્રી આવા પ્રકારની જ હોય છે."

હવે કાન્યકુબ્જ (કનોજ) દેશના તિલક સમાન અને પરમ સંપત્તિવાળા કલ્યાણકટક નામના નગરમાં છત્રીશ લાખ ગામોના ઐશ્વર્યથી ઇંદ્ર સમાન અને અતિશય તેજના ભંડારરૂપ ભૂવડ (ભૂયડ) નામે રાજા હતો. તેણે પ્રસન્ન થઇને મહણલ્લ નામની પોતાની પુત્રીને દાયજાને ઠેકાણે સદાને માટે આ ગુર્જરભૂમિ આપી. પિતાના પ્રસાદથી ગુજરાતનું સ્વામિનીપદ પામીને અહીન તેજવાળી એવી તેણે ચિરકાલ એ ભૂમિ ભોગવી. પછી અનુક્રમે શુભ ધ્યાનથી તે મરણ પામીને વ્યંતરી (દેવી) થઇ અને તે ભૂમિની પૂર્વના નામથી પ્રસિદ્ધ એવી અધિષ્ઠાયિકા થઇ. એકદા સુખશય્યામાં સુખે નિદ્રામાં સુતેલ અને ધવલ હૃદયવાળા શ્રીમાન્ વીરધવલ રાજાના પૂર્વના અતિશય પુણ્યથી આકર્ષાયેલ અને અંતઃપુરની ભૂમિકાને પ્રકાશિત કરનાર એવી તે દેવીએ પ્રત્યક્ષ થઇને પ્રગટ વાણીથી તેને કહ્યું કે–હે રાજન્! પૂર્વે ગુજરાતમાં ચાપોત્કટ (ચાવડા) વંશમાં સૂર્ય સમાન તેજસ્વી અને મહાભુજાવાળો વનરાજ નામે રાજા થઇ ગયો. તેણે જાણે ઇંદ્રનો ભાગીદાર હોય તેમ સ્વર્ગની શોભાને લઇને વિક્રમ સંવત્ ૮૦૨ માં મહીપીઠપર વિશ્વવિખ્યાત એવું અણહિલ્લપુર નામે નગર વસાવ્યું. અને શ્રી શીલાચાર્યના ઉપદેશથી તેણે એ નગરમાં શ્રી પાર્શ્વનાથની પ્રતિમા સહિત અને સુવર્ણ-કુંભથી શોભાયમાન એવું પંચાસર નામે જિનચૈત્ય કરાવ્યું, તથા ન્યાયના નિધાન એવા તેણે સાઠ વર્ષ પર્યંત રાજ્ય કરતાં પ્રજાના અનેક કંટકો ઉચ્છેદીને આ વસુધાને રાજન્વતી બનાવી. ત્યાર પછી ઇંદ્ર સમાન પ્રખ્યાત એવા તેના યોગરાજ નામના

પુત્રે પાંત્રીશ વર્ષ પર્યંત રાજ્ય કર્યું. પછી શત્રુઓનો નાશ કરનાર એવા ક્ષેમરાજ રાજાએ ધર્મ અને ન્યાયના ઉત્કર્ષથી પચીશ વરસ રાજ્ય કર્યું. ત્યાર પછી ઓગણત્રીશ વરસ ભૂયડ રાજાએ અને વીશ વરસ વૈરિસિંહ રાજાએ રાજ્ય કર્યું. ત્યાર બાદ સૂર્ય સમાન તેજસ્વી એવા રત્નાદિત્ય રાજાએ પંદર વરસ આ પૃથ્વીનું પાલન કર્યું, તથા સાત વરસ સામંતસિંહ રાજાએ રાજ્ય કર્યું. એ પ્રમાણે સત્ય એવા ચાવડાવંશના સાત રાજાઓ થયા.

હવે કાન્યકુબ્જના સ્વામી એવા શ્રીમાન્ ભૂયડ રાજાનો કર્ણ-સમાન કર્ણાદિત્ય નામનો પુત્ર રાજા થયો. તેનો પુત્ર ચંદ્રાદિત્ય, તેનો સોમાદિત્ય અને તેનો પુત્ર ભુવનાદિત્ય એમ અનુક્રમે ચાર રાજાઓ થયા. હવે ભુવનાદિત્યના જગતના જંતુઓને જીવાડનાર સંપત્તિવાળા રાજ, બીજ અને દંડક (ડલક્ક) નામે ત્રણ પુત્રો સોદર થયા. તેમાં નિર્દોષ, પુરૂષોમાં શ્રેષ્ઠ, વિદ્યાવાન્ અને કૌતુકી એવો રાજ પૃથ્વીમાં ભ્રમણ કરતો અનુક્રમે પાટણમાં આવી પહોંચ્યો. તેની અશ્વક્રીડાથી ચમત્કાર પામેલ સામંતસિંહે સ્ત્રીઓમાં મુગટ સમાન એવી પોતાની લીલાવતી નામે બ્હેન તેને પરણાવી. તેમનો મૂલરાજ નામે પુત્ર થયો કે જે અયોનિ-સંભવપણાથી શંભુની જેમ પ્રખ્યાત અને અતુલ શોભાવાળો થયો. વિક્રમ સંવત્ (૯૦૦) માં ત્રણે પ્રકારે વીર શિરો-મણિ અને ચૌલુક્ય-વંશમાં ચંદ્રમા સમાન એ મૂળરાજ રાજા થયો, અને પ્રજાને હર્ષ પમાડનાર એવા તેણે સ્વર્ગના રાજ્યને ઇંદ્રની જેમ એ મહારાજ્યને પંચાવન વરસ ભોગવ્યું. ત્યાર પછી તેજમાં સૂર્ય-સમાન, કળાવાન્ અને કાંતિમાન્ એવા ચામુંડરાજ ભૂપતિએ તેર વરસ રાજ્ય કર્યું. તે પછી શત્રુઓને દાસ બનાવનાર એવો વલ્લભ-રાજ થયો કે જે પોતાના ગુણોને લીધે છ મહિનામાં રામની જેવો લોકપ્રિય થઇ પડ્યો. અર્થાત્ છ મહિના જ રાજ્ય કર્યું. પછી કલ્પ-વૃક્ષ સમાન દાતાર અને પ્રજાને સુખ આપનાર એવા દુર્લભરાજે સાડા અગીયાર વરસ રાજ્ય કર્યું. તે પછી દાતારોમાં અગ્રેસર અને ભીમ પરાક્રમવાળો તથા પુનઃ સોમવંશને શણગારવાને ભીમસમાન એવો ભીમ રાજા થયો, કે જેણે શત્રુઓની પરંપરાનો ઉચ્છેદ કરીને બેંતાલીશ વરસ એકછત્ર રાજ્ય કર્યું. ત્યાર પછી વિદ્યાવિશારદ જનોને

કલ્પવૃક્ષસમાન એવા કર્ણદેવ રાજાએ ઓગણીશ વરસ રાજ્ય કર્યું, કે જેના મનમાં દેવભક્તિનો રસ સર્વત્ર વ્યાપ્ત હતો અને અભિગ્રહ વિશેષથી જે દેવતાઓને પણ શ્લાધ્ય હતો. તેની પછી પૃથ્વીના ભારને ધારણ કરવામાં પુરૂષોત્તમ સમાન એવો જયસિંહ નામે રાજા થયો. કે જેને બલિ (અન્ય રાજાઓ અને બલવાન)ના બંધને માટે વામન સ્થિતિ (વામનપણું) કરવાની જરૂર પડી નહી-* એ આશ્ચર્યની વાત છે. સુજ્ઞોમાં શ્રેષ્ઠ એવા તેણે શત્રુંજય મહા-તીર્થપર જિનેશ્વર ભગવંતની પૂજા નિમિત્તે બાર ગામ અર્પણ કર્યાં હતાં. તથા પાટણમાં એક સ્થળેજ જગતના સૌંદર્યની સંપત્તિ દર્શાવવાને તેણે ત્રૈલોક્યસુંદર નામે મંદિર કરાવ્યું હતું અને સિદ્ધ-પુર નગરમાં તેણે પ્રજાને આનંદ આપનાર અને કૈલાસ પર્વત સમાન ઉન્નત એવો શિવ-પ્રાસાદ કરાવ્યો હતો. કહ્યું છે કે-મદનબ્રમ રાજાએ દંડ તરીકે આપેલા એવા છન્નુ કરોડ શુદ્ધદ્રમ્મનો વ્યય કરી જેણે સિદ્ધપુરમાં ચૌદસો પૂતળીઓ સહિત શંભુનું દિવ્ય મંદિર બંધાવ્યું. જગતના મંડનરૂપ એવો તે સિદ્ધરાજ જયવંત વર્તો.' વળી જેણે સ-જ્જન વ્યવહારી પાસે ગિરનાર તીર્થપર ત્રણે જગતમાં ઉત્કૃષ્ટ એવું શ્રીનેમિનાથનું ચૈત્ય કરાવ્યું, અને ત્યાં ઉંચા સુવર્ણ તથા પીતળનું મનો-હર બિંબ કરાવતાં બહોંતેર કરોડ દ્રમ્મોનો વ્યય કર્યો. અર્થીજનોને અભીષ્ટ આપનાર એવા એ રાજાએ પચાસ વર્ષ પર્યંત ગુજરાતની પૃથ્વીનું રાજ્ય કરતાં સિદ્ધરાજ એવું બિરુદ પ્રાપ્ત કર્યું હતું. તેની પછી કરૂણામૃતના સાગરરૂપ અને વિક્રમાદિત્યસમાન શ્રીમાન્ કુમા-રપાલ રાજા થયો. કહ્યું છે કે-પોતાની આજ્ઞાને વશ અને વિશાળ એવા પોતાના અઢાર દેશોમાં પ્રસાર પામેલી હિંસાને ચૌદ વરસ પર્યંત પોતાના તેજથી સર્વથા દૂર કરાવીને પોતાના પાપનો નાશ કરવા જૈન રાજા કુમારપાલે પોતાના કીર્તિસ્તંભસમાન ચૌદસો જિન-મંદિરો બંધાવ્યાં.' ત્રીશ વરસ અને આઠ માસ સુધી રાજ્ય કરતાં જેણે જૈનધર્મનું ઐશ્વર્ય એકાતપત્રરૂપ કરી દીધું. તે પછી શત્રુમંડ-ળને આક્રાંત કરનાર એવા અજયપાલ રાજાએ સત્યાવીશ વરસ રાજ્ય ભોગવ્યું. ત્યાર પછી વિદ્વજ્જનોમાં પ્રખ્યાત એવો મૂળરાજ નામે રાજા

* વિષ્ણુને તો બળિરાજને બાંધવા માટે વામનપણું કરવું પડ્યું હતું

થયો-તેણે ત્રણ વરસ, આઠ માસ અને બે દિવસ રાજ્ય ભોગવ્યું. ત્યારપછી નિર્મળ યશવાળા એવા ભીમરાજે એક વરસ એક માસ અને ચોવીસ દિવસ રાજ્ય કર્યું. તે પછી અર્ણોરાજ રાજા થયો-જે શરીરની શોભામાં કામદેવ જેવો અને તેજ તથા લક્ષ્મીના તો એક ધામરૂપ હતો. તેની પછી અત્યારે મહા બલિષ્ઠ અને સ્થિર ઉદયવાળા એવા તમે લવણપ્રસાદ અને વીરધવલ બંને પિતા-પુત્ર રાજા થયા છો. પરંતુ કલિકાલના વશે માત્સ્ય-ન્યાયમાં તત્પર એવા પાપી મ્લેચ્છ રાજાઓ અત્યારે ગાયની જેવી આ પૃથ્વીની કદર્થના કરી રહ્યા છે. માટે પવિત્ર મનવાળા એવા શ્રીમાન્ વસ્તુપાલ અને તેજપાલ નામના બન્ને ભ્રાતાઓને તમે પ્રધાન બનાવો કે જેથી ચતુરંગ સેનાની સાથે દિવસે દિવસે તમારા રાજ્ય, પ્રતાપ અને ધર્મની અવશ્ય વૃદ્ધિ થાય. કહ્યું છે કે-

"राजा नयज्ञः सचिवो विवेकी, यतिः क्षमावान् विनयी धनाढ्यः।
विद्वान् क्रियावान् युवतिः सती च, भवंति सर्वत्र महोदयाय" ॥१॥

'ન્યાયી રાજા, વિવેકી પ્રધાન, ક્ષમાવાન્ યતિ, વિનયી ધનવાન્, ક્રિયાવાન્ વિદ્વાન્ અને સતી સ્ત્રી-એ સર્વત્ર મહોદયને માટે જ થાય છે, અર્થાત્ મહોદયને પામે જ છે.' હું આ ગુર્જર વસુધાની અધિષ્ઠાયિકા મહણલા નામે દેવી છું, અને સર્વત્ર પ્રસરતા તમારા પુણ્યથી આકર્ષાઇને તમને કહેવા આવી છું." આ પ્રમાણે કહીને વીજળીની જેમ પોતાની દેહ-કાંતિથી નભસ્તલને પ્રકાશિત કરતી તે દેવી તરત જ અદૃશ્ય થઈ ગઈ.

આ પ્રમાણેના સ્વપ્નની પ્રાપ્તિથી શુભને ઇચ્છનાર એવો વીરધવલ રાજા નિદ્રાનો ત્યાગ કરીને આ પ્રમાણે ચિંતવવા લાગ્યો કે-'અહો! મારા મહોજ્જવલ પુણ્યોથી જ દેવીએ આ સંપત્તિના સ્થાનરૂપ ઉપદેશ આપ્યો છે, માટે એનો મારે તરત જ અમલ કરવો જોઇએ. જેમ નેત્ર વિના મુખ અને સ્તંભ વિના ગૃહ ન શોભે, તેમ ઉત્તમ મંત્રી વિના રાજ્ય કદાપિ શોભતું નથી. વળી વેદવિચારરહિત બ્રાહ્મણો, શીલરહિત મહર્ષિઓ અને મન્ત્રિહીન રાજાઓ-એ ત્રણે પોતાના મૂળનું જ ઉચ્છેદન કરનારા છે. કારણ કે ભુજબલવાળા રાજાઓ લક્ષ્મીને ઉપાર્જન કરે છે અને મંત્રીઓ તેને ન્યાયપૂર્વક વધારતા જાય છે.

જો કે રત્નોને તો સમુદ્રો જ પેદા કરે છે, પણ તેનો સંસ્કાર કરનારા ઝવેરીઓ હોય છે. જેમ વિચક્ષણ સ્ત્રી તથા પુત્રસહિત ઘરમાં મહા ઉન્નતિ થાય—તેમ પ્રાજ્ય કાર્યોવાળા રાજ્યમાં જો સર્વેનું રક્ષણ કરનાર મંત્રી હોય તો મહોદય થાય છે. પછી પ્રભાતે જેનું મુખકમળ વિકસ્વર છે એવો રાજા બંદીજનોના વિજયનાદ તથા વાજીંત્રોના ધ્વનિ સાથે જાગ્રત થયો. અને 'પ્રભાતે દેવાર્ચન, પાત્રદાન, દીનદયા, માતપિતાની ભક્તિ અને કૃપાલુત્વ—એ પાંચ પ્રાજ્ય પુણ્યને ઉત્પન્ન કરે છે.' એ સૂક્તિનું સ્મરણ કરતાં કરૂણાના સાગર એવા રાજાએ શૌચાચારથી પોતાના દેહને નિર્મળ કરીને દેવાર્ચન કર્યું, સુપાત્રે દાન દીધું, દીનજનોની સારસંભાળ લીધી અને પછી નિર્મળ મનથી પોતાના તાતના ચરણોમાં નમસ્કાર કરવા તે પિતાના આવાસમાં આવ્યો. ત્યાં સ્નેહી, વિનયી અને ન્યાયી એવો ચૌલુક્ય ભૂપાલ પોતાના તાતના ચરણ કમળને નમસ્કાર કરીને તેની આગળ બેઠો અને રાત્રિએ દેવતાએ આપેલ આદેશ યથાસ્થિત કહી સંભળાવ્યો. તે સાંભળીને લવણપ્રસાદ રાજા તેને કહેવા લાગ્યો કે—'એ પ્રમાણેનો જ આદેશ તે દેવીએ દ્વિધા નિશાંતે (અંતઃપુરમાં અને રાત્રિના અંતે) સુતેલા અને કંઇક નિદ્રાને પ્રાપ્ત થયેલા એવા મને પણ આપ્યો છે.' પછી પરસ્પર સંવાદ કરતાં તેને વેદવાક્યસમાન સત્ય સમજીને મનમાં વિસ્મય પામતા એવા તે બંને પિતાપુત્ર પરમ હર્ષ પામ્યા.

એવા અવસરમાં શ્રીમાન્ સોમેશ્વરના નામથી પ્રસિદ્ધ એવો તેમનો કુલગુરૂ તેમને સ્વસ્તિ વાંચન સંભળાવવાને ત્યાં આવ્યો. એટલે તેનો યથાયોગ્ય સત્કાર કરી અંતરમાં આનંદ પામતા તેમણે દેવતાએ કહેલ વૃત્તાંત પોતાના તે પુરોહિતને કહી સંભળાવ્યો. તે પ્રમાણેનું રાજાનું કથન સાંભળીને અત્યંત પ્રમોદ પામતાં પુરોહિતે કહ્યું કે—"તમારો પૂર્વનો પુણ્ય પ્રભાવ જાગૃત થયો છે, કે જેથી દાક્ષાયણી દેવીએ સાક્ષાત્ પોતાના દર્શન આપી પ્રસન્ન થઇને આર્યજનોને ઉચિત એવા કાર્યનો તમને ઉપદેશ આપ્યો છે. કારણ કે 'દેવતાઓ સાક્ષાત્ થાય, રાજાઓ સદા પ્રસન્ન રહે અને ઘરમાં યથેચ્છ સંપત્તિ આવે—એ ધર્મનું માહાત્મ્ય છે—એમ સંત જનો કહે છે.' માટે દેવતાના કહ્યા પ્રમાણે એ મંત્રીઓને અખંડિત ભાગ્ય અને સૌભાગ્ય-

યુક્ત અધિકાર આપો કે જેથી આપના રાજ્યનો ઉદય થાય. કારણ કે રાજાઓ ન્યાયનિષ્ઠ, ગુણોમાં ગરિષ્ઠ અને બુદ્ધિમાં વિશિષ્ટ એવા પ્રધાનને ઘણા પુણ્યથી જ મેળવી શકે છે. વળી હે દેવ ! ક્ષાર જળનું પાન કરવાથી જેમ ક્ષણવારમાં શરીરની શોભા નાશ પામે છે તેમ કુમંત્રીને રાજ્યમાં સ્થાપન કરતાં પ્રજાની લક્ષ્મીનો નાશ થાય છે. જેમ સર્પના મુખમાં કે તેણે ડશેલ કલેવરમાં રૂધિર રહેતું નથી-તેમ દુષ્ટ અધિકારી આવતાં રાજા કે પ્રજાને ધનનો લાભ થતો નથી. વળી વનરાજ પણ દેવને પણ અતિ દુર્લભ એવી આ ગુર્જર દેશના ઐશ્વર્યની સંપત્તિ મહા અમાત્યના બળથી જ પામ્યો હતો. હે રાજન્ ! આપની પાસે દેવીએ જે મંત્રિવરોને નિવેદન કર્યા છે તે રાજવ્યાપારને બહુ સારી રીતે ચલાવી શકે તેવા છે, ન્યાયશાસ્ત્રમાં વિશારદ છે, બહોંતેર કળાઓમાં કુશળ છે, સર્વ દર્શનોમાં પ્રમાળ છે, જિનધર્મના ધોરી છે અને પુરૂષોત્તમ સમાન છે. વળી તે શત્રુંજય તથા ગિરનારની યાત્રા કરીને અત્યારે રાજસેવાને માટે જ અહીં આવ્યાં છે. તેઓ પહેલાં મને મળેલા પણ છે. હે દેવ ! હવે જો આપ આદેશ આપતા હો તો તેમને અહીં લાવીને હું આપની સમક્ષ હાજર કરૂં. તારા પુરોહિતનાં આ પ્રમાણેનાં વચનો સાંભળી તેમણે આદેશ આપ્યો એટલે બંને રાજાનો આદેશ થતાં પુરોહિત સારા વેશવાળા અને વિનીત એવા તે બંનેને રાજાની પાસે તેડી લાવ્યો. પછી ઉત્તમ વસ્તુની ભેટ મૂકીને પોતાના લઘુ બંધુ સહિત વસ્તુપાલ, પ્રસાદથી મધુર (પ્રસન્ન) આકારવાળા એવા તાતસહિત વીરધવલ રાજાને નમ્યો. એટલે સન્માન અને આસન આપતાં તેમનું આંતરિક ગૌરવ સાચવીને પિતાની આજ્ઞાથી વીરધવલ રાજા બોલ્યા કે-"તમારી આકૃતિ તમારામાં ગુણ-સમૃદ્ધિ સૂચવે છે, નમ્રતા કુલ-વિશુદ્ધિ દર્શાવે છે, વાણી શાસ્ત્રબોધ સૂચવે છે અને સંયમ વયની અધિકતા સૂચવે છે. આપના જેવા પુરૂષોથી સ્વામીના પિતૃકુળ શ્લાઘ્યતાને પામે છે, મનોરથરૂપ વૃક્ષ સફળ થાય છે અને યશની સાથે લક્ષ્મી વૃદ્ધિ પામે છે. અહો ! જ્યાં યૌવનમાં પણ કામવિકાર નથી, ધન કે વિનયની મર્યાદાનો વ્યતિક્રમ નથી અને દુર્જન સાથે પણ જ્યાં લેશમાત્ર કપટભાવ નથી એવી આ તમારી નવીન આકૃતિ કોણે બનાવી

છે ? આ ભૂતલપર જે તે પ્રકારના ધર્મકર્મથી સંપત્તિ મળવી તો સુલભ છે પણ જેનાથી ઉત્તમ પુરૂષરત્નની પ્રાપ્તિ થાય એવાં સુકૃતો અત્યંત દુર્લભ છે. ન્યાયધર્મમાં નિપુણ અને સૂર્ય ચન્દ્ર સમાન મહાતેજસ્વી એવા તમારા જેવા બે બંધુઓ અત્યારે અમારા લોચનના અતિથિ થયા એ અમારા પૂર્વ પુણ્યનોજ પ્રભાવ સમજવો. આજે ઓચિંતો એકી સાથે અમારા ઘરમાં ચારે બાજુથી પુણ્યનો પ્રભાવ પ્રકટ થયો જણાય છે કે જેથી રાજ્યભારને વહન કરવામાં અપૂર્વ ધોરી સમાન તમે અમારા નગરમાં આવ્યા. અમને પિતા પુત્રને જે આ મહારાજ્ય પ્રાપ્ત થયું છે તેમાં તમને મુખ્ય પ્રધાન બનાવવાનો અમારો દૃઢ વિચાર થયો છે, તેથી ગર્જના કરતા હાથી, અશ્વો, અને પદાતિઓથી પરિપૂર્ણ આ રાજ્ય, ન્યાય વિનય અને ધર્મના સાક્ષીરૂપ આ સમસ્ત લક્ષ્મી તથા જેનાથી ત્રણે જગતનો ઉપકાર થઈ શકે એવો આ રાજ્યકારભાર અત્યારે અમે તમારા હસ્ત-કમળમાં સોંપીએ છીએ."

આ પ્રમાણેની પ્રસાદથી મધુરી તથા આનંદામૃતને ઝરનારી એવી રાજાની વાણી સાંભળીને તે બંને ભાઇઓ વિચારવા લાગ્યા કે-'અહો ! આ સમર્થ રાજાઓએ પૂર્વે સાંભળવામાં કે જોવામાં પણ નહીં આવેલ એવું જે મહામાન આપણને એકાએક આપ્યું તે ખરેખર ધર્મનો જ પ્રભાવ છે. કહ્યું છે કે-'પ્રેમાળ પત્ની, વિનયી પુત્ર, ગુણી બંધુ, માયાળુ સ્વજનો, અત્યંત ચતુર મિત્ર, સદા પ્રસન્ન સ્વામી, નિર્લોભી અનુચર અને સુબંધુ (સ્વજનો) તથા મહામુનિઓના ઉપભોગમાં આવે તેવું ધન-આ શુભશ્રેણિ પૂર્વ પુણ્યના ઉદયથી કોઇકને જ પ્રાપ્ત થાય છે.' આ પ્રમાણે વિચાર કરી પોતાની દંતપંક્તિના પ્રકાશથી વસુધાને ધવલિત કરતો વસ્તુપાલ રાજાને કહેવા લાગ્યો કે-"હે દેવ ! તે જ સેવકો પુણ્યવંત અને ગુણવંત જનોમાં અગ્રેસર ગણાય છે કે જેને પોતાનો સ્વામી પ્રસન્ન મુખકમળ સાથે મધુર રીતે બોલાવે છે. આ પૃથ્વીમાં રાજા સમાન અન્ય કોઈ તીર્થ નથી કે જેનું મુખકમલ જોવાથી સજ્જનોના અપાયરૂપ* પાતક સત્વર નષ્ટ થાય અને અભીષ્ટ સંપત્તિ પ્રાપ્ત થાય. પ્રસાદસહિત મુખવાળા રાજાની દૃષ્ટિ જ્યાં

* કષ્ટ

જ્યાં વિલાસ કરે છે, ત્યાં ત્યાં શુચિતા, કુલીનતા, દક્ષતા અને સુભગતા પ્રાપ્ત થાય છે; છતાં કંઈક મારે આપને વિજ્ઞપ્તિ કરવાની છે તે આપ બરાબર ધ્યાન દઈને સાંભળો, કારણ કે સજ્જનોની વાણીમાં ન્યાયની સાથે કંઈક કઠોરતા પણ રહેલી હોય છે, પરંતુ તે સાંભળવાનો અધિકાર આપનેજ છે. 'હે દેવ! જે સારા હતા તે તો ત્રણે યુગ ગયા અને અત્યારે તો કલિયુગ વર્તે છે કે જેમાં સેવક કે સ્વામીમાં કૃતજ્ઞતા પ્રાયે દેખાતી નથી. અજ્ઞાનવડે રાજાઓની દૃષ્ટિ નષ્ટ થયેલી હોવાથી તેઓ લોભાંધ સેવકોનેજ અધિકારી બનાવે છે અને તેઓ તેમને એવે માર્ગે દોરી જાય છે કે જ્યાં તેઓ વ્યાકુળ થઈને તરતજ વિનાશ પામે છે. કોઈ પણ સેવક સર્વથા લોભરહિત વૃત્તિથી સ્વામીની સમતાયુક્ત સેવા કરતો નથી, તથાપિ સુજ્ઞ જનોએ એવો આચાર રાખવો ઘટિત છે કે જેથી પરલોકને બાધ ન આવે તથા આ લોકમાં નિંદા ન થાય. સુહૃદ્ જનોનો ઉપકાર થઈ શકે અને શત્રુઓનો અપકાર થઈ શકે તેટલા માટે સુજ્ઞ જનો રાજાનો આશ્રય કરે છે, કેવળ પોતાનું ઉદર-પૂરણ તો કોણ કરતું નથી? તેથી હે દેવ! ન્યાયને આગળ કરી, ખલ જનોને દૂર કહાડી, સહજ શત્રુઓનો જય કરી અને શ્રીપતિના ચરિત્રનો આદર કરીને જો આપ વસુધાનો ઉદ્ધાર કરવા માગતા હો તો આપે કરેલો પ્રગટ આદેશ (હુકમ) મારે શિરસાવંદ્ય છે, નહિ તો આપને સ્વસ્તિ થાઓ. હે નાથ! આપની અનુપમ રાજ્યવ્યવસ્થાનો અધિકાર પામીને મારે રાજભવનના ભંડારની સાથે પ્રજાને પણ ઉન્નતિએ લાવવી છે, અન્ય રાજપુત્રો (રજપુતો) વિગેરેના અન્યાય દૂર કરવાના છે અને દેવ-ગુરૂની ત્રિવિધ રીતે સેવા બજાવવી છે. પરંતુ અમે મંડલીનગરથી પોતાના કુટુંબ અને ધન સાથે અત્યારે આપની સેવા કરવા અહીં આવ્યા છીએ, અને હાલ સાધુની રત્નત્રયીની જેમ અથવા શંભુના ત્રણ ગુણની જેમ અમારા ઘરમાં ત્રણ લાખ દ્રવ્ય છે. જ્યારે કોઈ ચાડીયા વિગેરેના કહેવાથી આપના હૃદયમાં અમારી ઉપર વિપરીતભાવ પેદા થાય ત્યારે આપની ઇચ્છા પ્રમાણે અમારી પાસે અત્યંત દુસ્સહ સરત કરાવીને તે ધન અને અમારા પરિવાર સાથે અમને મુક્ત કરવા. આ સંબંધમાં આપના કુલગુરૂની સાક્ષીએ આપે અમને વચન આપવું પડશે."

આ પ્રમાણે કહીને વસ્તુપાલ મંત્રીશ્વર વિરામ પામ્યા, એટલે સ્મિતના મિષે સ્નેહસહિત પ્રસાદરૂપ અમૃતને વરસાવતાં રાજાએ કહ્યું કે-'આ સર્વાંગ સામ્રાજ્ય અને આ રાજ્ય-સંપત્તિ, એ બધું અમે તમનેજ સ્વાધીન કરીએ છીએ, અને આ સંબંધમાં શંભુની આજ્ઞા તેમજ પિતા તથા સોમેશ્વર ગુરૂ સદાને માટે મારા સાક્ષીભૂત (જમાન) છે.' આ પ્રમાણે વિકસિત મનથી સત્ય વાણી કહીને અંતરમાં પ્રસન્ન થયેલા ચુલુક રાજાએ સુકૃતભાગી એવા તે બંને મંત્રીશ્વરોના કર-કમળને સુવર્ણ-મુદ્રાથી સુશોભિત બનાવી દીધા અને પ્રસન્ન થયેલા તે રાજાએ મહા પરાક્રમી એવા વસ્તુપાલને મહા અદ્ભુત શોભાવાળા એવા શ્રીસ્તંભતીર્થ (ખંભાત) ની તથા ધવલક્ક નગરની પ્રભુતા (કુલ સત્તા) આપી.

સ્વાભાવિક પ્રજ્ઞાના પ્રકર્ષથી નિર્મળ તેજવાળા એવા તે બંનેને રાજા તરફથી સમસ્ત રાજસત્તા સોંપવામાં આવતાં કુલદેવતાના અદ્ભુત માહાત્મ્યથી તથા તેમના પુણ્યના પ્રભાવથી જગતમાં તેમની અતિશય ખ્યાતિ પ્રસરવા લાગી. તે વખતે તીર્થંકરનો જન્મ થતાં અને સૂર્યનો ઉદય થતાં જીવલોક જેમ પરમ ઉત્કર્ષને પામે, તેમ રાજમંદિરમાં મહોદય થવા લાગ્યો અને અર્થીજનોના મનોરથની શ્રેણિની સાથે દેશ, કોશ, અશ્વો તથા હસ્તીઓની સંપત્તિમાં રાજા તથા જિનશાસન મહોદયને પામ્યા. પછી વિઘ્નોની શાંતિને માટે સુપાત્રે દાન આપી નગરના સમસ્ત લોકોને વિવેકથી પ્રસન્ન કરીને અતિથિની જેમણે પૂજા કરી છે એવા તથા અનેક ક્ષત્રિયોથી સેવાતા એવા તે બંને મંત્રીશ્વરો રાજાએ આપેલા એક પ્રૌઢ મંદિરમાં નિવાસ કરીને રહ્યા. એ વખતે જેમનો ઉત્સાહ વધારવામાં આવેલો છે એવા નગરવાસીઓએ વિવિધ ભેટ ધરીને તે રાજ્યદત્ત મંદિરમાં પ્રવેશ કરતી વખતે તેમનો વર્ધાપન-મહોત્સવ કર્યો. આ અવસરે વેદવિદ્યામાં કુશળ તથા શાંતિ-કર્મને કરતા એવા બ્રાહ્મણો બહુજ આનંદ સાથે વેદોચ્ચારપૂર્વક તેમને આશીર્વાદ આપવા લાગ્યા, બધા લોકોને આનંદ પમાડનારા એવા બંદીજનો જય જય શબ્દ બોલવા લાગ્યા તથા સધવા સ્ત્રીઓ મંગલને માટે ઉંચે સ્વરે ધવલમંગલ ગાવા લાગી પછી પોતાના લઘુ બાંધવસહિત જંગમ કલ્પવૃક્ષ સમાન એવો વસ્તુપાલ મંત્રીશ્વર સમસ્ત પ્રજાના મનોરથને પૂરવા લાગ્યો.

એ પ્રમાણે રાજ્યલક્ષ્મી તથા સર્વાધિકારની સ્થિતિ પામીને ચંડપ વંશના મૌક્તિકમણિસમાન અને તેજપાલ સુબંધુએ જેનો ઉત્સાહ વધારેલો છે એવા તથા કલિકાલરૂપ કુંજરને જે સિંહસમાન છે એવા સુજ્ઞ શ્રીમાન્ વસ્તુપાલ મંત્રી સપ્તાંગ રાજ્યનો ઉદય કરતા સતા પ્રજાને આનંદ આપવા લાગ્યા.

इति महामात्यश्रीवस्तुपालचरित्रे तपागच्छाधिपति सोमसुंदरसूरि श्री जयचंद्रसूरिशिष्यपंडितश्रीजिनहर्षगणिकृते हर्षांके मंत्रि–नरेंद्रवंश–देवतादेश–राज्यव्यापारप्राप्तिवर्णनो नाम प्रथमः प्रस्तावः ॥१॥



## દ્વિતીય પ્રસ્તાવ

વસ્તુપાલ મંત્રી નિરંતર પવિત્ર થઈને અતિશય ભાવથી સર્વ અભીષ્ટને આપનાર એવા શ્રીજિનેશ્વરની પૂજા કરતા હતા. કહ્યું છે કે, 'હે ભવ્ય જનો! વિપુલ અને અનુપમ મંગળના કારણરૂપ, દુરિત–સંતતિના તાપને દૂર કરનાર તથા પ્રાણીઓના સર્વ મનોરથને પૂરણ કરનાર એવી જિનપૂજા તમે નિરંતર કરો.'

એકદા પોતાના પરિવાર સાથે તથા સુબુદ્ધિના સાગર એવા પોતાના બંધુ તેજપાલ સાથે પૌષધશાળામાં આવીને વસ્તુપાલ મંત્રીશ્વરે ભક્તિપૂર્વક આગમને જાણનારા એવા દેવપ્રભ ગુરુને વંદન કર્યું, કારણ કે ગુણવંત જનોની સમ્યક્ પ્રકારે પૂજા કરવી એજ વિવેકવૃક્ષનું ફળ છે. તે પ્રસંગે ગુરૂમહારાજે તેની આગળ પુણ્યરૂપી આરામને સુધાની નીક સમાન, પાપને દૂર કરનાર તથા માર્ગને બતાવનાર એવી આ પ્રમાણે ધર્મદેશના આપી–

"શરીરે આરોગ્ય, ભાગ્યનો અભ્યુદય, સ્વજનોમાં પ્રભુત્વ, ભુવનમાં મહત્વ, ચિત્તમાં વિવેક અને ઘરમાં વિત્ત એ મનુષ્યને પુણ્યના પ્રભાવથી પ્રાપ્ત થાય છે. આ જગતમાં પરમ હિતકારક એક ધર્મ જ જયવંતો વર્તે છે કે–જે બંધુરહિત જનને બંધુસમાન છે, મિત્ર-રહિતને મિત્રસમાન છે, વ્યાધિની વ્યથાથી બેહાલ થયેલાને સારા ઔષધ સમાન છે, રાતદિવસ દરિદ્રતાથી જેમનું મન પીડિત છે એવા

જનોને તે ધનસમાન છે, અનાથનો નાથ છે અને ગુણહીન જનોને ગુણના નિધાનરૂપ છે. સર્વ ધર્મોમાં ઉપકારને ઉત્કૃષ્ટ ગણેલો છે અને ધર્મ સર્વથા સુખકર છે' એ વાત સર્વ દર્શનોને સંમત છે. ઉપકાર દ્રવ્યથી અને ભાવથી–એમ બે પ્રકારે કહેલો છે, સુજ્ઞ જનોએ સર્વ પ્રાણીઓપર યથાશક્તિ ઉપકાર કરવો. દુઃખથી આર્ત થયેલા એવા નીચ જનો પણ જેવો તેવો તપ તો કરે છે, પણ લોકોપર ઉપકાર કરવાને તો મહાજનો જ સમર્થ થાય છે. વળી કહ્યું છે કે–'અપકાર કરવાને તો વિષધરો (દુર્જનો) પણ સમર્થ છે, પરંતુ ઉપકાર કરવો તે ઇંદ્રને પણ દુષ્કર છે.' આ જગતમાં કેટલાક વિદ્વાનો હોય છે, કેટલાક યોગીઓ હોય છે, કેટલાક ગુણોમાં વિદગ્ધ હોય છે, કેટલાક મદોન્મત્ત હાથીઓના કુંભસ્થલને ભેદનારા પ્રસિદ્ધ અને પ્રૌઢ વીરજનો હોય છે, કેટલાક સદાચારી હોય છે, કેટલાક રૂપવડે સુંદર હોય છે અને કેટલાક મોટા પ્રતિષ્ઠિત હોય છે; પરંતુ જેની શક્તિ સદા પરોપકારમાંજ વપરાય છે એવા પુરૂષ તો જગતમાં વિરલાજ હોય છે. દીન, દરિદ્ર, નિરાધાર અને દુઃખિત, તથા ક્ષુધા–તૃષાની પીડાથી અત્યંત પીડિત એવા પ્રાણીઓ પર પવિત્ર દયા લાવી પોતાની શક્તિ પ્રમાણે અન્ન–પાનાદિક આપીને જે તેમને શાંતિ આપવી તેને તત્ત્વજ્ઞ પુરૂષોએ દ્રવ્ય–ઉપકાર કહેલો છે, અને તે પણ આ જગતમાં અદ્ભુત સૌભાગ્ય સંપત્તિના પરમ સ્થાનરૂપ છે. અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, ક્ષમા, સમ્યકત્વ અને શીલયુક્ત મહાત્માઓની અત્યંત ભક્તિ કરવી તથા નિઃસ્પૃહ ભાવથી શોભતા એવા જનોમાં સમ્યગ્જ્ઞાન અને ક્રિયાદિક ગુણોનો આરોપ કરવો તે ભાવ–ઉપકાર કહેવાય છે. સંપત્તિ અને શરીરનું પ્રૌઢ ઐશ્વર્ય પામીને પ્રાયઃ પુણ્યવંત પુરૂષોજ અન્ય પ્રાણીઓપર ઉપકાર કરી શકે છે. સ્વર્ગ અને મોક્ષના સુખો તથા ચક્રવર્તી વિગેરેની સંપત્તિ–એ દ્વિવિધ ઉપકારનુંજ ફળ છે–એમ સુજ્ઞ જનો કહે છે. તેમાં માત્ર દ્રવ્યોપકારથી પણ આ ભવ અને પરભવમાં અનેક પ્રકારની સુખ સંપત્તિ પ્રાપ્ત થાય છે. તે સંબંધમાં ભરત રાજાનું દૃષ્ટાંત આ પ્રમાણે છેઃ–

ભરતક્ષેત્રમાં ઇંદ્રપુરી સમાન અને અદ્ભુત લક્ષ્મીના ધામરૂપ ભોગપુર નામે નગર છે. ત્યાં ભરત નામે રાજા રાજ્ય કરતો હતો.

તે ભાગ્ય અને સૌભાગ્યનું નિધાન તથા પોતાની કીર્તિરૂપ કર્પૂરની સુગંધથી ભારતભૂમિને વાસિત કરતો હતો. વળી તે દ્વિધા ધર્મકળા (ધર્મ અને ધનુર્વિદ્યા)માં કુશળ, દ્વિધા સમિતિ (સંગ્રામ અને રાજ-સભા)માં તત્પર, અને દ્વિધા ક્ષમાભૃત્ (રાજા અને ક્ષમાવાન્)માં મુખ્ય હતો, છતાં તે ત્રણે પ્રકારે વીર* હતો. વળી તે રાજા પોતાના અંતઃકરણમાં સંગ્રામ વખતે શત્રુસમૂહને તથા દાન વખતે સુવર્ણ-સમૂહને તૃણસમાન ગણતો હતો. તેને પ્રશસ્ત શરીરની શોભાથી સર્વ સ્ત્રીઓમાં અગ્રેસર અને નીલકમલસમાન લોચનવાળી સુલો-ચના નામે મહારાણી હતી. તે વિવેકવતી, અને જેના ઉભય પક્ષ (પાંખ)ની શોભા વિશુદ્ધ છે એવી હંસીસમાન વિલસિત ગતિ કર-નારી તથા પોતાના ભર્તાના માનસ (સરોવર)માં વાસ કરનારી હતી. તેમને નિર્મળ સદ્‌ગુણોથી વસુધામાં પ્રખ્યાત અને ભદ્રગજેંદ્રની જેવો પરાક્રમી મહીચંદ્ર નામે પુત્ર હતો. તે રાજાને રાજ-પ્રજાના કાર્યોનો બોજો ઉઠાવવામાં ધુરંધર બુદ્ધિશાળી અને કુલીન એવા ભૂયળ પ્રમુખ મંત્રીઓ હતા. સર્વ ઐશ્વર્યના સુખ-સાગરરૂપ એ ભરત રાજા પરો-પકાર સિવાય અશ્વ કે હસ્તીની ક્રીડામાં, ગીત કાવ્ય કે કથામાં, યુવતિઓની લીલામાં કે નાટક વિગેરેના પ્રેક્ષણમાં લેશ પણ રંજિત થતો નહોતો.

એકદા સુકૃત-જળના પ્રવાહરૂપ એવા તે રાજાએ મંત્રીઓને કહ્યું કે-"મહીચંદ્ર યુવરાજ કુમારની સાથે સારી બુદ્ધિવાળા એવા તમે સમસ્ત રાજ્યની એવી રીતે સંભાળ રાખો કે જેથી લોકમાં ન્યાય અને ધર્મને બાધા ન આવે અને હું તેની સર્વ ચિંતા તજી દઈને હૃદયને અભીષ્ટ એવી વસ્તુઓનું નિર્નિદાન† દાન આપી પ્રાણીઓપર યથાશક્તિ ઉપકાર કરી શકું. જ્યાં સ્વાર્થ કરતાં પરાર્થ (પરોપકાર) અધિક ભાસે છે-તેજ પુરૂષ આ લોકમાં રહ્યા છતાં દેવોથી પણ વખણાય છે, પોતાના પ્રાણ અને ધનનો વ્યય કરીને પણ મનુષ્યે પરોપકાર કરવો. સો યજ્ઞો કરવાથી જેટલું પુણ્ય ન થાય તેટલું પુણ્ય પરોપકાર કરવાથી પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે મંત્રી-

* ધર્મવીર, શૂરવીર, ક્ષમાવીર

† નિયાણા વિનાનું-સુખભોગાદિ ફળપ્રાપ્તિની આશા વિનાનું.

ઓને કહી તેમને રાજ્યકાર્યની ધુરાના અગ્રપદપર સ્થાપન કરીને જેણે પરોપકારની જ એક દીક્ષા ગ્રહણ કરી છે એવો અને દાક્ષિણ્ય-ગુણવાળા જનોમાં અગ્રેસર એવો ભરત રાજા પોતે યથાયોગ્ય સર્વ જનોના મનોરથને પૂર્ણ કરવા લાગ્યો.

એકદા નાના પ્રકારના પ્રાણીઓને વિવિધ પ્રકારના વ્યાધિઓથી ગ્રસ્ત થયેલા જોઇને ચિંતાતુર થયેલ રાજા આ પ્રમાણે ચિંતવવા લાગ્યો કે 'કોઈ પણ પ્રકારના સત્કર્મથી હું સ્ફુરાયમાન ગુણશ્રેણિવાળો રાજા થયો છું, પણ મૃત્યુ, વ્યાધિ અને વિયોગથી વ્યાકુલ થતા પ્રાણીઓનું રક્ષણ કરવાને મારામાં કંઈ પણ સામર્થ્ય નથી, તેથી આ મારી સંપત્તિની સાથે એક સામાન્ય જંતુની જેમ મારૂં પ્રૌઢ ઐશ્વર્ય પણ વૃથા છે. અને તેથી ચંચાનર (ચાડીયા) ની જેમ યોગ-ક્ષેમ*થી રહિત હોવાથી મારૂં રાજાપણું નામ માત્રજ છે. કારણ કે રોગથી પરવશ થઈ ધર્મરાજના ધામમાં જતા (મૃત્યુ પામતા) એક સામાન્ય મનુષ્યનું રક્ષણ કરવાની પણ મારામાં શક્તિ નથી." આ પ્રમાણેની ચિંતાથી ગ્રસ્ત થયો સતો પોતાના ભવનની સાતમી ભૂમિપર જઈ નિદ્રા માટે જેવો તે શય્યા પાસે જાય છે તેવામાં તેની શય્યામાં સુખનિદ્રાએ સુતેલ, સુવર્ણ સમાન કાંતિથી ભાસુર અને સારી આકૃતિવાળો એવો કોઈ પુરૂષ તેના જોવામાં આવ્યો, અને તેની પાસે સ્ફુરાયમાન સુવર્ણસમાન જ્યોતિથી ગૃહાંગણને પ્રકાશિત કરનાર એવી એક ગુટિકા પડેલી જોવામાં આવી. એટલે વિસ્મયના આવેશથી વિવશ થયેલ તે રાજા ગુટિકા હાથમાં લઈને પોતે પેલા પુરૂષને વાયુ નાખવા લાગ્યો. એવામાં અવિદ્યાની જેમ ઇંદ્રિયોના કાર્યને અટકાવનાર એવી નિદ્રાનો ત્યાગ કરીને પેલો યોગીંદ્ર તરત જ આકાશમાં ઉડ્યો, પણ વધારે ઉડી ન શકવાથી નભસ્તલથી તે જ પલંગપર પાછો પડતાં સમીપે રહેલા રાજાને જોઇને તે યોગી અત્યંત ભયભ્રાંત થઈ ગયો. તેને તેવી અવસ્થામાં જોઇને રાજા દયા લાવીને બોલ્યો કે-'હે ભદ્ર! તું ભય ન પામ, પણ તું કોણ છે અને ક્યાંથી આવેલ છે? તે કહે.' એટલે તે બોલ્યો કે "હું દૂર દેશમાં રહેનાર અને ક્ષત્રિયવંશમાં ઉત્પન્ન

* સુખ મેળવી આપવું તે યોગ અને તેનું રક્ષણ કરવું તે ક્ષેમ.

થયેલ અનંગકેતુ નામે ગુટિકાસિદ્ધ પુરૂષ છું. ગુટિકાના પ્રભાવથી સ્વેચ્છાએ શ્રીપર્વતપર જવા માટે બહુ માર્ગ ઓલંઘતાં શ્રાંત થયેલ હોવાથી વિશ્રાંતિને માટે આપની શય્યાને રક્ષકો વિનાની જોઇને દુર્વિનીત અને જડભરત એવો હું તેપર સુતો અને નિદ્રાવશ થયો. હે રાજન્! અત્યારે જાગ્રત થઇને આકાશમાર્ગે ઉડતાં ગુટિકાના અભાવે ઉડી ન શકતાં હું પાછો પડ્યો, માટે હે વિભો! હે કરૂણાસાગર! અપરાધી એવા મારાપર પ્રસન્ન થઇને પ્રાણીઓને પરમપ્રિય એવું મને જીવિતદાન આપો.” આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને કૃપાળુ રાજા આદરસહિત બોલ્યો કે–‘હે ભદ્ર! કંઈ પણ ભય રાખ્યા વિના આ શય્યાનો આશ્રય લઈ તું તારી ઇચ્છા પ્રમાણે હજુ પણ નિદ્રાસુખ લે, અને હું તારી આગળ બેસીને તને પવન નાંખીશ. કારણ કે સુકૃતોદયથીજ બોલાવ્યા વિના અતિથિ ઘરે આવે છે.’ આ પ્રમાણેનાં રાજાનાં વચન સાંભળી તરતજ શય્યામાંથી ઉઠી વિનયથી રાજાના ચરણ–કમળને નમસ્કાર કરીને તે બોલ્યો કે–‘હે મહારાજ! એમ કરવું આપને ઉચિત નથી, કારણ કે આપના ગુણો સુરાસુર અને મનુષ્યોને આદરણીય છે. વળી સર્વે પ્રાણીઓપર અને વિશેષે સજ્જનોપર અકૃત્રિમ ઉપકાર કરવાથી તમે આ ભારતભૂમિમાં એક તિલકસમાન છો.’ આ પ્રમાણેના તેના કથનથી રંજિત થયેલા રાજાએ તેની ગુટિકા તેને પાછી આપી. કારણ કે મહાપુરૂષને અન્યની સંપત્તિની ઇચ્છા હોતીજ નથી. એ વખતે પેલો પુરૂષ બોલ્યો કે–‘હે દેવ! મારાપર પ્રસાદ કરીને કામધેનુની જેવી અમૂલ્ય અને ઇચ્છિત આપનાર આ ગુટિકાને આપ ગ્રહણ કરો. એના પ્રભાવથી સ્વેચ્છાએ આકાશમાં જઈ શકાય છે અને એના જળ-છંટકાવથી વિવિધ પ્રકારના વ્યાધિઓ નાશ પામે છે.’ તે સાંભળીને રાજા બોલ્યો કે–‘હું પારકું કંઈ પણ લેતો નથી; પરતુ હે સુજ્ઞ! એની પ્રાપ્તિનું સ્થાન તું મને કહે.’ આ પ્રમાણેનો રાજાનો આદેશ થતાં તે વિદ્યાસિદ્ધ પુરૂષ બોલ્યો કે–‘હે સ્વામિન્! દક્ષિણ દિશામાં મલયાચલના મંડનરૂપ શશાંક સમાન મંડલાકાર, નાના પ્રકારના વૃક્ષોથી વિરાજિત અને ભુવનમાં અદ્ભુત એવું રામશેખર દેવનું એક ભવન છે. તે આશ્ચર્યકારી એવી દિવ્ય શોભાથી દેવાંગનાઓને ક્રીડા કરવાના સંકેતસ્થાન સમાન અને અર્થી જનોના

મનોરથને પૂરનાર છે. ત્યાં રહીને તપાવેલા સીસાના રસસમાન અને પ્રાણીઓને ત્રાસકારી એવું તેનું સ્નાનજળ જે મનુષ્ય છ માસ પર્યંત પોતાના મસ્તકપર ધારણ કરે. હે વિભો! તે પુરૂષને છ માસના અંતે આવી ગુટિકા સત્વર પ્રાપ્ત થાય છે, પણ સત્ત્વહીન પુરૂષ તો અગ્નિસમાન તે જળથી ભસ્મજ થઇ જાય છે.”

આ પ્રમાણેની હકીકત સાંભળીને રાજાએ તે પુરૂષને વિસર્જન કર્યો અને પોતે પોતાની શય્યામાં શાંતિથી ક્ષણભર નિદ્રાવશ થયો. પછી તેના વચનને યથાસ્થિત માની, અંજનના યોગે પોતાના રૂપનું પરાવર્ત્તન કરી, કોઈ પણ પરિવારજન ન જાણે તેવી રીતે સત્ત્વશાલી જનોમાં અગ્રેસર એવો રાજા હાથમાં ખડ્ગ લઇને અર્ધ રાત્રે દક્ષિણ દિશા તરફ ચાલતો થયો. રસ્તે ચાલતાં અનેક તીર્થોને વંદન કરતો અને અનેક વનપ્રદેશોનું નિરીક્ષણ કરતો તે રાજા અનુક્રમે મલયાચલની ચૂલિકાપર પહોંચ્યો. ત્યાં સુગંધી ચન્દનવૃક્ષોથી જેનું સર્વાંગ સુગંધમય થઈ ગયેલ છે એવો તે રાજા ચારે બાજુ પર્વતની શોભાને જોવા લાગ્યો. પછી અનુક્રમે તે જગતને આનંદ આપનાર સૌંદર્યવાળા અને રમણીય મણિમય એવા રામશેખર દેવના ભવનમાં પહોંચ્યો, પછી અતિ નિર્મળ એવા વાપી–જળમાં સ્નાન કરી તેમાંથી કમળો લઇને તેણે આદરપૂર્વક રામશેખર દેવની પૂજા કરી. એવામાં ગુટિકાને મેળવવા માટે કષ્ટ સહન કરતા, સત્ત્વહીન અને સ્નાન–જળના તાપથી જેમના શરીર વ્રણમય થઈ ગયા છે એવા અગાઉથી ત્યાં બેઠેલા ઘણા પુરૂષો રાજાના જોવામાં આવ્યા. એટલે રાજાએ કોઈ એક પુરૂષને પૂછ્યું કેઃ–‘તમારા જેવા અહીં કેટલા મનુષ્યો છે?’ તે બોલ્યો કે–‘અમે અહીં એકસો મનુષ્યો છીએ.’ એટલે રાજાએ ચિંતવ્યું કે–‘મારે અહીં કાર્યસિદ્ધિ થવી દુઃસાધ્ય છે.’ તથાપિ સત્ત્વનું અવલંબન કરીને ગંગાના પ્રવાહને મહાદેવે મસ્તકપર ધારણ કર્યું હતું તેમ સ્નાન–જળ ધારણ કરવાને રાજાએ પોતાનું મસ્તક પ્રણાલી નીચે સ્થાપન કર્યું. એટલે વિજળીના ઉદ્યોતસમાન અને કાયર જનોને ત્રાસના કારણરૂપ જળ રાજાના મસ્તકપર પડતાં ચમકવા લાગ્યું. અને સ્થિર આસનથી બેઠેલા રાજાની આગળ તે જળપ્રવાહમાંથી સ્ફુરાયમાન પ્રભાવવાળી એક

ગુટિકા તરત જ પ્રગટ થઈ. તેને હાથમાં લઇને દુઃખી પ્રાણીઓપર પ્રેમાળ એવા રાજા ચિંતવવા લાગ્યો કે 'આ લોકોના મનોરથ હજુ સુધી અપૂર્ણ છે તો ત્યાર અગાઉ મારાથી મારો સ્વાર્થ કેમ સધાય? કારણ કે દૃષ્ટિગોચર થયેલા ક્ષુધા-તૃષાથી પીડિત જનોને નિરાશ રહેવા દઇને મહાપુરૂષોને ભોજન કરવું યુક્ત નથી, તેમ મનોભીષ્ટ મેળવવાની ચિંતામાં નિમગ્ન થયેલા આ બધાને મૂકીને મારે પોતાનો સ્વાર્થ સાધી લેવો યોગ્ય નથી.' આ પ્રમાણે ચિંતવીને રાજાએ તે ગુટિકા કોઈ એક પુરૂષને આપી દીધી. એ રીતે બીજી ગુટિકા મેળવીને બીજાને આપી. એવા અવસરે નરેંદ્રના અતુલ સત્ત્વથી સંતુષ્ટ થયેલો રામશેખર દેવ પ્રત્યક્ષ થઇને આ પ્રમાણે કહેવા લાગ્યો કે-'અહો! રાજાઓમાં મુગટ સમાન નરેન્દ્ર! સમસ્ત વિશ્વ કરતાં તમારૂં સત્ત્વ, ધૈર્ય અને આંતરિક કારૂણ્ય કંઈ અલૌકિક જ છે. અહો! લોકમાં કે શાસ્ત્રમાં જોવામાં કે સાંભળવામાં પણ નથી આવી એવી અનુપમેય તમારી મનોવૃત્તિ અને પરોપકાર બુદ્ધિ છે. છ માસ કષ્ટ કરતાં પણ આ એક ગુટિકા પ્રાપ્ત ન થાય-તેવી બે ગુટિકા તમારા સત્ત્વથી તમે એક જ દિવસમાં પ્રાપ્ત કરી, અને તે બંને તૃણની જેમ એક ક્ષણવારમાં અન્ય અર્થી જનોને આપી દીધી. તે સત્ત્વથી હું રામશેખર નામે દેવ તમારાપર સંતુષ્ટ થયો છું. માટે હે રાજન્! તમે મનોવાંછિત ફળને આપનાર વર માગો. કારણ કે અનઘ (નિર્દોષ) એવું દેવદર્શન કોઇને પણ નિષ્ફળ થતું નથી.' રામશેખરદેવનાં આ પ્રમાણેનાં વચનો સાંભળીને વિનીત રાજાએ તેને નમસ્કાર કરીને કહ્યું કે-'હે શ્રેષ્ઠ દેવ! મારા પવિત્ર પુણ્યોદયથી જો તમે મારા પર સંતુષ્ટ થયા હો, તો મૌનાવલંબી એવા આ સર્વે જનોને તમારા ચરણરૂપ કલ્પવૃક્ષની સેવાના રસિક બનાવી એમના મનોરથ પૂર્ણ કરો.' રાજાના આવા નિઃસ્પૃહતાવાળા વચન સાંભળીને અધિક રંજિત થયેલ યક્ષરાજ રાજાને કહેવા લાગ્યો કે-"હે રાજન્! આ લોકો સત્ત્વહીન હોવાથી મારા પ્રસાદને યોગ્ય નથી, છતાં આપનું વચન ઇંદ્રને પણ અનતિક્રમ[1] છે તો હે રાજન્! મારા જેવા એક સામાન્ય દેવની શી વાત?" એમ કહીને રાજાના અનુગ્રહથી તે દેવે ચેલા

---

૧ ઉલ્લંઘી ન શકાય એવું

પોતાનાં સાત ભૂમિવાળા ભવનમાં આકાશમાર્ગે ઉતર્યો. તરત જ નગરજનોના સર્વ વ્યાધિ એકી સાથે દૂર થઈ ગયા. એ અવસરે સંભ્રમથી જેનું વસ્ત્ર સ્ખલિત થયું છે એવા મહીચંદ્ર કુમારે મંત્રી વિગેરે પરિવાર સહિત ત્યાં આવી તાતના ચરણમાં નમસ્કાર કર્યો અને ન્યાય-ધર્મની અભિવૃદ્ધિથી સર્વ પ્રજા આનંદ પામી.

પછી પોતાના કુમાર વિગેરેને રાજાએ પૂછ્યું કે-'સમસ્ત પ્રજા વિઘ્ન રહિત અને આબાદ છે?' એટલે સચિવાદિક બોલ્યા કે-'હે સ્વામિન્! આપના પ્રસાદથી સર્વ સુખી છે.'

અન્યદા સાથે લાવેલા પેલા પુરૂષનું સત્ક્રિયાવડે સન્માન કરીને તેના સ્વરૂપને જાણવાની ઇચ્છાથી જેટલામાં રાજા તેને કંઇક પૂછવા જાય છે, તેવામાં કોઈ સુંદરાકાર પુરૂષે આકાશમાંથી ઉતરીને અતિશય મનોહર એક હાર રાજાને અર્પણ કર્યો. એટલે પોતાના શરીરની જેવા મનોહર તે મુક્તાહારને હાથમાં લઇને રાજાએ તેને કહ્યું કે-'હે ભદ્ર! તું કોણ છે? અને આ મુક્તાહાર શા કારણે તું મને આપવા ઇચ્છે છે?' તે પુરૂષ પ્રણામ કરીને બોલ્યો કે-'હે દેવ! દેવોને પણ દુર્લભ એવો આ હાર તમને શા કારણે હું અર્પણ કરવા માગું છું તે સાંભળો.'

'આ ભરતક્ષેત્રમાં સિંહલદ્વીપના મંડનરૂપ જયાવર્ત નામે નગર છે. ત્યાં રત્નપ્રભ નામે રાજા રાજ્ય કરે છે. અત્યંત સૌંદર્ય-સંપત્તિવાળા એવા તે રાજાને રત્નવતી નામે રાણી છે, તે જગતમાં પ્રશસ્તિની જેમ નિર્મળ પ્રભાથી અદ્ભુત, પતિવ્રતા, ગુણવતી, જૈન ધર્મ પરાયણ, પ્રાજ્ય સામ્રાજ્યની સૌખ્ય, લક્ષ્મીના એક સારરૂપ તથા મૃગલીના જેવા મનોહર લોચનવાળી છે. એકદા તેમના ભવનમાં અસીમ પ્રશમના સાગર અને ગુણોથી પ્રસન્નતાને ધારણ કરતા એવા સુવ્રત નામે મહામુનિ પધાર્યા. એટલે સુષ્ઠુ દિવસના ઉદયને કરતા એવા તેમને સૂર્ય સમાન ભાસુર જોઇને તે રાણીનું મુખ-કમળ પદ્મિનીની જેમ અત્યંત પ્રફુલિત થયું. પછી તેમને આસનપર બેસાડી વંદના કરીને તે રાણીએ અંજલિ જોડી પૂછ્યું કે-'હે ભગવન્! જંગમ તીર્થરૂપ આપ આજે અહીં ક્યાંથી પધાર્યા છો?' એટલે તે મહાત્મા બોલ્યા કે-'હે ભદ્રે! કલ્યાણસ્વરૂપ એવા અષ્ટાપદ તીર્થપરથી ચારણશ્રમણ

પ્રત્યેક મનુષ્યને એકેક ગુટિકા આપીને સર્વના મનોરથ પૂર્ણ કર્યા. પછી અધિક પ્રસન્ન થયેલા તે દેવે સર્વ અભીષ્ટાર્થને સાધનારી એક દિવ્ય ગુટિકા રાજાને અર્પણ કરી. એટલે તે દેવને નમસ્કાર કરી તે ગુટિકાના મહા પ્રભાવથી ગરૂડની જેમ લીલાપૂર્વક આકાશ-માર્ગે જતાં તે કૌતુકી રાજા રાષ્ટ્રકૂટની ભૂમિના ભાલ તિલક સમાન અરિષ્ટપુર નગરે પહોંચ્યો. તે નગરની બહારના અતિશય આનંદને આપનારા ઉદ્યાનમાં ભ્રમણ કરતાં રાજાએ સાધુઓની શ્રેણિથી સુસેવિત એવા સુવ્રતાચાર્યને જોયા એટલે કૃત્યને જાણનાર એવો રાજા પંચાંગ નમનપૂર્વક તેમને વંદન કરીને તેમની આગળ બેઠો. અને આ પ્રમાણે ધર્મદેશના સાંભળીઃ-

"આ અપાર સંસારમાં મહાભાગ્યયોગે મનુષ્ય જન્મ પામીને જે પ્રાણી વિષય સુખમાં લીન થઈ ધર્મ સાધન કરતો નથી તે મૂર્ખ જનોમાં શિરોમણિ સમુદ્રમાં બુડતાં શ્રેષ્ઠ નાવને મૂકી દઈને પથ્થરની શિલા લેવાને મથે છે. ધર્મથી સારા કુળમાં જન્મ, શરીરની સુંદરતા, સૌભાગ્ય, દીર્ઘ આયુષ્ય, બળ, નિર્મળ યશ, વિદ્યા અને અર્થ-સંપત્તિ પ્રાપ્ત થાય છે. મહા ભયંકર એવી સંસારરૂપી કાંતારમાં* ધર્મ જ નિરંતર રક્ષણ કરનાર છે. સમ્યક્ પ્રકારે આરાધેલો ધર્મ સ્વર્ગ અને મોક્ષને પણ આપે છે. એ ધર્મ-સુદેવ, સુગુરૂ અને સુધર્મ-એ ત્રણ તત્વની શ્રદ્ધાનપૂર્વક સાધુ અને શ્રાવકના ભેદથી બે પ્રકારે કહેવામાં આવેલો છે."

ઇત્યાદિ દેશના સાંભળીને રાજાએ તે વખતે શ્રી ગુરૂની પાસે સમ્યગ્દર્શનથી પવિત્ર એવો શ્રાવકધર્મ અંગીકાર કર્યો. પછી ગુરૂમહારાજને ભક્તિપૂર્વક નમસ્કાર કરીને જન-સંપત્તિને જોતાં કૌતુકી રાજાએ નગરમાં પ્રવેશ કર્યો. એવામાં રોષથી રક્ત થયેલા રાજપુરૂષો કોઈ સારી આકૃતિવાળા પુરૂષને વધ્યભૂમિ તરફ લઈ જતા હતા. તે જોઇને નગરજનોને વિસ્મય પમાડતો, મહાતેજસ્વી તથા પવિત્ર દયારૂપ અમૃતનો સાગર એવો રાજા રસ્તે જતાં તે રાજપુરૂષો પાસેથી તરત જ પેલા વધ્ય પુરૂષને ઉઠાવીને આકાશમાં ઉડ્યો. અને સત્વશાળી એવો તે વાયુવેગથી તરત જ પોતાને નગરે આવ્યો. ત્યાં તે

---

* અટવીમાં

બંધાવ્યું. એટલે ત્યાં વિવિધ દેશોથી આવતા ધુરંધર શ્રાવકોથી જેનું વર્ણન ન થઈ શકે તેવા મહોત્સવો થવા લાગ્યા અને મહાયાત્રા પ્રવર્ત્તી.

એકદા તે ચૈત્યમાં જિનેશ્વરોને વંદન કરવાને માટે જેમના પાપ શાંત થઈ ગયાં છે એવા તથા સૂર્યના તેજને પણ વિડંબના પમાડનારા એવા ચારણશ્રમણ પધાર્યા. તેમને નમસ્કાર કરીને નિર્મળ શક્તિને ધારણ કરનાર એવા વિનયી રાજાએ પૂછ્યું કે-'હે ભગવન્! આ ગગનગામિની ગુટિકા મને કોણે આપી?' એટલે હે રાજન્! ત્રણ જગતને આશ્ચર્ય ઉપજાવનાર એવું તમારૂં ચરિત્ર તેમણે તે રાજાની આગળ કહી સંભળાવ્યું. એટલે કૃતજ્ઞ એવા તે રાજાએ મારા હાથે આ વિષાપહારી હાર આપને મોકલ્યો છે. માટે હે રાજન્! રત્નપ્રભ રાજાપર પ્રસાદ કરીને પ્રીતિ-પલ્લવના કારણભૂત આ હાર આપ ગ્રહણ કરો."

આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને ભરત રાજા વિસ્મય પામીને ચિંતવવા લાગ્યો કે-'અહો! રત્નપ્રભ રાજા કૃતજ્ઞ જનોમાં એક મંડનરૂપ છે. કેમકે મારા કરેલા એક અણુ માત્ર ઉપકારને ન વિસારતાં તે સુમેરૂ સમાન પ્રત્યુપકાર કરવાને ઈચ્છે છે.' પછી તે પુરૂષને પ્રમોદ પમાડતાં રાજાએ કહ્યું કે-'હે ધીમાન્! વધારે શું કહું? તારો સ્વામી ધન્ય પુરૂષોમાં અગ્રેસર છે, કે જે એક સામાન્ય લઘુ ઉપકારને પણ મોટામાં મોટો માની રાજ્યલક્ષ્મીના સારભૂત આ હાર મને આપવાને ઇચ્છે છે, પરંતુ હે ભદ્ર! હું બીજા કોઇની સદ્વસ્તુ* ગ્રહણ કરતો નથી. તથાપિ આ દિવ્ય હારની ઉત્પત્તિ મને કહે.' એટલે તે કહેવા લાગ્યો કે, 'હે દેવ! સાંભળો. અમારા સ્વામીના રાજ્યમાં પ્રજાપાલનમાં તત્પર, રાજ્યકારભારની ધુરાને ધારણ કરનાર, જિનશાસનરૂપ કમળને વિકસાવવામાં સૂર્ય સમાન, તથા ન્યાયમાર્ગના દીપક તુલ્ય મતિસાગર નામે મુખ્ય પ્રધાન હતો. તે સમ્યક્ત્વપૂર્વક શ્રાવક ધર્મનું આરાધન કરીને પ્રથમ દેવલોકમાં ઇંદ્રનો સામાનિક દેવ થયો. તેણે અમારા રાજામાં ત્રિવિધ શુદ્ધ અને સ્થિરતાયુક્ત એવા સમ્યક્ત્વ ગુણની પરીક્ષા કરીને સંતુષ્ટ થઈ પ્રત્યક્ષ આવીને આ હાર તેને આપ્યો છે.' આ પ્રમાણેનું તેનું કથન સાંભળીને નિઃસ્પૃહ જનોમાં શિરોમણિ

* ઉત્તમ વસ્તુ-કિમતી વસ્તુ

એવો હું માસખમણના પારણે અહીં આવ્યો છું.' આ પ્રમાણે મુનિનું કથન સાંભળીને રાણીએ તે અષ્ટાપદ તીર્થનું સમસ્ત સ્વરૂપ અને માહાત્મ્ય તેમને પૂછ્યું. એટલે તે મહાત્માએ તે બધું તેને કહી સંભળાવ્યું. તે સાંભળીને તે તીર્થની યાત્રા સ્નાત્ર અને પૂજનથી પ્રગટ થતા મહાન્ લાભને જાણી તે સતી સ્ત્રી તે તીર્થની યાત્રા કરવાની ઉત્કંઠાના રસથી આકુળ વ્યાકુળ થઈ ગઈ, અને સત્ય બ્રહ્મ (બ્રહ્મચર્ય)માં જેણે પોતાના આત્માને સ્થાપિત કર્યો છે એવી તે રાણીએ તે તીર્થને વંદન કરવાના નિમિત્તે વંદન ન થાય ત્યાં સુધીને માટે ભોજનાદિકના ત્યાગનો અભિગ્રહ ધારણ કર્યો. પછી ગગનગમનના સામર્થ્ય વિના અષ્ટાપદ ગિરિપર જવાને અસમર્થ એવી તે આ પ્રમાણે ભાવના ભાવવા લાગી કે–'અહો! ચારણશ્રમણોને તથા વિદ્યાધર રાજાઓને ધન્ય છે કે જેઓ એ તીર્થપર વારંવાર જઇને ચોવીશે ભગવંતને વંદન કરે છે. તે પુરૂષોજ વંદનીય અને શ્લાઘ્ય છે તથા તેમનો જન્મ જ સફળ છે કે જેઓ વિવિધ તીર્થોમાં ફરીને સદા યાત્રાનો લાભ લીધા કરે છે.' આ પ્રમાણે ચિંતારૂપ સમુદ્રમાં નિમગ્ન થયેલી એવી તે રાણીને રાજા વિગેરેએ બહુ પ્રકારે સમજાવી છતાં મહા સત્ત્વવતી એવી તેણે પોતાનો અભિગ્રહ મૂક્યો નહિ. આથી તેનું દુઃખ રાજાના નિર્મળ મનમાં પણ પ્રતિબિંબિત થયેલું પ્રધાનપુરૂષોના જોવામાં આવ્યું. એવામાં રામશેખર દેવનું માહાત્મ્ય સાંભળીને રાણીના મનોરથ પૂરવા રાજા ગુટિકાને માટે તે દેવમંદિરમાં ગયો. ત્યાં આવતાં અમારા સ્વામીને ત્રીજે દિવસે કોઈ ઉત્તમ પુરૂષે તેના મનોરથને પૂર્ણ કરનાર ગુટિકા આપી. એટલે જેની ઇચ્છા પૂર્ણ થઈ છે એવો રાજા સત્વર પોતાને ઘરે આવ્યો અને દિવ્ય માહાત્મ્યવાળી તે ગુટિકા પોતાની મહારાણીને અર્પણ કરી. એટલે તેના પ્રભાવે રાણી અષ્ટાપદગિરિપર ભગવંતને વંદના કરવા ગઈ અને ત્યાંની યાત્રાનો લાભ લઇને પોતાના નગરમાં આવી ધર્મોન્નતિ નિમિત્તે તેણે અનેક મહોત્સવો કર્યા. પછી તેણે પોતાના નગરમાં યથોક્ત વર્ણ તથા માન (પ્રમાણ) યુક્ત ચોવીશે પ્રભુની પ્રતિમાઓથી અલંકૃત, પ્રાણીઓને આનંદ આપનાર, સુવર્ણ-કળશથી સુશોભિત તથા ઇંદ્રના આવાસ સમાન અષ્ટાપદાવતાર નામે એક ઉન્નત ચૈત્ય ચંદ્રકાંત પાષાણથી

બંધાવ્યું. એટલે ત્યાં વિવિધ દેશથી આવતા ધુરંધર શ્રાવકોથી જેનું વર્ણન ન થઈ શકે તેવા મહોત્સવો થવા લાગ્યા અને મહાયાત્રા પ્રવર્તી.

એકદા તે ચૈત્યમાં જિનેશ્વરોને વંદન કરવાને માટે જેમના પાપ શાંત થઈ ગયાં છે એવા તથા સૂર્યના તેજને પણ વિડંબના પમાડનારા એવા ચારણશ્રમણ પધાર્યા. તેમને નમસ્કાર કરીને નિર્મળ શક્તિને ધારણ કરનાર એવા વિનયી રાજાએ પૂછ્યું કે-'હે ભગવન્! આ ગગનગામિની ગુટિકા મને કોણે આપી?' એટલે હે રાજન્! ત્રણ જગતને આશ્ચર્ય ઉપજાવનાર એવું તમારૂં ચરિત્ર તેમણે તે રાજાની આગળ કહી સંભળાવ્યું. એટલે કૃતજ્ઞ એવા તે રાજાએ મારા હાથે આ વિષાપહારી હાર આપને મોકલ્યો છે. માટે હે રાજન્! રત્નપ્રભ રાજાપર પ્રસાદ કરીને પ્રીતિ-પલ્લવના કારણભૂત આ હાર આપ ગ્રહણ કરો."

આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને ભરત રાજા વિસ્મય પામીને ચિંતવવા લાગ્યો કે-'અહો! રત્નપ્રભ રાજા કૃતજ્ઞ જનોમાં એક મંડનરૂપ છે. કેમકે મારા કરેલા એક અણુ માત્ર ઉપકારને ન વિસારતાં તે સુમેરૂ સમાન પ્રત્યુપકાર કરવાને ઈચ્છે છે.' પછી તે પુરૂષને પ્રમોદ પમાડતાં રાજાએ કહ્યું કે-'હે ધીમાન્! વધારે શું કહું? તારો સ્વામી ધન્ય પુરૂષોમાં અગ્રેસર છે, કે જે એક સામાન્ય લઘુ ઉપકારને પણ મોટામાં મોટો માની રાજ્યલક્ષ્મીના સારભૂત આ હાર મને આપવાને ઇચ્છે છે, પરંતુ હે ભદ્ર! હું બીજા કોઇની સદ્વસ્તુ* ગ્રહણ કરતો નથી. તથાપિ આ દિવ્ય હારની ઉત્પત્તિ મને કહે.' એટલે તે કહેવા લાગ્યો કે, 'હે દેવ! સાંભળો. અમારા સ્વામીના રાજ્યમાં પ્રજાપાલનમાં તત્પર, રાજ્યકારભારની ધુરાને ધારણ કરનાર, જિનશાસનરૂપ કમળને વિકસાવવામાં સૂર્ય સમાન, તથા ન્યાયમાર્ગના દીપક તુલ્ય મતિસાગર નામે મુખ્ય પ્રધાન હતો. તે સમ્યક્ત્વપૂર્વક શ્રાવક ધર્મનું આરાધન કરીને પ્રથમ દેવલોકમાં ઈંદ્રનો સામાનિક દેવ થયો. તેણે અમારા રાજામાં ત્રિવિધ શુદ્ધ અને સ્થિરતાયુક્ત એવા સમ્યક્ત્વ ગુણની પરીક્ષા કરીને સંતુષ્ટ થઈ પ્રત્યક્ષ આવીને આ હાર તેને આપ્યો છે.' આ પ્રમાણેનું તેનું કથન સાંભળીને નિઃસ્પૃહ જનોમાં શિરોમણિ

* ઉત્તમ વસ્તુ-કિંમતી વસ્તુ

એવા રાજાએ હર્ષિત થઇ તે હાર તેને પાછો આપીને વિસર્જન કર્યો. એટલે તેણે સ્વસ્થાને જઈ નમસ્કારપૂર્વક તે હાર રાજાને આપીને ત્યાંનું સ્વરૂપ નિવેદન કર્યું.

એકદા અરિષ્ટ નગરથી સાથે લાવેલ પેલા પુરૂષને રાજાએ એકાંતમાં પૂછયું કે-'હે ભદ્ર! તું કોણ છે? અને તારી આવી અવસ્થા શાથી થઇ? તે કહે.' એટલે તે બોલ્યો કે-"હે રાજેંદ્ર! હું પારાસર નામે બ્રાહ્મણ છું. મહાભારત તથા બીજા પુરાણોનો સારો અભ્યાસી છું. દેવના આદેશથી હું જે કંઈ કહેતો હતો તે પ્રાયઃ સત્ય પડતું હતું અને તેથી મને યથેચ્છ ધન પ્રાપ્ત થતું હતું. એકદા કોઇ રોગયુક્ત રાજપુત્રના રોગની શાંતિને માટે મેં વિધિપૂર્વક મંત્રોપચાર કરવા માંડ્યો. પરંતુ દૈવયોગે રાજકુમાર તે રોગથી મરણ પામ્યો. તેથી પૌરજનોમાં મને દુઃસહ અપવાદ પ્રાપ્ત થયો. અને તેજ કારણથી રાજાના આદેશવડે રાજપુરૂષો મારો વધ કરવા માટે મને લઇ જવા લાગ્યા. એવામાં હે કરૂણાસાગર રાજન્! તમે ત્યાં પધાર્યા અને અકસ્માત્ મને ઉઠાવીને અહીં લાવ્યા. આપના પ્રસાદરૂપ અમૃત રસના આસ્વાદથી તથા આપના શૃંગારરૂપ સુકૃતના ઉદયથી મને નવજીવન પ્રાપ્ત થયું."

તે પુરૂષનું આ પ્રમાણેનું કથન સાંભળીને રાજાએ કહ્યું કે-'જો તું આવો કથાકાર છે તો મારી પાસે યથારૂચિ કંઈ આખ્યાન કર.' આ પ્રમાણેનો રાજાનો આદેશ થતાં પારાસર વિપ્ર બોલ્યો કે-"હે સ્વામિન્! બરાબર ધ્યાન દઇને સાંભળો."

"આજ ભરતક્ષેત્રમાં ગાંધાર નામના દેશમાં ગાંધાર નામે નગર છે. ત્યાં વિનોદ નામે એક કુલપુત્રક રહેતો હતો. તેને રંભા નામે સ્ત્રી હતી. તે સુવર્ણ સમાન નિર્મળ કાંતિવાળી અને પોતાની શ્રેષ્ઠ સૌન્દર્ય સંપત્તિથી સમસ્ત સ્ત્રીઓમાં અગ્રગણ્ય હતી. જેમનો સ્નેહ નિરંતર વધતો જાય છે એવા તથા અન્યોન્ય સુખ નિમગ્ન એવા તે દંપતીએ મનને અનુકૂળ લીલા કરતાં ઘણો કાળ વ્યતીત કર્યો. એકદા ધુમમાર્ગને* માનનાર છતાં દયાળુ એવો વિનોદ ચોરોથી મરણ

* ધુમ માર્ગમાં દયાવૃત્તિ હોતી નથી.

પામીને નંદિગ્રામમાં દામોદર નામે બ્રાહ્મણ થયો. તે ધીમાન્ વેદવિદ્યાના જાણકારોમાં અગ્રેસર થયો. એ અવસરે શીલલીલાથી અતિ નિર્મળ એવી શંખા તેની પૂર્વ ભવની સ્ત્રી તાપસી થઈ. તે પ્રતિગામે ભમતી ભમતી કર્મયોગે ત્યાં આવી અને ભિક્ષાને માટે તેણે દામોદરના ઘરમાં પ્રવેશ કર્યો. એટલે અભંગ રૂપ અને સૌભાગ્યયુક્ત તે તાપસીને જોઇને દામોદરને ક્ષણવારમાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, અને તેને પૂર્વજન્મની પોતાની વલ્લભા સમજીને તેના સ્નેહમાં મોહિત થયો અને પુનઃ તેણે તેને પોતાની વલ્લભા બનાવી. અહો! કામની કેવી દુરંતતા છે? દામોદરે તેનો સ્વીકાર કર્યા છતાં એ કાર્ય ઉભયલોક વિરૂદ્ધ સમજીને તેના માતાપિતા વિગેરેએ દેહમાંથી દુષ્ટ રોગની જેમ તે ગૃહિણીને ઘરની બહાર કહાડી મૂકી, એટલે તેના વિયોગ દુઃખથી દામોદર બ્રાહ્મણ મરણ પામ્યો, અને વનમાં મૃગ થયો. એવામાં દૈવયોગે પેલી શંખાને ત્યાં આવેલ જોઇને તે મૃગ કામાતુર થયો અને મોહથી તેની પાછળ દોડતાં ભીલ લોકોએ તેને પકડીને મારી નાખ્યો. એટલે તેજ વનમાં તે વાનર થયો અને પાછી શંખાને જોતાં તેજ પ્રમાણે દૃઢ સ્નેહપાશથી બદ્ધ થઈ તેની પાછળ દોડતા લોકોએ તેને અટકાવ્યો, એટલે તીવ્ર દુઃખના ઉદયથી પીડિત થઇને તે મરણ પામ્યો અને વાણારસી નગરીની પાસે માલૂર નામના ગામમાં તે દારિદ્ર્યના દૃષ્ટાંતરૂપ એવો દ્વિજ નામે બ્રાહ્મણ થયો. ષટ્કર્મમાં રક્ત અને વેદવિદ્યામાં પારંગત એવો તે વિપ્ર એકદા વાણારસીમાં કોઇને ઘેર દક્ષિણા લેવા ગયો. ત્યાં લાંબા કેશવાળી એવી પોતાની પૂર્વ પ્રિયા શંખાને જોઇને જાતિસ્મરણ પામતાં મોહથી મૂઢ બનેલો તે હર્ષ પામ્યો. પછી ગંગાના તટપર સ્વજનોએ અટકાવ્યા છતાં મોહગર્ભિત વૈરાગ્યના વશે તેણે તે સ્ત્રીની સાથે અનશન કર્યું. એવા અવસરમાં તેમના સુકૃતથી આકર્ષાયેલ અને સાધુઓમાં અગ્રેસર એવા શ્રુતસાગર નામે મુનિ ત્યાં પધાર્યા. એટલે અંતરમાં હર્ષ પામી સ્ત્રીસહિત દ્વિજે તેમને વંદન કર્યું. એટલે તે મહાત્માએ તેમને મોહનો નાશ કરનારી ધર્મદેશના આપી. તે સાંભળીને તે રાગરહિત થયો. અને ત્યાંથી મરણ પામીને પુણ્યના પ્રભાવથી તે ભરત નામે રાજા થયો અને શંખા તેની સુલોચના નામે રાણી થઈ.”

આ પ્રમાણેનું આખ્યાન સાંભળીને રાજાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થતાં તેણે વિચાર્યું કે–'અહો! આ બ્રાહ્મણે મારા જ પૂર્વ ભવો કહી બતાવ્યા. અહો! સંસારનું સ્વરૂપ ખરેખર વચનને અગોચર છે.' આવા પ્રકારની ભાવના તે નિરંતર પોતાના મનમાં ભાવવા લાગ્યો. પછી જેના અંતરમાં સંવેગસાગર ઉલ્લસાયમાન છે એવા ભરતરાજાએ સમ્યગ્દર્શનથી વિશુદ્ધ એવા શ્રાવકના બાર વ્રત અંગીકાર કર્યા અને ભૂમિમંડલને જિનમંદિરની શ્રેણીથી મંડિત કરતા સતા કલ્પવૃક્ષની જેમ ઉપકારવડે તે સર્વ લોકોને આનંદ આપવા લાગ્યો. પછી નાના પ્રકારની વ્યાધિઓને દૂર કરનાર એવા ગુટિકાના સ્નાત્ર-જળથી તેણે પોતાના નગરના બધા લોકોને રોગરહિત કર્યા. તથા યથેચ્છ અન્ન વિગેરેના દાનથી અને યથેષ્ટ દ્રવ્યના દાનથી તેણે અસ્થિર જગતમાં પણ પોતાની કીર્તિને સ્થિર કરી. સમુદ્રના જળબિંદુઓની સંખ્યા થઈ શકે પણ તે રાજાના ઉપકારોની સંખ્યા થઈ શકે તેમ નહોતી. પછી ઘણા સુખવાળું એવું રાજ્ય ચિરકાળ ભોગવીને પરિગ્રહથી મુક્ત થઈ યુગમંધરસૂરિ પાસે તેણે સંયમ અંગીકાર કર્યું. પછી દ્વાદશાંગીનો અભ્યાસ કરી સૂરિપદ પામીને અનુક્રમે કાળ કરી બારમા દેવલોકમાં મહર્દ્ધિક દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તે ભરત રાજા મહાવિદેહમાં ચક્રવર્તી થઈ મોક્ષમંદિરમાં જશે.

### ઇતિ ભરતરાજ દૃષ્ટાંત

"હે મંત્રીશ્વર! સંતજનો અન્યાન્ય ધર્મનો ઉપદેશ આપે, તેનાથી ફળ થાય કે ન પણ થાય અને લોકો ગમે તેમ બોલે પરંતુ અમે હાથ ઉંચા કરીને નિઃશંકપણે કહીએ છીએ કે–ત્રણે જગતમાં પરોપકાર કરતાં અધિક પુણ્યવાળું કોઈ પણ કાર્ય નથી. માટે હે સચિવતિલક! ઉપકાર કરવાથી થયેલી ફળશ્રેણિની પ્રાપ્તિના દૃષ્ટાંતરૂપ ભરત રાજાનું ચરિત્ર સાંભળીને રાજ્યનો અધિકાર પામી સમસ્ત પ્રાણિવર્ગપર નિરંતર અનુપમ ઉપકાર કરજે."

આ પ્રમાણેની સમ્યગ્ધર્મરૂપ સુધાને સ્રવનારી ગુરૂમહારાજની વાણી સાંભળીને મેઘની જેમ* તેણે પરોપકારમાં પોતાનું મન જોડી દીધું. પછી ગુરૂમહારાજને નમસ્કાર કરીને તે પોતાને ઘરે આવ્યા.

* વરસાદ જેમ સર્વ જનનો ઉપકાર કરે છે તેમ

વિવેકી એવો વસ્તુપાળ મંત્રી પોતાના અંતઃકરણમાં ક્ષણભર તત્ત્વનો વિચાર કરવા લાગ્યો કે, "પુરૂષને અતિશય ગર્વિષ્ઠ થયેલ જોઇને લક્ષ્મી તરત જ ત્યાંથી ભાગી જાય છે, અને પછી ગરીબાઈનું અવલંબન કરતા સતો તે નીચે ઉતરતો જાય છે. 'ધનના મદવાળા પુરૂષો અંધ થઈ જાય છે' એ વાક્ય સત્ય છે. કારણકે તેઓ બીજાએ બતાવેલા માર્ગે અને અન્યના હસ્તાવલંબનથી જ ચાલે છે. ધનવાનને નિર્ધનાવસ્થા પ્રાપ્ત થતાં દુઃખનો વિશેષ કડવો અનુભવ કરવો પડે છે. કારણ કે હાથમાં મસાલ રાખીને ચાલનાર મસાલ ઓલાઇ જાય છે ત્યારે અંધકારથી વધારે બાધા પામે છે. શુભ છાયાના મિષથી વિધાતાએ એમને ચક્રપર ચડાવ્યા છે, એટલે ધનવંતો ચક્રની જેમ ભમતાં છતાં પોતાના આત્માને સ્થિર માને છે. કસાઇની જેમ કાળ, જનરૂપ પશુને પકડીને ખેંચી જાય છે છતાં તેમને પાસે રહેલા વિષયરૂપ લીલા ઘાસમાં મુખ નાખતાં શરમ પણ આવતી નથી. આ દેહ એક નોકર સમાન છે, તેથી તેનું વધારે લાલન પાલન કરવાની જરૂર નથી, એ તો માત્ર જરૂર પૂરતું પોષણ કરવા લાયકજ છે, કેમકે તે વિશેષ પુષ્ટ થાય છે તો બરાબર કાબુમાં રહેતો નથી. વિષયરૂપ માંસનો ત્યાગ કરીને જે પુરૂષો દંડ લઇને ઉભા છે તેમનાથી આ સંસારરૂપ કુતરો ભય પામીને પલાયન કરી જાય છે. અવિવેકી જનોના અંતરમાં રહેલો જાજ્વલ્યમાન એવો લોભાગ્નિ, કામાગ્નિ અને ક્રોધાગ્નિ કોઈ પણ રીતે શાંત થતો નથી. પરંતુ દૈવી કોપ થતાં પ્રાણીઓને ધર્મજ એક સાચા બખતરરૂપ છે. માટે અમારે તે ધર્મનુંજ શરણ થાઓ."

આ પ્રમાણે વિચાર કરીને ઉજ્જ્વળ વસ્ત્રો ધારણ કરી પાત્રોને યથાયોગ્ય દાન આપી તે મંત્રીશ્વરે પોતાના પરિવાર સાથે ભોજન કર્યું. પછી તાંબૂલ ગ્રહણ કરી રાજાના ભવનમાં આવીને યથાયોગ્ય સર્વ કાર્યો પોતાને કબજે લીધાં. પછી પૂજ્યોનું પૂજન કરતાં, માન્ય જનોને માન આપતાં, રાજવૃદ્ધોને તેમની યોગ્યતા પ્રમાણે પગલે પગલે રંજન કરતાં મનોભીષ્ટ વસ્તુ આપીને સોમેશ્વર ગુરૂને પ્રસન્ન રાખતાં, ગુણવંત જનોને બહુમાન આપતાં, સમસ્ત પ્રજાને આનન્દ પમાડતાં, ધાર્મિક જનોને વધારતાં, પ્રવીણ જનોને અગ્રેસર ગણતાં,

દુષ્ટ જનોને ભય બતાવતાં, રાજહંસની જેમ પોતાના સદ્ગુણોથી રાજાના મનમાં રમણ કરતાં, આદરપૂર્વક ગૌરવવાળી ક્રિયાઓથી જિનશાસનનું પોષણ કરતાં, યથાયોગ્ય રીતે રાજ્યવ્યાપાર કરતાં, અને દુર્જનોની તપાસ રાખતાં, સુમિત્રા*ને આનન્દ આપનાર લક્ષ્મણની સાથે જેમ રામચન્દ્ર સ્વકાર્યની સિદ્ધિને પામ્યા, તેમ વિશેષજ્ઞ એવો વસ્તુપાલ પોતાના તેજપાલ બંધુસહિત સર્વત્ર કાર્યસિદ્ધિને પામ્યો. 'સજ્જનોનો સત્કાર કરવો, દુર્જનોને દંડ આપવો, ધન અને ધર્મની વૃદ્ધિ કરવી અને સર્વ લોકોપર ઉપકાર કરવો, એજ રાજ્યવ્યાપારનું ફળ છે.' એમ ચિંતવીને જ્યેષ્ઠ પ્રધાને લાંચ અને પ્રપંચથી લક્ષ્મી મેળવનાર, દુષ્ટ અને ચાડીયામાં અગ્રેસર એવા એક જુના અધિકારીનો દંડ કરીને તેની પાસેથી એકવીશ સો (૨૧૦૦) મોટા દ્રમ્મ† લઈ કુશિષ્યને સદ્ગુરૂની જેમ તેને શિક્ષા આપી. પછી મંત્રીશ્વરે તે દ્રવ્યનો વ્યય કરીને સારભૂત એવું અશ્વ, તથા સુભટાદિક કેટલુંક લશ્કર પોતાના ઘર પાસે રહેનારૂં તૈયાર કર્યું. કારણ કે લશ્કરથી રાજ્યમાં શોભા વધે છે. પછી તે સૈન્યના બળવડે તેણે અન્યાય કરવાવાળા એવા ગામના મુખી વિગેરે પાસેથી ઘણા વખતથી સંઘરી રાખેલું ધન મૂકાવ્યું (પડાવ્યું). આતુર (વ્યાધિવાળા) જનોને કુપથ્ય છોડાવવાની જેમ પાપીજનો પાસેથી સંપત્તિનું બળ દૂર કરાવવાથી જ પરિણામે ગુણકારી થાય છે. કહ્યું છે કે-

"राजदंडभयात्पापं नाचरत्यधमो जनः।
परलोकभयान्मध्यः स्वभावादेव चोत्तमः" ॥

'અધમજનો રાજદંડના ભયથી પાપ કરતા નથી, મધ્યમજનો પરલોકના ભયથી કરતા નથી અને ઉત્તમજનો તો સ્વભાવથી જ પાપકાર્યમાં પ્રવૃત્તિ કરતા નથી.' જે સ્વામી પોતે સમર્થ છતાં પાપીના ચરિતની ઉપેક્ષા કરે છે, તે પણ પેલા પાપીના કર્મના કેટલાક ભાગથી બંધાય છે. પ્રજાના ધર્મનો છઠ્ઠો ભાગ તેનું રક્ષણ કરનાર રાજાને પ્રાપ્ત થાય છે અને જો રક્ષણ ન કરે, તો પ્રજાના અધર્મનો છઠ્ઠો ભાગ પણ તેને લાગે છે. આગમમાં પણ કહ્યું છે કે, પ્રજાના પુણ્ય

---

* લક્ષ્મણની માતા. † એક જાતની સુવર્ણ મુદ્રા.

પાપનો વીશમો ભાગ ચક્રવર્તીને, દશમો ભાગ વાસુદેવને અને છઠ્ઠો ભાગ માંડલિક રાજાને મળે છે. આ પ્રમાણે વિચારીને તેણે પ્રજાને પીડનારા અને લક્ષ્મીના મદથી મદોન્મત્ત થયેલા એવા અનેક મનુષ્યોની ધનમદનો ધ્વંસ કરવાવડે ચિકિત્સા કરી.

અનુક્રમે ધનબળ અને સૈન્યબળ અધિક થતાં વસ્તુપાળે સર્વ રાજવર્ગને પોતાને સ્વાધીન કરી લીધો. પછી એક દિવસે રાજ્યકારભાર બધો તેજપાલને સોંપીને વસ્તુપાલે વીરધવલ રાજાને વિજ્ઞપ્તિ કરી કે, 'શિષ્ટોનું પાલન કરવું અને દુષ્ટોનો નિગ્રહ કરવો, એ રાજાઓનો મુખ્ય ધર્મ છે. અન્યથા લોકમાં માત્સ્ય ન્યાય* પ્રવર્ત્તે અને ધર્મ તથા નીતિનો લોપ થઈ જાય. દુષ્ટનો નિગ્રહ કર્યા વિના રાજાના ભંડારની વૃદ્ધિ ન થાય અને ભંડાર વિના તો મહા તરૂની જેમ નામ માત્રથી જ તે રાજા કહેવાય. માટે હે વિભો! અમુક અમુક ગામના મુખીઓ પાસે ઘણા વખતનું પુષ્કળ રાજકીય ધન રહેલું છે. તે આપણે લઈ લઈએ.' રાજાએ એ વાત કબુલ કરી એટલે સબળ સૈન્ય લઈ વીરધવલ રાજા સહિત પર્વતોને પણ ચલાયમાન કરતો વસ્તુપાલ મંત્રી ચાલ્યો, અને પ્રતિગામે તથા નગરે રાજાની સમક્ષ યથોચિત ક્રિયાને કરતાં સામ-દામાદિ ઉપાયને જાણનાર તે મંત્રીએ ક્યાંક રાજાના ભેટણાને બાને, ક્યાંક દોષ બતાવીને, અને ક્યાંક નગર અને ગામના જુના લેખને આધારે લેણું કાઢીને, સર્વત્ર પોતપોતાની ઇચ્છાનુસાર પ્રજા પાસેથી મેળવેલા ધનના મદથી જેમનું મન અંધ બની ગયું છે એવા નગરના અને ગામના અધિકારીઓ પાસેથી દંડ વસુલ કર્યો.

આ પ્રમાણે પોતાના રાજાને ભંડાર અને લશ્કરથી બલિષ્ઠ બનાવીને પછી તીર્થોના માર્ગને સુગમ કરવાની ઇચ્છાથી તેણે કહ્યું કે-'હે મહારાજ! સૌરાષ્ટ્ર દેશમાં કોટિગમે દ્રવ્યથી મદોદ્ધત થયેલા અને પાપી એવા શત્રુ રાજાઓ છે. તેઓ તીર્થે જતા મુસાફરોને લુંટનારા હોવાથી દંડને યોગ્ય છે. કારણ કે જ્વરાર્તને કટુ ઔષધ વિના ગુણ થતો નથી.' આ પ્રમાણેનાં વસ્તુપાલનાં વચનો સાંભળીને પૂર્વે આસ્વાદ મેળવેલ હોવાથી અખંડ તેજસ્વી થયેલો તે

* મોટા મચ્છ નાના મચ્છોને ગળી જાય એ માત્સ્ય ન્યાય.

શ્રીમાન્ રાજા ઉત્સુક થઇને તે તરફ ચાલતાં પશ્ચિમ દિશામાં પણ પ્રકાશવા લાગ્યો. પછી માનથી જેનું અંગ વર્ધમાન છે એવા વર્ધમાન (વઢવાણ) નગરના રાજાને, ગોહિલવાડના રાજાઓને તથા તેમના ભાયાતોને પોતાના બળથી તાબે કરી તેમની પાસેથી ઘણું ધન પડાવી ચારે બાજુથી શલ્યને દૂર કરતો રાજા વામનસ્થલી (વણથલી) પાસે આવ્યો. ત્યાં સરોવરના તટપર સ્ફુટ (આડંબરથી) સેનાને ગોઠવીને અને મંત્રીને આગળ કરીને રાજાએ આવાસ કર્યો.

હવે તે વણથલીમાં વીરધવલ રાજાના સાળા સાંગણ અને પ્રચંડ ચામુંડ નામના બે ભાઈ રાજ્ય કરતા હતા. તેઓ વનસ્થલીમાં (વનમાં) રહેલા ગજેંદ્રના જેવા ધનના ગર્વથી ઉદ્ધત, ભયરહિત, અને નિર્દય હતા, અને તેમની પાસે લક્ષ્મી પણ પુષ્કળ હતી. મંત્રીએ રાજાની આજ્ઞા લઇને સ્નેહાલાપ સાથે મધુર વચનથી તેમને સંદેશો કહેવરાવવા એક સ્પષ્ટવક્તા ભાટને મોકલ્યો. એટલે સભામાં બેઠેલા, રાજમંડળ યુક્ત તથા પોતાના લઘુ બંધુથી વિરાજિત એવા સાંગણ રાજા પાસે જઇને નમન કરી તે ચાલાક ભટ્ટરાજે કહ્યું કે-'જેના બાહુદંડ પ્રચંડ છે, વાયુથી અગ્નિની જેમ જે વસ્તુપાલ મંત્રીથી દુઃસહ છે અને જે મર્યાદાને સાચવનાર સમુદ્ર જેવો છે એવો વીરધવલ રાજા પોતાની સેનાસહિત અહીં તમારા નગરની પાસે આવેલ છે. તે અભંગનું ભંજન કરવામાં સમર્થ છે અને દુષ્ટ રાજાઓને દંડ આપનાર છે. તે અહીં આવતાં પોતાના મનની પ્રસન્નતાને માટે તમારી પાસેથી પ્રૌઢ ભેટ લેવા ઇચ્છે છે.'

આ પ્રમાણેનાં તે ભાટનાં વચન સાંભળતાં ભ્રકુટિથી પોતાનું મુખ વિકરાળ કરી કુર્ચાલ (દાઢીવાળા)ના કુળમાં સિંહ સમાન એવો સાંગણ રાજા બોલ્યો કે-"અહો! એક વણિક માત્રના બળથી મદોન્મત્ત થયેલ અને મર્યાદાથી ભ્રષ્ટ થયેલ એવો તમારો રાજા પ્રમાદી યતિની જેમ અધમ જનને ઉચિત એવું આ શું બોલે છે? નિર્બળ જનોને દંડતાં લાગેલ પાપથી જેનો આત્મા લેપાઈ ગયો છે એવા તમારા રાજાને આ ખડ્ગરૂપ ગુરૂ પ્રાયશ્ચિત્ત આપશે. એ અમારો સંબંધી હોવાથી આટલા દિવસ અમે એની ઉપેક્ષા કરી છે, પણ હવે અત્યારે તે પોતાના મંત્રીરૂપ કીડાથી ઉત્સુક થઇને અહીં આવ્યો છે તો તું જઇને

એને કહે કે-યુદ્ધ કરવાને સત્વર તૈયાર થાઓ. નહિ તો મારા નગરથી તરતજ દૂર ચાલ્યા જાઓ. હે ભાટ! આ પ્રમાણેનાં વચનો તારા સ્વામીને જઇને કહે." પછી ઘણા દાનવડે તે ભાટને આનંદ પમાડીને તેણે તેને વિસર્જન કર્યો અને પોતે યુદ્ધની સામગ્રી તૈયાર કરવા લાગ્યો.

ભાટે પાછા આવીને સાંગણરાજની કીર્ત્તિને પ્રગટ કરવાપૂર્વક તેનાં કહેલાં વચનો મંત્રીસહિત રાજાને કહી સંભળાવ્યાં. એ વખતે વિચાર કરવામાં ચતુર, બુદ્ધિશાળી અને વીરધવલ રાજાની પટરાણી જયલતા પોતાના બંધુએ કહેવરાવેલાં વચનો સાંભળીને તરત રાજાની રજા મેળવી સાર પરિવાર સાથે લઈ પોતાના બંને ભ્રાતાઓને સમજાવવા પિતૃભવનમાં આવી. એટલે બંધુઓએ પ્રીતિ અને ગૌરવપૂર્વક તેની સારી સરભરા કરી. પછી જયલતાએ એકાંતમાં સ્નેહસુધામિશ્ર વાણીવડે પોતાના બંને બંધુઓને કહ્યું કે, 'અનેક નગર અને ગામના મર્યાદા વિનાના રાજાઓને શિક્ષા કરતા અને શત્રુઓને લુંટતા તમારી બ્હેનના પતિ તમારા ઘરે આવ્યા છે. તે ગુણમાં અધિક હોવાથી તથા શેષનાગની જેમ પોતાની ભુજાથી સમસ્ત વસુધાના ભારને વહન કરનાર હોવાથી તમારે ગૌરવ કરવા લાયક છે, માટે સ્વજનને પાળનારા, બલિષ્ઠ અને ઘરે આવેલા એવા એ રાજાને ગજ તથા અશ્વાદિક ભેટ કરીને તમે વંશપરંપરાથી આવેલા અને સર્વથી અદ્ભુત એવા સામ્રાજ્યને નિર્મળ પ્રેમરસથી સુંદર બનાવો.'

આ પ્રમાણેનાં પોતાની બ્હેનનાં વચનો સાંભળીને મદથી મગરૂર થયેલા તે બંને બાંધવો પોતાના હસ્ત-કમળથી મૂછને મરડતા બોલ્યા કે, 'હે બ્હેન! દેવતાઓએ જેમના યશોગાન કર્યા છે એવા આ ભુજદંડો એ અધમ ક્ષત્રિયને ભેટ કરતાં લજ્જા પામે છે. જે ક્ષત્રિય થઇને પોતાના કુળમાં નવો દંડ દાખલ કરે તે દોપાકર (દોષોની ખાણરૂપ) પોતાના પૂર્વજોના મુખ-કમળને મ્લાન કરનાર છે. હે બ્હેન! ક્ષત્રિયોને પોતાની કીર્ત્તિ સાથે રણભૂમિની રજમાં આળોટવું સારૂં, પણ પોતાના માનખંડનને સહન કરવું તે સારૂં નહીં. વળી હે બ્હેન! તું સંધિનો સંબંધ કરાવવા માટે અહીં આવી હશે, પણ સંગ્રામમાં કદી તારો સ્વામી મરણ પામશે-તો તેથી તું વિધવા નહિ

થાય. કારણ કે-સ્ત્રીઓ અગ્નિદાહ, વિષાવેગ યા શસ્ત્રઘાતથી થયેલા વિધવાપણાના દુઃખનેજ અધિક માને છે (રણસંગ્રામમાં પતિ મરણ પામે તો તેને દુઃખ તરીકે લેખવતી નથી). વળી હે ભદ્રે! આ સંબંધમાં તું લેશ પણ ચિંતા કરીશ નહિ, કારણ કે સંગ્રામમાં તારા પતિને મારીને અમે તારૂં બીજું પ્રૌઢ અને ભવ્ય નવું ઘર મંડાવીશું. વળી એમ સાંભળવામાં પણ આવે છે કે વિધવા સ્ત્રીઓને યૌવન પ્રાપ્ત થતાં પુનર્લગ્ન કરવાનો વિધિ રાજવંશીઓમાં આ કળિકાળ માટે નિષેધ કરાયેલો નથી.'

પોતાનાં બંધુઓનાં આવાં કનિષ્ઠ વચનો સાંભળીને સીતાની જેમ જગતને આનંદ આપનારી અને શીલ-સુગંધવડે સુશોભિત એવી વીરધવલ રાજાની પ્રાણપ્રિયાએ તેમને કહ્યું કે-"હે ભ્રાતાઓ! હું ભર્તાના વિયોગને લીધે વિધુર થતી નથી, પણ રાજમાન્ય એવા તમને કંઈક સ્વાભાવિક (સાચું) કહેવા માગું છું. તમારામાં એવો કોઈ એક પણ નથી કે જે પોતાના મંત્રી સાથે અશ્વરત્નપર આરૂઢ થયેલા, સમરાંગણમાં અર્જુનની જેમ બાણોને છોડનારા, શલ્ય સમાન શત્રુરૂપ દુઃસહ શલ્યને દૂર કરનારા, શત્રુ સામે યત્નપૂર્વક પોતાના ખડ્ગ-રત્નને નચાવનારા, ફટાટોપનું ભાન કરાવે એવા ઉન્નત ભાલાને ધારણ કરનારા, વક્ર ચક્રોને મૂકનારા અને અનેક પ્રકારનાં આયુધોને ધારણ કરનારા એવા તે વીરપુરંદરને કલ્પાંત-કાળના સૂર્યની જેમ ક્ષણભર જોવાને પણ સમર્થ થાય. શત્રુના સામર્થ્યને જોયા સિવાય તો બધા બડાઈ મારે છે, પરંતુ યુદ્ધમાં તો કોઈ વિરલો વીર પુરૂષ જ ઉભો રહી શકે છે. વળી પતિ મરણ પામતાં મને બીજું ઘર મંડાવવા તમે કહ્યું-તે તમારૂં કથન, બરાબર મૂર્ખશિરોમણિના ચેષ્ટિત જેવું જ લાગે છે. પતિ મરણ પામતાં જે સ્ત્રી અન્ય વરને વરે છે, તે એકવીશવાર રૌરવ નરકમાં પડે છે. સ્કંદપુરાણના કાશીખંડમાં કહ્યું છે કે-"વ્યભિચારી વામાઓ શીલનો ભંગ કરતાં માતાના, પિતાના અને પતિના-એમ ત્રણેના કુળને નરકમાં પાડે છે અને પોતે આ લોકમાં અને પરલોકમાં દુઃખિત થાય છે." શીલરક્ષામાં તત્પર રહી જે સ્ત્રી પોતાના ભર્તારને અનુસરે છે તે પાપપંકથી લેપાયેલા પોતાના આત્માને વિશુદ્ધ બનાવે છે. વળી સદા-

ચારમાં તત્પર રહી દેવ-ગુરૂનું સ્મરણ કરતાં પોતાના પિતા તથા પુત્રાદિક સહિત જે સ્ત્રી પોતાના ઘરમાં નિવાસ કરે છે તે સતીઓમાં ભૂષણરૂપ લલના પોતાના સદાચરણથી બંને પક્ષ સાથે પોતાના આત્માને અવશ્ય તારે છે. સ્કંદપુરાણમાં કહ્યું છે કે-'પતિ મરણ પામતાં જે સ્ત્રી બરાબર વૈધવ્ય પાળે છે તે પુનઃ પોતાના પતિને મેળવીને સ્વર્ગનાં સુખ ભોગવી શકે છે.' વધારે શું કહેવું? રણભૂમિમાં સર્વના પ્રચંડ બાહુદંડનું બળ દેવોના જાણવામાં આવશે."

આ પ્રમાણે કહીને જયલતા ત્યાંથી વિદાય થઈ પોતાના પતિ પાસે આવી અને ત્યાંનો સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. તે સાંભળીને કોપથી રક્ત થયેલ નેત્રવાળા રાજાએ સંગ્રામની તમામ સામગ્રી તૈયાર કરાવી. વિઘ્નોની શાંતિને માટે સુભટ લોકો યાચકોને માગ્યા પ્રમાણે દાન દેવા લાગ્યા. કુશળ જનો સર્વ અર્થસિદ્ધિના પ્રથમ કારણરૂપ એવું દેવપૂજન કરવા લાગ્યા. વીર પુરૂષો નરેન્દ્ર પાસેથી પરમ પ્રસાદ પામીને હર્ષ પામતા રિપુગજનો ભંગ કરવાને ઉત્સુક થઈ સિંહનાદ કરવા લાગ્યા. એટલુંજ નહિ પણ તેઓ ઐરાવત હસ્તીના દર્પને પણ મરડી નાખે તેવા દેખાવા લાગ્યા. કેટલાક સુભટો જાતિવંત ઘોડાઓને નિર્મળ કરીને વિવિધ રચનાથી શણગારવા લાગ્યા, અને કેટલાક જયલક્ષ્મીને વરવા નિમિત્તે દિવ્ય આયુધોને પૂજવા લાગ્યા. રાજભવનોમાં શત્રુઓને ત્રાસ પમાડનાર એવાં ત્રિવિધ વાજિંત્રો વાગવા લાગ્યાં અને વીરાંગનાઓ પગલે પગલે રસિક ગીતો ગાવા લાગી. તે વખતે સંગ્રામરસના ઉત્સાહથી પુષ્ટ બની ગયેલા બહાદુર સુભટોના અંગ પર બખ્તરો સમાતાં નહોતાં, અને રથની ઉપર ઉછળતા ધ્વજાંચલના મિષથી જાણે તેમની કીર્ત્તિ નૃત્ય કરતી હોય એમ લાગતું હતું. કેટલાક સુભટો હર્ષપૂર્વક પોતાની વલ્લભાના કરયુગલથી આનંદકારક મોદક આરોગવા લાગ્યા, અને કેટલાક દિલની શાંતિ માટે કર્પૂરના પૂરથી સુગંધી કરેલ અને દહીંથી મિશ્ર કરબકનું ભક્ષણ કરવા લાગ્યા. કેટલાક પોતાના શરીરના સુખ નિમિત્તે ચતુર્જાતક (જાયફળ, જાવંત્રી, તજ અને તમાલપત્ર)થી ઉકાળેલ દુધ પીવા લાગ્યા. કેટલાક દ્રાક્ષારસ, કેટલાક મદ્ય, કેટલાક શર્કરાયુક્ત જળ અને કેટલાક ઇક્ષુરસ પીવા લાગ્યા.

યુદ્ધને દિવસે પ્રાતઃકાળમાં શ્રી પરમાત્માની પૂજા કરીને યાચક લોકોને કૃતાર્થ કરનાર, ક્ષત્રિયોની શ્રેણિથી સુશોભિત, જેણે બખ્તરને ધારણ કરેલ છે એવો, મૂર્તિમાન્ જાણે પ્રોત્સાહ હોય તેવો તથા 'અનિર્વેદ એ જ લક્ષ્મીનું મૂળ છે' એમ સમજનારો વસ્તુપાળ મંત્રીશ્વર રાજભવનમાં આવ્યો, એટલે રિપુને પરાસ્ત કરે એવી મહાપૂજાની વિધિથી સર્વ પ્રકારની લક્ષ્મીના સ્વામી અને સુખકારી એવા દેવાધિદેવ શ્રી આદિનાથનું પૂજન કરીને વીરધવલ રાજા શ્વેત છત્ર ધરાવતા ઐરાવત જેવા ઉન્નત હાથી પર આરૂઢ થયા. પછી બંદીજનોથી ઉત્સાહિત થયેલ, અસાધારણ પરાક્રમી, ગુરૂ (પુરોહિત) અને મંત્રી સહિત, ઇંદ્રની શોભાને પણ વિડંબના પમાડનાર, તથા પગલે પગલે ઇચ્છા કરતાં અધિક દાન આપનાર એવો તે રાજા પ્રૌઢ સંગ્રામની સામગ્રી સાથે સમરાંગણમાં આવ્યો; એટલે મહા વેગવાળી બહુ સેનાથી પરિવૃત સમુદ્રની જેમ ચારે બાજુ ગર્જના કરતો તેજસ્વી જનોમાં અગ્રેસર, ઓજસ્વી, તથા સાક્ષાત્ પ્રચંડ એવા પોતાના ભાઈ ચામુંડદેવ સહિત સાંગણ રાજા પણ સમરાંગણમાં આવ્યો. પછી પોતપોતાના સ્વામીના કાર્યમાં એકનિષ્ઠાવાળા એવા બંને સૈન્ય વચ્ચે મનુષ્યો અને સુરાસુરોને ઉદ્ભ્રાંત કરનાર એવું યુદ્ધ પ્રવર્ત્યું. સુભટો વીર પુરૂષો ઉપર જાણે પ્રસન્ન થયા હોય તેમ બાણોની શ્રેણિથી આતપને દૂર કરનાર મંડપ રચવા લાગ્યા. બંને સૈન્યમાં ક્રોધથી જેમનાં લોચન અંધ બની ગયાં છે અને અંગ ધ્વસ્ત થઈ ગયાં છે એવા સેંકડો યોદ્ધાઓ જમીનદોસ્ત થવા લાગ્યા. અહો! રણસ્થિતિ કેવી ભયંકર છે! ક્રોધાવેશથી એકી સાથે જમીન પર પડેલા સુભટોનાં ધડ જાણે પરસ્પર લડતાં હોય તેમ દેખાવા લાગ્યું. એવામાં શત્રુના વીર સુભટોએ સતાવેલ પોતાના સૈન્યને બિલકુલ દીન થઇ ગયેલું જોઇને પોતાના ભાઈ પ્રચંડ ચામુંડ સાથે સાંગણ રણભૂમિમાં ધસ્યો, એટલે ઇંદ્રજીત અને મેઘનાદની સાથે વાનરસૈન્યની જેમ ગુર્જરપતિનું સૈન્ય તે બંનેની સાથે યુદ્ધ કરવા તૈયાર થયું, અને ઉપરવટ નામના અશ્વરત્ન પર આરૂઢ થઇને તેમનું રણઆતિથ્ય કરવા વીરધવળ રાજા પોતે પોતાના મંત્રી સહિત સામે આવ્યો. પછી રાજા સાંગણની સાથે અને મંત્રી ચામુંડની સાથે કલ્પાંત-સ્થિતિને સૂચવનાર એવું

યુદ્ધ કરવાને ધસ્યા. આ વખતે બીજા યોદ્ધાંઓ પણ કોપથી રક્ત બની પોતાનાં નામ અને ખ્યાતિપૂર્વક રણભૂમિમાં સામા પક્ષના સુભટોને બોલાવીને પરસ્પર સંગ્રામ કરવા લાગ્યા. તે વખતે તેમની વચ્ચે કુંતાકુંતિ, મુષ્ટામુષ્ટિ, શરાશરિ અને ખડ્ગાખડ્ગીવડે એવી લડાઈ થઈ કે જે દેવોને પણ દુઃસહ થઇ પડી. 'અરે! ભાગી ન જા! સ્વસ્થાને ઉભો રહે! પોતાના કુળને કલંકિત ન કર!' આ પ્રમાણેની સુભટોની વાગ્ધારા શોભવા લાગી. તે વીર સુભટોના રણોત્સવને જોઇને દેવોએ પોતાના નિર્નિમેષ નેત્રોનું ફળ મેળવ્યું. એ વખતે પ્રચંડ સમરાંગણમાં બંધુ સહિત સાંગણને ક્ષણવારમાં હણીને મંત્રી સહિત ગુર્જરસ્વામી વિજયલક્ષ્મીને વર્યો.

પછી વીરધવલ રાજાએ રણભૂમિ શોધાવી અને તેમાં સાર સંભાળ કરવા લાયક બધા સુભટોની તે કૃપાળુએ સાર સંભાળ કરવાનો બંદોબસ્ત કર્યો. તૃષાતુર સુભટોને જળપાન કરાવ્યું અને ક્ષુધાતુર યોદ્ધાઓને મંત્રીશ્વરે સ્વાદિષ્ટ ભોજન અપાવ્યું. વળી શસ્ત્રાઘાતની વ્યથાના વેગથી વ્યાકુળ થયેલા સુભટોની નાના પ્રકારના ઉપચારની સામગ્રીથી સારવાર કરાવી. તેમજ જેમના સ્વામી યુદ્ધમાં મરણ પામ્યા હતા તેવી સ્ત્રીઓને તેણે આજીવિકા કરી આપી, કારણ કે 'જૈનો પોતાના અંતરથી કૃપાને કદાપિ મૂકતા નથી.'

પછી આકાશને શબ્દમય કરે એવા વાદ્યોના જયજયારવથી તથા વીર સુભટોના ગુણો સંબંધી થતા ઉદ્ઘોષથી નદીમાં કુંજર પ્રવેશ કરે તેમ સજ્જનોને આનંદ ઉપજાવનાર એવા ગુર્જરપતિએ પોતાના મંત્રી સહિત હર્ષ-ઉત્સવોથી મનોહર એવી વામનસ્થલી (વણથલી)માં પ્રવેશ કર્યો, અને કુત્રિકાપણ[1]ની જેમ દુષ્પ્રાપ્ય એવા રાજભવનમાં જઇને પ્રેમાળ એવા રાજાએ દશ કોટિ સુવર્ણ (સોનૈયા) ગ્રહણ કર્યું, તથા પૂર્વજોએ સંગ્રહી રાખેલાં મણિ-માણિક્ય, દિવ્ય વસ્ત્રો, દિવ્ય અસ્ત્રો અને સ્થૂલ મુક્તાફળો ગ્રહણ કર્યાં. ચૌદસો ઇંદ્રના અશ્વ સરખા તેજસ્વી અને પાંચ હજાર સામાન્ય અશ્વો ગ્રહણ કર્યા. પછી એક માસ પર્યંત ત્યાં આનંદથી રહી તે રાજ્ય પર તેણે સાંગણ ને ચામુંડના

૧-ત્રણે જગતમાં રહેલી સર્વ વસ્તુ મળી શકે એવી દેવાધિષ્ઠિત દુકાન હતી તેનું નામ કુત્રિકાપણ હતું.

બે પુત્રોને સ્થાપન કર્યા, તથા મંત્રીરાજે તે નગરમાં હેમકુંડથી મનોહર એવું એક ચૈત્ય કરાવીને તેમાં વીર પ્રભુના બિંબની સ્થાપના કરી.

પછી ત્રણે જગતમાં વિખ્યાત અને કરોડો ભવોનાં પાપને દૂર કરનાર એવા ગિરનાર મહાતીર્થને ત્યાંથી અત્યંત સમીપે સાંભળીને સંસારસાગરથી પાર ઉતરવાની ઇચ્છાવાળા રાજા મંત્રી સહિત શ્રીનેમિનાથને વંદન કરવા તથા ગજપદ કુંડમાં સ્નાન કરવા ચાલ્યા. ત્યાં પહોંચી લોકત્રયમાં અદ્ભુત એવા ભગવંતની મૂર્ત્તિનાં દર્શન કરીને રાજાએ પ્રધાનને પૂછ્યું કે-'આ મૂર્ત્તિ પૂર્વે કોણે કરાવી છે?' એટલે રાજાને આર્હત ધર્મનું વાસ્તવિક તત્ત્વ સમજાવવાની ઇચ્છાથી વિચારમાં અત્યંત કુશળ એવા મંત્રીએ જણાવ્યું કે-'હે રાજન્! વજ્રરત્નમય આ દિવ્ય મૂર્ત્તિ અનેક કોટાકોટિ સાગરોપમ પૂર્વે ઇંદ્રે કરાવી હતી.' કહ્યું છે કે-'વીશ કોટિ સાગરોપમ પૂર્વે શ્રી બ્રહ્મેંદ્રે અમરગણને પૂજ્ય એવી શ્રીનેમિનાથની મૂર્ત્તિ કરાવી હતી. તે મૂર્ત્તિ ગિરનાર ગિરિરાજ પર જયવંત વર્ત્તે છે.' વળી શૈવધર્મ તથા જિનશાસનમાં એ મૂર્ત્તિ સારી રીતે વિદિત છે અને આ મહાતીર્થ પર તે મહર્ષિઓથી સેવિત છે. પ્રભાસ-ખંડમાં કહ્યું છે કે-'પોતાના જન્મના પશ્ચિમ ભાગમાં વામને તપ કર્યું, તે તપથી આકર્ષાઇને શિવ પ્રત્યક્ષ થયા, તે વખતે પદ્માસને બિરાજમાન શ્યામ મૂર્ત્તિ અને દિગંબર (વસ્ત્રરહિત) એવા શ્રીનેમિનાથનું શિવ એવું નામ કહીને તેણે (વામને) સ્તુતિ કરી.' આ મહા ભયંકર કળિકાળમાં સર્વ કલ્પવૃક્ષોનો તો નાશ થયો છે, પરંતુ આ તીર્થનાં દર્શન કે સ્પર્શમાત્રથી મનુષ્યને કોટિ યજ્ઞોનું ફળ મળે છે. વળી રમ્ય એવા આ ઉજ્જયંત ગિરિ પર માઘ માસની કૃષ્ણ ચતુર્દશીની રાત્રિએ જાગરણ કરીને હરિ (કૃષ્ણ) નિર્મળ થયા છે. હે રાજેંદ્ર! આ મૂર્ત્તિના સ્નાત્રને માટે દેવેંદ્રે સર્વ સરિતામય એવો ગજેંદ્રપદ નામે કુંડ બનાવ્યો છે." આ પ્રમાણેનું ગિરનાર તીર્થનું માહાત્મ્ય સાંભળીને અતિશય હર્ષ પામેલા એવા તે સુજ્ઞ રાજાના જાણવામાં બરાબર આવ્યું કે-'આર્હત માર્ગ (ધર્મ) અનાદિ છે.'

પછી ભક્તિપૂર્વક ભુવનના સ્વામી એવા શ્રી નેમિનાથનું પૂજન કરીને વસુધાપતિ એક પરમાનંદની વાનકી (વર્ણિકા) પામ્યો, અને દેવપૂજાના નિમિત્તે સુજ્ઞ એવા તેણે એક ગામ અર્પણ કર્યું. પછી

ત્યાંથી મંત્રીની સાથે રાજા દેવપત્તન (પ્રભાસપાટણ) આવ્યો. ત્યાં શિવોક્ત વિધિથી પ્રભાસદેવનો અભિષેક કરીને રાજાએ અનેક પ્રકારનાં દાન દીધાં તથા એક લક્ષ સોનામહોર સોમેશ્વરની આગળ ધરીને રાજાએ સંતાપશ્રેણિને દૂર કરનારી એવી મહાપૂજા કરાવી. પછી નિરંકુશ એવા માનગજેંદ્ર પ્રમુખ રાજાઓને પોતાના તાબેદાર બનાવીને કૌતુકી એવો તે દ્વીપપત્તન (દીવ) આવ્યો. ત્યાં કુમારપાલ રાજાએ કરાવેલા ઉન્નત ચૈત્ય જોઇને મંત્રી સહિત રાજા વિસ્મય પામ્યો. ત્યાં વાજ (          ) વંશમાં ઉત્પન્ન થયેલ તાલધ્વજ (તળાજા)-પુરના રાજાએ હેષારવ તથા વેગથી વિરાજિત એવા અશ્વો તેને ભેટ કર્યા, અને બહુ જ મધુર વચનથી તેને પ્રસન્ન કર્યો, કારણ કે પુણ્યોદય પ્રકટ થતાં જગતમાં કોઈ પણ પ્રતિકૂલ થતું નથી.

આ પ્રમાણે આખા સૌરાષ્ટ્રના દુર્જય રાજાઓને જીતીને મંત્રીના બળથી વીરધવલ રાજા દુષ્પ્રાપ્ય એવું સમ્રાટ્પદ પામ્યો. પછી યાચક જનોને સંતુષ્ટ કરતો રાજા જ્યાં ધ્વજાની શ્રેણિઓ બાંધવામાં આવી છે અને જ્યાં ધવલ-મંગલના ધ્વનિ સ્ફુરાયમાન છે એવી પોતાની રાજધાનીમાં (ધોળકામાં) આવ્યો. પછી રાજાને અને રાજ-ગુરૂને નમસ્કાર કરીને રાજાને અને પૂજ્ય જનોને ઉલ્લાસ પમાડનાર તથા તેનાથી ઉલ્લાસ પામનાર અને રાજ્યવૈભવને જેણે વધારી આપેલો છે એવા મંત્રી રાજાની રજા લઇને પોતાના આવાસમાં આવ્યો. ત્યાં 'દાન એ ધનવંતોનો ગુણ છે અને ધન એ દાતારોનો ગુણ છે, પણ એ ધનને દાન પરસ્પર વિયુક્ત હોય (જૂદાં જૂદાં હોય) તો વિડંબના માત્ર છે.' આ પ્રમાણે ચિંતવીને પોતાના લઘુ બંધુ સહિત વસ્તુપાલ મંત્રીરાજે સ્થિર મનથી પોતાના ઘરદેરાસરમાં અષ્ટ પ્રકારી પૂજા રચીને, નગરનાં અલંકારરૂપ એવા સર્વ જિનચૈત્યોમાં વિધિપૂર્વક ચૈત્ય-પરિપાટી-મહોત્સવ કર્યો, અને સાધર્મિકવાત્સલ્ય, ગુરૂવંદન, બંદીજન-મોચન, અને હજારો સોનામહોરોનો દાનાદિકમાં વ્યય કરીને તેણે રાજ્યવ્યાપારથી પ્રાપ્ત થયેલી સંપત્તિનું વાસ્તવિક ફળ મેળવ્યું.

હવે એક દિવસે ઇંદ્ર સમાન તેજસ્વી એવો વીરધવલ રાજા રાજસભામાં સુવર્ણ સિંહાસન પર આવીને બેઠો, એટલે વિશુદ્ધ એવા પોતાના ઉભયપક્ષની શોભા (લક્ષ્મી)થી શોભાયમાન અને સંગ્રામની

ચળવળ કરતા બાહુદંડથી ઇંદ્રની પ્રભાને ખંડિત કરનાર એવા રાજકુમારો તથા શ્રેષ્ઠી, સામંત અને મંત્રીશ્વર વિગેરે પોતાના સુખના ઉદયરૂપ તથા વિદ્વાનોની શ્રેણિથી સુસેવિત એવા વીરધવલ રાજાને નમસ્કાર કરીને સભામાં પોતપોતાને યોગ્ય સ્થાને બેઠા. એવામાં રાજાઓની શ્રેણિથી સંકીર્ણ થઈ ગયેલી તે રાજસભામાં કોઇ કૌતુકી ચારણ આવીને પ્રગટ ધ્વનિથી આ પ્રમાણે બોલ્યો કે –

"जीतउ छहिं जणेहिं, सांभलि समरह वाजीए" ।

(સાંભળો! સમરાંગણના ખેલ (બાજી)માં છ જણાએ જીત્યો) વારંવાર આ પ્રમાણેનું પૂર્વાર્દ્ધ તે બોલતો પણ ઉત્તરાર્ધ બોલતો નહોતો, એટલે 'એ છ કોણ?' એમ જાણવાને ત્યાં બેઠેલા રાજાઓની ઉત્કંઠા વધી પડી, અને તે છમાં પોતપોતાનું નામ લાવવાને રાજાઓએ રાત્રે તેને પુષ્કળ લાંચ આપી, એટલે તેણે પણ તે દરેકની પાસેથી લીધી એમ અનેક રાજકુમારો પાસેથી લાંચ લઈને એકવાર પ્રસંગ આવતાં તે ચારણ પુનઃ બોલ્યો કે –

"बिहुं भुजि वीरतणेहिं, चिहुं पगी उपरवटतणे ॥ १ ॥

(બે ભુજા વીર (સુભટ)ની અને ચાર પગ અશ્વ ઉપરવટ નામનો તેના કુલ છ) આ પ્રમાણે ચારણનું કથન સાંભળતાં બધા રાજાઓ ચમત્કાર પામ્યા અને મનમાં વિચારવા લાગ્યા કે–પૂર્વે લાંચ લઈને એણે આપણને છેતર્યા છે, માટે તે મૂર્ખાઈ પ્રગટ ન થાય' એવી કાળજીથી ફરીને પણ તે રાજાઓ તેને વિશેષ દાન આપવા લાગ્યા, કારણ કે ભૃત્યો પર રાજા પ્રસન્ન (રંજન) થવાથી જ તેનું શ્રેય થાય છે.

હવે વેલાકુલ નામના પ્રદેશમાં જ્યાં લક્ષ્મી સ્થિર વાસ કરીને રહી છે, એવું શ્રીમંતોની શ્રેણિથી સંકીર્ણ તથા સ્વર્ગની સ્થિતિને જીતનાર ભદ્રેશ્વર નામે નગર છે ત્યાં પરાક્રમના ગુણથી પૃથ્વી પર જાણે બીજો ભાર્ગવ (પરશુરામ) અવતર્યો હોય એવો, પ્રતીહારના કુલરૂપ ઉદ્યાનના મંડનરૂપ અને અનેક શત્રુઓને ત્રાસ પમાડનાર ભીમસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તે પોતાની લક્ષ્મી અને સૈન્યસંપત્તિથી ઉદ્ભટ બની ઇતર રાજાઓને તૃણ સમાન ગણતો હતો, વળી તે પોતાને વીર માનનાર, મહા દાની અને લંકામાં વસતા રાવણની જેમ સમુદ્રરૂપ પરિખાથી વીંટાયેલ કિલ્લામાં વસતો હોવાથી દુર્ગમ હતો.

એકદા વીરધવલ રાજાએ તેને કહેવરાવ્યું કે-"તું અમારે તાબે થા અથવા તો સંગ્રામ કરવા તૈયાર થા." આ વાક્યથી અધિક વ્યથિત થઇને તેણે સામે કહેવરાવ્યું કે-'જેવું તમે આપશો તેવું તમને મળશે.' એટલે ભીમસિંહને જીતવાની ઇચ્છાથી વીરધવલ રાજાએ ઇંદ્ર જેવા પરાક્રમી પોતાના ખંડીયા રાજાઓને એકત્ર કર્યા. અહીં ભદ્રેશ્વરનો રાજા પણ પોતાના સૈન્યને તૈયાર કરી વજ્રની અર્ગલા સમાન થઇને પોતાના સીમાડાને રૂંધી ઉભો રહ્યો.

હવે મરૂસ્થલી (મારવાડ)ની ભૂમિના ભાલસ્થલમાં તિલક સમાન અને સુવર્ણગિરિના અલંકારભૂત એવા જાવાલ (જાળોર) નગરમાં સમરસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ઉદયસિંહ નામે પુત્ર થયો. તે રાજા થતાં ક્ષત્રિયોમાં અગ્રેસર તરીકે પ્રસિદ્ધ થયો. ચાહુમાન (ચહુઆણ) કુળરૂપ આકાશમાં ઉદયસિંહરૂપ સૂર્ય તપતાં, લોકોમાં દોષરૂપ અંધકારને અવકાશજ ન મળ્યો. તે રાજાને પ્રશસ્ત સ્થિતિમાં રહેનારા, બહાદૂર એવા વીર જનોમાં નામાંકિત અને રાજાઓમાં પ્રથમ પંક્તિએ મૂકવા લાયક ત્રણ ભાઇઓ હતા. તેમાં પ્રથમ સામંતપાલ કે જે અર્જુન જેવો પરાક્રમી હતો, બીજો અનંતપાલ કે જે ચંદ્ર સમાન કળાવાન્ હતો અને ત્રીજો ત્રિલોકસિંહ કે જે પંડિત જનોને પણ માન્ય હતો. આ ત્રણે બંધુઓ પોતાના બળથી જગતને તૃણ સમાન ગણતા હતા. હવે મોટા ભાઈ ઉદયસિંહે તેમને ત્રપાપાત્ર (લજ્જાસ્પદ) એવો અલ્પ માત્ર ગ્રાસ આપ્યો, તેથી તેમના અંતરમાં મહેચ્છા હોવાને લીધે તેમને અસંતોષ ઉત્પન્ન થયો, તોપણ તેઓ વિચારવા લાગ્યા કે-'આ સંસારમાં જીવિત ચિરસ્થાયી નથી અને સર્વ મનુષ્યોને અભીષ્ટ ઐશ્વર્ય પ્રાપ્ત પણ થતું નથી, છતાં લોકો કંઇ પણ નિમિત્તને લઇને અકાર્ય કરવા તૈયાર થાય છે એ કોઇ રીતે યોગ્ય નથી.' આ સુવાક્યને અંતરમાં યાદ કરીને ન્યાયધર્મમાં નિષ્ઠ એવા તેઓએ પોતાના બંધુનો વધ કરવારૂપ પાપને આચરવા કદિ પણ ઇચ્છ્યું નહીં, પરંતુ "પ્રજ્ઞા, તેજ અને બળથી ભ્રાતૃત્વ સમાન છતાં રાજસેવક થઇને રહેવું એ મનસ્વી જનોને દુસ્સહ છે. અધમ જનોને આજીવિકા તૂટી જવાનો ભય હોય છે, મધ્યમ જનોને મરણનો ભય હોય છે અને ઉત્તમ જનોને તો

અપમાનનો જ માત્ર મહાભય હોય છે, માટે વિદેશગમન અને જંગલ-સેવન કરવું સારૂં, પણ સ્વજનવર્ગમાં અપમાનથી રહેવું સારૂં નહિ." આ પ્રમાણે ચિંતવીને પંકિલ જળને ચાતક તજી દે તેમ તે ત્રણે જણા પોતાના બંધુના રાજ્યને તજી દઇને અલ્પ પરિવાર સાથે ત્યાંથી નીકળી પોતાના મનોવાંછિતને આપનાર એવી વીરધવલ રાજાની સેવા કરવાની ઇચ્છાથી ધવલકકપુરમાં આવ્યા, ત્યાં પ્રથમ તેઓ પૂર્વે જેના વૈભવને સાંભળેલ છે અને જે વ્યવહારમાં અતિ કુશળ ગણાય છે એવા વસ્તુપાલ મંત્રીના આવાસે આવ્યા. એટલે કુમાર (કાર્તિકસ્વામી)ના જેવા તેજસ્વી અને સર્વાંગસુંદર એવા તે ત્રણ રાજ-કુમારોને પોતાના ગૃહાંગણે આવેલા જોઇને પોતાના સેવકો પાસે તેમને ગૌરવ સહિત આસનાદિક અપાવી મંત્રીઓમાં અગ્રેસર એવા વસ્તુપાલે તેમને સ્નેહપૂર્વક પૂછ્યુ કે-"ક્ષત્રિયોમાં ઉત્તમ અને પુણ્યવંત એવા તમે રાજકુમારો કયાંથી અને શા કારણે અહીં પધાર્યા છો?" એટલે રાજપુત્રો વિનયવંત જ હોય-એ કહેવતને સત્ય કરતા અને પોતાના શિરને અધિક નમ્ર રાખતા એવા તે રાજકુમારોએ મંત્રી-શ્વરની આગળ પોતાના બંધુ-રાજાનું સમસ્ત સ્વરૂપ દર્શાવીને પોતાનું સ્વરૂપ પણ યથાસ્થિતપણે દર્શાવતાં કહ્યું કે-'કૃતજ્ઞ અને સુજ્ઞજનોમાં માણિક્ય સમાન, સર્વને હિતકર એવા ગુણોને ધારણ કરનાર અને ચૌલુક્ય રાજાની રાજ્યધુરાને ધારણ કરનાર એવા આપનું પ્રશંસા-પાત્ર નામ સાંભળીને અમે તમારાં ચરણકમળની સેવા કરવા આવ્યા છીએ, અને શ્રીવીરધવલ રાજાની સેવારૂપ કલ્પલતાનો આશ્રય કરવાની અમારી ઇચ્છા છે.' આ પ્રમાણેનાં તેમનાં કર્ણપ્રિય વચનો સાંભળીને મંત્રીશ્વર સુપ્રસન્ન મનથી બોલ્યા, કારણ કે સંતો અન્યનું હિત કરનારા જ હોય છે. 'રાજ્યવ્યાપારરૂપ વૃક્ષ આજે મને ફલિત થયું જણાય છે કે જેથી અત્યંત દુર્લભ એવા આપ રાજકુમારો મારે ત્યાં પધાર્યા છો.' આ પ્રમાણે કહીને વિવિધ પ્રકારના ભોજનવડે ગૌરવ સહિત તેમને જમાડી તથા દિવ્ય વસ્ત્રો અને આભૂષણોવડે વિશેષે સંતુષ્ટ કરીને કર્પૂરમિશ્ર તાંબૂલ આપવા સાથે મંત્રીરાજે તેમને સુવર્ણ અને રત્નમય તરવારો આપી. પછી તે રાજકુમારોને સાથે લઇને સર્વ આર્યજનોને આનંદ આપનાર એવો

મંત્રી ચૌલુક્ય રાજાની સભામાં આવ્યો. ત્યાં રાજેંદ્રને ભક્તિપૂર્વક નમસ્કાર કરીને તે ત્રણે રાજપુત્રોનું યથાસ્થિત સ્વરૂપ તેણે રાજાને નિવેદન કર્યું. તે સાંભળીને પોતાના દાંતની કાંતિરૂપ સુધારસથી તે રાજકુમારોને સિંચન કરતાં રાજાએ પ્રમુદિત થઈને કહ્યું કે 'તમારા ચરણના રજકણોએ આજે મારા ગૃહાંગણને પાવન કર્યું છે, તેથી મારાં પૂર્વ પુણ્યનો ઉદય થયો છે એમ મને લાગે છે. ગૃહસ્થને ઘરે કોઇ પોતાના કાર્ય નિમિત્તે આવીને ઉતરે તે દિવસ અને તે ઘડી પ્રશંસનીય ગણાય છે; પરંતુ હે રાજકુમારો! શૂરવીરોના શણગારરૂપ તમને મારે કેવા પ્રકારની વૃત્તિ (આજીવિકા) બાંધી આપવાની છે તે કહો.' એટલે તે બોલ્યા કે-'હે દેવ! અમને દરેકને દર વર્ષે બે બે લક્ષ દ્રમ્મ આપશો તો તેટલા દ્રમ્મવડે અમારી વૃત્તિ સુખે ચાલી શકશે.' તે સાંભળીને કૃપણ જનોમાં મુખ્ય એવા રાજાએ પોતાનું મુખકમળ કંઇક મ્લાન કરીને તે બહાદુરોને કહ્યું કે-"એટલા દ્રવ્યથી તો હું સેંકડો સુભટો મેળવી શકું તેમ છે, તો તમને ત્રણજ જણને તેટલું દ્રવ્ય આપવાથી તમે શું મારૂં અધિક શ્રેય કરશો? હે રાજકુમારો! તમે જ કહો કે માત્ર સેવકની ખાતર આટલા બધા દ્રવ્યનો વ્યય કરતાં મારો શું વિશેષ અર્થ સરે તેમ છે? માટે તમે તમારી ઇચ્છાનુસાર બીજા કોઈ રાજ્યમાં જાઓ." એમ કહી રાજાએ તેમને તાંબુલ આપીને વિસર્જન કર્યા.

એ અવસરે વસ્તુપાલે રાજાને કહ્યું કે 'હે સ્વામિન્! આ ત્રણે મનસ્વી અને મહાપુરૂષો છે, માટે એમને જવા ન દો. હે રાજન્! ઉત્તમ પુરૂષોના સંગ્રહ કરતાં ધન વધારે કિંમતી નથી; કારણ કે સારા સેવકોના સંગ્રહથી રાજાઓને પગલે પગલે લક્ષ્મી પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે-ઉંચા પર્વતો ઉપર જેમ મેઘજ વૃષ્ટિ કરી શકે છે તેમ "મહાપુરૂષ પર ઉપકાર કરવાને મહાપુરૂષોજ સમર્થ હોય છે." આ પ્રમાણે પ્રધાને કહ્યું છતાં કૃપણોના સરદાર એવા વીરધવલ રાજાએ તે રાજકુમારોનો આદર કર્યો નહિ, એટલે ચુલુકાધીશનો ત્યાગ કરીને મુક્તાફળ સમાન ઉજ્જ્વળ પાનના બીડા માત્રથી સંતુષ્ટ થયેલા અને કૃતજ્ઞ જનોમાં મુગટ સમાન એવા તે રાજકુમારોએ ગૌર્જરેંદ્રના શત્રુ, આશ્રિતોના વત્સલ તથા પ્રતીહાર કુળમાં ઉત્પન્ન

થયેલા એવા ભદ્રેશ્વરપુરના સ્વામી ભીમસિંહ રાજાનો આશ્રય કર્યો. ત્યાં ચૌલુક્ય રાજાની કૃપણતાની હકીકત સાંભળીને પ્રસન્ન થયેલા ભીમ ભૂપતિએ તેમને તેમની માગણી કરતા દ્વિગુણી (બમણી) વૃત્તિ બાંધી આપી અહો! કળાવંત પુરૂષોને પગલે પગલે સંપત્તિ પ્રાપ્ત થાય છે. જુઓ-'સમુદ્રમાંથી નીકળેલા ચંદ્રને શંભુના મસ્તકનો આશ્રય મળ્યો.'

હવે પોતાના સ્વામીનું કાર્ય કરવાને ઇચ્છતા એવા સામંતપાલ પ્રમુખ બહાદુર વીર પુરૂષોએ જેનો ઉત્સાહ વધાર્યો છે એવા પ્રતીહાર રાજાએ રૂષ્ટમાન થઇને વીરધવલ રાજા પાસે એક સ્પષ્ટ વક્તા ભાટને મોકલ્યો. તે ભટ્ટરાજ ત્યા જઈ શ્રીમાન્ ગુર્જરપતિને આનંદ પૂર્વક આશીર્વાદ આપી આસન પર બેસીને બોલ્યો કે-'હે રાજન્! કૃષ્ણ ભગવાને ઇંદ્ર રાજાનું રક્ષણ કરવા બળિ રાજાને પાતાળમા મોકલ્યો અને અર્જુનના સ્નેહથી કર્ણને મરણ પમાડ્યો તે કૃષ્ણના વિરહથી આ વિશ્વને બિલકુલ નિર્ધન (દીન) જોઇને તે દુ:સ્થિતિનો છેદ કરવા વીરધવલના મિષથી તમે પોતે જાણે વિષ્ણુરૂપે અવતર્યા હો એમ જણાય છે, છતાં ચહુઆણ વંશના ત્રણ બહાદુર વીરોના સહવાસથી સતેજ થયેલા ભીમસિંહ રાજા તમને નિવેદન કરે છે કે-'ચળવળ કરતી એવી તમારી ભુજાને ચિર કાળથી જે રણરંગનો મનોરથ છે તે હવે સત્વર સફળ થાઓ.' આ પ્રમાણેનાં ભાટનાં વચનો સાંભળીને રોમાંચિત થયેલા ગુર્જરસ્વામીએ તેને યથારુચિ દાન આપી આનંદ પમાડીને કહ્યુ કે-'સેનાપતિ પાસે સૈન્યની તમામ સામગ્રી તાકીદે તૈયાર કરાવીને પંચગ્રામ નામના ગામ પાસે મને સત્વર આવ્યો સમજે અને ઇંદ્ર જેવા પરાક્રમી તે ત્રણ બહાદુર વીરો સાથે પોતાની સેના લઇને તારો સ્વામી પણ ત્યાં રણક્ષેત્રમાં સત્વર હાજર થાય એમ હે પ્રવર ભાટ! તું તારા સ્વામીને જઇને નિવેદન કરજે અને કહેજે કે પ્રબળ પ્રભાશાળી વીરધવલ રાજાએ આ પ્રમાણે તમને કહેવરાવ્યું છે." આ પ્રમાણેનું વીરધવલ રાજાનું કથન સાંભળીને તે વૈતાલિકે ભદ્રેશ્વર-ગજેંદ્ર પાસે જઇને તે વૃત્તાંત આદિથી અંત સુધી કહી સંભળાવ્યો

ભાટને વિદાય કર્યા પછી રણકર્મ માટે સમસ્ત પ્રયાણસામગ્રી તત્કાલ તૈયાર કરાવીને વહેતી નાડીના સૂચનને અનુસરી શુભ મુહૂ-

ર્તની વેળાએ પ્રૌઢ રાજાઓ સાથે હસ્તી પર આરૂઢ થઈ રાજકાર્યમાં ઉત્સાહથી ભાગ લેનારા હાથી, અશ્વ, રથ અને પદાતિરૂપ ચતુરંગિણી સેનાથી ચારે બાજુ પરિવૃત્ત, બંને બાજુએ રહેલા જાણે વિક્રમ અને ન્યાયની મૂર્ત્તિ હોય એવા અશ્વરાજના બંને પુત્રોથી સુશોભિત, શ્વેત છત્ર અને બે ચામરથી વિરાજિત અને સંગ્રામોત્સવના કૌતુકી એવા ચૌલુક્યવંશી વીરધવલ રાજાએ પ્રયાણ કર્યું. અનુક્રમે રસ્તામાં મદદ કરવાને માટે સાથે મળતા અનેક ગામના સ્વામીઓથી પરવર્યો સતો તે પંચગ્રામ નામના નગર પાસે આવ્યો. એવામાં ચહુઆણ વંશના વીર સુભટોથી ઉત્કટ અને વાજિંત્રોના નાદથી નાગેન્દ્રને નિદ્રામુક્ત કરતો ભીમસિંહ રાજા પણ ત્યાં આવી પહોંચ્યો.

પછી બંને પક્ષવાળાઓએ ત્રણ દિવસ વિસામો લઈને સંગ્રામની સર્વ તૈયારી કરી લીધી, કારણ કે રાજાઓનું દીર્ઘદર્શીપણું ભવિષ્યમાં હિતકારક નીવડે છે. ત્યાં આનંદ પામેલા બહાદુર સુભટો વિઘ્નોની શાંતિને નિમિત્તે દીન, અનાથ અને બ્રાહ્મણોને દાન આપવા લાગ્યા, વૃષભના જેવા સ્કંધવાળા રાજકુમારો શસ્ત્રોની અધિષ્ઠાયિકા દેવીઓની વિવિધ પ્રકારની પૂજાના ઉત્સવો સાથે સિંહનાદ કરવા લાગ્યા; રસના પાત્રરૂપ નાયિકાઓ ચારે બાજુ નૃત્ય કરવા લાગી, પંડિત જનો વીર રસને લગતા પ્રબંધો નિવેદન કરવા લાગ્યા. ભાટ જનોના આશીર્વાદ સાથે નિશાન પ્રમુખ વાજિંત્રોનો પ્રતિધ્વનિ પૃથ્વીને પૂરવા લાગ્યો, રણરંગ ઉડાવવાની સુભટોની ઉત્કંઠા વચનમાં ન આવી શકે તેવી જણાવા લાગી; કેમકે અલ્પ સમયમાં થનાર યુદ્ધ-એ બહાદુર સુભટોને ખરેખર એક મહોત્સવરૂપ લાગે છે.

એવા અવસરે ચરપુરૂષોના મુખથી શત્રુસેનારૂપ સરિતાને દુર્વિગાહ્ય જાણીને સંગ્રામના દિવસની પહેલાં વસ્તુપાલ મંત્રીએ પોતાના રાજાને કહ્યું કે-'હે દેવ! કૃપણતાના દોષથી પૂર્વે મારવાડથી આવેલા મહાવીર્યવંત અને તેજસ્વી એવા ત્રણ સુભટોને તમે સંઘર્યા નહિ, તેથી તેઓ ઉત્સાહપૂર્વક શત્રુના લશ્કરમાં જઈને મળ્યા છે અને તેમના બળથી ભીમસિંહ રાજા અત્યારે બિલકુલ નિર્ભય થઈને ગર્જના કરી રહ્યો છે.'

આ પ્રમાણેનું મંત્રિરાજનું કથન સાંભળીને વીરધવલ રાજા બોલ્યો

કે "હે મંત્રિન્! આમ કાયર થવાથી શું? રણમાં જે થવાનું હશે તે થશે. રણભૂમિમાં જય કે મરણ થતાં રાજાઓને તો લાભજ છે; કારણ કે જય થતાં રાજ્યલક્ષ્મી અને મરણ થતાં સ્વર્ગલક્ષ્મી પ્રાપ્ત થાય છે. જે રાજા માત્ર પોતાનું ઉદરભરણ કરવા માટેજ જીવે છે. તે અનુક્રમે પ્રજાથી પણ પરાભવ પામે છે. રણભૂમિમાં તેજ રાજાને મરણની ચિંતા થાય છે કે જેની પાસે રાજ્યભારને ધારણ કરવામાં ધુરંધર એવા સુમંત્રીઓ હોતા નથી." આ પ્રમાણેની રાજાની હિંમત જોઇને ચાતુર્યમાં બૃહસ્પતિ સમાન એવો વસ્તુપાલ મહામાત્ય બોલ્યો કે "હે દેવ! આપના હાથમાં ધનુષ્ય હશે તો પછી લાખો શત્રુઓ પણ શું કરવાના છે? કહ્યું છે કે 'જ્યાંસુધી વનમાં સંચરનાર સિંહ ન આવે ત્યાંસુધી કુક્કર ભલે રમત કર્યા કરે, હાથણીઓ સહિત હસ્તીઓ ભલે ક્રીડા કરે, જબરજસ્ત દેખાતા પાડાઓ ભલે સ્વેચ્છાએ ગર્જના કરતા ફરે અને હરિણો પણ ભલે વારંવાર છલંગ મારતાં નિઃશંકપણે દોડ્યા કરે, પણ સિંહ આવતાં તે બધાં ક્યાંયે સંતાઈ જશે.' વળી હે દેવ! આપના સૈન્યમાં પોતે એક છતાં તે ત્રણેને જીતે એવો ડોડીય વંશમાં ઉત્પન્ન થયેલ જેહુલ નામે બહાદુર ક્ષત્રિય છે. બીજો ચૌલુક્ય વંશમાં ચંદ્રમા સમાન સોમશર્મા વીર છે અને ત્રીજો ત્રણે જગતને જીતનાર તથા ગોહિલ વંશમાં ઉત્પન્ન થયેલ ક્ષેત્રવર્મા છે. વળી કલિયુગના સાક્ષાત્ અર્જુન સમાન એવા આપનું તો વર્ણનજ શું કરવું? કે જે એક છતાં સંગ્રામમાં શત્રુઓના મનમાં અનેક જેવા લાગો છો." આ પ્રમાણે તે બંને પરસ્પર વાતો કરતા હતા, તેવામાં દ્વારપાળે રાજાને પ્રણામ કરીને કહ્યું કે–'હે સ્વામિન્! કોઈ એક પુરૂષ દ્વાર આગળ અટકાવવાથી બેઠો છે. તે વિશ્વને પાવન કરનાર આપના દર્શન કરવાને ઇચ્છે છે તો આપ તેને માટે શું આદેશ કરો છો?' એટલે ભૃકુટીના ઇસારાથી રાજાએ કહ્યું કે–'તેને મારી પાસે લાવ.' આ પ્રમાણેના રાજાના આદેશથી પેલા પુરૂષે અંદર આવી રાજાને નમસ્કાર કરીને નિવેદન કર્યું કે–"હે સ્વામિન્! સામંતપાલ વિગેરે ચહુઆણ વંશના ત્રણ સુભટોએ તમને કહેવરાવ્યું છે કે-છ લાખ દ્રવ્યથી સંઘરેલા અનેક સુભટોની સહાયતાથી હે રાજન્! રણભૂમિમાં હવે તમારૂં સારી રીતે રક્ષણ

કરજો, કારણ કે આવતી કાલે પ્રભાતે કુમારી નદી પર સંગ્રામ શરૂ થતાં તમેજ પ્રથમ અમારા અતિથિ થવાના છો!" આ પ્રમાણેનું તેનું કથન સાંભળી તેને યથોચિત દાન આપીને ચુલુકસ્વામીએ જરા હસીને કહ્યું કે-'પ્રભાતે હું પણ રણભૂમિમાં આવું છું, ત્યાં સર્વેનું બાહુબળ જોવામાં આવી જશે. આ પ્રમાણેનો મારો સંદેશો પણ તેમને તું કહેજે.' એટલે તેણે પણ ત્યાં જઇને રાજાનો સંદેશો તેમને કહી સંભળાવ્યો, એટલે બંને રાજાના આદેશથી બંને સૈન્યમાં ક્ષત્રિયોએ રણકર્મની બધી સામગ્રી એક રાતભરમાં તૈયાર કરી લીધી.

પછી જગત્કર્મના સાક્ષીરૂપ સૂર્ય ઉદય પામ્યો એટલે બંને સૈન્યમાં એક સરખી રીતે રણદુંદુભિ વાગ્યાં. તે સાંભળતાં ભુજામાં ચળવળ ઉત્પન્ન થવાથી પ્રચંડ બનેલા બહાદુર સુભટો યુદ્ધમાં ઉતરવા માટે બખ્તર પહેરીને તૈયાર થઈ ગયા. એ વખતે પ્રાતઃકર્મ કરી સર્વ વિઘ્નોની શાંતિને અર્થે યાચકોને દાન આપતો, પ્રલયકાળના સૂર્ય જેવો અપ્રેક્ષ્ય, લાખો સુભટોથી પરવરેલો અને ચારે બાજુ જેના ગુણગ્રામ ગવાઈ રહ્યા છે એવો વીરધવલ રાજા રણભૂમિમાં આવ્યો, એટલે મહાતેજસ્વી અને હાથમાં વિવિધ શસ્ત્રોને ધારણ કરનાર એવા જેહુલ પ્રમુખ વીર પુરૂષો અશ્વ પર આરૂઢ થઈને રાજાની ચારે બાજુ ઉભા રહ્યા. તેજ વખતે પ્રાતઃકૃત્ય-પૂજનાદિક કરીને સુવર્ણના બખ્તરને ધારણ કરનાર અને આયુધશ્રેણિને વહન કરનાર એવા બંને મંત્રીશ્વરો જાત્યઅશ્વ પર બેસીને સત્વર રણભૂમિમાં પ્રાપ્ત થયેલા ચૌલુકય વંશના ચંદ્ર સમાન રાજાની બંને બાજુ સ્થિર થઈને ઉભા રહ્યા.

એ અવસરે ભીમ સમાન ભયંકર અને સમસ્ત બહાદુરોમાં અગ્ર પદ ધરાવનાર એવો ભીમસિંહ રાજા પણ પગલે પગલે યાચકોને મંગલનિમિત્તે દાન આપતો, ક્ષત્રિયોથી પરવરેલો, વિષ્ણુ સમાન બલિષ્ઠ અને વક્ર દૃષ્ટિથી ભયંકર લાગતો રણભૂમિમાં આવ્યો. તે વખતે ઈન્દ્ર સમાન પરાક્રમી, વિવિધ આયુધોને ધારણ કરનાર, હાથમાં લાંબા ભાલાં રાખનાર, કવચથી ઉજ્જવળ બખ્તરોથી ગરૂડાકારને ધારણ કરવાવાળા, જાત્ય અશ્વો પર આરૂઢ થયેલા અને જેમનું તેજ અસહ્ય છે એવા સામંતપાલ વિગેરે ત્રણે ભાઇઓ પણ ભીમ રાજા

પાસેથી પોતાની નોકરીના ચડેલા લાખો દ્રમ્મ લઈ પોતાના ભંડારમાં રાખીને વિવિધ પાત્રોને દાન આપતા રણભૂમિમાં આવ્યા. આ વખતે રણવાદ્યો, હાથીઓના નાદ, અશ્વોના હેષારવ અને બહાદુર સુભટોના હુંકારાથી આકાશ શબ્દમય થઈ ગયું, અને બંદીજનો દરેક બહાદુર સુભટના નામ, ગુણ અને વંશના ઉચ્ચારપૂર્વક જય જય શબ્દ કરવા લાગ્યા. પછી બંને સૈન્યોમાં પોતપોતાના સ્વામીને સંતોષ આપનાર અને જયશ્રીને વરવા લાયક એવો તુમુલારંભ થયો, એટલે ક્રોધથી અંધ બનેલા અને ક્રૂર એવા મહાયોદ્ધાઓ પરસ્પર મર્મસ્થાનમાં પ્રહાર કરતા યુદ્ધ કરવા ધસ્યા, અને સ્વર્ગલક્ષ્મીને વરવાને જાણે કુંકુમદ્રવનો લેપ કર્યો હોય તેમ સુભટોએ પોતાનાં શરીરોને શરીરમાંથી નીકળતી રૂધિરની ધારાઓથી રક્ત બનાવી દીધા. જાણે પરસ્પર સૂર્યના સંતાપનો સંહાર કરવાને ઇચ્છતા હોય તેમ કેટલાક વીરોએ આકાશમંડળમાં બાણોનો મંડપ રચી દીધો. તે વખતે જાણે દુઃખના ભારથીજ હોય તેમ ઘોર અંધકાર સદૃશ પ્રસરતી રજથી દિગંગનાઓએ પોતાનાં મુખ આચ્છાદન કરી દીધાં. એવામાં સૂર્ય ગગનના મધ્ય ભાગમાં આવતાં સેંકડો યોદ્ધાઓ શસ્ત્રોથી ઘાયલ થઈને જમીન પર આળોટવા લાગ્યા, એટલે ભૂમંડળની જેમ પોતાના સૈન્યને વિચ્છાય (નિસ્તેજ) જોઇને સુભટોને શૌર્ય ચઢાવતો વીરધવલ રાજા સાવધાન થઈ ગયો, એટલે બાણોના વરસાદથી દુર્દિનને દર્શાવતા મંત્રી વિગેરે દક્ષ અને બહાદુર સુભટો પણ પોતાના સ્વામીની રક્ષાને માટે અધિક સાવધાન થઈ ગયા.

એ અવસરે અન્ય સુભટોનો તિરસ્કાર કરીને બળથી ઉત્કટ અને જેમના હાથમાં ભાલાં રહી ગયાં છે એવા તે ભૈરવ સમાન ત્રણ મહાવીરોએ વીરધવલ રાજાની નજીકમાં આવીને કહ્યું કે-'હે દેવ! અમે તમારી પાસે આવ્યા છીએ, માટે હવે સાવધાન રહેજો અને હે વીરશેખર! તમે ગમે તે પ્રકારે તમારો બચાવ કરવા તત્પર રહેજો, તેમજ ધનથી સંઘરેલા યોદ્ધાઓ પણ હવે તમારૂં રક્ષણ કરવા તૈયાર થઈ જજો.' આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને વીરધવલ રાજા બોલ્યો કે-'અત્યારે શબ્દમાત્રથી વૃથા બડાઈ મારવાવડે શું? કારણ કે મહાજનો પોતાનું બાહુબળ ક્રિયાથીજ પ્રકાશિત કરે છે.'

પછી ક્રોધાંધ થયેલા એવા તેમની વચ્ચે ભયંકર યુદ્ધ થયું અને પ્રહારથી ઘાયલ થયેલા જેહુલ વિગેરે જમીન પર પડ્યા કહ્યું છે કે-'તીક્ષ્ણ શસ્ત્રોથી તો શું, પણ પુષ્પોથી યુદ્ધ કરવાનો પણ નિષેધ છે કારણ કે તેમાં વિજયને માટે સંદેહ છે અને પ્રધાન પુરૂષોનો ક્ષય તો જરૂર થાયજ છે'

એ પ્રમાણે યુદ્ધ કરતાં ઘણા રાજકુમારો અને બંને મંત્રીઓએ પાસે રહીને પોતાના રાજાનું યત્નપૂર્વક રક્ષણ કર્યા છતાં તે ત્રણ બહાદુર વીરોએ ચૌલુક્ય રાજાના લલાટમાં ત્રણ ભાલાના ઘા કરી તરતજ પ્રગટ થઇને કહ્યું કે-"હે દેવ! આ પ્રમાણે તમને મારવાને પણ અમે સમર્થ છીએ, છતાં અમે તમારા હાથનું એક બીડું લીધું છે, તે ઋણથી મુક્ત થવાને માટે હે નરાધિપ! અત્યારે તમને જીવતા જવા દઇએ છીએ, માટે ઘણાનું પોષણ કરનાર એવા તમે અહીંથી સત્વર ચાલ્યા જાઓ શાસ્ત્રમાં પણ 'બહુ જનો પર ઉપકાર કરનારને મારવો નહિં' એમ કહેલું છે, કેમકે એક સૂર્ય અસ્ત પામતાં જગતમાં અંધકાર ફેલાઈ જાય છે. વળી કહ્યું છે કે-'સેનાપતિ, ઉપદેશકર્ત્તા, ઘણાઓનું ભરણપોષણ કરનાર તથા ઘણી સમૃદ્ધિનો અધિપતિ-એટલાને સાહસ કરીને મારવા નહિ તેમ રાજાને પણ આપ સમાન ગણીને તેને મારવો નહિ, કારણ કે રાજા વિના લોકોને અત્યંત કષ્ટ વેઠવું પડે છે"

પછી પાસે ઉભેલા સુભટોને પોતાના બળથી ત્રાસ પમાડીને તરતજ વીરધવલ રાજાને તેમણે અશ્વ પરથી ભૂપીઠ પર નાખી દીધો અને ઉપરવટ નામના અશ્વરત્નને લઇને તેઓ ચાલ્યા ગયા. એ વખતે સંધ્યા થઈ જવાથી સર્વે સુભટો પણ રણકર્મથી વિરામ પામ્યા, એટલે અવસરને જાણનાર એવા મંત્રીશ્વર વિગેરે રાજાને ઉપાડીને પોતાની સેના સહિત ચિંતાતુરપણે સત્વર પોતાને સ્થાને આવ્યા

જય મેળવનાર ભીમસિંહ રાજા પણ પ્રમોદથી દ્વિગુણ પ્રભાવાળા એવા સામંતપાલ વિગેરેની સાથે પોતાના આવાસમાં આવ્યો પછી રાત્રે ભીમસિંહના સુભટો પરસ્પર વિવાદ કરવા લાગ્યા કે-'વીરધવલ રાજાને અમે જમીન પર પાડ્યો' એટલે મારવાડના તે બહાદુર સુભટો બોલ્યા કે-'જો વીરધવલને તમે પાડ્યો હોય તો તેની

કંઇક નિશાની બતાવો કે જેથી વિવાદ દૂર થાય.' એવી રીતે સુભટોનો જય સંબંધી વાદ અણી પર આવ્યો, ત્યારે તે બહાદુર ક્ષત્રિયોએ વીરધવલ રાજાનો અશ્વરત્ન લાવીને ભીમસિંહ રાજાને બતાવ્યો, એટલે ઉચ્ચૈઃશ્રવા સમાન આકારવાળા, સુવર્ણના પાખરથી સુશોભિત, લગામથી મનોજ્ઞ મુખવાળા, રત્નમાળાથી વિભૂષિત, સારાં લક્ષણોથી લક્ષિત તથા ચૌલુક્ય નરેન્દ્રનો જાણે બીજો તેજરાશિ હોય એવા તે ઉપરવટ નામના અશ્વરત્નને જોઇને યુવતિનું મુખ જોતાં જેમ કામી પુરુષ મોહ પામી જાય તેમ ભદ્રેશ્વર ભૂપ અત્યંત સંતુષ્ટ થયો અને વચનના મિષથી જાણે સુધાસિંચન કરતો હોય તેમ બોલ્યો કે-'સુપાત્રને આપેલા દાનની જેમ ઉભય પક્ષ જેમના વિશુદ્ધ છે એવા આ રાજપુત્રોના નિમિત્તે વ્યય કરેલ લક્ષ્મી અનેક પ્રકારે ફલિત થઈ છે.' પછી ભીમસિંહ રાજાએ સર્વત્ર ઉદ્‌ઘોષણા કરાવી કે-'મારવાડના ત્રણ વીરોએ આજે વિજય મેળવ્યો છે અને તેની નિશાની તરીકે વીરધવલ રાજાનો ખાસ અશ્વ તેઓ અહીં લઈ આવ્યા છે. કહ્યું છે કેઃ-

"नयेन नेता विनयेन शिष्यः, शीलेन नारी प्रशमेन लिंगी ।
प्रौढावदातेन भटः प्रचंडो, धर्मेण जंतुश्च सदा विभाति" ॥ १ ॥

'ન્યાયથી રાજા, વિનયથી શિષ્ય, શીલથી સ્ત્રી, પ્રશમથી યતિ, પ્રૌઢ ચરિત્રથી પ્રચંડ સુભટ અને ધર્મથી પ્રાણી સદા શોભાને પામે છે.' એ પ્રમાણે ભીમસિંહ રાજાના સૈન્યમાં વાર્ત્તારૂપ સુધાસ્વાદનો અનુભવ કરતા રાજાઓએ ત્રિયામા (રાત્રિ)ને એક ક્ષણની જેમ વ્યતીત કરી.

હવે અહીં રાત્રે કાંઇક પ્રતીકાર કરવાથી અત્યંત સાહસિક એવો ગુર્જરપતિ સજ્જ થઈ ગયો અને પ્રભાતે તો આનંદથી દ્યૂત રમવા લાગ્યો. ચૌલુક્ય રાજાનું આવું વિચિત્ર ચેષ્ટિત જાણીને ભીમસિંહ રાજાને તેના મંત્રીઓએ વિજ્ઞપ્તિ કરી કે-"હે રાજન્! સપ્તાંગ રાજ્યથી અને વિશેષે કરીને મંત્રીના બળથી સમૃદ્ધ હોવાવડે વીરધવલ રાજા દેવાદેશની જેમ બહુ મજબૂત છે. વળી ઇંદ્ર સમાન સંપત્તિવાળા એ રાજાની સાથે વિરોધ કરતાં પરિણામે કોઇને મધુર ફળ મળ્યું નથી. કહ્યું છે કેઃ-

"अनुचितकार्यारंभः स्वजनविरोधो बलीयसा स्पर्धा ।
प्रमदाजनविश्वासो, मृत्युद्वाराणि चत्वारि" ॥ १ ॥

'અનુચિત કાર્યનો પ્રારંભ, સ્વજનોની સાથે વિરોધ, બલવંતની સાથે સ્પર્ધા અને સ્ત્રીજનનો વિશ્વાસ એ ચાર મૃત્યુનાં દ્વાર છે.' વળી પારકા ઘરના સુભોજનની જેમ આગંતુક જનના બળને પામીને સજ્જનોએ લોકમાં નિંદનીય એવો અહંકાર કરવો યુક્ત નથી. માટે હે દેવ! હવે એની સાથે સંધિ (સલાહ) કરો. આ બાબતના સંબંધમાં તમે પોતેજ યોગ્યાયોગ્યનો બરાબર વિચાર કરી જુઓ." આ પ્રમાણેનાં પોતાનાં મંત્રીઓનાં વચનોથી ભીમસિંહ રાજાએ સંધિ કરવી કબૂલ કરી; કારણકે હિતોપદેશરૂપ અમૃત પ્રાપ્ત થતાં તેનો કોણ ત્યાગ કરે? છતાં તેણે ભયંકર સંગ્રામનો આડંબર તો કર્યો. અહો! રાજાઓ કંઈ કરવાને ઇચ્છે છે અને કંઈ કરે છે. પછી ઉત્કટ સુભટો જેવા અન્યોન્ય યુદ્ધ કરવા ધસ્યા, તેવીજ તે સુભટો સહિત રાજાઓએ પરસ્પર આનંદકારક એવી સંધિ કરી દીધી. એટલે પેલા બહાદુર વીરોએ વીરધવલ રાજાના વાહનરૂપ ઉપરવટ અશ્વરત્ન વીરધવલ રાજાને પાછો અર્પણ કર્યો, અને વસ્તુપાલ મંત્રીએ આવા પ્રકારની ચોકસ વ્યવસ્થા કરી કે-'શુદ્ધ ગોચરી કરનાર સાધુની જેમ ભીમસિંહ રાજાએ પોતાના ભદ્રેશ્વર નગરથીજ સંતોષ માની લેવો તથા પોતાની બિરૂદાવળી ક્યાંઈ પણ બોલાવવી નહિ.'

આ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી પોતાના પરિવારસહિત વીરધવલ રાજા આગળ ચાલતાં સ્વર્ગસમાન સંપત્તિવાળી કર્કરા (કાકર કે જે પાટણથી પંદર ગાઉ દૂર છે.) નગરીમાં આવ્યો. ત્યાં મંત્રીના કહેવા પ્રમાણે તે કેટલાક દિવસ રહ્યો અને પોતાના દેશની સીમાને લુંટનારા ચોરોને પકડીને દંડપાત્ર કર્યા. પછી કલિયુગને ત્રાસ પમાડનાર તે મંત્રીશ્વરે ત્યાં શ્રીમાન્ આદિપ્રભુનો પ્રાસાદ કરાવ્યો અને તેની અંદર બિંબપ્રતિષ્ઠા કરતી વખતે તેણે તેમની સામે રાજાની અને પોતાની ધાતુમય મૂર્ત્તિ સ્થાપન કરી. પછી ભીમપલ્લીમાં મંત્રીશ્વરે આત્મકલ્યાણના નિમિત્તે પાર્શ્વનાથ ભગવંતનું સુવર્ણકુંભયુક્ત એક ઉન્નત મંદિર કરાવ્યું તથા રાણકેશ્વરને પ્રસન્ન કરવા માટે તેણે શંકર અને પાર્વતીયુક્ત એક રાણકેશ્વર નામનું મંદિર પણ કરાવ્યું. પછી આદિત્યપાટકમાં તથા ઝેરંડકપુરમાં શુદ્ધ ધાતુના બિંબથી મનોહર એવા પૃથક્ પૃથક્ ચૈત્યો કરાવ્યા અને વાયડ ગામમાં સાત લાખ ધન ખરચીને જગદ્ગુરૂ શ્રી વીર પરમાત્માના જીર્ણ ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો.

પછી સૂર્યપુરમાં સૂર્યના મંદિરનો ઉદ્ધાર કરાવીને વેદપાઠના નિમિત્તે એક નવી બ્રહ્મશાળા કરાવી; તેમજ તે નગરમાં તેણે એક વિદ્યાર્થીઓને ભોજન માટે તથા એક સાર્વજનિક એમ બે નવી દાનશાળાઓ કરાવી.

મારવાડની ભૂમિના પ્રાણીઓને પવિત્ર કરનાર અને શાસ્ત્રમાં પરમ તીર્થ તરીકે પ્રખ્યાત એવું સત્યપુર (સાચોર) નામે નગર છે. જ્યાં પૂર્વે ત્રિભુવનના સમસ્ત જનોથી નમસ્કાર કરાયેલા એવા શ્રી ચંદ્રપ્રભ ભગવંત વિહાર કરતાં પાંચ રાત્રિ રહ્યા હતા. વળી વસુધાને પાવન કરતા સર્વજ્ઞ શ્રી વીરપ્રભુ પણ ત્યાં સમવસર્યા હતા, તેથી એ તીર્થ કહેવાય છે. તેમજ વીરભગવંતના નિર્વાણ પછી સિત્તેર વર્ષે શ્રીમાન્ નાહડ રાજાએ ત્યાં સુવર્ણમય બિંબયુક્ત ચૈત્ય કરાવ્યું હતું. કહ્યું છે કે—'ચરમ જિનેશ્વરના નિર્વાણ પછી સિત્તેર વર્ષ જતાં માઘ મહિનાની શુક્લ પંચમી અને ગુરુવારના દિવસે બ્રહ્મમુહૂર્ત્તમાં આચાર્યના ગુણયુક્ત એવા શ્રીરત્નાચાર્યે સર્વ સંઘની અનુમતિથી સેંકડો ભવોનો નાશ કરનારા એવા શ્રીમાન્ વીર ભગવંતના બિંબની આ પ્રતિષ્ઠા કરી છે.' એ શ્રી વીર પરમાત્માના બિંબને નમસ્કાર કરતાં સત્ય અને શીલયુક્ત મનુષ્ય અહીં એક રાત્રિ રહેવાથી પણ ઘણા પાપોનો નાશ કરી શકે છે. વળી વિશાખા નક્ષત્ર સાથે ચંદ્રમાનો યોગ થતાં વૈશાખ મહિનાની પૂર્ણિમાને દિવસે શ્રીવીરના સુવર્ણ બિંબનો નિર્મળ જળથી અભિષેક કરીને ન્યાયોપાર્જિત વિત્તથી લીધેલા પુષ્પાદિકથી જે દ્વિવિધ ભક્તિપૂર્વક એ પ્રભુની પૂજા કરે છે, તે આગામી ભવમાં ચક્રવર્તી થાય છે. 'અહો ! એ પરમ તીર્થને હું ક્યારે વંદન કરીશ ? અવસર પ્રાપ્ત થયા છતાં જે ધર્મનો આદર ન કરે— તે શું વિવેકી ગણાય ? જુઓ તક્ષશિલાનો સ્વામી બાહુબલિ પ્રમાદી રહેવાથી જિનદર્શનના આનંદરૂપ અમૃતરસને મેળવી ન શક્યો.' આ પ્રમાણે પોતાના અંતરમાં વિચાર કરીને રાજ્યકાર્યમાં પોતાના લઘુ બંધુને નીમીને પોતાના સર્વ કુટુંબ સહિત વસ્તુપાલ મંત્રીશ્વર સમૃદ્ધિવાન્ અનેક શ્રાવકો સાથે સત્યપુર તરફ તીર્થયાત્રા માટે નીકળ્યો. માર્ગમાં પોતાની લક્ષ્મીને તે સુપાત્રમાં વાવરવા લાગ્યો. જ્યાં ન હોય ત્યાં નવાં ચૈત્યો કરાવ્યા અને અનેક જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો. એ પ્રમાણે શુભ પ્રવૃત્તિ કરતો દીન તથા અનાથ જનોને યથોચિત

દાન આપીને પ્રસન્ન કરતો, શિષ્યોને સદ્‌ગુરૂની જેમ રાજાઓને નમ્ર બનાવતો, શ્રી જિનશાસનની સર્વ રીતે પ્રભાવના કરતો તથા શત્રુઓને તાબે કરતો તે વસ્તુપાલ, અનુક્રમે સુવર્ણ કુંભ અને ધ્વજાથી શોભાયમાન એવા જિનચૈત્યથી મનોહર થારાપદ્ર (થરાદ) નગરમાં આવ્યો. ત્યાં વિવેકથી વિશ્વવિખ્યાત એવા શ્રીસંઘે મંત્રીરાજનો આદરપૂર્વક પ્રવેશોત્સવ કર્યો. ત્યાં પોતાની ઉંચાઇથી હિમાલય પર્વતને પણ જીતીને પતાકાના મિષથી સદા જયચિહ્નને ધારણ કરતા, કુમારપાલ રાજાની પુણ્ય–લક્ષ્મીના ક્રીડાગૃહ સમાન, તથા સમ્યગ્દૃષ્ટિ જીવોને મોહન મંત્ર સમાન ઉત્કૃષ્ટ જિનમંદિરને જોઈને વિસ્મય પામેલ સચિવેશ્વર અસાધારણ આનંદરૂપ નિસ્પંદ (અચલ) સાગરમાં નિમગ્ન થઈ ગયો અને પોતાના જન્મને સફળ માનવા લાગ્યો. પછી ત્યાં પુષ્કળ પવિત્ર જળવડે ભગવંતનું સ્નાત્ર કરતાં તે મંત્રીએ પોતાના આત્માને ઉજ્વળ કર્યો, અને પ્રજાને આનંદ આપનાર એવા તેણે સમસ્ત ચૈત્યોમાં દુર્ગતિનો નાશ કરનાર સુવર્ણના મહાધ્વજ ચડાવ્યા. વળી આશ્રીત સેવકોને છુટે હાથે વિવિધ પ્રકારના દાન આપીને સંતોષ પમાડી સ્થિર ઉદયવાળા એવા તેણે પૂર્વના સર્વ પૂજારીઓને સ્થિર કર્યા. વળી ત્યાં લાખો મનુષ્યોને વિવિધ ભોજનદાન આપીને વત્સલ એવા તેણે શ્રીસંઘનું સ્વામિવાત્સલ્ય કર્યું. ત્યાં સર્વ જૈન સાધુઓને તેણે વસ્ત્રદાન દીધું તથા જીર્ણ થયેલી ત્યાંની ઘણી ધર્મશાળાઓનો તેણે ઉદ્ધાર કર્યો. વળી તે મંત્રીએ ત્યાં કુમારપાલના મંદિર સમાન એક નવું જિનમંદિર કરાવ્યું તથા ધર્માર્થી એવા તેણે પોતાના ધર્મબંધુઓને ઋણમુક્ત કર્યા (તેમનું દેવું પોતે ચુકાવી આપ્યું;) કારણ કે વિવેકી જનો સર્વ પ્રકારના પુણ્યને માટે યત્ન કરતા રહે છે.

પછી ત્યાંના સંઘસહિત જેના પાપ શાંત થયા છે એવો વસ્તુપાલ મંત્રી સત્યપુર નામના મહા તીર્થમાં આવ્યો અને સુજ્ઞ એવો તે પ્રાસાદના દર્શનથી પ્રાપ્ત થયેલ આનંદનો સંવિભાગ આપવાને યાચકોને યથારુચિ વિવિધ દાન આપવા લાગ્યો. અંતરમાં નિર્દોષ આનંદ પામનાર, વિવેકી તથા શ્રી લલિતાદેવીના પતિ એવા વસ્તુપાલ મંત્રીએ સત્યપુરમાં પ્રથમ જિનભવનના દર્શન કરતાં અર્થીજનોને દશ લાખ દ્રવ્યનું લીલાપૂર્વક દાન કર્યું તથા જિનમતને ઉલ્લાસ

પમાડવામાં એક બૃહસ્પતિ સમાન એવા તેણે કચ્છ દેશના રાજાએ ભેટ કરેલા અને ભારે તેજસ્વી એવા એકસો અશ્વો દાનમાં આપી દીધા. પછી સૂર્ય સમાન તેજસ્વી એવા તે મંત્રીએ અતિશય ઉત્સવની તૈયારી સાથે ભક્તિના ભારથી જાણે નમી જતો હોય તેમ નમસ્કાર કરતાં તે પ્રાસાદમાં પ્રવેશ કર્યો અને ત્રણ પ્રદક્ષિણા તથા પંચાંગ પ્રણામ કરીને શ્રીફળ પ્રમુખ વિવિધ ફળો ધર્યાં તથા પુષ્પોની માળાઓ ચારે બાજુ લટકાવી દીધી. એવી રીતે અહંપૂર્વિકામાં* વ્યગ્ર એવા સમસ્ત શ્રાવકો સાથે તેણે સર્વ પાપને નષ્ટ કરનાર એવી ભગવંતની અગ્રપૂજા કરી. પછી પોતે સ્નાન કરી પ્રભુને મંગલસ્નાન કરાવી સુગંધી ચંદન દ્રવથી વિધિપૂર્વક તે મજ્જનોત્સવ કરવા લાગ્યો. તે આ પ્રમાણે-પ્રથમ તેણે શ્રીસંઘ સાથે ભગવંતની આગળ પંચ શબ્દના મધુર ધ્વનિથી રમ્ય અને બોલાતા સૂત્રપાઠથી સુભગ એવી પંચ વર્ણના પુષ્પોવડે કુસુમાંજલિ કરી. પછી શ્રાવકોએ જિનેશ્વર ભગવંતને નવાંગે તિલક કરીને ભક્તિપૂર્વક સર્વ પાપરજને દગ્ધ કરનાર એવો કપૂર, અગરૂ અને કસ્તૂરીનો ધૂપ કર્યો. પછી જિનભક્તિના રસીયા તથા દક્ષ એવા આસ્તિક શ્રાવકોએ જન્માભિષેક કલશાદિકનો સૂત્રપાઠ બોલીને સંગીત તથા નૃત્યની રચનાથી આનંદ ઉપજાવનાર એવો શ્રીવીરનો મજ્જનમહોત્સવ કર્યો. પછી કવિઓને કલ્પવૃક્ષસમાન એવા વસ્તુપાલ મંત્રીએ પોતાના હસ્ત-કમળમાં ચારે બાજુ અર્ચિત તથા જળપૂર્ણ એવા સુવર્ણ-કળશ લઇને સૂત્રપાઠ બોલતાં વિધિપૂર્વક વીર ભગવંતનું સ્નાત્ર કર્યું, ત્યારબાદ અષ્ટ પ્રકારી પૂજા રચીને નિર્દોષ એવા તેણે આનંદપૂર્વક ચૈત્યના શિખરપર સુવર્ણમય મહાધ્વજ ચડાવ્યો. પછી ચંદનાદિકથી ચર્ચિત એવી આરતી ઉતારીને પોતાના મંગળ નિમિત્તે તેણે મંગળદીપ (મંગળદીવો) ઉતાર્યો, તેમજ ઉત્કૃષ્ટ ભાવપૂર્વક ભાવપૂજા કરીને અનિવારિત દાન આપતાં તેણે અર્થીજનોની પ્રાર્થનાનો કદાપિ ભંગ ન કર્યો.

ત્યાં આઠ દિવસ રહેતાં જિનભક્તિમાં આનંદિત થયેલ એવા તેણે ભગવંતની બંને બાજુએ બે દેવકુલિકા (દેરી) કરાવી. વળી અનિવારિત અન્નદાન દેવાવડે નિષેધ ન કરતાં સમસ્ત જનોને સંતોષ પમાડીને તેણે પાપને દૂર કરનાર એવા શ્રીસંઘની માનપૂર્વક સેવા બજાવી. પછી

* હું પહેલો-હું પહેલો

દેવપૂજાના નિમિત્તે પૂજારીને એક ગામ આપી, ન્યાયપૂર્વક સર્વત્ર ધર્મસામ્રાજ્ય સ્થાપન કરી શરૂઆતમાં કટુ છતાં પ્રાંતે ગુણકારી એવા રોગી જનોના ઔષધની જેમ અન્યાય કરનાર જનોને દંડથી પ્રચંડ સખ્તાઈ દેખાડી, પોતાના વીરધવલ સ્વામીની આજ્ઞાને પુષ્પમાળની જેમ મારવાડના સર્વ રાજાઓના શિરપર માનપૂર્વક સ્થાપન કરી. પછી પોતાનું સર્વસ્વ ભેટ ધરીને વસુધાપર આળોટતા તે તે દેશના રાજાઓથી નિરંતર સેવ્યમાન એવા મંત્રીશ્વરે સત્યપુરથી પાછા આવીને કર્કરાનગરમાં પ્રૌઢ ભેટ ધરી શ્રીવીરધવલ રાજાને પ્રણામ કર્યાં. પછી દરેક ગામમાં સ્વપ્રજાને માન આપી આનંદ પમાડતો તે રાજા મંત્રીસહિત પોતાની રાજધાનીમાં આવ્યો.

પછી દાન અને ભેદાદિ ઉપાયવડે સામંતપાલ વિગેરે વીરોને ભીમસિંહથી અલગ કરી તેમને પોતાના સેવક બનાવીને વિષ્ણુ સમાન પરાક્રમી એવા મંત્રીશ્વરે, પ્રાપ્ત થયેલ વિશેષ પ્રબળવડે ચૌલુક્ય રાજાનો અપરાધ કરનાર એવા દુષ્ટ ભીમસિંહનો નદીના કીનારા પર રહેલા વૃક્ષની જેમ મૂળથી ઉચ્છેદ કરી નાખ્યો અને સર્વત્ર અસ્ખલિતપણે વીરધવલ રાજાની આજ્ઞા પ્રવર્તાવી. અહો! શ્રીવીરધવલ રાજાએ તો પૂર્વે નરસિંહને જીત્યો હતો પણ વસ્તુપાળે તો અત્યંત દુસ્સહ એવા રાજસિંહોને જીતી લીધા. ભદ્રેશ્વરના રાજા સાથે સંગ્રામ કરવાથી મંત્રીને પાંચ કરોડ સુવર્ણ અને દશ હજાર અશ્વો પ્રાપ્ત થયા. પછી તેણે વીરધવલ રાજાની આજ્ઞાથી સામંતપાળને આજીવિકા માટે સત્યપુર નગર આપ્યું અને બીજા એને શૂરાચંદ્ર નગર આપ્યું. અહો! અન્ન, જળ, ધન અને વસ્ત્રોના દાતારો તો પગલે પગલે હશે, પણ વસ્તુપાલ મંત્રી તો રાજાઓને નગરો અને ગામો આપતો હતો.

પછી ભયભ્રાંત થયેલા રાજાઓ મહામાત્ય અને બળયુક્ત વીરધવલ રાજાને અશ્વો, માણિક્ય અને ગામ પ્રમુખ સાર સાર વસ્તુઓ ભેટ કરવા લાગ્યા. 'પ્રભાકરને ઉદય પામતો જોઇને કોણ પોતાની સાર વસ્તુ ન ધરે?' સમસ્ત વિશ્વને ઉપકાર કરનાર અને રાજાઓને પોતાના તાબે કરનાર એવા ચુલુક રાજાનો પ્રતાપ પ્રતિદિન ચારે દિશામાં પ્રસરવા લાગ્યો. આ પ્રમાણે શત્રુ રાજાઓને તાબે કરનાર,

ક્ષત્રિયોની શ્રેણિઓમાં યશ મેળવનાર, જગત-જનોને હર્ષ આપનાર અને વસ્તુપાલ મંત્રીથી શોભાયમાન એવો ચુલુક વંશનો ચંદ્રમા (વીરધવલ રાજા) અનુપમ કળા (પ્રભા)ને પામ્યો.

इति श्रीमहामात्यवस्तुपालचरित्रे धर्ममाहात्म्यप्रकाशके श्रीतपागच्छाधिराज श्री सोमसुंदरसूरिश्रीमुनिसुंदरसूरिशिष्यश्रीजिनहर्षगणिकृते हर्षांके द्वितीयः प्रस्तावः ॥ २ ॥

## તૃતીય પ્રસ્તાવ.

હવે અવનીરૂપ સ્ત્રીના લલાટમાં શૃંગારતિલકસમાન અને રમણીક-સંપત્તિના એક ધામરૂપ એવું ગોધ્રા (ગોધરા) નામે નગર છે. તટરૂપ પલંગપર બેઠેલા (આવેલા) એવા તે નગરને મહેંદ્રી (મહી) નદી એક કાંતાની જેમ મૃદુ અને શીતલ એવા પોતાના તરંગરૂપ બાહુથી આલિંગન આપી રહી છે. વળી 'આ સ્થાને રણાંગણમાં પતિત થયેલા અનેક સુભટોના શરીરો સ્વયમેવ અનેકશઃ શિવલિંગો બની ગયા છે.' ઇત્યાદિ આશ્ચર્યકારક અને વિચિત્ર શબ્દોમાં બોલાતી બિરૂદાવલી ત્યાં આવતા મુસાફર લોકોના મનને બહુ જ આનંદ પમાડે છે. વળી માલવદેશ તરફ જતા ગુર્જર ભૂમિના મુસાફરોને તે નગર શ્રમનિવારક એવું વિશ્રામસ્થાન છે. ત્યાં ધર્મની મર્યાદાનો લોપ કરનાર, મહાતેજસ્વી, ગર્વના એક પર્વતરૂપ અને ક્રૂર કર્મ કરનાર, એવો ઘૂઘુલ નામે મંડલિક રાજા હતો. તે વિશ્વાસઘાતી, લાંચ લેવારૂપ પાપ કાર્યમાં તત્પર, ભયંકર આકૃતિવાળો અને વણિગ્જનોના સાથને લુંટનારો હતો. સત્પદ-ન્યાસમાં નિપુ એવા કવિની મનોવૃત્તિની જેમ તેની મનોવૃત્તિ નિરંતર પરાર્થ (પરધન) લેવામાં તત્પર હતી. એના પૂર્વજો તો સર્વ આનંદને વશ થઇ શેષાની જેમ સમસ્ત સુખનો ઉદય કરવાવાળી ચૌલુક્ય રાજાની આજ્ઞાને શિરપર ધારણ કરતા હતા, પણ અન્યાયમાં અગ્રેસર એવો તે દુઃશાસનની જેમ વીરધવલ રાજાની આજ્ઞા માન્ય કરતો ન હતો.

એક દિવસ રાજાના હુકમથી મંત્રીઓએ તેની પાસે સ્પષ્ટ બોલનાર એવા રેવંત નામના ભટ્ટને સંદેશો કહેવા મોકલ્યો. એટલે બોલવામાં ચાલાક એવા તેણે વેગથી તેની રાજધાનીમાં જઇને ઘૂઘુલ

રાજાને આશીર્વાદ આપતાં કહ્યુ કે-"જેનો પ્રચંડ મહિમા છે, જે સાક્ષાત્ વીરરસ જેવો દેખાય છે, જે રાજાઓમા મહાન્ છે તથા જયલક્ષ્મીએ જેને પોતાની ઉત્તુંગ ભુજાથી આલિંગન કરેલ છે એવો ગોધ્રાધિપ ઘૂઘુલ રાજા જયવંત વર્ત્તો, કે જે રાજા ગુર્જરપતિ અને માલવપતિ એ બંનેના અંતરરૂપ ગુફામા ગર્વિષ્ઠ થયેલા શત્રુરૂપ હાથીઓને પાડવામા સમર્થ એવા પંચાનન (સિંહ)ની જેમ ગર્જના કરી રહ્યો છે." આ પ્રમાણે આશીર્વાદ આપીને રાજાએ દર્શાવેલ યથોચિત આસન પર બેસી તેણે મંત્રીશ્વરનો સદેશો નિવેદન કર્યો કે-'હે રાજન્! સમસ્ત રાજાઓથી સેવ્યમાન એવો ગુર્જરપતિ શ્રી વીરધવલ રાજા સર્વોપરિ સત્તાને ધારણ કરી રહ્યો છે, સત્યભામા સહિત પુરૂષોત્તમની જેમ લીલાપૂર્વક બલિબધન કરતા જે શ્રીમાન્ યશ અને દયાથી પ્રજાને આનંદ આપે છે, રણભૂમિમા બાણવૃષ્ટિથી શત્રુઓને સત્વર દીર્ઘ નિદ્રા (મરણ) આપીને જે જયસપત્તિથી સમૃદ્ધિયુક્ત પોતાના જીવિતવ્યને ધારણ કરે છે, વળી કૃષ્ણને જેમ ઉદ્ધવ મંત્રી હતો તેમ જેને પોતાની સ્ફુરાયમાન પ્રજ્ઞાના વૈભવથી જગતમા અદ્ભુત એવો વસ્તુપાલ નામે મત્રીશ્વર છે, તથા બૃહસ્પતિ પણ જેની પાસેથી બુદ્ધિ મેળવવાને ઇચ્છે એવો અને જગતને જીતનાર એવો તેજપાલ નામે મંત્રી તેનો અનુજ બધુ છે, તેમણે હે રાજન્! આતર પ્રેમને ધારણ કરતા સતા આપના હિતને માટે મારા મુખથી આ પ્રમાણે કહેવરાવ્યું છે કે-'સર્વ રાજાઓમા મણિની જેમ પોતાના ગુણોથી તમે પ્રખ્યાત છો, છતા ધર્મ અને ન્યાયને ધ્વસ્ત કરનાર એવુ ઘોર કર્મ શામાટે કરો છો? માટે એવા અન્યાયનો સત્વર ત્યાગ કરો અને ન્યાય-માર્ગમા ચાલો, કારણ કે અત્યત ઉગ્ર પુણ્ય અને પાપનુ ફળ આલોકમાજ મળે છે-એમ શાસ્ત્રમા કહ્યુ છે તથા શ્રેયની વૃદ્ધિને માટે વિશ્વમા પાવન એવી વીરધવલ રાજાની આજ્ઞાને નિરંતર શેષાની જેમ શિરપર ધારણ કરો, નહિં તો કૃતકૃત્ય થઇને પોતાના આત્માને ભીમસિંહ, ચામુડ અને સાગણ વિગેરે રાજાઓની પંક્તિમા સ્થાપન કરો."

આ પ્રમાણેના તે ભટ્ટના વચન સાભળીને ઘોર પરાક્રમી તથા કોપથી જેનુ અંગ તપ્યમાન થઇ ગયુ છે એવો ઘૂઘુલ રાજા બોલ્યો

કે-"અહો! વણિક્ છતાં દુરાત્મા એવા તેમનું આ કેવું સાહસ છે કે અમને પણ દૂતના મુખથી આજ્ઞા માનવાનું ફરમાન કરે છે. ખરેખર! તેઓ પોતાની પૂર્વાવસ્થા ભૂલી ગયા લાગે છે કે જેથી તેઓ મારા જેવાની પણ તિરસ્કાર સાથે વિડંબના કરવા તૈયાર થયા છે. કહ્યું છે કે-'નીચ વંશમાં ઉત્પન્ન થયેલ રાજા, પંડિતમાની એવો મૂર્ખ પુત્ર અને તરતમાં ધનવાન્ બનેલો નિર્ધન એ ત્રણે જગતને તૃણસમાન ગણે છે.' માટે હે ભટ્ટ! તે અધમ સચિવોને આ મારા શબ્દોમાં તું જઈને કહેજે કે 'મૃગેંદ્ર શું મૃગની આજ્ઞા શિરસાવંદ્ય કરે? કદી ન કરે; પરંતુ રાજમદના ઉન્માદથી જેમના મન વિવશ થઈ ગયા છે એવા આ નીચ દુરાચારી મંત્રીઓ જેમ તેમ બકયા કરે છે તેમાં નવાઈ નથી. કહ્યું છે કે-'સૂર્યમંડલના તાપથી ગરમ થયેલ વાલુકા (રેતી)ની જેમ અન્ય પાસેથી લક્ષ્મી મેળવનાર નીચ જન બહુ તપતો જ રહે છે.' હવે ખરેખર તેમની અધોદશા પાસે (નજીક) આવેલી હોય તેમ લાગે છે. કેમકે આવાં અનુચિત કર્મો કરવાથી નદીતટના વૃક્ષની જેમ તેઓ નિર્મૂળ જ થઈ જશે. કહ્યું છે કે:-

औचित्यस्खलनं बुद्धे-र्विपर्यासो विरोधिता ।
महद्भिःसह सर्वस्व-विनाशे कारणत्रयम् ॥

"જ્યારે સર્વસ્વનો વિનાશ થવાનો હોય, ત્યારે ઔચિત્યથી સ્ખલના, બુદ્ધિનો વિપર્યાસ તથા મહાપુરૂષો સાથે વિરોધ-આ ત્રણ કારણ ઉપસ્થિત થાય છે." આ પ્રમાણે કહીને ઘૂઘુલ રાજા વિરામ પામ્યો, એટલે ભટ્ટે તેને પુનઃ કહ્યું કે-"હે રાજન્! વણિક્પુત્ર સમજીને તે મંત્રીઓની અવજ્ઞા ન કરો. વિસ્તૃત પ્રભાવાળા સૂર્ય ચંદ્રની જેમ સર્વ રાજાઓને સન્માર્ગ દર્શાવવાને માટે જ તેમણે અવનીપર અવતાર લીધો છે. જો ગુણવંત અને પ્રભામય એવા મંત્રીરૂપ દીપક ન હોય તો દર્પાંધ રાજાઓ ન્યાયમાર્ગે કેમ ચાલે? વળી હે રાજન્! ઉદયનનો પુત્ર શ્રીમાન્ આમ્રદેવ કુમારપાલ રાજાનો મંત્રી હતો અને તે વણિક્ છતાં પરાક્રમી તેમજ સાહસિક હતો, કે જેણે રણભૂમિમાં ઉતરતાં રાજશ્રેણિમાં શ્રેષ્ઠ એવા મલ્લિકાર્જુન રાજાનો જય કરીને તેનું સર્વસ્વ લઈ લીધું." આ પ્રમાણે સાંભળીને ઘૂઘુલ પણ કોપથી રક્ત મુખ કરતો બોલ્યો કે-"મારી વિજયી ભુજાઓ તે વણિકો સાથે યુદ્ધ કરતાં

લજ્જા પામે છે. હે ભટ્ટ! તું કહે તો ખરો કે-રણભૂમિમાં આ મારા બાહુદંડના ઉત્સાહ રસને કોણ પૂરશે? અથવા તો મારૂં ખડ્ગાખડ્ગી વિગેરે કળાઓનું કૌશલ્ય કોઈ જાણતું જ નથી. જો કે પ્રૌઢ રાજેંદ્રોના નિબિડ યુદ્ધારંભના અત્યંત રસિયા એવા આ મારા બાહુદંડ, તે વણિક્પુત્રોનો વિજય કરવાનો ઉત્સાહ કરતાં લજ્જા પામે છે, તથાપિ તું જઈને તે દુરાશયોને અહીં મોકલ; કારણ કે યુદ્ધમાં સર્વનું ભુજાબળ પ્રગટ થશે." આ પ્રમાણે કહી સુવર્ણદાનથી તેને સંતોષ પમાડીને ઘૂઘુલ રાજાએ તેને વીદાય કર્યો. તેણે જઈને મંત્રીઓને બધું નિવેદન કર્યું.

આગ્રહી એવા ઘૂઘુલ રાજાએ તે ભાટની પાછળજ એક શૂરદેવ નામના ભટ્ટને વીરધવલ રાજા પાસે મોકલ્યો. તેણે આવીને અનેક રાજાઓએ જેની આજ્ઞા પોતાના શિરપર ધારણ કરેલ છે, બંને મંત્રીઓથી જેનો પાર્શ્વભાગ વિરાજમાન છે, તથા જે ચૌલુક્ય વંશમાં મુક્તામણિસમાન છે એવા મહા પરાક્રમી વીરધવલ રાજાને જોઈને વિસ્મય અને આનંદમાં મગ્ન થઈ આ પ્રમાણે આશીર્વાદ આપ્યો કે-'સમસ્ત કળાકૌશલ્યને ઉલ્લાસ પમાડતી એવી જેતલદેવી યુક્ત અને પૃથ્વીભરમાં નિષ્કંટક રાજ્યને ચલાવતા એવા વસ્તુપાલ તથા શ્રીકાર અને પરિણત બુદ્ધિવાળા એવા તેજપાલ એ બંને મંત્રીઓથી પરિવૃત્ત એવા આ ચૌલુક્ય દેવ 'यावच्चंद्रदिवाकरौ' વસુધાવલયને ધારણ કરો. હે વીરધવલાધીશ! દાનલીલાથી કલિકાળમાં પણ તમે સુજ્ઞ જનોને કર્ણ રાજાનો સાક્ષાત્કાર કરાવ્યો છે.' આ પ્રમાણે આશીર્વાદ આપી અર્થી જનોમાં અગ્રેસર એવા તે ભટ્ટ મહીનાથને કહ્યું કે-"હે રાજેંદ્ર! સમસ્ત રાજસમૂહને અંતઃપુરના સ્થાને બેસારી દેનાર એવા ગોધ્રાના રાજાએ કાજળ અને કાંચળી સહિત આ શાટિકા (સાડી) તમને ભેટ મોકલી છે." એટલે તે ભેટ જોઈને સભામાં બેઠેલા રાજાઓ વિસ્મય પામ્યા અને અંતરમાં કોપ લાવતા સતા તેની મૂર્ખાઈ ઉપર હસવા લાગ્યા. પછી સમસ્ત સભાને સ્મિતસુધાથી સંસિક્ત કરતો એવો ચૌલુક્ય ચંદ્રમા (રાજા) બોલ્યો કે-'પોતાના વંશના ઉચિત આચારનો સાક્ષાત્કાર કરતા એવા તમારા રાજાએ આ યોગ્ય ભેટ જ કરી છે.' પછી રાજાની આજ્ઞાથી નિષ્કપટ

એવા મંત્રીએ દાન અને માનવડે આનંદ પમાડીને તે ભટ્ટને વિસર્જન કર્યો. રાજાનું મિતભાષિત્વ અને સભાની ન્યાયાસ્થતિ જાણીને અંતરમાં ચમત્કાર પામેલા તે ભટ્ટે પણ તે વૃત્તાંત જઇને પોતાના સ્વામીને નિવેદન કર્યો.

હવે ભૂમિના ઉત્કટ પાપસમૂહરૂપ ઘૂઘુલનો ઉચ્છેદ કરવા માટે જેના મનમાં કંઇક ચિંતા આવિર્ભૂત થઈ છે એવો અને બંને બાજુ ગુરૂ અને શુક્રથી વિરાજમાન ચંદ્રમા જેમ પૂર્વાચલને અલંકૃત કરે તેમ બંને બાજુ બે મંત્રીઓથી શોભાયમાન એવો ચૌલુક્ય રાજા સિંહાસન પર આવીને વિરાજમાન થયો, એટલે તારાઓના જેવા તેજસ્વી, સદાચારી અને જેમનું પરાક્રમ સર્વતઃ વિસ્તૃત છે એવા સેંકડો રાજકુમારો ત્યાં હાજર થયા. તે વખતે ચકોરની જેમ સસ્પૃહ તથા વિવિધ દેશોથી આવેલા એવા પ્રૌઢ કવિવરો જેના ગુણો ગાઈ રહ્યા છે અને મહાપંડિતો, ભુજશાળી એવા મુંજ, વિક્રમ અને ભોજ વિગેરે રાજાઓના અદ્ભુત દાનની લીલા જેને સંભળાવી રહ્યા છે એવા વીરધવલ રાજાએ તે સર્વના દેખતાં કહ્યુ કે-'ગોધ્રાધિપતિ સાથે યુદ્ધ કરવાને કોણ બીડું લેવા તૈયાર છે?' આ પ્રમાણે બહુ વખત કહ્યા છતાં જ્યારે કોઈ રાજાએ તે ગ્રહણ ન કર્યું, અને અધિક લજ્જા થવાથી સર્વેએ પોતાના મુખકમળને નીચા નમાવી દીધાં, એટલે શત્રુઓને કંપાયમાન કરનાર અને ભુજબળથી ઉદ્ધત એવા તેજપાલે પોતાના વડિલ બંધુની અનુમતિથી તે બીડું ગ્રહણ કર્યું. આથી તેનાપર પંચાંગ પ્રસાદ કરી અધિક પ્રસન્ન થયેલા વીરધવલ રાજાએ પોતાની સભામાં આ પ્રમાણે કહ્યુ કે-'કોઈ સુઅરી* એવા પુત્રોને જન્મ આપે છે કે જેઓ કમળોને ઉખેડી નાખે છે અને દર્ભથી આચ્છાદિત ભૂમિને વિષમ કરી દે છે, વળી કોઈ સુઅરી એવા પુત્રોને ઉત્પન્ન કરે છે કે-જેઓ નિર્મળ જળને પંકિલ કરી મૂકે છે, તેવી માતાઓને પુત્રવતી ન સમજવી. પણ જેના પુત્રે પ્રલયકાળના સમુદ્રના ઉછળતા તરંગજળથી ભીંજાતી એવી પૃથ્વીને પોતાની દાઢાપર ધારણ કરી રાખી છે એવા પુત્રને પ્રસવનારી સુઅરીનેજ પુત્રવતી સમજવી.'

પછી રાજ્યકારભાર સંબંધી કેટલાક વિચાર કરીને સૂર્યગમાન

---

* ભુંડણી

તેજસ્વી અને પોતાના અનુજ બંધુથી વિરાજિત એવો વસ્તુપાળ મંત્રી પોતાના આવાસમાં આવ્યો અને પ્રયાણસામગ્રી તૈયાર કરવાને માટે પોતાના વિશ્વાસુ ક્ષત્રિયોને ગોઠવીને શરીરશુદ્ધિ માટે વિધિપૂર્વક સ્નાન કરી, જાણે પોતાનો યશ હોય તેવા ધૌત (નિર્મળ) વસ્ત્રો પહેરી સુસંવૃત થયેલા, ઉલ્લસિત ભક્તિવાળા અને રત્નાભરણથી ભૂષિત થયેલા એવા તે બંને મંત્રીશ્વરોએ પોતાના ઘર દેરાસરમાં જિનેશ્વર ભગવંતની અષ્ટપ્રકારી પૂજા કરી. પછી સેંકડો ક્ષત્રિયો સહિત, ઇન્દ્ર અને ઉપેન્દ્રની જેમ વિકસિત પ્રભાભારથી ભાસુર, સદાચારમાં ધુરંધર અને અંતઃકરણમાં મુદિત થયેલા એવા તે મંત્રીઓએ પગે ચાલતાં નગરના અલંકાર સમાન મુખ્ય જિનચૈત્યે જઇને ઇંદ્રોને પૂજ્ય એવા ભગવંતના બિંબોની વિધિપૂર્વક અંગપૂજા, અગ્રપૂજા અને ભાવપૂજા એમ ત્રિવિધ પૂજા કરી. પછી બીજા પણ સર્વ જિનચૈત્યોમાં કર્પૂર તથા શ્રેષ્ઠ કેશરયુક્ત ચંદનદ્રવથી તેમજ સારા વર્ણવાળા અને પવિત્ર એવા ચંપક તથા કેતકી વિગેરે પુષ્પોથી ભગવંતની પૂજા કરીને તેમણે પોતાનો જન્મ સફળ કર્યો. પછી વિશાળ લક્ષ્મીના સાગર એવા ભગવંતની સ્તુતિ કરી યથેચ્છ દાનથી અર્થીજનોને આનન્દ પમાડીને તેઓ ધર્મશાળામાં આવ્યા. ત્યાં તેમણે કલ્પવૃક્ષની જેમ વિશિષ્ટ અને ઇષ્ટ ફળને આપનાર એવા ગુરૂ મહારાજને વંદન કરીને તેમની ઉપાસના (ભક્તિ) કરી. એટલે ગુરૂ મહારાજે પણ ભવાટવીમાં ઉત્પન્ન થતા અનંત તાપને શમાવવામાં પાણીની પરબ સમાન આ પ્રમાણેની ધર્મ દેશના આપી.

“જે પ્રાણી શ્રદ્ધાથી પૂરિત થઈ ભાવથી ભગવંતની પૂજા કરે છે તેને સ્વર્ગ તો ગૃહાંગણમાં જ છે, શુભ એવી સામ્રાજ્ય લક્ષ્મી તેની સહચરી બને છે, સૌભાગ્યાદિ ગુણાવલિ તો તેના શરીર રૂપ ગૃહમાં યથેચ્છ વિલાસ કરે છે, સંસાર તેને સુતર (સત્વર તરી શકાય તેવો) થાય છે અને મોક્ષ તો સત્વર આવીને તેના કરતલમાં આળોટે છે. જે ગૃહસ્થો ગંધદ્રવ્યથી, બહુ જ બહેકતા એવા સુગંધવાળા પુષ્પોથી, અખંડ અક્ષતથી, ધૂપ અને દીપથી, વિવિધ નૈવેદ્યથી, અત્યંત મનોહર તથા પરિપક્વ ફળોથી અને જળપૂર્ણ કળશથી ભગવંતની અષ્ટપ્રકારી પૂજા કરે છે તેઓ સત્વર પરમપદ સંબંધી

સુખને પામે છે. વળી ભગવંતની વસ્ત્રપૂજા* કરવાથી વસ્ત્રવિભૂતિ, અત્યંત પવિત્ર એવા અલંકારની પૂજા કરવાથી અલંકારો, પુષ્પપૂજાથી પૂજ્યપદ, ગંધપૂજાથી સુગંધી શરીર, દીપપૂજાથી આવરણરહિત જ્ઞાન, અને રત્નાદિક દ્રવ્યવડે પૂજા કરવાથી અનુપમ ભોગ સમૃદ્ધિ પ્રાપ્ત થાય તેમાં તો આશ્ચર્ય જ શું છે? કારણ કે ભગવંતની પૂજાથી પ્રાણીઓને શિવપદની પ્રાપ્તિ પણ સત્વર થાય છે. શ્રદ્ધાપૂર્વક પુષ્પોથી રચવામાં આવેલી ભગવંતની પૂજા, સુંદરશ્રેષ્ઠિના પુત્રની જેમ આ ભવમાં પણ રાજ્યઋદ્ધિને આપે છે તે દૃષ્ટાંત આ પ્રમાણે છેઃ-

## સુંદર શ્રેષ્ઠીના પુત્રની કથા.

ભરતક્ષેત્રમાં વસુધાના તિલક સમાન અને પૌરજનોથી મનોહર એવા 'ધરણીતિલક' નામના નગરમાં ચદ્રમાની જેમ કલાવાન્ સદ્વૃત્ત (સદાચારી અને ગોળાકાર), ધનવંત અને ધર્મવંત જનોમાં માન્ય તેમજ દાતારોમાં મુગટ સમાન એવો 'સુંદર' નામે શેઠ રહેતો હતો. તેને સર્વાંગે સુંદર એવી 'સુંદરી' નામે સ્ત્રી હતી. જે વિશુદ્ધ શીલરૂપ માણિક્યથી સુવર્ણાચલની ચૂલિકા સમાન હતી. પૂર્વ પુણ્યના પ્રભાવથી તે દયિતાની સાથે સુખસાગરમાં મગ્ન થયેલા તે શ્રેષ્ઠીએ બહુ કાળ આનંદમાં વ્યતીત કર્યો. ઘરમાં લક્ષ્મી, શરીરમાં કાંતિ, મનોજ્ઞ જનોની સોબત અને અભંગ ભોગનો સંયોગ-એ પૂર્વ સુકૃતના ઉદયથી જ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે-'ભોજ્ય ભોજનશક્તિ, નરશક્તિ (પુરૂષાર્થ), શ્રેષ્ઠ સ્ત્રી, વિભવ અને દાનશક્તિ-એ વિશુદ્ધ તપનું ફળ છે.'

એકદા વસુંધરા જેમ સારા નિધાનને ધારણ કરે તેમ પ્રથમ કંઇક ક્લિષ્ટ કર્મવાળા અને પાછળથી મહા ઉદયવાળા એવા ગર્ભને સુંદરીએ ધારણ કર્યો. એટલે તે જીવ ગર્ભમાં આવતાં શૂળ રોગથી તેનો પિતા મરણ પામ્યો અને જન્મ પામતાં તેની માતા મરણ પામી. અહો! કર્મની ગતિ કેવી વિષમ છે! પછી અનુક્રમે કુલટા સ્ત્રીની જેમ સંપત્તિ પણ અલ્પ સમયમાં નષ્ટ થઈ ગઈ. 'સૂર્ય અસ્ત થતાં શું આકાશમાં કિરણો લાંબો સમય રહી શકે?' કુળ, કળા, બળ, લીલા, લાવણ્ય અને બહુમાન-એ નિરંતર જેને અનુસરે છે

* ઉત્તમ અંગલુહણા મૂકવા તે જ વસ્ત્રપૂજા સમજવી.

તે લક્ષ્મીજ આ જગતમાં એક દેવીતુલ્ય છે. પછી કિંચિત્ પૂર્વ પુણ્યને લીધે સ્વજનોથી પાલન કરાતો અને દુર્ગત હોવાથી કુલપુત્ર નામને ધારણ કરતો તે વૃદ્ધિ પામવા લાગ્યો. કહ્યું છે કેઃ-

"यस्य त्राता भवेद्धर्म-स्त्राता सर्वोपि तस्य हि ।
यस्य त्राता न हि धर्म-स्तस्य त्राता न कोपि हि" ॥

'ધર્મ જેનું રક્ષણ કરનાર છે, તેનું સર્વ જનો રક્ષણ કરે છે અને ધર્મ જેની રક્ષા કરનાર નથી, તેની કોઈ પણ રક્ષા કરતું નથી.' અનુક્રમે તે કુળપુત્ર યૌવન પામ્યો; પરંતુ કળા અને વિજ્ઞાનવાન્ થયા છતાં સંપત્તિરહિત હોવાથી તે કોઇ પણ જગ્યાએ માન પામ્યો નહી. અન્યદા 'ઉત્તમ પુરૂષો માનનેજ ઇચ્છે છે' ઇત્યાદિ વાક્યનું અંતરમાં સ્મરણ કરીને પાપસ્થાનની જેમ તે પોતાના સ્વજનોના સ્થાનનો ત્યાગ કરીને 'આ દિશાનો કુબેર સ્વામી છે' એમ અંતરમાં ધારીને ઉત્તર દિશા તરફ ચાલ્યો. અનુક્રમે સજ્જનોથી મંડિત એવા શાલિ નામના ગામે તે પહોંચ્યો. ત્યાં પુષ્પબાગમાં રહેતા આનંદ નામના માળીની સાથે તેને અતિશય મિત્રાઇ થઈ. પછી નિરંતર પુષ્પો એકઠા કરી આપીને તેમાંથી મળતા ચોથા ભાગવડે કંઇક દ્રવ્ય મેળવીને તે પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો.

એકદા તે બગીચામાં કૃપાના સાગર પ્રતિમાધારી અને જાણે સાક્ષાત્ પુણ્યરાશિ હોય એવા કોઇ મુનિ પધાર્યા, એટલે સન્માર્ગની સ્થિતિને દર્શાવનાર એવા સૂર્યને જોતાં ચક્રવાક હર્ષ પામે તેમ પવિત્ર અંગવાળા મુનીશ્વરને જોઇને તે કુલપુત્ર બહુ જ હર્ષ પામ્યો. પછી ત્રણ પ્રદક્ષિણા દઇને તે મહાત્માને નમ્યો, છતાં આશ્ચર્ય તો એ છે કે તે પ્રૌઢ ઉદયથી અન્વિત એવા ઉચ્ચ પદ (સ્થાન)ને પામ્યો. ત્યારપછી અંજલિ જોડીને તેણે મુનીશ્વરને વિજ્ઞપ્તિ કરી કે-'હે પ્રભો! હસ્ત પાદ વિગેરેથી મનુષ્યપણું સમાન છતાં કોઈ રાજા, કોઈ રંક, કોઈ સ્વામી, કોઇ સેવક, કોઈ પંડિત, કોઈ મૂર્ખ, કોઈ નિર્ધન અને કોઈ ધનવાન્ થાય છે તે શા કારણથી થાય છે? હે નાથ! તેનું કારણ મને સમજાવો.' એટલે મહાત્મા બોલ્યા કે-"હે મહાભાગ! તત્ત્વજ્ઞ પુરૂષોએ જગતમાં સર્વ વસ્તુઓમાં કારણભેદવડે જ કાર્યભેદ માનેલો છે. સર્વ જીવોના સુખ દુઃખમાં પૂર્વ કર્મ

કારણ છે. તે કર્મ શુભ અને અશુભ એવા બે પ્રકારનાં કહેવામાં આવ્યાં છે. મિથ્યાત્વ, વિષયાસક્તિ, પ્રમાદ, અવિરતિ, આર્તધ્યાન અને રૌદ્રધ્યાન-એ અશુભ કર્મને ઉપાર્જન કરવાના હેતુ છે. કર્મવિપાકમાં કહ્યું છે કે-જે પુરૂષો ક્રૂર, નાસ્તિક, પાપી, પરદ્રવ્યનું હરણ કરનારા, મધ, ઘૂત અને માંસાદિકમાં આસક્ત, મૂર્ખ, સદા પાપરક્ત, સર્વ જીવોના ઘાતક અને મત્સરને ધરનારા હોય છે તે ભવાંતરમાં દુઃખી થાય છે. વળી શમ, સંવેગ, વૈરાગ્ય, સમતા, આર્જવ, સંયમ, દયા અને દેવ ગુરૂની ભક્તિ, એ શુભ કર્મના હેતુ છે. કહ્યું છે કે, 'દીનદયા, પાત્રદાન, સંસારભીરૂતા, પ્રમાદત્યાગ, સદ્ભાવ, ક્ષાંત્યાદિક સદ્ગુણ, જિનદર્શનપર આદર અને સાધર્મિકોની સ્વાગત ક્રિયા-એટલાને જ્ઞાનીજનોએ શુભ આશ્રવ કહેલા છે, એટલે તે શુભ કર્મબંધનાં સાધનો છે.' હે ભદ્ર! પૂર્વ ભવમાં શુદ્ધ ધર્મને કરનાર એવા તેં બીજાઓને દેવપૂજામાં કંઇક અંતરાય કર્યો હતો, તે કર્મના ઉદયથી તું અહીં દુઃખી થયો છું, પરંતુ હવે અનુપમ શ્રાદ્ધધર્મનો સ્વીકાર કરી યથાશક્તિ જિનભક્તિ કર, કે જેથી આ સંસારસાગરમાં તું દુઃખ પામીશ નહીં." આ પ્રમાણેનો ઉપદેશ સાંભળીને તે કુલપુત્રે મુનિ પાસે મિથ્યાત્વરહિત અને સમ્યક્ત્વથી વિભૂષિત એવા શ્રાદ્ધધર્મનો સ્વીકાર કર્યો. એટલે મુનિ પુનઃ બોલ્યા કે-"હે ભદ્ર! સમ્યગ્દર્શનરૂપ મૂળયુક્ત શ્રાદ્ધ ધર્મરૂપ કલ્પવૃક્ષ તેને જ સદા ફળ આપે છે કે જે નિરંતર યથાશક્તિ ગરિષ્ઠ એવી જિનભક્તિને ધારણ કરે છે. જિનભક્તિ દ્રવ્ય અને ભાવથી બે પ્રકારની કહેવામાં આવી છે. તેમાં ગૃહસ્થોને દ્રવ્યભક્તિમાં સર્વથા આદર કરવો યુક્ત છે; કારણ કે તે કલ્પલતાની જેમ અભીષ્ટને આપનારી છે. જે પ્રાણી ભગવંતને ભક્તિપૂર્વક એકવાર નમસ્કાર કરે છે તે પણ દુષ્કર્મના સમૂહને દૂર કરીને આ ભવમાં જ સુખી થાય છે, તો જે નિરંતર જિનેશ્વર ભગવંતની પૂજા, સ્તુતિ અને વંદના કરે છે તેના પુણ્યનો તો પાર જ કોણ પામી શકે? કહ્યું છે કે 'શુદ્ધ ભક્તિભાવથી કરવામાં આવેલી એક વારની જ જિનપૂજા ગનુષ્યોના દુર્ગતિગમનને દૂર કરે છે, અને નિર્મળ લક્ષ્મી પ્રાપ્ત કરી આપે છે.' ભગવંતનું પૂજન કરતી વખતે મનની, વચનની, કાયાની, વસ્ત્રની, ભૂમિની, પૂજનની અને ઉપકરણની એમ સાત પ્રકારની

શુદ્ધિ સાચવવાની છે. દ્રવ્યશુદ્ધિ અને ભાવશુદ્ધિ વિના જે પ્રાણી જિનપૂજન કરે છે તે હીન જાતિનો રાજા અથવા પ્રભારહિત દેવ થાય છે જેમ જેમ જિનપૂજનમાં પ્રશસ્ત વસ્તુઓ ધરવાનો આદર (ભાવ) વધતો જાય, તેમ તેમ ભાવ વૃદ્ધિને પામે છે. પૂજોપયોગી વસ્તુઓ અતિશય સુંદર હોવી જોઇએ, એટલે તે અન્ય જનોને પણ બોધિલાભ આપે છે અને શાસનની ઉન્નતિના કારણભૂત થાય છે. કહ્યુ છે કે–'*અહો! આ પુણ્યવત જનનો જિનપૂજામાં* રાગ, એની ભક્તિ અને પ્રતિદિન એનો આદર કેવો શ્રેષ્ઠ છે કે જે આ પ્રમાણે નિરતર અનુવર્તન કરે છે. તેની ઋદ્ધિને, એના પરિશ્રમને અને એના પરિજનને પણ ધન્ય છે.' આ પ્રમાણે પ્રશંસા કરતા અને દુ:ખથી વ્યાકુળ થયેલા એવા અનેક પ્રાણીઓ મહાફળવાળા એવા સમ્યક્ત્વરૂપ વૃક્ષના ફળને પામ્યા છે." આ પ્રમાણેના વચનો સાંભળીને મુનિની પાસે તેણે એવો અભિગ્રહ લીધો કે 'પ્રતિ દિન જિનેશ્વર ભગવંતની યથાશક્તિ પૂજા કરીનેજ મારે ભોજન કરવુ' પછી મહાત્માને નમસ્કાર કરીને તે સ્વસ્થાને ગયો અને મુનિ અન્યત્ર વિહાર કરી ગયા કારણ કે 'મુનિઓ નિ:સંગ હોય છે'

ત્યાર પછી પ્રતિદિન સર્વથા પવિત્ર થઇને પોતાના પુષ્પોથી તે ભક્તિપૂર્વક ભગવંતની પૂજા કરવા લાગ્યો. કોઇવાર તે ગુણગાન પૂર્વક મનોહર એવુ નૃત્ય કરતો, કોઇ વાર નિવૃત્ત થઇને ભગવંતનુ ધ્યાન ધરતો, કોઇ વાર વિધિસહિત આરાત્રિક (આરતી) ઉતારતો અને કોઇવાર ભગવંતની આગળ તે પવિત્ર સ્તોત્ર બોલતો હતો આ પ્રમાણે પૂજાના પ્રભાવથી તેના અશુભ કર્મોનો ક્ષય થતાં લક્ષ્મીની વૃદ્ધિ થઇ એટલે લોકોમા તેની પ્રતિષ્ઠા જામી પછી સોમદત્ત નામના વણિક્ સાથે તેણે મિત્રાઇ કરી, એટલે માળીના સ્થાનનો ત્યાગ કરીને તે તેના ઘરે રહેવા લાગ્યો. ત્યા સોમદત્તના કહ્યા પ્રમાણે તે ધાન્યનો વ્યાપાર (વિક્રય) કરતો હતો અનુક્રમે વ્યવસાયજ્ઞ જનોમા અગ્રેસર એવા તેનો ત્યા પણ ચાર આના ભાગ થયો ત્યાં વ્યવસાય કરતા છતા પવિત્રાત્મા એવો તે પ્રતિદિન અક્ષત અને કુસુમોથી આદરપૂર્વક ભગવતની પૂજા કરતો હતો અને પોતાના ભોજનમાથી સુપાત્રે દાન પણ આપતો હતો.

એક દિવસ જિનપૂજા કરી મગનું પોટલું લઇ અચલ નામના ગામ તરફ જતાં રસ્તામાં એક વૃક્ષ નીચે તે વિશ્રામો લેવા બેઠો. એવામાં ગ્રામાંતર જતાં જાણે તેના પુણ્યથી પ્રેરાયેલો હોય તેમ જેના હાથમાં પોથી છે એવો પવિત્ર બુદ્ધિવાળો કોઇ સિદ્ધપુત્ર ત્યાં આવી ચડ્યો; એટલે વિનયપૂર્વક નમસ્કાર કરીને તે શ્રેષ્ઠિપુત્રે તેને પૂછ્યું કે 'આ પોથીમાં શું છે?' સિદ્ધપુત્ર બોલ્યો કે 'હે ભદ્ર! આ પોથીમાં પૂર્વના મહામુનિઓએ રચેલી નિમિત્ત અને શકુનાદિકની શુભાશુભ વિચારણા છે.' એટલે તે દુર્ગત બોલ્યો કે-'શુભ શકુન કેવા? અને તેનું ફળ શું? તે હે વિશારદ! તમે મને સંભળાવો.' સિદ્ધપુત્ર બોલ્યો કે-'શકુન શાસ્ત્રમાં છીંકનું ફળ આ પ્રમાણે કહ્યું છે-ગ્રામાંતર જતાં પૂર્વ દિશા તરફ છીંક થાય તો અવશ્ય લાભ થાય, અગ્નિ ખૂણામાં થાય તો હાનિ થાય, દક્ષિણ દિશામાં થાય તો મરણ થાય, નૈઋત્ય ખુણામાં થાય તો ઉદ્વેગ થાય અને પશ્ચિમ તરફ થાય તો સર્વ સંપત્તિ પ્રાપ્ત થાય.' છીંક સંબંધી ફળ કહ્યા પછી તે સિદ્ધપુત્રે તેની આગળ દુર્ગાનું ફળ કહી સંભળાવ્યું કે 'દુર્ગા ડાબી કે જમણી બાજુ બોલે તો શુભાશુભ ફળ આપે છે. તે આ પ્રમાણે-નીકળતાં ડાબી બાજુએ અને પેસતાં દક્ષિણ (જમણી) બાજુએ જો દુર્ગા (પક્ષી વિશેષ) બોલે તો શુભ થાય અને ડાબી બાજુએ સૂલિસૂલિ એવો અવાજ કરે તો વિશેષ લાભ થાય પણ એ તો મનુષ્ય પુણ્યથીજ પામી શકે. ચિલિચિલિ એવો અવાજ, શૂલિશૂલિ, કૂજિકૂજિ તથા જલાર્થી થઇને વિકુવિકુ એવો અવાજ કરે તો પણ લાભ થાય છે. ચિરિચિરિ એવો અવાજ કષ્ટ આપે છે, ચિકુચિકુ-એવો અવાજ દૈન્ય ઉત્પન્ન કરે છે, અને કિતુકિતુ-એવો મધુર અવાજ ઇચ્છિત વસ્તુ સિદ્ધ કરે છે. વામભાગમાં કાગડો જો મધુર શબ્દ બોલે તો સર્વાર્થની સિદ્ધિને પુનઃ પ્રાપ્ત કરાવે છે, પણ દક્ષિણ ભાગમાં બોલે તો તે કરતાં વિપરીત ફળ આપે છે. વળી માર્ગમાં પ્રદક્ષિણા કરીને કાગડો જો વામ ભાગમાં ઉતરે તો જનારને ઇષ્ટ કાર્યની સિદ્ધિ થાય છે અને કુશળ ક્ષેમે તે શીઘ્ર પાછો આવે છે.' આ પ્રમાણેનાં સિદ્ધપુત્રનાં વચનો સાંભળીને પેલો કુલપુત્ર અત્યંત હર્ષિત થઇને નાચવા લાગ્યો; એટલે સિદ્ધપુત્રે તેને નાચવાનું કારણ પૂછતાં તે બોલ્યો કે-'હે મહાશય! આ બધા શકુનો આજ મને હજી હમણા જ થયા છે,

તેથી હર્ષાવેશમાં નિમગ્ન થઇને હું નાચું છું.' એટલે સિદ્ધપુત્રે તેને આ પ્રમાણે કહ્યું કે-'જો આ શકુનો તને આજે થયા હોય તો આજે મગના વ્યાપારમાં તને અતિશય લાભ પ્રાપ્ત થશે. વળી હે વત્સ! બીજું નિમિત્ત કહું તે સાવધાન થઇને સાંભળ-આ સૌમ્ય અને ક્ષીરતરૂ (આકડા)પર બેઠેલ કાગડો કહે છે કે-આજ રાત્રે રાજા અને પ્રધાનની પુત્રીને પરણીશ અને પ્રભાતે અવશ્ય કાંચન તથા ઐશ્વર્ય-સંપત્તિને તું પામીશ.' આ પ્રમાણેની હકીકત સાંભળીને તે હર્ષ પામતો પુનઃ તેના ચરણમાં નમ્યો. કારણ કે સર્વ કાર્યોમાં પ્રાણીને વિનય મુખ્ય સાધન છે. પછી સિદ્ધપુત્ર યથાસ્થાને ગયો અને તે ત્યાં જ ઉભો ઉભો પૂર્વ પ્રમાણે નૃત્ય કરવા લાગ્યો. કારણ કે, જગત્ સહજના લાભમાં પણ આનંદને વશ થઈ જાય છે.' કહ્યું છે કે-'સંપત્તિમાં જેને હર્ષ ન હોય, વિપત્તિમાં વિષાદ ન હોય અને રણ-ભૂમિમાં અધૈર્ય ન હોય એવા ત્રિભુવનના તિલક સમાન પુત્રને તો કોઈ વિરલ જનની જ જન્મ આપે છે.'

હવે અચલપુરના વિક્રમ નામના રાજાએ અશ્વક્રીડા નિમિત્તે ત્યાં આવતાં તેણે તે પ્રમાદીને નૃત્ય કરતો જોયો, એટલે અશિક્ષિત કળાથી રમ્ય એવા તે નૃત્ય કૌતુકને જોઇને મનમાં આશ્ચર્ય પામી રાજાએ તેને પૂછ્યું કે-'શા કારણથી આ વૃક્ષ નીચે તું આ પ્રમાણે નૃત્ય કરે છે?' એટલે 'આ રાજા છે' એમ જાણીને આનંદથી નમસ્કાર કરતો તે બોલ્યો કે-"હે રાજેંદ્ર! મારી પાસે આ મગનું પોટલું છે, તેનાથી આજે મને મોટો લાભ થવાનો છે અને બે કન્યા સહિત રાજ્યની પણ મને પ્રાપ્તિ થવાની છે. તે કારણથી દુર્ગતમાં અગ્રેસર એવો હું લાસ્ય (નૃત્ય) લીલા કરું છું." આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને રાજાએ પોતાના નગરમાં એવો હુકમ ફેરવ્યો કે-'પાંચ દિવસ સુધી પેલા દુર્ગત પાસેથી કોઇએ મગ ન લેવા.' પછી મગ વેચવાને માટે પેલો દુર્ગત તે નગરમાં ગયો અને આખો દિવસ નાની મોટી બધી બજારોમાં તે ભમ્યો, પરંતુ તેને કંઇ લાભ ન મળ્યો; એટલું જ નહિ પણ મગનો વિક્રય પણ ન થયો. (કોઇએ ખરીદ્યા જ નહીં.) રાજા પ્રતિકૂલ થતાં કોને સુખ મળે? એટલે મનમાં કંઇક ખેદ લાવી દ્વિધા મુદ્ગાહિત (જેણે મગ ઉપાડ્યા છે એવો

અને હર્ષવિકલ) છતાં તે મન્ત્રીશ્વરના મકાન પાસે આવેલા દેવમંદિરમાં ગયો. ત્યાં સરલ અને નિષ્પાપ એવો તે ભગવંતની આગળ સ્તોત્ર પાઠ તથા નમસ્કાર જાપ કરીને જેટલામાં સુતો, તેટલામાં જગતના નેત્રને આનંદ આપનારી, ચિરકાળથી અનુરક્ત તથા પાણિગ્રહણ કરવાને સમુત્સુક, પૂર્વે દૂતીના મુખથી જેણે સંકેત કરેલો છે એવી, વિવાહોચિત વસ્તુઓને પોતાના કરકમળમાં ધારણ કરતી, ભાગ્ય અને સૌભાગ્યની એક મંજરી (માંજર) રૂપ, સર્વ ગુણલક્ષ્મીના એક ધામરૂપ અને ચારે બાજુ દેદીપ્યમાન રત્નાભરણની પ્રભાથી દેવમંદિરને ઉદ્યોતિત કરતી એવી પ્રધાનપુત્રી પોતાની સખી સાથે ત્યાં આવી, એટલે ત્યાં નિદ્રામાં સુતેલા સારા આકારવાળા અને પોતાની રૂપસંપત્તિથી કંદર્પના દર્પને ભાંગનારા એવા તેને જોઇને સંકેત કરેલા વરની ભ્રાંતિથી મનમાં હર્ષ લાવી તે મંત્રીસુતાએ તરત જ તેના કરકમળ ઉપર મદનફળ (મીંઢળ) બાંધી દીધું. પછી કોમળ વાક્યથી તેને જાગ્રત કરીને તે પ્રધાનપુત્રીએ અંતરના પ્રેમપૂર્વક તેના શરીરપર કુંકુમ અને ચંદનનું વિલેપન કર્યું. પછી યક્ષની સાક્ષીએ ગાંધર્વવિધિથી તેનું પાણિગ્રહણ કરીને પોતાને ધન્ય માનતી તે સૌભાગ્યમંજરી મનમાં હર્ષ પામી. પેલો દુર્ગત પણ આનંદપૂર્વક સિદ્ધપુત્રનાં વચનને સંભારતો મૌન ધારણ કરીને બેસી રહ્યો. કારણ કે 'સ્વયમેવ આવતી લક્ષ્મીનો કોણ ત્યાગ કરે?' એવામાં તેની સખીએ મંત્રિનંદનાને કહ્યું કે-'હે સ્વામિનિ! આજે પુણ્યયોગે તમારા મનોરથ પૂર્ણ થયા છે. હે સુંદરી! હવે પછી પણ તમારું જે ઇચ્છિત હશે તે અવશ્યમેવ પૂર્ણ થશે; પરંતુ હમણા તો આપણે સત્વર ઘરે જઇએ.' એ વખતે નિમિત્તિયાના વચનને અંતરમાં સત્ય સમજતા એવા દુર્ગતે કહ્યું કે-'હે ભદ્રે! એ તો તેમજ થશે.' તે વખતે એની કર્ણને અપરિચિત શબ્દધ્વનિ સાંભળીને પ્રધાનપુત્રીએ અગ્નિનો પ્રકાશ કરી તેનું રૂપ જોયું. એટલે તેને તથાવિધ રૂપવાળો જોઇને થયેલી ભૂલ માટે ચકિત થતી તે પોતાની સખીના હાથનું અવલંબન લઈ સત્વર પોતાને ઘરે ચાલી ગઈ અને તેવાજ વેશ વિશેષથી વિભૂષિત થયેલી તે પોતાની સુખશય્યામાં સુતી, એટલે તરતજ તેને નિદ્રા આવી ગઈ.

હવે અહીં અંતરમાં આનંદ પામીને દુર્ગત સુતો સુતો મનમાં ચિંતવવા લાગ્યો કે-'અહો! સિદ્ધપુત્રનું નિમિત્તવિજ્ઞાન કેવું અદ્ભુત છે? પણ હવે બીજી કન્યાની સાથે મારૂં પાણિગ્રહણ શી રીતે થશે? અથવા તો સર્વજ્ઞભાષિત ધર્મનો મહિમાજ અચિંત્ય છે, તેથી વિચાર કરવાની જરૂરજ નથી.' પછી આનંદથી વ્યાપ્ત થઈને બુદ્ધિનિધાન એવો તે દુર્ગત નિદ્રાનો ત્યાગ કરી પંચપરમેષ્ઠીનો જાપ કરવા લાગ્યો. 'શરદ્‌ઋતુના ચંદ્રસમાન કાંતિવાળા અર્હંતોને મસ્તકપર, વિશુદ્ધ ગુંજ (ચણોઠી)ના અર્ધભાગસમાન રક્ત વર્ણવાળા સિદ્ધ ભગવંતોને પોતાના મુખકમળપર, શ્રેષ્ઠ કાંચનસમાન પીત વર્ણવાળા સર્વાંગસંગત આચાર્યોને તેમજ નીલકમળસમાન શોભાયમાન વાચકો (ઉપાધ્યાયો)ને પોતાના બંને કરકમળપર, અને અત્યંત તેજસ્વી તથા વિશ્વત્રયના બાંધવ એવા સાધુઓને પોતાના પાદપદ્મપર સ્થાપન કરીને સમાધિપૂર્વક ધ્યાન ધરતો એવો તે દુર્ગત ક્ષણભર તન્મયી ભાવને પામ્યો.' આ પ્રમાણેના તેના જાપના માહાત્મ્યથી આકર્ષાયેલો તે મંદિરનો યક્ષ અંતરમાં પ્રસન્ન થઈને પ્રત્યક્ષ થઈ તેને કહેવા લાગ્યો કે-'હે વત્સ! તું એકાકી છતાં નિર્ભયપણે અર્ધરાત્રે આ નગરમાં સ્વેચ્છાએ મારા આદેશથી ભ્રમણ કરતાં અત્યંત રૂપવતી એવી રાજકન્યાને પરણીને પાછો આવી આ મંદિરમાં સુખે નિદ્રા લેજે.' આ પ્રમાણે સાક્ષાત્ અમૃતને સ્રવનારી અને મનને આનંદ આપનારી એવી યક્ષરાજના મુખની વાણી સાંભળીને કુલપુત્ર બહુ હર્ષ પામ્યો. અને ભક્તિપૂર્વક યક્ષને નમસ્કાર કરીને કૃત્યજ્ઞ અને કૌતુકી એવો તે નગરમાં સ્વેચ્છાએ આમતેમ ફરવા લાગ્યો.

હવે વિક્રમરાજાને રમણિય રૂપવાળી, પ્રભામાં દેવાંગનાસમાન, નવીન યૌવનોન્માદના આમોદથી વસુધાને પ્રમોદ આપનારી તથા સર્વાંગીણ ગુણોલ્લાસના એક લીલાસ્થાનસમાન અનંગસુંદરી નામે કન્યા છે. તે શૃંગારરસના સાગર એવા શૃંગારસુંદર નામના વીરસિંહ નામના રાજાના પુત્ર ઉપર નિરંતર અનુરક્ત હોવાથી તેજ રાત્રે પોતાની સખી મારફતે તેણે પાણિગ્રહણને માટે ચોક્કસ સંકેત કરેલો છે. તદનુસાર તેના સંગમને માટે ઉત્સુક એવી તેણીએ પોતાના આવાસના ગવાક્ષ નીચે નિસરણીસમાન એક દૃઢ રજ્જુયંત્ર લટકતું રાખ્યું છે. આ પ્રમાણે તેને મળવાને સોત્કંઠ એવી તેણીએ માર્ગ

બતાવ્યા છતાં હીનભાગી એવો તે રાજપુત્ર કંઇક કારણસર તે વખતે ત્યાં આવી ન શક્યો. એવામાં સુંદરશેઠનો પુત્ર ભમતો ભમતો દૈવયોગે ત્યાં આવી ચડ્યો અને ત્યાં તે લટકતા રજ્જુયંત્રને જોઇને કૌતુકથી તેણે તે હલાવ્યું. એટલે શૃંગારસુંદરની ભ્રાંતિથી રાજસુતાએ યંત્રના પ્રયોગથી રજ્જુ સાથે વળગેલા તેને ઉપર ખેંચી લેવરાવ્યો. પછી વિવાહસામગ્રી સત્વર તૈયાર કરાવીને ગાંધર્વવિધિથી રાજપુત્રીએ તે દુર્ગતની સાથે પાણિગ્રહણ કરી લીધું. તે વખતે ચંદ્રાનના નામની તેની સખીએ મુખપર હર્ષની છાયા લાવીને તેને કહ્યું કે-'હે સ્વામિનિ! આજે તમારૂં મનોરથરૂપ વૃક્ષ ફલિત થયું. હવે આગળપર તો તમારાં પૂર્વ કર્મ પ્રમાણ છે.' એટલે દુર્ગતે પણ સંતુષ્ટ થઇને કહ્યું કે-'એ વાત એમજ છે.' આ પ્રમાણેની ક્ષારજળની જેવી ઉલ્બણ તેના ધ્વનિની મધુરતાનું પાન કરવાથી અર્થાત્ તેના કઠોર સ્વરને સાંભળવાથી કમલિની જેમ તે રાજસુતાનું મુખકમળ તરતજ મ્લાન થઈ ગયું, અને દીપકવડે તેનું મુખ જોઇને તે લાંબા વિચારમાં પડી ગઈ. પછી મહા ચિંતામાં પડેલી એવી તે રાજબાળાએ તેજ રસ્તેથી તેને નીચે ઉતારી મૂક્યો; એટલે દુર્ગત પણ તેજ દેવમંદિરમાં આવી યક્ષરાજને નમસ્કાર કરીને તથા પંચપરમેષ્ઠીનું સ્મરણ કરીને પોતાના તાતની જેમ તે યક્ષના ઉત્સંગમાં પોતાનું શિર મૂકી નિશ્ચિંત થઇને સુઈ ગયો.

હવે સૂર્યોદય થતાં તેવા પ્રકારનું પોતાની સુતાનું સ્વરૂપ જાણીને મંત્રીપત્નીએ વિસ્મય પામી પોતાના પતિને તે નિવેદન કર્યું અને તે સાંભળતાં મનમાં અતિ વ્યાકુળ થઇને તેણે તે હકીકત રાજાને કહી સંભળાવી. તે વખતે વિવિધ વિકલ્પમાં પડી ગયેલ રાજાએ પોતાની કન્યાનું સ્વરૂપ પણ તે મંત્રીને કહી બતાવ્યું. એટલે તે બંને વિસ્મય પામીને આ પ્રમાણે વિચારવા લાગ્યા કે-'એમને વરનાર કોઈ વિદ્વાન્ સંભવે છે. અથવા તો આથી એમનું ઠીક થયું કે અઠીક થયું તે કાંઇ સમજી શકાતું નથી; કારણ કે પ્રાણીની ભવિતવ્યતા દુર્લંઘ્ય છે.' પછી ક્ષમા (વસુધા) સહિત મુનિની જેમ રાજા અને અમાત્ય-બંને શુદ્ધ ગોચરીની જેમ યત્નપૂર્વક તે વરની તપાસ કરાવવા લાગ્યા. રાજાના હુકમથી ચારે બાજુ તપાસ કરવા નીકળેલા કેટલાક રાજપુરૂષો રત્નાકરની જેમ તે દેવમંદિરમાં આવી ચડ્યા. ત્યાં અનર્ઘ્ય

ચિંતામણિની પ્રાપ્તિથી અપૂર્વ શાંતિ પ્રગટી હોય તેમ સુખનિદ્રામાં વિશ્રાંત થયેલા એવા તેને જાગ્રત કરી સાથે લઇને તેઓ રાજા અને મંત્રીની સમીપે આવ્યા અને તેને ત્યાં ખડો કર્યો. એટલે સામાન્ય આકારને ધારણ કરનારા અને નવીન વિવાહના વેષને લગતા ચિહ્નયુક્ત તેને જોઇને કોપથી પોતાના મુખને રક્ત બનાવી રૂષ્ટમાન થઇને સામંત, શ્રેષ્ઠિપ્રમુખ સહુના સાંભળતાં રાજાએ તેને કહ્યું કે-'અરે દરિદ્ર! તું કોણ છે, કોનો પુત્ર છે, કયાંનો રહેવાસી છે અને રાજસુતા તથા મંત્રિસુતાનું પાણિગ્રહણ તેં શા માટે કર્યું?' એટલે અંજલિ જોડીને વિનયસહિત તે શ્રેષ્ઠિપુત્ર પોતાની જાત્યાદિ જણાવતો રાજાને કહેવા લાગ્યો કે-'હે રાજન્! હું સુંદર વ્યવહારીનો પુત્ર જાતે વણિક્ છું, અને અત્યારે સર્વજ્ઞના ધર્મમાં અનુરક્ત થઇ હું શાલિગ્રામમાં રહું છું. દુર્ગત એવો હું મગ વેચવાને આ ગામમાં આવ્યો હતો પણ તેનું વેચાણ ન થવાથી રાત્રે હું દેવકુલમાં જઇને સુઈ ગયો હતો. એવામાં રાત્રે ત્યાં કોઈ કુમારી આવી અને નિદ્રામાં સુતેલા મને જગાડી મારી સાથે પરણીને તે તરત પોતાના સ્થાને ચાલી ગઈ. પછી નગરની અંદર ભમતાં કોઇક દિવ્યકન્યાએ યંત્રના યોગે મને પોતાના આવાસમાં ઉપર ખેંચી લેવરાવ્યો અને તૈયાર રાખેલી વિવાહસામગ્રીથી ગાંધર્વ વિધિવડે મારી સાથે પાણિગ્રહણ કરી સત્કારપૂર્વક મને પાછો નીચે ઉતારી દીધો, એટલે હું દેવગૃહમાં આવીને સુઈ ગયો. જિનપૂજનના નિશ્ચયથી નીપજેલા સુકૃતોદયના યોગથી અને સારાં શુકનો થવાથી નૈમિત્તિકનું વચન મને બરાબર ફળ્યું. પ્રભાતે આ લોકો મને જગાડીને અહીં રાજસભામાં લઇ આવ્યા. વળી હે રાજન્! પ્રાતઃકાળમાં મને આપના દર્શન થયાં, એ પણ મારૂં મહત્પુણ્ય સમજવું. કહ્યું છે કે-'મહાતીર્થ, મહાઔષધિ, રાજા અને મુનીશ્વર-એમના દર્શન પ્રાયઃ અલ્પ ભાગ્યવાળા પુરુષોને દુર્લભ હોય છે.'

આ પ્રમાણેનું તેનું કથન સાંભળીને અને તેને બરાબર નિહાળી જોઇને પૂર્વે સાંભળેલી વાણીનું સ્મરણ કરતો રાજા વિચારવા લાગ્યો કે-'જેને મેં નગરની બહાર વૃક્ષની નીચે નૃત્ય કરતો જોયો હતો, તે જ આ દરિદ્રશિરોમણિ મુદ્ગવણિક્ (મગનો વ્યાપારી) લાગે છે. અહો! સત્કર્મોદયના યોગે આ દુર્ગતને પણ નિમિત્તિયાની વાણી વેદવાક્યની

જેમ ખરાબાર ફળીભૂત થઇ, માટે હવે આ આપણી પુત્રીના પતિને દુઃખ દેવું સુકત નથી. કારણ કે જમાઇ ગમે તેવો હોય છતાં તે માનનીય જ ગણાય છે.' પછી તે કન્યાઓની સખીઓને પૂછતાં, તેમણે પણ રાજા અને મંત્રીની આગળ પાણિગ્રહણનો વિધિ તેજ રીતે બનેલો કહી સંભળાવ્યો. પછી પોતાની પુત્રીના સર્વ વૃત્તાંતને જાણનાર એવો રાજા પ્રધાનસહિત મનમાં વિસ્મય પામીને ચિંતવવા લાગ્યો કે-'સ્ફુરાયમાન વિશાળ કાંતિવાળા રાજપુત્ર અને મંત્રિપુત્ર-વરને મૂકીને આ બંને મૂઢ કન્યાઓ દુર્ગતને શા માટે પરણી? આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પુરૂષોનું ઉદ્યમરૂપ વૃક્ષ ગમે એટલું વાંકું વારંવાર સંભાળ લેવાયેલું હોય છતાં તે ભાગ્યના પ્રભાવથીજ ફળીભૂત થાય છે. મહાન્ ઉપાય કર્યા છતાં પણ ભાગ્ય વિના ઉદ્યમનું ફળ મળતું નથી. અમૃતનું યથારૂચિ પાન કરતાં છતાં પણ રાહુનું શરીર વિકસિત (તેજસ્વી) થતું નથી-શ્યામજ રહે છે. લાખો માણસો કોઇ વસ્તુ માટે એકઠા મળે, છતાં જેને જે મળવાનું હોય, તે જ તેને મળે છે. શરીરનાં ખધાં અવયવો ભૂષણને પામે છે, પણ ચિબુક (દાઢી)ને કોઈ ભૂષણ પહેરાવતું નથી. ભાગ્ય વિના શ્રેષ્ઠ વસ્તુ વૃદ્ધત્વના કારણથી પણ પ્રાપ્ત થતી નથી. જુઓ! સમુદ્રમંથન કરતાં અનેક રત્નો નીકળ્યા છતાં પિતામહ (બ્રહ્મા)ને તો ભિક્ષાની ભિક્ષાજ રહી.' પછી મંત્રીની સલાહથી રાજાએ મહોત્સવપૂર્વક રાજ્યસંપત્તિ સાથે તે બંને કન્યાઓ તેને આપી એટલે તે ભૂપતિરૂપ ભાસ્કરથી પ્રતાપ પામીને દુર્ગત નામધારી છતાં પણ રાજ્યકળાયુક્ત ચંદ્રમાની જેમ અધિક શોભવા લાગ્યો. આ વખતે તે દુર્ગતને રાજ્યલક્ષ્મીથી વિભૂષિત જોઇને વિસ્મય પામતા સર્વ વિવેકી જનો જિનધર્મના સાક્ષાત્ ફળને કબુલ કરવા લાગ્યા. પછી પોતાની નવોઢાઓના કહેવાથી તેમની સાથે સર્વ પ્રકારની સામગ્રી સંપન્ન અને પ્રૌઢ એવા એક સારા ભવનમાં તે રહ્યો અને ત્યાં નિરંતર રતિ તથા પ્રીતિ સાથે કામદેવની જેમ તે બંને સ્ત્રીઓની સાથે સુખભોગ ભોગવતો તે આનંદથી રહેવા લાગ્યો. પૂર્વભવે આરાધેલા સત્કર્મના ઉલ્લાસથી તથા તેવા પ્રકારના શુભ કર્માનુભાવથી તે વણિક્પુત્ર બંને પ્રમદાઓને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય થઈ પડ્યો. અને ગરિષ્ઠ એવી રાજ્યસંપત્તિ પામીને તે પુણ્યતેજ રાજાના નામથી જગતમાં પ્રસિદ્ધ થયો. પછી ધર્મરૂપ કલ્પવૃક્ષના અતિશય ફળને

ભોગવીને શત્રુઓને ત્રાસ પમાડનાર એવો તે રાજા પોતાની સ્ત્રીઓ સાથે અહીં આવ્યો અને સંવિગ્ન મુનિની જેમ ક્ષમા અને દયા સાથે તે નિરંતર આર્યોને ઉચિત વિવિધ ધર્મકાર્યો કરવા લાગ્યો.

એકદા નમસ્કાર કરવાને આવેલા એવા તેને રાજાએ વિસ્મય પામીને પૂછ્યું કે-'હે ભદ્ર! આવા શકુનો તો પ્રાયઃ ઘણા પ્રાણીને થાય છે, પણ જેવું તાત્કાલિક અને અસાધારણ ફળ તમને મળ્યું તેવું ફળ પૂર્વે કોઇને પણ પ્રાપ્ત થયું સાંભળ્યું નથી. તેનું શું કારણ?' એટલે તેણે નમસ્કાર કરીને રાજાને કહ્યું કે "હે સ્વામિન્! વાણીથી વર્ણવી ન શકાય એવું આ અદ્દભુત ફળ કેવળ શકુન માત્રથી જ મને પ્રાપ્ત થયું નથી, પરંતુ એ જિનભક્તિરૂપ કલ્પલતાનું ફળ છે 'સામાન્ય વસ્તુનું સર્વાતિશાયી માહાત્મ્ય ન હોય.' વળી હે પૃથિવીપતિ! પક્ષીઓના શબ્દ વિગેરે નિમિત્તો તુલ્ય હોવા છતાં ફળ તો પ્રાણીઓને પુણ્યાનુસારેજ મળે છે." અનુક્રમે તત્ત્વના જિજ્ઞાસુ એવા વિક્રમ રાજાને તેણે શ્રાદ્ધધર્મનું વિશુદ્ધ સ્વરૂપ કહી સમજાવ્યું. એટલે તેની સોબતથી રાજા પણ તત્ત્વાતત્ત્વનો વિચાર કરવા લાગ્યો. 'કતક-ચૂર્ણના સમાગમથી શું મલિન જળ પણ નિર્મળ ન થાય?'

અનુક્રમે પુણ્યતેજ રાજાએ ધર્માનુભાવથી પૃથ્વિપર પ્રેમવિકાસ કરતાં અનેક શત્રુઓને પોતાના દાસ બનાવ્યા. અને સર્વ પ્રકારના વ્યાધિનો નાશ કરનારી એવી જિનપૂજા ત્રિકાળ કરનારા એવા તેણે સમસ્ત ભૂમંડળને જિનભવનથી ભૂષિત કર્યું. અનુક્રમે તે રાજા સંયમ લઈ મૃત્યુ પામીને મહર્દ્ધિક દેવ થયો. ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ, ચારિત્રવડે અખિલ કર્મને દૂર કરીને તે સિદ્ધિપદને પામશે."

ઇત્યાદિ દેશના સાંભળીને હર્ષ પામેલા મંત્રીશ્વરોએ જિનપૂજાને સર્વ સંપત્તિનાં દ્વારરૂપ માનીને તે વખતે જ ત્રિકાળ જિનપૂજા કરવાનો નિશ્ચળ નિયમ ગ્રહણ કર્યો. પછી શ્રી ગુરૂને નમસ્કાર કરીને તેઓ સ્વસ્થાને ગયા અને ત્યાં તૈયાર કરેલા ષડ્રસ ભોજનનું સુપાત્રે દાન કરી, વિવિધ દેશોમાંથી આવેલા પોતાના સાધર્મિક બંધુઓ તથા સ્વપરિવાર સાથે અર્થીજનોને પ્રસન્ન કરનારા એવા તે સુજ્ઞ શ્રીમાન્ મંત્રીશ્વરે સુખના ભાજનરૂપ ભોજન કર્યું.

કહ્યું છે કે-'પ્રથમ જિનેશ્વરની પાસે નૈવેદ્ય તરીકે ધરીને, અને પધારેલા સાધુ મહાત્માને વિધિપૂર્વક તેમાંથી કંઇક ભાગ યથાશક્તિ આપીને, વિવિધ દેશોમાંથી આવેલા પોતાના સાધર્મિક બંધુઓની સાથે સુ-અવસરે ભોજન કરવું. તેવા ગૃહસ્થોના સુભોજનને જિનેશ્વરોએ શુદ્ધ ભોજન કહેલું છે.'

પછી વીરધવલ રાજાના આદેશથી રાજાઓ, અશ્વો, હસ્તીઓ અને સુભટો સહિત, અસામાન્ય તથા ઉદ્દામ એવી સેનાથી ઉડતી રજથી આકાશમાર્ગમાં જાણે બીજી પૃથ્વી રચતો હોય તેમ, અત્યંત પ્રૌઢ ગજપર આરૂઢ થઇને ચલાયમાન ચામરથી વિરાજિત, પોતાના કીર્ત્તિમંડળસમાન શ્વેત છત્રથી સુશોભિત, કૃતાંત (યમ)ની જેમ અત્યંત દુસ્સહ અને શત્રુઓને ચલિત કરનાર એવો મહામાત્ય તેજ-પાલ ગોધ્રાધિપતિનો જય કરવા ચાલ્યો. 'પ્રસન્નભાવ-એ લક્ષ્મીનું મૂળ છે.' આ સૂક્તિને સંભારતા સતા, ઘણા પ્રયાણોવડે અનુક્રમે અપૂર્વ (પૂર્વના નહિ તે) વાનરાધીશો (વા નરાધીશો)ને યથોચિત સંતોષ પમાડતા સમુદ્રને તરનાર એવા રામચંદ્રની જેમ મહી નદી ઓળંગી, પોતાનું કેટલુંક પ્રબળ સૈન્ય સજ્જ કરીને સુજ્ઞ એવા વસ્તુપાલના અનુજ બંધુ તેજપાળે શત્રુ રાજા ઘૂઘુલના સીમાડામાંથી ગાયો વિગેરેનું હરણ કરવા માટે સત્વર મોકલ્યું અને સેનાનું રક્ષણ કરવામાં વિચક્ષણ તથા સ્થિર એવો તે પોતે તેની પાછળ રહ્યો.

હવે ઉત્સાહને ધારણ કરનાર તથા અખિલ ભૂતલને કંપાયમાન કરનાર એવી તે સેનાએ તરતજ ગોધ્રાના સીમાડામાં ઘેરો ઘાલીને આક્રંદ ઉપજાવનાર તથા પ્રાણને હરણ કરનાર એવા બાણાવલી રાજાઓની જેમ યુદ્ધ કરવા આવતા ગોવાળોને સર્વાંગે જર્જરિત કરીને તેનું ગોકુળ પાછું વાળ્યું. એટલે આક્રોશ કરતા ગોવાળોએ તરત જ નગરમાં જઇને ઇંદ્રસમાન ઓજસ્વી એવા ઘૂઘુલ રાજાની આગળ પોકાર કર્યો કે, 'હે રાજન્! તમારા દેખતાં ક્ષત્રિયાચારનું અપમાન કરીને સમુદ્રમાંથી નૌકાઓને લઈ જાય તેમ કેટલાક પાપી લોકો ગાયોનું હરણ કરી જાય છે. માટે ક્ષત્રિય ધર્મની ફરજ સમજીને તમે સત્વર દોરો. કારણ કે ગાયોનું રક્ષણ કરતાં ક્ષત્રિયોને પરમ પુણ્ય થાય છે.' આ પ્રમાણેનાં ગોવાળોનાં

વચનો સાંભળી કોપથી જેનું મુખ ધૂસર થઈ ગયું છે એવો તથા બળીષ્ઠ જનોમાં પ્રખ્યાત એવો ધૂધુલરાજા મેઘની જેમ ઘોર ગર્જના કરતો ક્ષણભર વિચારવા લાગ્યો કે—'અહો! હું રાજા હૈયાત છતાં શત્રુઓ પાદરમાં આવીને ગાયોનું હરણ કરે એવું પૂર્વે કદાપિ મેં સાંભળ્યું પણ નથી. જે રાજાના જીવતાં ગંગાસમાન નિર્મળ ગાયોનું હરણ થાય તે રાજાને અધમ ક્ષત્રિય કહેલ છે. કહ્યું છે કે-વૃત્તિચ્છેદન વખતે, વિપ્રના મરણ વખતે, સ્વામીના સંકટ સમયે, ગાયોના હરણ વખતે, શરણે આવેલાના રક્ષણ વખતે, સ્ત્રીનું હરણ થતું હોય તે વખતે અને મિત્રોની આપત્તિ દૂર કરવાને વખતે આર્ત્ત જનોનું રક્ષણ કરવામાં તત્પર મનવાળા જે પુરૂષો શસ્ત્રને ઉઠાવતા નથી, તેવા પુરૂષોને જોઇને સૂર્ય પણ શરમાઇને અન્ય સ્થાને જવા તત્પર થઈ જાય છે.' આ પ્રમાણે વિચાર કરીને ઘોર પરાક્રમી, વીરમાની, મહા અભિમાની અને એક રણાવેશને વશ થયેલો એવો ધૂધુલ રાજા પોતેજ બખતર ધારણ કરી ગગનગુફાને પૂરી દેનારા એવા રૌદ્ર વાજીંત્રોના મહા નાદથી દેવોને પણ ત્રાસ પમાડતો તથા જેને પ્રૌઢ મત્સર પ્રગટ થયેલો છે એવો તે સ્ફુરાયમાન પાખરરૂપ પક્ષ (પાંખ)થી ગરૂડની જેવા ઉદ્ધત દેખાતા અશ્વરત્નપર આરૂઢ થયો અને સેંકડો ઘોડેસ્વાર અને બળીષ્ઠ રાજાઓથી પરિવૃત્ત થઈ તરતજ ગાયોને હરનારા તે શત્રુઓની પાછળ ચાલ્યો. એટલે ગાયોને લઈ જનારા સૈન્યે તેને દેખાવ બતાવ્યો, પરંતુ ઉભા રહીને તેઓ શત્રુઓને ત્રાસ આપનાર એવા તે રાજાની સાથે યુદ્ધ કરવાને તૈયાર ન થયા. એવી સ્થિતિ જોઇને દ્વિગુણોત્સાહી બનેલો સાહસિક અને મહાબાહુ એવો ધૂધુલ રાજા તેમને યુદ્ધ કરવા રણવાદ્યના નાદથી બોલાવવા લાગ્યો. એટલે કોઈવાર તેઓ કપટથી ઉભા રહીને યુદ્ધ કરવાનો કંઇક દેખાવ આપતા અને વળી પાછા ત્વરિત પગલે ભાગતા હતા. આ પ્રમાણે દંભ દર્શાવીને કોપાક્રાંત એવા ધૂધુલ રાજાને ખેદ પમાડતા તેઓ મંત્રીની સાંકેતિક ભૂમિમાં તેને ખેંચી ગયા. પણ રણરંગથી તરંગિત થયેલો તે મહાવીર વેદના ખરા અર્થને જેમ બ્રાહ્મણ ન જાણે તેમ પોતાની સીમાનો આતક્રમ જાણી ન શકયો. એવામાં સૂર્યની જેમ અત્યંત દુસ્સહ અને અનેક રાજાઓથી ચારે બાજુ પરવરેલો એવો તેજપાલ મંત્રી અકસ્માત્ પ્રગટ થયો. એટલે ચારે બાજુ પ્રસરતા તે

સૈન્યને જોઇને ગોધ્રાધિપતિએ અંતરમા નિશ્ચય કર્યો કે–'આ અવશ્ય મંત્રીનો છળભેદ છે' તથાપિ ધૈર્ય ધારણ કરીને વીર એવા તેણે મદોદ્ધત એવા પોતાના સુભટોને, મંત્રીના સૈન્ય સાથે યુદ્ધ કરવાની પ્રેરણા કરી, અને પોતે વિશેષ હિમ્મતવાન્ બની તેજથી અગ્નિની જેમ દુસ્સહ એવા સખત પ્રહાર કરવા લાગ્યો મંત્રીરાજની ઉત્કટ સેના પણ યુદ્ધ કરવાને આગળ ધસી, અને જગતના પ્રલયને સૂચવનાર રણારંભ ચાલુ થયો ત્યા ઘૂઘુલરાજાએ બાણોથી આકાશમા ઘોર દુર્દિન કર્યાં છતા પણ શત્રુઓને તો મહાન્ તાપ થઈ પડ્યો પરિણામે અંધકારને સૂર્ય ભગ્ન કરે તેમ તેણે મંત્રીનુ સમસ્ત સૈન્ય ભગ્ન કરી નાખ્યુ અને તેથી તે તરત જ ભયભ્રાંત થઇને ચારે બાજુ પલાયન કરવા લાગ્યુ તે જોઇને નિર્ભય, વીર સુભટોમા અગ્રેસર અને મેરૂ પર્વતની જેવા ધીર તેજપાલ મંત્રીએ ભયકર રણસાગરમા સ્થિર રહીને શુદ્ધ વંશમા ઉત્પન્ન થયેલા, બળીષ્ઠ, લજ્જા તથા દાક્ષિણ્યને ધારણ કરનારા અને તટસ્થ રહેલા એવા રાજાઓને કહ્યુ કે–"આ ઘૂઘુલ વૃત્રાસુરના જેવો ક્રૂર અને સાહસસંપત્તિના પૂરરૂપ છે, તેથી એ આપણા સૈન્યને નસાડે છે, પરતુ આ સ્થાનમાથી પલાયન કરનારાઓની શી ગતિ થવાની તે વિચારવા યોગ્ય છે સજ્જનો શત્રુઓને પીઠ અને પરસ્ત્રીઓને પોતાનુ હૃદય કદાપિ આપતા નથી, માટે આ રણભૂમિમા તમારે બીજુ કોઈ શરણભૂત નથી માટે હવે તો અહીં મરવું અથવા તો જયશ્રીને વરવું એ જ યુક્ત છે જેઓ ધારાતીર્થમા અભિષિક્ત થઈ યશરૂપ ચદનથી ચર્ચિત થયેલા છે, તે ક્ષત્રિયો જ ઉભય પક્ષવડે શુદ્ધ અને પ્રશસનીય છે વળી તેઓ ક્યા તો પોતાના સ્વામીના વફાદાર થઈ સર્ગ કરતા અતિશય સૌભાગ્યયુક્ત બની દેવભૂમિમા દેવાગનાઓ સાથે આનંદ કરે છે અથવા તો દુર્દમ એવા શત્રુઓના શરીરમાથી ઝરતા શોણિતરૂપ કુકુમથી વિભૂષિત થઇને રણરગમા વિજયલક્ષ્મીને વરે છે કહ્યુ છે કે–'સ્વામિના કાર્યમા પાછા હઠ્યા સિવાય મરણ પામનારા સેવકો સ્વર્ગમા અક્ષય વાસ અને ધરણીતલપર અક્ષત કીર્ત્તિ મેળવે છે પોતાના સ્વામીને માટે પ્રાણ અર્પણ કરનારા ઉત્તમ સેવકો જે ગતિને પામે છે, તે ગતિ જ્ઞાની યોગીઓ પણ પામી શકતા નથી, માટે આપણે ઉત્સાહિત થઇને સમયોચિત એવું કાર્ય કરીએ કે જેથી જગતમા જય પામનાર અને

બળીષ્ઠ એવા ગુર્જરેન્દ્રને શરમાવું ન પડે." આ પ્રમાણે બધા રાજા તથા સુભટોને શબ્દરચનાવડે હિમ્મત આપીને તેમ જ 'ધર્મથી જ પુરૂષો જયને મેળવે છે અને ધર્મથી જ જગતમાં ગુરૂતા-મ્હોટાઈ પ્રાપ્ત થાય છે' એવો મનમાં વિચાર કરીને સચિવેશ્વરે તે વખતે શત્રુઓની જયશ્રીને વશ કરવામાં કાર્મણરૂપ ગુરૂમહારાજે બતાવેલા ભક્તામરસ્તોત્રના બે શ્લોકનું તેણે અશ્વપર બેઠા બેઠા જ પોતાના મનમાં ક્ષણભર સ્મરણ કર્યું. 'આપત્તિના સમયમાં દેવગુરૂનું સ્મરણ જ પ્રાણીને આલંબનરૂપ છે.' તે કાવ્યના સ્મરણથી તરત જ તેના માહાત્મ્યથી આકર્ષાયેલા, સંતુષ્ટ મનવાળા અને પોતાના તેજ:પુંજથી સૂર્યમંડળના તેજને પણ પરાભવ પમાડનારા કપર્દી મહાયક્ષને તથા અંબિકાદેવીને સાક્ષાત્ પોતાના સ્કંધપર બેઠેલા તે મંત્રિરાજે જોયા. તેમને જોતાંજ અત્યંત પ્રમોદ પામીને પોતાના વિજયના થયેલા નિશ્ચયથી વૃદ્ધિ પામેલા રણોત્સાહવાળા અનેક રાજપુત્રો સહિત રુષ્ટમાન થયેલ તેજપાલ મંત્રી પોતેજ ઘૂઘુલરાજાની સાથે ભીષ્મ સંગ્રામ કરવા લાગ્યો. થોડા વખતમાં શત્રુસૈન્યરૂપ મહાસાગરમાં પ્રસાર પામતા વડવાનલ સમાન તે મંત્રીએ શત્રુમંડળ (સૈન્ય)નું શોષણ કરી નાખ્યું. પછી ઉદ્દામ તેજથી દેદીપ્યમાન અને વીરશ્રેણિમાં શિરોમણિ એવા ગોધ્રાધિપતિની નજીક આવતાં મહા ઉદ્યમી એવો તે મંત્રી આનંદ પામ્યો. તે વખતે ઇંદ્રના વજ્રને પણ દુર્લંઘ તથા વસુધાને ધારણ કરવામાં સમર્થ એવી તે રાજાની આકૃતિ જોતાં વિસ્મય પામેલો મંત્રીશ્વર મનમાં ચિંતવવા લાગ્યો કે-'અહો! આ ગોધ્રાધિપતિની અત્યારે કાંતિ, રૂપ, ભુજબળ, અને સત્વશાલિતા કેવી શ્રેષ્ઠ દેખાય છે?' મંત્રી આમ વિચારે છે તેવામાં અંધકારને દૂર કરનાર તથા તેજમાં સૂર્ય સમાન એવા તેજપાલને જોઇને ઘૂઘુલ રાજા પણ સૂર્યકાંતની જેમ અધિક દીપ્ત થયો. તે વખતે અદીન મુખની કાંતિવાળો તથા મેઘની જેવી ગર્જના કરતો અશ્વરાજપુત્ર, તે મંડળેશને કહેવા લાગ્યો કે-'દુરાચારી પુરૂષોના આધારભૂત તથા સદા દુષ્કર્મને કરનારા એવા હે દુષ્ટ અને મૂર્ખ શિરોમણિ રાજન્! ચૌલુક્યકુળના સૂર્યરૂપ ગુર્જરપતિને તેં જે હાથે અંજનગૃહ (કાજળની ડબી) વિગેરેની ભેટ મોકલી હતી તે તારો હાથ મને સત્વર દેખાડ.' આ પ્રમાણેનાં તેનાં અત્યંત કર્ણકટુ વચન સાંભળીને છાણાના અગ્નિની જેમ બળતા ઘૂઘુલ રાજાએ

પણ અત્યંત રોષ લાવીને તેને કહ્યું કે-'અરે! શિષ્ટ જનોને સતાવનાર, કૂટ બુદ્ધિબળથી ઉત્કટ, અને સદા લાંચરૂપ માંસને ગ્રહણ કરવાથી કલંકિત થયેલા નીચ મંત્રી! રાજાઓની અવજ્ઞા કરતાં તું પોતાની પૂર્વાવસ્થાને કેમ ભૂલી જાય છે? હવે ખરેખર હે પાપી! તારો અંતકાળજ પાસે આવ્યો લાગે છે. વળી આ મારો હાથ સામે થનારા શત્રુઓની જયશ્રીના ક્રીડાગૃહરૂપ હોવા છતાં તારા જેવા વણિક્કીટને મારવાને માટે લજ્જા પામે છે. મૃગની સાથે મૃગેંદ્ર અને કાગની સાથે ગરૂડની જેમ તારી સાથે રણક્રીડા કરતાં મને કીર્ત્તિનો કે જયશ્રીનો-એકેનો લાભ પ્રાપ્ત થાય તેમ નથી.'

આ પ્રમાણે પરસ્પર સંભાષણ કર્યા પછી કોપથી વિકરાળ થયેલા એવા તે બંનેની વચ્ચે કિરાત અને અર્જુનની જેમ દેવોને પણ દુરાલોક્ય એવું દ્વંદ્વયુદ્ધ શરૂ થયું. એટલે પોતપોતાના સ્વામીના કાર્યમાં ઉત્સુક તથા પ્રગટ બળવાળા એવા અન્ય વીર સુભટો પણ એકબીજાને બોલાવીને યથાયોગ્ય યુદ્ધ કરવા લાગ્યા. એવામાં દિવ્ય બળના ઉલ્લાસથી મંત્રીશ્વરે વિશ્વના કંટકરૂપ ઘૃઘુલ રાજાને લીલામાત્રમાં અશ્વ ઉપરથી નીચે પાડી નાખ્યો, અને તથાપ્રકારના વીરરસના આવેગથી જેનું મન પૂરિત છે એવો મહાબાહુ મંત્રી તરત જ તેની ઉપર ધસી ગયો. પછી પાપથી પૂરિત એવા તેને પોતાની ભુજામાં પકડીને સચિવેશ્વરે તરત જ ક્રૌંચબંધને બાંધી લીધો અને ભયભ્રાંત થયેલા સર્વ સુભટોના દેખતાં તેણે જીવતા શાર્દૂલની જેમ તેને કાષ્ઠપંજરમાં નાખી દીધો. પછી બ્રહ્માંડના ઉદરને પૂરી નાખે તેવા રણવાદ્યોના રૌદ્ર નાદથી દિગ્ગજોને પણ ત્રાસ ઉપજાવતો તથા દુરાચારી રાજાઓને ભય પમાડતો સચિવેશ્વર જયશ્રીને પોતાને સ્વાધીન કરીને પોતાની છાવણીમાં આવ્યો, અને શુભ એવી અષ્ટ પ્રકારે ભગવંતની પૂજા કરીને રણભૂમિમાં લાગેલા રજઃપુંજને તે દૂર કરવા લાગ્યો. ત્યારપછી પ્રચંડ બાહુદંડવાળા મંડળેશ્વરોથી સર્વતઃ પરિવૃત્ત થઈને અપૂર્વકરણમાં અનુરક્ત એવા તેજપાલ મંત્રીએ બળથી ઉત્કટ એવા બહાદુર સુભટોથી ચારે બાજુ રક્ષ્યમાણ, કર્મગ્રંથિની જેમ દુર્ભેદ્ય, તથા અત્યંત દુર્ગમ એવા ગોધ્રાના કિલ્લાને ખંડશઃ (ખંડિત) કરી નાખ્યો. પછી હર્ષના ઉત્કર્ષથી જ્યાં જયજયનાદ થઈ રહ્યો છે એવા અને સંપત્તિના

નિવાસરૂપ રાજભવનમાં પ્રવેશ કરીને ત્યાંના સર્વ પ્રધાનમંડળને તથા વિશેષે કરીને મહાજનને તેણે આશ્વાસન આપવાવડે પ્રસન્ન કર્યા. સર્વ પ્રાણીઓને આનંદ આપનારા એવા તે પ્રધાને તેના રાજભુવનમાંથી અઢાર કોટિ સુવર્ણ, મૌક્તિકનો મોટો સંગ્રહ, ચાર હજાર અશ્વો, સંખ્યાબંધ દિવ્ય શસ્ત્રો, બીજી અનેક દિવ્ય વસ્તુઓ, એક હજાર બખ્તર, સુવર્ણાચલ સમાન ઉન્નત સુવર્ણનું સિંહાસન, પુતળીઓની લીલાથી અદ્ભુત અને રત્નના આદર્શ તથા સ્ફુરાયમાન ચન્દ્રકાન્તમણિથી મનોહર હીંડોળાખાટ, જગતને પ્રિય લાગે તેવી સૂર્યકાન્તમણિની થાળી તેમજ માણિક્યની વાટકી–એટલી વસ્તુ તેનાપર ચડાઈ કરવાનાં ફળ તરીકે મેળવી. પછી ન્યાયવાન્ અને સિંહ સમાન પરાક્રમી એવા સિંહાસન નામના ઘૂઘુલ રાજાના ભાણેજને તેણે તેની રાજ્યગાદીપર બેસાર્યો અને પ્રસાર પામેલા તથા પાપી એવા અનેક પલ્લીપતિ રાજાઓને તેણે વીરધવલ રાજાની આજ્ઞાના તાબેદાર બનાવ્યા. પછી તે નગરમાં મંત્રીશ્વરે હસ્તી તથા અશ્વોની રચનાથી મનોહર, ચોવીશ જિનેશ્વરોના મંદિરોથી ચારે બાજુ પરિવૃત્ત, સુમેરૂ સમાન ઉન્નત અને દેદીપ્યમાન કાંતિવાળો, અજિતનાથ ભગવંતની પ્રૌઢ પ્રતિમાથી પ્રગટ પ્રભાયુક્ત તથા જાણે પોતાનો જયસ્તંભ હોય એવો એક પ્રાસાદ કરાવ્યો. ત્યારપછી ન્યાયની અભિવૃદ્ધિને માટે કેટલાક દિવસ ત્યાં રહી તે નગરવાસી પ્રજાજનોને યથોચિત સંતુષ્ટ કરી સેનાપતિ રત્નની જેમ પુષ્કળ સૈન્યયુક્ત, પોતાની દાનલીલાથી ચારે વર્ણને આનંદ પમાડનાર તથા ન્યાયધર્મના ભંડારરૂપ તેજપાલ મંત્રી અનુક્રમે પ્રયાણ કરતો વટપદ્ર (વડોદરા) નામના નગર પાસે આવ્યો, એટલે રાજા સમાન સમૃદ્ધિવાળા નગરજનોએ ઘણી ધામધુમ સાથે તેનો નગરપ્રવેશોત્સવ કર્યો. ત્યાંના રાજાએ વિવિધ પ્રકારના મણિ, સુવર્ણ અને જાતિવંત અશ્વ વિગેરે વસ્તુઓની તેને ભેટ કરી; એટલે તેની ભક્તિથી પ્રસન્ન થયેલા મંત્રીએ તે રાજા ઉપર અનુપમ કૃપા બતાવી. ત્યારપછી તે રાજાના આગ્રહથી કેટલાક દિવસો ત્યાં રહેતાં અર્જુન સમાન સુજ્ઞ એવા તેણે પૂર્વે સંપ્રતિ રાજાએ કરાવેલા, સુમેરૂ સમાન ઉન્નત પરંતુ જીર્ણ થઈ ગયેલા શ્રીમાન્ પાર્શ્વપ્રભુના મંદિરનો ધરાધાર (વીરધવલ રાજા) ના ધર્માર્થે જીર્ણોદ્ધાર કરાવ્યો. વળી ધર્મની વૃદ્ધિ માટે તે નગરની પાસે આવેલા 'વટકાટ'

નામના ગામમાં તેણે શ્રી આદિનાથનું પવિત્ર મંદિર કરાવ્યું; તેમજ 'આસોવન' નામના ગામમાં એક મનોહર જિનચૈત્ય કરાવીને તેણે ત્યાં વસતા લોકોનું અતુલ્ય વાત્સલ્ય કર્યું. વળી જિનશાસનના આધારરૂપ તથા સદાચારી એવા મુનીશ્વરોની આહાર વિગેરેથી ભક્તિ કરીને તેણે પોતાનો જન્મ સફળ કર્યો. તેમ જ સન્માન અને ધનદાનથી ત્યાંના શ્રાવકોને સંતુષ્ટ કર્યા અને ગુણવંત જનોને ભક્તિપૂર્વક ભોજન કરાવ્યું તથા ધર્મકૃત્યમાં સીદાતા પ્રાણીઓને દૃઢ કરીને તે મંત્રીશ્વરે પોતાનું આસન્નસિદ્ધત્વ બતાવી દીધું. કહ્યું છે કે-'કષાયોની શિથિલતા, ઉદાર મન, કૃતજ્ઞતા, સર્વ જનોપર અનુગ્રહ, આદરેલ કાર્યમાં દૃઢતા, પૂજ્યનું પૂજન અને ગુણમાં આદર—એ ભવિષ્યમાં તીર્થંકરપણું પ્રાપ્ત થવાનાં લક્ષણ છે.'

ત્યારપછી મંડળેશ્વરોથી મંડિત એવો મંત્રી, સંપત્તિમાં વિદર્ભાનગરી સમાન એવી દર્ભાવતી નગરીમાં આવ્યો. ત્યાં નજીકના પલ્લીપતિ રાજાઓના ભયરૂપ શલ્યની વ્યથાથી વ્યાકુળ હોવાને લીધે જેમણે અન્ય કાર્યોને વિસારી દીધા છે એવા નગરજનોને જોઇને સુજ્ઞ એવા તેણે તે નગરીની ફરતો મૂલરાજ વિગેરે રાજાઓની મૂર્ત્તિઓથી શોભાયમાન એવો ઉંચો કિલ્લો કરાવ્યો. તેમાં શત્રુને પરાસ્ત કરવા યોગ્ય વિવિધ પ્રકારની રચનાઓ કરાવવામાં આવી. સત્પુરૂષોના શરણરૂપ તથા નિરાલંબ ગગનમાર્ગે ચાલતા દેવોનું જાણે વિશ્રામસ્થાન હોય એવા તે કિલ્લાવડે અંધકારનો સૂર્ય નાશ કરે તેમ તેણે લોકોની બધી ભીતિ દૂર કરી દીધી. કારણ કે 'તેવા પુરૂષો, પ્રાણીઓના સુખને માટેજ જન્મ ધારણ કરે છે.' તે નગરમાં તે બહાદુર મંત્રીએ ચંચળ ધ્વજાઓની શ્રેણિથી અત્યંત શોભાયમાન, કૈલાસપર્વત સમાન ઉંચું, સુવર્ણકુંભથી વિરાજિત, તોરણ તથા પૂર્વજોની મૂર્ત્તિવડે યુક્ત, ત્રણે જગતના નેત્રને અમૃતાંજન સમાન, ચારે બાજુ (૧૭૦) જિનગૃહોથી પરિવૃત્ત એવું પાર્શ્વનાથ ભગવંતનું ચૈત્ય કરાવ્યું અને પ્રભુજીની સન્મુખ હાથીપર બેઠેલા જાણે મરૂદેવીમાતા હોય તેવી તથા રજત પુષ્પમાળા જેણે પોતાના હાથમાં ધારણ કરેલી છે એવી પોતાની માતા કુમારદેવીની મૂર્ત્તિ સ્થાપન કરી. તેમજ વળી વીરધવલ રાજાના અંતરમાં પ્રમોદ ઉપજાવવાને માટે તેણે બીજાં પણ ઘણા પ્રશસ્ત કીર્ત્તિસ્થાનો કરાવ્યાં.

દર્ભાવતીમાં આવેલા વૈદ્યનાથ મહાદેવના મંદિરના મંડપમાં તેણે એકવીશ સુવર્ણકુંભો સ્થાપન કર્યા. વળી તે સુજ્ઞ મંત્રીએ વૈદ્યનાથ મહાદેવના મંદિર સન્મુખ પોતાના રાજા, તેની સ્ત્રી, પોતાના જ્યેષ્ઠ બંધુ અને પોતાની મૂર્તિયુક્ત એક જિનચૈત્ય કરાવ્યું, અને તેમાં જાણે નવખંડ પૃથ્વીમાં ઉદ્યોત કરનારા નવ સૂર્યો હોય તેવા સુવર્ણમય નવ પવિત્ર કળશ બનાવ્યા. વળી નવા કિલ્લાના ઉત્તર અને પશ્ચિમ દ્વારપર જાણે પોતાની કીર્તિનો મંગળપાઠ કરતી હોય એવી બે પ્રશસ્તિ સ્થાપન કરી. અને સ્વાદિષ્ટ જળયુક્ત 'સ્વયંવર' નામની મોટી વાવ કરાવીને તેણે વસુધાને નવીન સુધામય બનાવી. વૈદ્યનાથ મહાદેવના મંદિરના ઉત્તર દ્વારપર વિશદ પાષાણનું તેણે એક તુંગ તોરણ રચાવ્યું. વળી રાજગૃહની આગળ તે મંત્રીએ કાંચનકુંભથી સુશોભિત એવી બે માળની એક ધર્મશાળા કરાવી. તથા પોતાના સ્વામીના કાળક્ષેત્રમાં નર્મદાના સંગમપર સ્વામીના નામથી તેણે 'વીરેશ્વર' નામનું દેવકુળ બંધાવ્યું. તેમજ કુંભેશ્વર નામના તીર્થમાં તેણે સર્વાંગ ધર્મસામગ્રીયુક્ત તપસ્વીઓના પાંચ મઠ બંધાવ્યા. (આ તમામ વર્ણન દર્ભાવતીની પ્રશસ્તિમાં છે.)

ત્યારપછી રાજાઓની શ્રેણિઓ પુષ્પમાળવડે જેના ચરણની સેવા કરી રહી છે એવો તે મંત્રિરાજ અનેક સિદ્ધ ગંધર્વ અને કિન્નરોની શ્રેણિથી સુસેવિત, તળાવ, નદી, કુંડ અને વૃક્ષોની શ્રેણિથી વિરાજિત તથા નિરંતર ફલોથી વિલસિત સંખ્યાબંધ સુંદર વૃક્ષોવડે પ્રાર્થના વિના પણ સર્વે અતિથિઓનું આતિથ્ય કરનારા 'પાવાગઢ' નામના પર્વતપર ચડ્યો. ઐરાવત હસ્તીની જેવી નાની નાની રમણીય ટેકરીઓથી શોભાયમાન તે પર્વતના શિખરપર ઇંદ્ર સમાન બળીષ્ઠ, ચારે બાજુ સુમન (પંડિતો–દેવો)ની શ્રેણિ જેના ગુણગાન કરી રહી છે એવો તથા અભિમાનરહિત પુષ્કળ દાન આપવાવડે વિદ્વાનોની નિર્ધન સ્થિતિને ધ્વસ્ત કરતો તે મંત્રી અનુક્રમે પહોંચ્યો.

ધર્મધુરાને ધારણ કરનારા પુરૂષોમાં અગ્રેસર એવો પ્રધાન પાવાગઢ પર્વતની અદ્ભુત શોભાને જોતો જોતો અંતરમાં વિચાર કરવા લાગ્યો કે–'રાજસન્માન પામવાવડે પ્રાપ્ત થયેલા રજોભાવને દૂર કરીને જે મનુષ્ય સવિશેષ હિતકર એવા ધર્મમાં રમણ કરતો નથી,

તે કૃતઘ્નને ભવિષ્યમાં સુખસંપત્તિ શી રીતે પ્રાપ્ત થાય? 'સૂર્ય અસ્ત થતાં શું લોકમાં પ્રકાશ ટકી શકે?' કહ્યું છે કે-'ધર્મથી ઐશ્વર્ય પામીને જે ધર્મનોજ ધ્વંસ કરવા તત્પર થાય છે તે સ્વામીદ્રોહના પાતકીની શુભ ગતિ કેમ થાય?' ઇંદ્રના તેજને પણ જીતનાર અને નિર્મળ ઉદયવાળા 'વિમળ'મંત્રીએ પ્રૌઢ પ્રભુતા પામીને આબુગિરિરાજપર જગતને આનંદ આપનાર એવું ઋષભદેવ ભગવંતનું ઉન્નત ચૈત્ય કરાવ્યું અને તે પર્વતને વિમલાચલ સમાન બનાવી દીધો. તેમજ દેવોને પણ આશ્ચર્ય પમાડનાર એવા પુણ્યાત્મા 'પાસલિ' મંત્રીએ અંબિકાદેવીના પ્રસાદથી જગતને આનંદ આપનાર તથા પર્વત સમાન ઉન્નત એવા શ્રીનેમિનાથ ભગવંતના ચૈત્યનો ઉદ્ધાર કરાવીને શ્રીઆરાસણ પર્વતને રૈવતાચલ જેવો બનાવી દીધો. વળી પોતાની સંપત્તિથી જગતના જીવનરૂપ એવા 'કુમારપાલ' રાજાએ વસુધાના આધારરૂપ એવા તારંગ પર્વતને (અજિતનાથજીનું મંદિર કરાવીને) તીર્થરૂપે પ્રસિદ્ધ કર્યો તથા ચિત્રકૂટ, નીલગિરિ, દુર્ગગિરિ, સુવર્ણગિરિ તેમજ પારકરગિરિ વિગેરે પર્વતોને પણ તેણે તીર્થરૂપે પ્રસિદ્ધ કર્યા; માટે હું પણ સંસારસાગરથી પાર ઉતરવા માટે આ પર્વતપર જિનેશ્વર ભગવંતનું અપૂર્વ ચૈત્ય કરાવીને આ પર્વતને તીર્થરૂપ કરૂં. વળી ગમે તેવો પર્વત પણ ક્ષમા (પૃથ્વી)ના આધારરૂપ હોવાથી લોકમાં તીર્થરૂપ તો ગણાયજ છે; પરંતુ જો તે જિનમંદિરથી અલંકૃત હોય ત્યારે તો પછી કહેવુંજ શું? કહ્યું છે કે-'પવિત્ર મનથી શ્રી રૈવતાચલના દર્શન કરતાં, શત્રુંજયને વંદન કરતાં, અષ્ટાપદનું સ્મરણ કરતાં, સમેતશિખરનું ધ્યાન ધરતાં, પાવાગઢપર આરોહણ કરતાં અને આબુ ગિરિરાજનું પૂજન કરતાં-પ્રાણિના કોટિ જન્મનાં પાપ પ્રલય પામી જાય છે. જે પ્રાણી શ્રેષ્ઠ ભાવથી પૃથ્વીપર તીર્થનું સ્થાપન કરે છે, તે પુરૂષ પવિત્ર લક્ષ્મીનું ભાજન થઈ લોકમાં પ્રશસ્ત પુરૂષ તરીકે ગવાય છે. જે પુણ્યભાજન જનો વિધિપૂર્વક આદર સાથે જિનમંદિર કરાવે છે અને તેમાં જિનબિંબોની સ્થાપના કરે છે, તેમજ સમ્યક્ પ્રકારે તેમની પૂજા કરે છે, તેઓ આનંદ સાથે ત્રણે જગતમાં જયવંતા વર્તે છે.' આ પ્રમાણે વિચાર કરીને સુજ્ઞ એવા મંત્રીએ ત્યાં જગતને આશ્ચર્ય કરનાર એવું 'સર્વતોભદ્ર' નામે જિનચૈત્ય કરાવ્યું. પછી લોકોને મર્યાદામાં રાખનાર તથા સંપત્તિમાં ઇંદ્ર સમાન તે મંત્રી

કેટલાક મહીના ત્યાં રહી અત્યંત ઓજસ્વી એવા પલ્લીપતિ રાજાઓને પ્રચંડ શિક્ષા આપવાવડે ચૌલુક્યપતિની આજ્ઞા મનાવીને પ્રૌઢ રાજાઓથી પરિવૃત્ત તથા હાથી પર રહેલા પાંજરામાં પૂરેલ ઘૂઘુલ રાજાને લોકોને દેખાડતો, જ્યાં મંદિરોની શ્રેણિમાં ઘણા મહોત્સવો થઈ રહ્યા છે એવા તથા સ્થાને સ્થાને લટકાવેલી ધ્વજાઓથી જ્યાં ચતુષ્પથ શણગારવામાં આવેલો છે એવા ધવલક્કપુર સમીપે આવ્યો. પછી ધવલક્કપુરમાં પ્રવેશ કરતાં વાદ્યમાન મહાવાજિત્રોથી જેણે દિશાઓના મુખને વાચાલિત કરેલ છે એવા, સન્મુખ આવેલા સમસ્ત રાજવર્ગની આગળ ચાલનારા અને ગવાક્ષમાં આવીને જોતી અનેક નગરનારીઓનાં નેત્રને આનંદ આપનારા તેજપાલ મંત્રીને તેના પૂજ્ય જ્યેષ્ઠ બંધુ વસ્તુપાલ અત્યંત સ્નેહપૂર્વક સામે મળ્યા, એટલે તેજપાલ તરતજ જ્યેષ્ઠ બંધુના ચરણકમળમાં નમ્યા. વસ્તુપાલે સ્નેહપૂર્વક લઘુ ભ્રાતાને દૃઢ આલિંગન આપ્યું. પછી પોતાના જ્યેષ્ઠ ભ્રાતાને આગળ કરીને સત્કૃત્યની સ્થિતિને જાણનારા, આનંદ પામતા સ્વજનોથી પરવરેલા અને બંધુને નમસ્કાર કરતી વખતે પંચાંગથી જેણે પૃથ્વીમંડળને સ્પર્શ કરેલો છે એવા તેજપાલ મંત્રીએ સર્વ સામંતો સાથે મુક્તાફલ, અશ્વો અને સુવર્ણકોટિ સહિત દુર્યોધન સમાન ઉદ્ધત ઘૂઘુલ રાજાને આગળ કરીને જાણે ઉદય પામેલ ચંદ્રમા હોય તેવા, તથા નક્ષત્રોની જેવા સદાચારી અનેક રાજાઓથી સેવાતા શ્રીવીરધવલ રાજા પાસે પહોંચીને તેમને પ્રણામ કર્યો; એટલે હર્ષસુધાને વરસતા ચૌલુક્ય કુળના ચંદ્રમા સમાન વીરધવલ રાજાએ આસન પરથી ઉઠીને તેને આલિંગન આપ્યું, અને તેના પરાક્રમનું વૃત્તાંત સાંભળીને ચમત્કાર પામેલા રાજાએ તેને કવિની વાણીમાં પણ ન આવી શકે તેવું અપૂર્વ સન્માન આપ્યું. પછી સમસ્ત વિશ્વનો દ્રોહ કરવામાં ધુરંધર, અત્યંત પ્રચંડ બાહુદંડથી બળિષ્ઠ, વિકટ આકૃતિવાળા, અને તેવી અવસ્થામાં આવી પડ્યા છતાં અદીન મુખકાન્તિવાળા ગોધ્રાધિપતિને જોઇને નિર્મળ યશવાળા વીરધવલ રાજાએ અંતરમાં વિચાર કર્યો કે-'અહો! આ રાજાનું શરીર કેવું તેજોમય છે? તથા ત્રણે જગતને જીતવામાં લંપટ એવું એનું ભુજાબળ પણ કેવું જબરજસ્ત છે?' રાજા આ પ્રમાણે વિચાર કરે છે તેવામાં રાજાની આજ્ઞાથી ઘૂઘુલ રાજાએ ભેટ

કરેલી કાજળની ડબી અને કાંચળી સહિત સાડી ખજાનામાંથી મગાવીને કુતૂહળથી બધા રાજાઓના દેખતાં વસ્તુપાલ મંત્રીએ ઘૂઘુલ રાજાને પહેરાવી દીધી. તે વખતે જયલક્ષ્મીની ક્રીડાથી શોભાયમાન એવા તેના કંઠમાં બળાત્કારથી બાંધવામાં આવેલી એવી કાજળની ડબી તને શરમાવતી સતી શોભવા લાગી. એ અવસરે લજ્જામાં અતિશય નિમગ્ન થયેલ એવો તે મંડળેશ્વર પોતાનું પારાવાર અપમાન થયેલું જોઇને પોતાના દાંતથી જિહ્વાછેદ કરીને તત્કાળ મરણ પામ્યો. થોડા વખતમાંજ ચૌલુક્ય રાજાની રાજધાનીમાં તે સમાચાર ફેલાઈ ગયા. પછી સાથે લાવેલ દ્રવ્યાદિ યથાસ્થાને મૂકાવીને તેજપાલ પોતાના જ્યેષ્ઠ બંધુ સાથે મહોત્સવપૂર્વક પોતાને ઘેર આવ્યો.

એકદા માંડળિક રાજાઓએ જેની શોભામાં વધારો કર્યો છે એવી રાજસભામાં વસ્તુપાલ સહિત તેજપાલને બહુમાનથી બોલાવી પંચાંગ પ્રસાદ કરીને કૃતજ્ઞ એવા રાજાએ તેને કોટિસુવર્ણ સમર્પણ કર્યું, અને પછી તેજપાલના ગુણની સ્તુતિ કરવા માટે રાજાએ સોમેશ્વર કવિરાજ પર દૃષ્ટિ ફેરવી, એટલે તેમણે મનમાં ઉત્સાહ લાવીને પોતાના હાથ ઉંચા કરી તેજપાલના અદ્ભુત (છતા) સદ્ગુણોની આ પ્રમાણે સ્તુતિ કરીઃ—

"જે માર્ગે જળ કીચ દુસ્તર ઘણા ને સેંકડો ખાડ છે,
કાંઠો દૂર ઘણો છતાં વિષમ છે ગાડે ઘણો ભાર છે;
તે માટે કરી ઉંચી તર્જની કહું મોટા અવાજે વળી,
તે વહેવા થહને કહો ધવળથી બીજો ક્યો છે બળી?
પૃથ્વી ન્યાયવતી કરી સુજનને વૃદ્ધિ પમાડ્યા ઘણા,
સંપદ ઈંદ્ર સમાન ભૂપ ઘરમાં લાવ્યો ન રાખી મણા;
વર્તાવ્યો બહુ ન્યાય કંટક બધા શોધી લીધા ઠામમાં,
સાચા ભક્તજ તેજપાળ સચિવે સ્વામી તણા કામમાં.

વાંકી એણિ આશ્રિતોની નિહાળી,
દારિદ્રોની રેણુકા જેવી કાળી;
દેખી લેખો તેજપાળેજ દક્ષે,
પ્રેમી થઈ તે ધોઈ નાખી કટાક્ષે

પારાવાર લગીજ વીરધવલ સ્વામી ધરાનો થજો,
કાંધો શ્રીપતિ અશ્વરાજસુતને કષ્ટો સુદૂરે હજો;

જેના ભાળ વિષે વિરંચિ લખતાં શ્રીકાર ભૂલી ગયો,
તેવાને ધન તેજપાલ અરપે એવો પ્રતાપી થયો.
કર્ત્તા મંગળ વસ્તુપાલ જગનું તેનો લઘુ ભ્રાત જે,
આજ્ઞાપાલક તેજપાલ બળીની આપે ઘણાં દાન તે;
દેખીને ગુણગ્રામ માન મનથી કામંદકીનો ગયો,
બુદ્ધિનું કૌશલ્ય દેખી મનમાં ચાણાક્ય વિસ્મે થયો."

આ પ્રમાણે મન્ત્રીની સ્તુતિ સાંભળીને પ્રસન્ન થયેલા તથા બહુજ સ્થૂલ લક્ષ્ય આપનારા એવા રાજાએ યોગ્યતા અનુસાર કવિરાજને ત્રણ લક્ષ દ્રવ્ય આપ્યું. પછી રાજાને નમસ્કાર કરી તેની આજ્ઞા લઈ અનેક રાજાઓથી પરિવૃત્ત, શ્વેત છત્રથી વિરાજિત અને ચારે બાજુ થતા જયજયારવથી દિશાઓના મુખને બધિર કરનાર તેજપાલ મંત્રી પ્રૌઢ હાથી પર બેસીને પોતાના ભ્રાતા સહિત સ્વસ્થાને આવ્યો. ત્યાં ભવનમાં પ્રવેશ કરતાં તેની બ્હેનોએ આનંદપૂર્વક તેનો નીરાજન-મહોત્સવ કર્યો, એટલે તેમને પણ મહાદાન આપીને તેમના મનોરથ પૂર્ણ કર્યા.

એક દિવસ શત્રુઓને જીતવામાં અગ્રેસર એવા તેજપાલ મંત્રી ગુરૂમહારાજને વંદન કરવા ધર્મશાળામાં ગયા; એટલે ગુરૂમહારાજ વિનયથી નમ્ર એવા તેનું ધર્મલાભરૂપ આશીર્વાદપૂર્વક ધર્મોપદેશવડે આ પ્રમાણે આતિથ્ય કરવા લાગ્યા—"હે ભદ્ર! ઉચ્ચતર સામગ્રીથી જિનશાસનનો મહિમા વધારવો એજ પ્રૌઢ રાજવ્યાપારરૂપ વૃક્ષનું ફળ છે. શ્રેષ્ઠ સામ્રાજ્યથી ઉદય પામેલો જે પુરૂષ ચૈત્ય, પ્રતિમા, મહાધ્વજ, મહાપૂજા, પ્રતિષ્ઠા-મહોત્સવ, શ્રીસંઘની ભાવપૂર્વક ભક્તિ અને તીર્થોને વંદન, એટલાં ધર્મકૃત્યો નિરંતર અસાધારણ ભાવથી કરીને જિનમતનો પ્રભાવ વધારે છે, તે પુરૂષ પુણ્યોથી અદ્ભુત અને વિશ્વને ઉલ્લાસ પમાડનાર એવી ઉત્તમ પદવીને પામે છે. રાજ્ય-કારભારને પામીને જે પુરૂષ સન્માર્ગનું પોષણ કરતો નથી તે દુર્ગતિમાં જનાર હોવાથી તેને માત્ર એક ભવવૃદ્ધિનોજ લાભ થાય છે. કોઇ પ્રાણી માત્ર આ લોકનું સાધન કરે છે, કોઈ પરલોકનું સાધન કરે છે, કોઈ બંને લોકનું સાધન કરે છે અને કોઇ તો બંને લોકમાં પ્રાપ્ત થનાર લાભનો ઉલટો નાશ કરી નાખે છે; માટે હે મંત્રીશ્વર! તારે યથાશક્તિ

જિનશાસનનું માહાત્મ્ય વધારવું કે જેથી ઉભય લોકમાં સતત ઉદયજ થાય."

આ પ્રમાણે શિષ્ટ જનોને પ્રિય તથા ઉચ્ચ ગોત્રરૂપ ફળ આપવામાં કલ્પવૃક્ષ સમાન ધર્મદેશના સાંભળીને મંત્રી પરમ પ્રમોદ પામ્યો, અને શ્રેષ્ઠ શ્રાવકોમાં અગ્રેસર તથા વિવેકી એવા તેણે ગુરૂમહારાજને દ્વાદશાવર્ત્ત વંદન કર્યું. પછી દુઃસ્થિત લોકો ઉપર દ્રવ્યદાનરૂપ મેઘ વરસાવી તેમના દારિદ્રયરૂપ અગ્નિના તાપને શમાવતો તે પોતાને ઘેર આવ્યો. ત્યારપછી દેવપૂજા, અતિથિસત્કાર, દાન અને ભોજનાદિ ઉચિત ક્રિયા કરીને એક આસન પર બેસી સુધારસવાદ સમાન અને રાજ્યવ્યાપારને ઉચિત એવી વાતચીતમાં બહુ વખત ગાળીને ચતુર આશયવાળા તથા પરમાનંદમાં મગ્ન એવા તે બંને ભ્રાતા સાથે બેસીને આર્યજનોને ઉચિત એવાં પુણ્યકાર્યો કરવાની ઇચ્છાથી પરસ્પર વિચાર કરવા લાગ્યા કે-'કૃપણોની લક્ષ્મી ઘરની કુઈ (વાવ) સમાન છે, વ્યવહારીઓની લક્ષ્મી નગરવાપી સમાન છે, વેપારીઓની લક્ષ્મી તલાવડી સમાન છે અને રાજાઓની લક્ષ્મી તો નદી સમાન છે. પુત્રવત્સલ એવા પોતાના પતિ પર જેમ દુરાચરણી સ્ત્રી હસે તેમ શરીરને ગોપવનાર પર મૃત્યુ અને ધનને ગોપવનાર પર પૃથ્વી હસે છે. લક્ષ્મીને સમુદ્રજળનો સંગ થયેલ હોવાથી તે નીચ ગમન કરે છે, વળી કમલિનીનો સંગ થયેલ હોવાથી તેના પગમાં કાંટા વાગવાને લીધે તે ક્યાંઈ પણ પોતાના પગને સ્થિર રાખી શકતી નથી અને તે સમુદ્રમાંથી વિષની સાથે ઉત્પન્ન થયેલ હોવાથી માણસોના ચૈતન્યને તરત આચ્છાદિત કરી નાખે છે; માટે સુજ્ઞ પુરૂષે તેને ધર્મસ્થાનમાં જોડી દઇને સફળ કરવી. આપણે રાજસેવારૂપ લતાના ફળરૂપે આ સંપત્તિ પામ્યા છીએ, તો હવે પુણ્યનાં સારાં કામો કરીને આપણે તેને સફળ કરવી યોગ્ય છે. કહ્યું છે કે-'સુજ્ઞ મનુષ્યોએ ચપળ લક્ષ્મીને જિનભવન, જિનબિંબ, તીર્થયાત્રા અને જૈનસિદ્ધાંતમાં વાપરીને તેનું ફળ સત્વર મેળવી લેવું.'

આ પ્રમાણે પરસ્પર નિશ્ચયપૂર્વક વિચાર કરીને પવિત્ર મનવાળા એવા તે બંને બંધુઓ તેવાં કાર્યો કરવાને ઉદ્યત થયા, કારણ કે 'વિવેકી પુરૂષો ધર્મકાર્ય કરવામાં વિલંબ કરતા નથી.' પ્રથમ કપર્દી

દેવના આદેશથી વસ્તુપાલે ધવલક્કપુરમાં શ્રી આદિનાથ ભગવંતનું 'શત્રુંજયાવતાર' નામનું એક મંદિર કરાવ્યું, જે ચારે બાજુ આવેલા ચોવીશ જિનભવનોથી પરિવૃત્ત, જ્યોતિરસ (રત્નવિશેષ) રત્નમય મોટા બિંબથી સુશોભિત, સુવર્ણના કળશોથી તથા ધ્વજની શ્રેણિથી વિરાજિત અને જગતને આશ્ચર્ય ઉપજાવતું હતું. કહ્યું છે કે-'કપર્દી યક્ષની સહાયતાથી ધવલક્કપુરમાં શ્રીવસ્તુપાલ મંત્રીએ શત્રુંજયાવતાર ચૈત્ય કરાવીને અવનીને પાવન કરી.' વળી એમ પણ કહેવાય છે કે-'ધવલક્કપુરમાં શત્રુંજયદેવ (આદિનાથ)ને સેવવાની ઇચ્છાથી તેણે ચારે બાજુ ચોવીશે જિનેશ્વરોનાં ઉંચાં ભવનો તથા અગ્નિમાંથી નીકળેલા રક્ત સુવર્ણમય દંડ અને કળશરૂપ અલંકારોથી અત્યંત સુશોભિત એવું શત્રુંજય નામનું જિનચૈત્ય કરાવ્યું.' પછી તેજપાલ મંત્રીએ તેના જેવુંજ ત્રણે લોકમાં અદ્ભુત એવું ઉજ્જયંતાવતાર નામે ચૈત્ય ધવલક્કપુરમાંજ કરાવ્યું. કહ્યું છે કે-'અંબિકાદેવીના આદેશથી તેજપાલ મંત્રીએ ઇંદ્રને પણ આશ્ચર્ય પમાડે એવું રૈવતેશ્વર (શ્રીનેમિનાથ)નું મંદિર કરાવ્યું.' આ પ્રમાણે પ્રૌઢ પુણ્યકાર્યોમાં તેમને સદા તત્પર જોઇને ફલપ્રાપ્તિને માટે અનઘ (સરલ) એવા સોમેશ્વર કવિએ તેમની સ્તુતિ કરતાં કહ્યું કે-'માર્ગે એકલા કદાપિ ન જવું, આ સ્મૃતિવાક્યને સંભારીને સાંસારિક મોહને મારવામાં સમર્થ એવા એ બંને ભ્રાતા સાથે રહીનેજ ધર્મમાર્ગમાં ચાલે છે. લોકોને વ્યામોહ પમાડવામાં વિષલતા સમાન એવી પોતાને ઘેર આવેલી લક્ષ્મીને વસ્તુપાલ મંત્રીએ કલ્પલતા સમાન બનાવી દીધી. સર્વોત્તમ અને સર્વ ગુણોના નિધાનરૂપ એક વસ્તુપાલ મંત્રીજ પ્રશંસા કરવા યોગ્ય છે, કારણ કે જેને શરણે આવેલા અર્થીજનો આશાભગ્ન થઇને કદી પણ પાછા જતા નથી. અહો! આ વસ્તુપાલ પ્રધાને તો વ્યાકરણથી કોઇ જુદીજ સ્થિતિ પકડી કે જ્યાં કોઈ પણ સ્થળે ઉપસર્ગ (ઉપદ્રવ), વર્ણ-વિકાર (વર્ણસંકર) કે નિપાત (અધોદશા)જ જોવામાં આવતા નથી, અર્થાત્ એના પ્રતાપે તેવું કોઈ પ્રકારનું પ્રજાને દુઃખ થતું નથી.'

આ પ્રમાણેની સોમેશ્વર કવિની કરેલી પ્રશંસા સાંભળીને તેમણે પ્રસન્ન થઇ તેને ત્રણ લાખ દ્રમ્મ આપ્યા, કારણ કે 'જગતમાં દાતારોને

માટે દાનની મર્યાદા હોતીજ નથી.' કહ્યુ છે કે-'ઔદાર્યથી ઉન્નત થયેલા સજ્જનોને પાંચ હજાર કે પાંચ લાખ પણ શું માત્ર છે? તેમજ કોટિ દ્રવ્ય યા તો રત્નવતી એવી વસુમતી પણ શું હિસાબમાં છે?'

આ પ્રમાણે દેવોએ જેમના મનોરથ પૂર્ણ કર્યા છે એવા તે બંને મંત્રીશ્વરોએ જિનમંદિર, જિનબિંબ, સુસાધુસેવા, શ્રીસંઘભક્તિ તથા સુપાત્ર દાન વિગેરે ધર્મકૃત્યોથી સર્વ જનોમાં આનંદ આનંદ વર્તાવી દીધો.

इति श्रीमहामात्यवस्तुपालचरित्रे धर्ममाहात्म्यप्रकाशके श्रीतपागच्छाधिराज-
श्रीसोमसुंदरसूरिश्रीजयचंद्रसूरिशिष्यपंडितश्रीजिनहर्षगणिकृते
हर्षांके श्रीतेजःपालावदातघूघुलमंडलाधिपविजय-
वर्णननामा तृतीयः प्रस्तावः ॥ ३ ॥

## ચતુર્થ પ્રસ્તાવ.

અન્યદા કલ્પવૃક્ષની જેમ અનેક રાજાઓથી આશ્રય કરાયેલ અને પ્રબળ કલિકાળને જીતનાર વસ્તુપાલ મંત્રીશ્વરે પુણ્યયોગે વીરધવલ રાજાના પ્રસાદને પામીને સર્વ રાજકાર્યોની પોતાના અનુજ બંધુને ભલામણ કરી શ્રીસંઘની સવિશેષ સેવા બજાવીને સર્વોત્તમ મુહૂર્તે આનંદ સાથે પોતાની બ્હેનોએ કરેલા સમસ્ત પ્રકારનાં મંગળપૂર્વક શ્રી સ્તંભતીર્થ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં વાગતાં વાજિંત્રોના નિર્ઘોષથી દિગ્પતિઓને પણ ત્રાસ પમાડતો અને ચલાચલ અશ્વશ્રેણિના ખુરાઘાતથી ઉડેલ રજથી શત્રુઓનાં મુખરૂપ દર્પણોને શ્યામ કરતો તે શ્રીસ્તંભતીર્થની નજીક આવ્યો, એટલે તેનું આગમન સાંભળીને અહંપૂર્વિકાના ક્રમથી હાથમાં અનેક પ્રકારનાં ભેટણાં લઇ જાણે સંપત્તિના સમૂહ હોય એવા સર્વ વર્ણો વિવિધ યાન પર આરૂઢ થઇ નાના પ્રકારના લીલાવિલાસ કરતા આનંદપૂર્વક તેની સન્મુખ આવ્યા, અને પોતપોતાનાં ભેટણાં તેની આગળ મૂકીને તેમણે મંત્રીને પ્રણામ કર્યા, એટલે તેણે તેમને માન તથા માન (પ્રમાણ) કરતાં અધિક દાન આપ્યું. ત્યાં ગૌરગુણથી ઉજ્જવલ એવી તેની આકૃતિને જોઇને નગરજનોએ આશ્ચર્ય અને આનંદસાગરમાં સ્નાન કર્યું, અર્થાત્ અત્યંત

આનંદ પામ્યા. પછી ઐશ્વર્યશાલી એવા તેની પાસેથી સન્માન અને દાન પામીને હર્ષ પામતા નગરજનોએ વિવિધ પ્રકારના ઉત્સવો કર્યાં અને તે પુરૂષોત્તમે મહોત્સવ સાથે નગરમાં પ્રવેશ કર્યો. તેમને પ્રવેશ કરતા જોઇને કલિ (કલહ) તો પિશુન (ચાડીયા) જનોની સાથે તરતજ ગચ્છંતી કરી ગયો. પછી કુમારપાલ રાજાએ કરાવેલા જિનચૈત્યમાં ભગવંતને વંદન કરીને પોતાના પરિવાર સહિત મંત્રીએ અતિ ઉત્તમ દુર્ગ (કિલ્લા)માં નિવાસ કર્યો. ત્યાં નગરના પ્રપંચી જુના અધિકારીઓને રાજાની આજ્ઞાપૂર્વક બોલાવી, તેમની પાસેના આવક જાવકના તમામ હિસાબ તપાસી, તેમને પોતાની આજ્ઞાના તાબેદાર બનાવીને પુનઃ પોતપોતાના પદ પર સ્થાપિત કર્યા.

એક દિવસ પુષ્પ સમાન મૃદુ બોલનાર, ન્યાયવાન્, સર્વ કાર્યોમાં કુશળ અને બાલ્યાવસ્થાથીજ વિનયી એવા કોઈ એક વણિક્પુત્રે મંત્રિરાજની સમીપે એક અગ્નિશૌચ વસ્ત્ર મૂકીને તેના ચરણકમળને વંદન કર્યું, એટલે મંત્રીશ્વરે તેને પૂછ્યું કે 'હે ભદ્ર! તું કોણ છે? ક્યાંનો રહેવાસી છે? તારૂં નામ શું છે? તું કોનો પુત્ર છે અને અહીં શા નિમિત્તે આવ્યો છે?' આ પ્રમાણે પૂછવાથી અંજલિ જોડીને તે માણસ વસ્તુપાલને કહેવા લાગ્યો કે—

"આજ નગરમાં અતિશય લક્ષ્મીના ભંડારરૂપ, સદાચારી, જૈનધર્મને જાણનાર, વિશેષે ઉપકાર કરનાર, તથા પ્રાગ્વાટ (પોરવાડ) વંશના મંડનરૂપ સગર નામે વ્યવહારી રહેતો હતો. તેના પુણ્યનો ક્ષય થવાથી અનુક્રમે તે નિર્ધન બની ગયો. જળ સિંચન કર્યા વિના ક્ષેત્રમાં પણ શું અંકુરશ્રેણિ ઉત્પન્ન થાય? કહ્યું છે કે 'સાક્ષાત્ સનાતન ધર્મ જેમને જમાનરૂપ છે તેમના ભવનનો શું લક્ષ્મી કદાપિ ત્યાગ કરે? જેમ લક્ષ્મી સંસારી કાર્યોમાં સર્વત્ર એક સાધનરૂપ છે તેમ એક પુણ્ય (ધર્મ) અનેક સુખના પરમ કારણરૂપ છે.'

આજ નગરમાં નોઢાવંશરૂપ આકાશમાં સૂર્ય સમાન, હસ્તીઓ અશ્વો અને મનુષ્યોના સ્વામી એવા રાજાઓને પણ માનનીય, અભિમાની, ધનવાન્, શત્રુ (પર)ને તૃણવત્ ગણનાર, નિરર્ગલ સંપત્તિથી સમુદ્ર પર્યંત પ્રખ્યાત, સમુદ્રમાર્ગથી વૈભવને મેળવનાર, અદીન, ઓજસ્વી, લક્ષ્મીનું એક પાત્ર અને રણાંગણમાં એક વીરરત્ન સમાન

એવો સદીક નામે વ્યવહારી વસે છે. જેને ઘેર સુવર્ણના પાખરથી શોભતા અને ઇંદ્રના અશ્વ જેવા ચૌદસો ઉત્તમ અશ્વો છે. પૃથ્વીને કંપાવનાર સંગ્રામમાં સદા તત્પર તથા પોતાના પ્રૌઢ બળથી બહાદુર વીર જેવા ચૌદસો પદાતિ છે, તેમજ પોતાની જબરજસ્ત ગર્જનાથી શત્રુઓને ત્રાસ પમાડનાર ત્રણસો મનોહર હાથીઓ તેના દ્વાર આગળ સદા ગર્જના કરી રહ્યા છે, તથા સત્કર્મશાળી એવા તેના ઘરમાં સુવર્ણ મણિ માણિક્ય અને કિમતી મુક્તાફળોની તો ગણત્રીજ થઈ શકે તેમ નથી. નિર્ધનોમાં અગ્રેસર એવો મારો પિતા પોતાનો નિર્વાહ ચલાવવા તે સદીક વેપારીની સેવાવૃત્તિ (ચાકરી) કરતો હતો.

એક દિવસે મારા સગર પિતાએ 'બાધી વસ્તુઓના વ્યાપારમાં ખર્ચ અને હાનિ બાદ કરતાં જે લાભ રહેશે તેમાંથી હું ચોથો ભાગ લઈશ' એમ શેઠની સાથે ઠરાવ કરી પોતાના નામ કરતાં એક માત્રા અધિકવાળા સાગરની (સમુદ્રની) વિધિપૂર્વક પૂજા કરીને તેણે વહાણો ચાલતાં કર્યાં. પછી પૂર્વ પુણ્યાનુભાવથી આદન બંદરમાં કામધેનુ સમાન બહુજ કિમતી એવી હેમધૂલિ (સોનાવાળી રજ) તેને પ્રાપ્ત થઈ. ઘણાજ યત્નોથી તેમાંની કેટલીક ધૂલિ વહાણમાં ગુપ્ત રાખીને મારો પિતા તે પોતાને ઘેર લાવ્યો. આ વાતની સદીકને ખબર પડવાથી અત્યંત કોપાયમાન થઈ મારા પિતાના ઘરમાંનું સર્વસ્વ લુંટી લઈને તેણે કોઈ ન જાણે તેમ મારા પિતાને મરાવી નાખ્યો. તે સગરનો હું દેવ નામે પુત્ર છું. હે મહામાત્ય શિરોમણિ! ભાગ્યથી પ્રાપ્ત થાય એવી આપની સેવા નિરંતર બજાવવાની મારી ઇચ્છા છે, અને સમર્થ એવા તે પાપીનો પ્રતિકાર કરવાને અસમર્થ એવા મને આપની સેવાના ફળરૂપે તે સુવર્ણધૂલિનો ચોથો ભાગ મળે એટલી મારી ઇચ્છા છે. વળી હે સ્વામિન્! પુરૂષોત્તમ એવા આપ અત્યારે સર્વ કર્મમાં સમર્થ અને સર્વ જ્ઞાતિબંધુઓનો ઉદ્ધાર કરવામાં ધુરંધર છો."

આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને કરૂણામૃતના સાગર એવા મંત્રીશ્વરે પોતાના મનમાં વિચાર કર્યો કે-"અહો! હું વિદ્યમાન છતાં પ્રબળ દુરાત્મા નિર્બળને ગળી જાય (સતાવે) આ માત્સ્ય ન્યાય અદ્યાપિ ચાલુજ છે, તો પછી કાક પક્ષીઓ પણ સજ્જનોમાં પ્રશંસા-

પાત્ર શામાટે ન થાય કે જેઓ પોતાની શક્તિ પ્રમાણે સ્વજાતિનો તો પક્ષપાત કરે છે. જે સમર્થ છતાં દીન પર દયા અને આશ્રિતોનું પોષણ ન કરે તે જગતમાં ચંચા પુરૂષ સમાન ગણાય છે. આ જગતમાં પરમોદક* સંપત્તિવાળા એવા કેટલાક સત્પુરૂષો મેઘની જેમ પ્રાર્થના વિના પણ પરના સંતાપને શાંત કરે છે. કનકાચલ સમાન વિશ્વના અનુપમ આધારરૂપ શાલિવાહન રાજા દાનગુણથી અત્યંત પ્રશંસનીય થયો છે. કવિઓએ પુરૂષત્વનો પ્રકાશ કરનારી એક ગાથા કહી છે કેઃ—

"ताण पुरो मरिएहिं, केलिथंभाणसरिसपुरिसाणं ।
जे अत्तणो विणासं, फलाई दिंता न चिंतंति" ॥ १ ॥

'કેળના થંભ સમાન ઉપકારી પુરૂષોને માટે મરવું પણ સારૂં છે કે જેઓ ફળો (સંપત્તિ) આપતાં પોતાના વિનાશનો પણ વિચાર કરતા નથી.' અનેક સુવર્ણકોટિ આપીને જેણે આવી સેંકડો ગાથાઓનો સંગ્રહ કર્યો છે તેને ધન્ય છે. અધિકારને પ્રાપ્ત થતાં જે આશ્રિતોનું પોષણ કરતો નથી તે પાછળથી નિંદાપાત્ર થાય છે. મિત્રોને મદદ કરવા અને શત્રુઓનો પ્રતિકાર કરવા માટેજ સુજ્ઞ જનો રાજાનો આશ્રય કરે છે. બાકી કેવળ ઉદરપોષણ તો કોણ કરતું નથી?" આ પ્રમાણે પોતાના અંતરમાં દીર્ઘ વિચાર કરીને સત્પુરૂષોના શરણરૂપ એવા મંત્રીશ્વરે કંઇક કોપનો આકાર દર્શાવીને સગરના પુત્રને કહ્યું કે–'હે મહાભાગ! ક્ષણભર ધૈર્ય ધારણ કરીને તું મનમાં નિશ્ચિત થા. અવસર આવતાં હું તારૂં કાર્ય અવશ્ય કરી આપીશ.' એ રીતે સુધા સમાન વચનથી આશ્વાસન આપીને પ્રસન્ન હૃદયવાળા એવા મંત્રીશ્વરે તેને પોતાના ભંડાર ખાતે નામાનું કામ કરવા રાખ્યો. પછી તે સુજ્ઞ સચિવે આખા નગરનાં સર્વ જિનમંદિરોમાં મહોત્સવ સાથે કર્મરજનો નાશ કરનારી પૂજા કરી.

એક દિવસે કુશળ મંત્રીશ્વરે એક ભટ્ટને કંઇક સમાચાર કહીને સદીકને ઘરે મોકલ્યો; એટલે તેને ઘરે જઇને તેણે મહેભ્ય સદીકને આશીર્વાદપૂર્વક મંત્રીનો સંદેશો નિવેદન કરતાં જણાવ્યું કે–"સત્પુ-

* પરને આનંદ આપનાર અથવા પરમ ઉદક.

રૂપોમાં અગ્રેસર અને ચૌલુક્ય રાજાના મુખ્ય મંત્રી વસ્તુપાલ મારા મુખે શ્રીમંતોમાં આદ્ય એવા આપને જણાવે છે કે વીરવર્ગમાં ઇંદ્ર સમાન એવા હે ધુરંધર વ્યવહારી! તમે હાલ ધનમાં વસુધા પર કુબેર જેવા છે, કર્પૂરના સુગંધની જેમ દ્રવ્યદાનથી પ્રસરતી તમારી કીર્તિ ચારે બાજુ સમુદ્રોના અંત પર્યંત સંચરે છે, છતાં મિત્રાઈની ફરજથી હું તમને કંઇક હિત કહેવા માગું છું; કારણ કે હિતની વાત સર્વને કહેવી, અને મહાપુરૂષને તો તે વિશેષે કહેવી. સર્વ વ્રતોમાં બ્રહ્મચર્યની જેમ વિનય એ બધા ગુણોમાં રાજા સમાન છે, એમ પ્રાજ્ઞ વ્યવહારીઓ એકી અવાજે કબૂલ કરે છે. જેમ લાવણ્ય વિનાનું રૂપ કોઇને ગમતું નથી તેમ વિનય વિના ચાતુર્યાદિ ગુણો શોભતા નથી. ચારે બાજુ ઉલ્લાસ પામેલી શસ્યશ્રેણિને જેમ દુષ્ટ વાયુ નાશ કરે છે તેમ દુર્મદ પ્રાણીની સદ્‌ગુણશ્રેણિને ધ્વસ્ત કરી નાખે છે, માટે અત્યંત ઉદયને આપનાર એવી વિનયવૃત્તિનો સ્વીકાર કરી સત્વર મારી પાસે આવી નિર્ભય થઇને મારે તાબે થાઓ." આ પ્રમાણેનું ભટ્ટનું કથન સાંભળતાં જેના મુખ પર અત્યંત ક્રોધની છાયા સતેજ થઇ ગઇ છે એવો સદીક તરતજ બોલ્યો કે-"પૂર્વે ઘણા રાજાઓ અને સેંકડો મંત્રીઓ થઈ ગયા, પણ આવું નિષ્ઠુર વચન કોઇએ મને કદાપિ સંભળાવ્યું નથી. સમુદ્રમાં નદીના પ્રવાહની જેમ બોલાવ્યા વિના પણ સહુ કોઈ કાર્ય નિમિત્તે મારે ઘેર મળવાને આવે છે, પણ રંકના ઘરે સમ્રાટ્‌ની જેમ સમસ્ત ઋદ્ધિથી વૃદ્ધત્વ પામેલ હોવાથી હું કોઈ નરેંદ્રના ઘરે પણ જતો નથી, તો કુવાના દેડકા સમાન આ દુર્બુદ્ધિ મંત્રી આ નગરમાં અત્યારે આવો નવીન માર્ગ શામાટે ચલાવવા માગે છે? નંદન વનના કલ્પવૃક્ષની જેમ તેને જે જે જોઇએ તે તે હું અહીં ઘર બેઠેજ આપી શકું તેમ છું. ઉંદરને ચોખાના દાણા મળે છે એટલે તે પોતાના બંને હાથને ચલાવ્યા કરે છે તેમ નીચ જનો અલ્પ લક્ષ્મી પ્રાપ્ત થતાં પણ ગર્વિષ્ઠ બની જાય છે. પોતાના કરતાં ગુણમાં અધિક, મનસ્વી અને યશસ્વી એવા મહાપુરૂષ પર ઇર્ષ્યા લાવવી એ અવિવેકી જનને બહુજ હાનિકર્તા છે. માટે પોતાના વધી ગયેલા ગર્વને સત્વર દૂર કરી લક્ષ્મીથી રમ્ય એવા મારે ઘરે તમારે મળવા આવવું કે જેથી આ નગરમાં તમારૂં કામકાજ નિઃશંક-

પણે થઈ શકે. હે ધીમાન્! આ પ્રમાણે મારા શબ્દોમાં તારે વસ્તુપાલને સંભળાવવું."

સદીક પાસે મોકલેલા ભટે આવીને સદીકના મુખથી નીકળેલા મદના ઉદ્‌ગારમય વચનો વસ્તુપાલ મંત્રીને નિવેદન કર્યાં. તે સાંભળતાં મંત્રીને વિચાર થયો કે-'મદિરાની જેમ પાપને વધારવાના કારણભૂત લક્ષ્મી પ્રાણીઓનું ચૈતન્ય હરી લે છે અને તેમને મૂઢત્વ આપે છે.' આ પ્રમાણે ચિંતવી મિત્રાઇને લીધે તેના મદઆવેગની ચિકિત્સા કરવા સારુ તે ભટના મુખથીજ મહામંત્રીએ તેને પુનઃ આ પ્રમાણે કહેવરાવ્યું કે-"હવે પછી પોતાના ઘરમાં સર્વ સામગ્રીવડે પોતાનું રક્ષણ કરતાં તારે સાવધાનપણે રહેવું, કેમકે અંધકારને સૂર્યની જેમ સર્વને અપમાન પમાડનારા તારા દુર્વિનીતપણાનો ઉચ્છેદ કરવા હું આવી પહોંચ્યો છું. ન્યાયધર્મમાં નિપુણ એવો રાજા સર્પે ડશેલ અંગુષ્ઠની જેમ દુષ્ટનો ઉચ્છેદ કરે તોજ નિર્મળ યશને મેળવી શકે છે." ભટ્ટે જઇને તેને તે પ્રમાણે કહી સંભળાવ્યું, પણ તેના પર તેણે ધ્યાન આપ્યું નહીં, કારણ કે 'વિનાશકાળ પાસે આવતાં પુરૂષની બુદ્ધિ વિપરીત થઈ જાય છે.'

હવે અનેક દેશના લોકોના લીલાવિલાસને ધારણ કરનાર, સમુદ્રના ચપળ કલ્લોલથી જેની નજીકનું ભૂતળ ભીંજાઈ ગયેલ છે એવું, સંસારસુખની સર્વ સામગ્રી પ્રાપ્ત કરવાને એક દાનશાળા જેવું અને પૃથ્વીમાં પ્રખ્યાત ભદ્રૂય નામે બંદર છે. જ્યાં જયશીલ લશ્કરો અને વિકસ્વર કમળો શ્રીયુક્ત કોશવાળા (લક્ષ્મીયુક્ત ભંડારવાળા અને શોભાયુક્ત મધ્ય ભાગવાળા) રાજહંસો યુક્ત છે. તે નગરમાં લક્ષ્મી સહિત વિષ્ણુની જેવો મહા ઓજસ્વી, શંખના ચૂર્ણ સમાન ઉજ્જ્વળ યશવાળો અને જેને ઘણાં વાહનો છે એવો શંખ નામે રાજા રાજ્ય કરતો હતો. તેજસ્વી એવો તે રાજા પચાસ વાંસના મધ્યમાં રહેલ ખદિર (ખેર)ના મુશળને કમળના નાળવાની જેમ ક્ષણવારમાં તરવારથી છેદી નાખતો હતો, અને ભયરહિત એવા જેણે પોતાના પુષ્કળ સૈન્યના સાધનથી 'સ્વાધીન સમુદ્ર' (સમુદ્ર પણ જેના તાબામાં છે) એવી અસ્ખલિત પ્રખ્યાતિ મેળવી હતી. અહીં રૂષ્ટમાન થયેલા સદીકે લેખ પાઠવીને વસ્તુપાલનો વૃત્તાંત તે સમર્થ રાજાને નિવેદન કર્યો.

તે સ્વરૂપ જાણવામાં આવતાં સદીકના પ્રાણપ્રિય મિત્ર એવા શંખ રાજાએ પોતાનું વિકરાળ સ્વરૂપ કરીને એક ચાલાક ભટ્ટના હાથથી વસ્તુપાલને ક્રોધોક્તિગર્ભિત એક લેખ મોકલ્યો, કારણ કે 'મહાઓજસ્વી પુરૂષો મિત્રના કાર્યમાં કદાપિ મંદ હોતા નથી.' તે ભટ્ટે વસ્તુપાલ મંત્રીના હસ્તકમળમાં તે લેખ મૂકી પોતાના હસ્તકમળને ઉંચો કરીને આ પ્રમાણે આશીર્વાદ આપ્યો—"શેષનાગ પર પૃથ્વીનો ભાર મૂકીને વિષ્ણુ જેમ લક્ષ્મી સાથે આનંદ કરે છે તેમ જે મંત્રીશ્વરને પોતાના રાજ્યનો ભાર સોંપીને વીરધવલ રાજા આનંદ સાથે ભોગવિલાસ કરે છે એવા અને જગતના જનોને મનોવાંછિત આપવામાં ચિંતામણિ સમાન, જગતમાં વસતા મહાન્ દાતારોમાં અગ્રેસર તથા મહા તેજસ્વી શ્રીમાન્ વસ્તુપાલ મંત્રી જગતમાં જયવંત વર્ત્તો. ચારે બાજુના રસ્તાઓ રોકી ગમે ત્યાં જતા ગુણી જનોને બળાત્કારથી પોતાની પાસે બોલાવીને જે વસ્ત્ર, અશ્વ અને ધનથી તેમનો સત્કાર કરે છે અને બંદીજનોનાં વચનથી શત્રુઓને બોલાવીને જે ઘોર સંગ્રામ કરે છે તે આ વસ્તુપાલ પ્રધાનની યથાર્થ સ્થિતિનાં વખાણ કોણ કરી શકે?"

તે ભટ્ટને ઉચિત સ્થાને બેસારીને સન્માનસુધાને વરસનારાં પોતાનાં વચનોથી તેને સંતુષ્ટ કરી ઇંદ્ર સમાન ઓજસ્વી એવા શ્રીમાન્ વસ્તુપાલે તે લેખ પોતાના કરકમળમાં લઇ તેની મુદ્રા દૂર કરીને આ પ્રમાણે વાંચ્યોઃ—

"સ્વસ્તિશ્રી સર્વજ્ઞ, બ્રહ્મા, પુરૂષોત્તમ, ચિદાનંદ, મહેશ અને દેવાધિદેવને પ્રણામ કરી વસ્તુપાલ મંત્રીને યોગ્ય નિવેદન થાય કે–સમુદ્ર પર્યંતની લક્ષ્મીના ધામરૂપ, નાના પ્રકારનાં રત્નોથી વિરાજિત અને પૃથ્વીના એક સ્વસ્તિકાકાર સમાન વટ્ટય નામનું નગર છે. જ્યાં વિચિત્ર રચનાથી વિભૂષિત એવા સ્થાવર અને જંગમ મત્તવારણો (બેસવાના ઓટલા અને મદોન્મત્ત હાથીઓ)થી રાજમંદિર સદા શોભી રહ્યું છે, વળી જ્યાં દેવમંદિરો અને પુણ્યવંત જનોના પુત્રો ઉન્નત અને સર્વતઃ પૃથુલક્ષણો (મહોત્સવો અને પ્રશસ્ત લક્ષણો) યુક્ત છે. ત્યાં લક્ષ્મીથી વિષ્ણુ સમાન વ્યવસ્થિતિને ધારણ કરનાર તથા બળભદ્ર (સૈન્ય અને ભદ્ર જાતિના હસ્તીઓ)ના ઉદયયુક્ત એવો

શંખ નામે રાજા રાજ્ય કરે છે. જેના શ્રીમંત પ્રજાજનને ચંદ્રમા સમાન કલાવંત, સૂર્ય સમાન પ્રાસ્તદોષ (નિર્દોષ અને રાત્રિને દૂર કરનાર) અને મેઘની જેમ બહુધાન્ય (બહુ ધાન્ય અને બહુધા અન્ય)ના(થી) ઉપકારી છે. તત્ર (ત્યાં) દેવમંદિરોથી પવિત્ર અને સરિતા–સાગરના સંયોગથી જ્યાં પૃથ્વીતળ નિર્મળ થઈ ગયેલ છે એવા સ્તંભતીર્થપુરમાં, લોકોમાં ન્યાય અને ધર્મની શોભારૂપ એવી લક્ષ્મી અને સરસ્વતીને જે પ્રિય-મેલક તીર્થ સમાન છે એવા, તેમજ જે યાચકોને પ્રતિદિન સાર સાર લક્ષ્મી આપે છે અને તેઓ સંતુષ્ટ થઇને જેને મંગળકારી આશીષ્ આપે છે એવા, વળી જેના સ્નિગ્ધ ભાષણપૂર્વકના દ્રવ્યદાનથી અર્થી જનોના દારિદ્રયરૂપ નિઃશ્વાસવાયુ શાંત થઈ ગયા છે એવા, તેમજ ગંગાના પ્રવાહને શંભુના જટાજૂટની જેમ ઉન્નત સ્થિતિવાળો જે સ્થાનભ્રષ્ટ (ભૂલા પડેલા) સત્પુરૂષોને એક આધારરૂપ છે એવા શ્રી વસ્તુપાલ મંત્રીને સ્નેહ અને બહુમાનપૂર્વક આંતર પ્રીતિથી આલિંગન કરીને શંખ રાજા નિવેદન કરે છે કે–'શ્રી ગુરૂના આશી-ર્વાદરૂપ મંત્રોના ગરિષ્ઠ પ્રભાવથી અમારા રાજ્યના સાતે અંગમાં લક્ષ્મી વૃદ્ધિ પામી રહી છે તે તમે જાણો છો. સ્વકલ્યાણમય સમા-ચારરૂપ સુધાસિંચનથી તમારે આપણા પ્રીતિલતાના અંકુરને નિરંતર વધારતા રહેવું એવી અમારી ઇચ્છા છે, તેથી ન્યાયધર્મમાં ધુરંધર તથા વીરશ્રેણિમાં શિરોમણિ એવા તમને સ્નેહપૂર્વક કંઇક પ્રયોજન હું નિવેદન કરવા ધારૂં છું. તે એ છે કે–'સર્વ સંપત્તિના પાત્રરૂપ, ઉપકારી, સદાચારી, સત્પુરૂષોને માન્ય, ગુણવૃદ્ધ, વયોવૃદ્ધ, ધનવૃદ્ધ, જનોમાં ઉત્તમ, પૌરજનો તથા વણિગ્જનોને વિશેષે આધારરૂપ અને શોભામાં સૂર્ય સમાન એવો શ્રીમાન્ સદીક નામે વ્યવહારી કે જે અમારો પરમ મિત્ર છે તે તમારે ત્યાં રહે છે. તેને કલ્યાણના અર્થી એવા તમારે નિરંતર પિતાની જેમ પૂજ્ય માનવો. વળી શ્રેયના અભિલાષી એવા તમારે પૂર્વજોએ સ્થાપન કરેલી પુરાતની મર્યાદાનું ઉલ્લંઘન કરીને તેના સંબંધમાં કાંઇ પણ નવીન રીતિ દાખલ ન કરવી. સુજ્ઞ એવા તે સદીકનું બહુમાન કરવાથી તમે અમારૂંજ બહુમાન કર્યું છે એમ સમજજો; પરંતુ જો તેમ નહીં કરો તો તેનું પરિણામ સારૂં નહીં આવે એમ જાણજો."

આ પ્રમાણેનો લેખ વાંચીને અત્યંત દાતાર એવા વસ્તુપાલ મંત્રીએ તે ભટ્ટને વીશ હજાર સોનામહોર તથા વીશ નામીચા અશ્વો આપ્યા. એટલે તે ભટ્ટ આશીર્વાદ આપતાં પુનઃ બોલ્યો કે-'ભુવનના ભૂષણરૂપ હે વસ્તુપાલ! આ કલિયુગમાં તમે કવિઓ અને કર્ણ, વિક્રમ, મુંજ અને ભોજ વિગેરે દાનવીર રાજાઓનો એક સાથે સાક્ષાત્કાર કરી દીધો છે.' આ પ્રમાણેની આશીર્વાદ આપવાની ચાલાકીને ધારણ કરનારા તે ભટ્ટને સન્માનદાનથી ગૌરવ પમાડીને મંત્રીશ્વરે વિસર્જન કર્યો, અને તેની પાછળજ એક પોતાના કવિરાજ ભટ્ટને લેખ આપીને શંખ રાજા પાસે મોકલ્યો; એટલે તે વટૂય નગરે પહોંચીને પરભાર્યો રાજસભામાંજ ગયો અને ત્યાં સિંહના જેવા પીન (પુષ્ટ) અને વિશાળ જેના સ્કંધ છે એવા સિંહાસન પર બેઠેલા અને રાજસમૂહથી શોભાયમાન શંખ રાજાને જોઇને અંતરમાં આશ્ચર્ય પામી તે ભટ્ટે તેને આ પ્રમાણે આશીર્વાદ આપ્યો- 'હે વીર ભૂપાલ! સમસ્ત રાજાઓના શૃંગારરૂપ એવા તમને જોતાં અસુરોનો વિજય કરનાર રામ રાજા અને જગતને અભીષ્ટ આપવામાં કલ્પવૃક્ષ સમાન કર્ણ રાજા-જાણે આજે સાક્ષાત્ જોવામાં આવ્યા હોય એમ ભાસે છે.' આ પ્રમાણે આશીર્વાદ આપ્યા પછી તે ભટ્ટે તેના ચરણકમળ પાસે મંત્રીએ આપેલ લેખ મૂકયો, એટલે રાજાએ પોતાના પ્રધાન પાસે તે વંચાવ્યો. તે લેખ આ પ્રમાણે હતોઃ-

"*મહાતેજને ઉત્પન્ન કરનાર, સર્વ મંગળના આધારરૂપ અને* ગણશ્રી (ગણધરશ્રી)ને પ્રસન્ન કરનાર એવા વૃષભધ્વજ (મહાદેવ) જય પામો. જેમના ચરણની સેવાથી ક્રમહીન (સર્પ) છતાં વિશ્વાધાર (શાસન)ની ધુરાને ધારણ કરનાર નાગેંદ્ર થયો, એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુ આપણી સ્વાર્થશ્રીને વૃદ્ધિ પમાડો. સમસ્ત વિશ્વના વિભૂષણ સમાન અને વિવિધ ભોગીજનોથી વિરાજિત એવા સ્તંભતીર્થપુરથી પોતાના સ્વામીની આજ્ઞા પાળનાર અને વીરધવલ રાજાના ચરણકમળમાં મધુકર સમાન એવો વસ્તુપાલ મંત્રી, તત્ર સુવર્ણાચલ સમાન હોવાથી જ્યાં દેદીપ્યમાન કલ્યાણ (સુવર્ણ)ની ભારે સંપત્તિ છે એવા તથા ઉંચા ભદ્રશાલ (વન અને ગઢ)થી સુશોભિત એવા વટૂય નગરમાં મંડલેશ્વર હોવાથી પોતાના ઉત્કટ બાહુ દંડરૂપ મંડલ પર આરૂઢ થયેલા

તેમજ જયલક્ષ્મીના ક્રીડાગૃહરૂપ શ્રીમાન્ શંખ રાજાને સ્નેહપૂર્વક ગાઢ આલિંગન દઇને કલ્યાણમિત્રની જેમ પ્રીતિથી બહુમાનપૂર્વક આ પ્રમાણે નિવેદન કરે છે કે-પૃથ્વીપતિના પદને પામેલા એવા તમારી પૂર્વ વિજ્ઞપ્તિ મને પ્રાપ્ત થઇ અને તેનાથી સત્પક્ષપાતમાં પ્રવીણ અને ભૂતલ પર ઉપકાર કરવામાં આસક્ત તેમજ પરમ ન્યાયવાદી એવા તમે જે નિવેદન કર્યું તેની મતલબ બરાબર મારા જાણવામાં આવી; પરંતુ ન્યાય અને અન્યાય માર્ગનો પ્રકાશ કરનારા એવા આપ જેવા રાજાઓને તો માત્ર સત્પુરૂષોનોજ પક્ષપાત કરવો ઘટે છે. દુર્યોધનના પક્ષપાતથી મહાબળિષ્ઠ એવો અંગરાજ કર્ણ નાશ પામ્યો, તેમ અસત્પુરૂષના પક્ષપાતથી સમર્થ પુરૂષ પણ વિનાશ પામે છે. તમે જે સદીક દુરાત્માનો પક્ષપાત કરો છો તે કુપથ્યની જેમ પરિણામે હિતકર નથી. જે પુરૂષ ગુણવંત જનોનો પક્ષપાત કરે છે તેજ જગતમાં ગુણવાન્ અને ગૌરવપાત્ર થાય છે. સદીકની સેવા કરવાનું જે તમે ફરમાન કરો છો તે યુક્ત નથી. 'નીચ જનોજ તેવા નીચની ઉપાસના કરે.' વળી તમે જણાવ્યું કે-'તેની આજ્ઞાનું ખંડન કરતાં સારૂં પરિણામ નહીં આવે,' પણ તે ગરૂડને મચ્છરની આજ્ઞાનો ભંગ કરવા જેવું છે. વળી સ્મશાનમાં વસનાર શું ભૂતોથી ભય પામે? અને સૂર્યનો આશ્રય કરનાર શું અંધકારથી પરાભવ પામે? માટે આ બાબતનો અંતરમાં બરાબર વિચાર કરીને એવું હિતાવહ બોલજો કે જેથી વીરધવલ રાજાને લેશ પણ ખેદ ન થાય."

આ પ્રમાણેના મંત્રીના લેખનો કટુ અનુભવ કરીને વિકટ ભ્રુકુટિને ધારણ કરતા શંખ રાજાએ અંતરમાં ક્રોધ લાવીને તે ભટ્ટને કહ્યું કે-"કિરાટકુળને દૂષણ લગાડનાર એવા તે મંત્રીએ પોતાને યોગ્યજ કહ્યું છે, કારણ કે પુરૂષો પોતાના વંશને અનુસારેજ વચન બોલે છે." પછી દાની એવા તે સિંધુ રાજાના પુત્રે દાનલીલાથી તે યાચકશિરોમણિને શ્રીમંતશિરોમણિ બનાવી તેને વિસર્જન કરીને અગ્નિની જેવા જાજ્વલ્યમાન, ક્રોધિષ્ઠ અને કુબુદ્ધિ એવા તે શંખ રાજાએ યુદ્ધને માટે સામગ્રી તૈયાર કરાવી.

અહીં વૈતાલિકના મુખથી શંખ રાજાનો વૃત્તાંત જાણવામાં આવતાં વીરધવલ રાજાના આદેશથી બધા રાજાઓને બોલાવી, સૈન્યને એકત્ર

ઠરી, આવશ્યક ક્રિયા કરીને વસ્તુપાલ મંત્રીએ શંખ રાજાને જીતવાની ઇચ્છાથી વટ્ટૂય નગર તરફ પ્રયાણ કર્યું. તે વખતે જયયાત્રાને માટે જતા પુણ્યના પાત્રરૂપ મંત્રીને જયશ્રીનું સૂચન કરનારાં પ્રશસ્ત શકુનો થયા. રણાંગણમાં તેને સહાય કરવા માટે કપર્દી યક્ષને આગળ કરીને દેવી ચક્રેશ્વરી પણ સિંહ પર આરૂઢ થઇ તે મંત્રીની સાથે ચાલી. સત્પુરૂષોને અનુકૂળ તથા મહાસૈન્યથી પરિવૃત્ત એવા મંત્રીને પવન પણ અનુકૂળ થઇને મંદ મંદ વાવા લાગ્યો. ન્યાય અને ધર્મની વૃદ્ધિ કરવાને ઇચ્છતા એવા તે મંત્રીની સાથે ચારે બાજુથી સેના વધવા લાગી. તે વખતે વિવિધ વાજિત્રોના નાદ અને બંદીજનોના જયરવથી આકાશ એક ધ્વનિમય થઇ ગયું. અનુક્રમે શત્રુઓનું મર્દન કરનારાઓમાં અગ્રેસર એવા તેણે શંખ રાજાના સીમાડામાં આવીને છાવણી નાખી; એટલે ક્ષત્રિયકુળમાં સૂર્ય સમાન એવો ભુવનપાલ નામે રાજા મંત્રીના આદેશથી પોતાના સૈન્ય સહિત આવીને મળ્યો. શત્રુઓનું સૈન્ય મળતાં પોતાના પ્રાણની અને દીનતા બતાવનાર યાચકો મળતાં પોતાના ધનની જે ગણના જ કરતા નથી એવા ચાહુમાન વંશમાં ઉત્પન્ન થયેલા અને જાણે ગંગાના પ્રવાહ હોય તેવા સામંતપાલ વિગેરે સુભટો પણ તેના સૈન્યરૂપ સાગરમાં દાખલ થયા. તેમજ બીજા પણ અનેક ગામ અને નગરના અધિપતિઓ પોતપોતાનાં સૈન્ય સહિત વીરધવલ રાજાની આજ્ઞાથી ઉત્સાહ સાથે મુકરર કરેલી રણભૂમિમાં દાખલ થયા.

હવે ચરપુરૂષના મુખથી સેંકડો ક્ષત્રિયોથી વ્યાપ્ત એવું વસ્તુપાલ મંત્રીનું સૈન્ય પોતાના દેશના સીમાડા ઉપર આવેલું સાંભળીને સત્ત્વવંત જનોમાં અગ્રેસર એવો શંખ રાજા પ્રૌઢ વાયુથી સાગરની જેમ પોતાના ઓજસથી સર્વાંગે ઉશ્કેરાઈ ગયો. તે વખતે કોપાયમાન થયેલો એવો તે તરવારથી, કૃતાંત (યમ)ની સાથે મળેલા અને કલ્પાંત કાળમાં ઉશ્કેરાઈ ગયેલા શંભુની જેવો લાગતો હતો. પછી શસ્ત્રના અધિષ્ઠાયિક દેવોનો પૂજામહોત્સવ કરીને ઉત્સાહ સહિત પગલે પગલે યાચક લોકોને દાન આપતા તે શંખ રાજાએ જયયાત્રાને માટે રણભૂમિમાં ઉત્સાહ ધરાવનાર ચતુરંગ સેના સહિત મંત્રીના સૈન્યની સામે પ્રયાણ કર્યું. રસ્તે જતાં તેના અશ્વોથી

ઉડીને આકાશમાં પ્રસરેલ રજથી રાજહંસોને અકાળે વર્ષાઋતુની ભ્રાંતિ થવા લાગી. પછી સત્વર વટકૂપ નામના સરોવરની પાળ પર આટોપ સહિત આવીને તેણે શત્રુઓને પટહધ્વનિથી પોતાનું આગમન જાહેર કર્યું. એટલે કાને પડેલા તેના પટહનાદને સાંભળીને મંત્રીએ પોતાની ભ્રૂકુટિ ઉંચી કરીને જાણે અભ્યુત્થાન કરતો ન હોય? એવો દેખાવ કર્યો. વટકૂપ સરોવર ઉપર છાવણી નાખીને રહેલ શંખ રાજાનો સૈન્યસાગર વિવિધ દેશના રાજાઓની સેનાઓના ભળવાથી વધવા લાગ્યો. રણભૂમિમાં શંખ રાજાને સહાય કરવાને માટે બહુ પરાક્રમી અને ભાવિક એવો કોંકણ દેશનો રાજા આવ્યો. તેમજ નિર્ભય, ભૈરવના જેવા આકારવાળા અને ત્રિનેત્ર (શંકર)ના જેવા પરાક્રમી આહીરોને પણ ત્યાં બોલાવવામાં આવ્યા. તે વખતે ઉભય સૈન્યના કેટલાક વીર સુભટો નિર્નિદાન દાનથી અર્થી જનોને કૃતાર્થ કરવા લાગ્યા, અને કેટલાક જાગ્રત થયેલા મહાવીરો ઉત્સાહમાં આવી નાગેંદ્રના આહ્વાનપૂર્વક ઉત્સાહ સાથે અનેક દેવતાઓને પૂજવા લાગ્યા. યુદ્ધ કરવાની ઉત્કંઠાથી આકુળ બનેલા વીરોને આ વખતે સેંકડો મનોરથ કરતાં પ્રાપ્ત થાય તેવો આ સંગ્રામોત્સવનો દિવસ પ્રાપ્ત થયો.

પછી મુકરર કરેલે દિવસે પ્રભાતમાં જ દુર્વાર્ય બાણોની શ્રેણિને વરસાવનારા અને પ્રખ્યાત પ્રરાક્રમવાળા શંખ રાજાના ઘોડેસ્વારો રણભૂમિમાં આગળ ધસ્યા. મદોન્મત્ત હાથીઓ પોતાના મદજળથી અને અશ્વોએ ખુરોથી ઉડાડેલ રજને ચોતરફથી શાંત કરવા લાગ્યા. પ્રૌઢ રાજકુમારોથી પરિવૃત્ત, વિવિધ રણવાદ્યોના પટુ ધ્વનિથી વસુંધરાને જાણે બધિર (બ્હેરી) કરતો હોય તેવો વીર પુરુષોમાં અગ્રેસર અને સંગ્રામના આવેગથી દુર્વાહ શંખ રાજા મદોન્મત્ત હાથીની જેમ હળવે હળવે મંત્રિસેનાની સન્મુખ ચાલવા લાગ્યો, તે વખતે અત્યંત ઓજસ્વી અને રણભૂમિમાં સામે ધસી આવતા શંખ રાજાના સુભટોને જોઇને વસ્તુપાલ મંત્રીએ નિર્ભય થઇને પોતાની સેના એકદમ સજ્જ કરી. તે અવસરે જાણે જયશ્રીને વરવાને ઉત્સુક બન્યા હોય તેમ વીર સુભટો ચંદન, અગરૂ, કર્પૂર, કસ્તૂરી અને કુંકુમનાં તિલક કરવા લાગ્યા અને ચતુર સચિવેશ્વરે સર્વ પ્રકારની સામગ્રીથી ઉપ-

સર્ગને દૂર કરનારી એવી શ્રીપાર્શ્વ પ્રભુની પૂજા કરી. પછી અર્જુન જેવા પરાક્રમી સામંતપાલ વિગેરે રાજાઓની સાથે વસ્તુપાલ મંત્રીએ તથા ભુવનપાલ રાજાએ બખ્તર ધારણ કર્યાં, પરંતુ રણભૂમિના રંગથી વિકાસ પામતા સત્ત્વને લીધે વસ્તુપાલ પ્રધાનનું શરીર બખ્તરમાં સમાયું નહીં. પછી ઇંદ્ર સમાન પરાક્રમી એવો મંત્રી ઉચ્ચૈઃશ્રવાને જીતનાર તથા પોતાના હેષારવથી શત્રુઓને ત્રાસ પમાડનાર અશ્વ ઉપર આરૂઢ થયો. તે વખતે સુવર્ણના પાખરથી બંને બાજુ પાંખવાળા ગરૂડ સમાન લાગતા તે અશ્વ પર આરૂઢ થયેલ મંત્રી વિષ્ણુ સમાન શોભવા લાગ્યો. એ અવસરે સર્વ રાજાઓના સાંભળતાં કોઇ વિદ્વાને વસ્તુપાલની આ પ્રમાણે સ્તુતિ કરી કે 'પોતે સોમવંશમાં ઉત્પન્ન થયા છતાં સૂર્યવંશી રાજાઓની સ્પર્ધા કરતાં શ્રીવસ્તુપાલ મંત્રી અત્યારે શ્રીરામચંદ્રની જેમ ખરદૂષણ (પ્રચંડ દૂષણો) અસ્ત થવાથી સુભગ, ક્ષીરસાગરના બંધ (સેતુ)ને લીધે (પર્યંત) ઉદ્ધુર (વિસ્તૃત) તથા ઉત્કટ રાવણ (પ્રચંડ શત્રુઓ)નો નાશ કરવાથી અત્યંત ભાસ્વર એવો પોતાના પ્રસરતા યશથી આ ભૂમિને અત્યંત ભૂષિત કરી રહ્યો છે.' આ પ્રમાણે તે વિદ્વાનની કરેલી સ્તુતિ સાંભળીને મંત્રીશ્વરે તેને એક લાખ દ્રમ્મ ઇનામ તરીકે આપ્યા, કારણ કે રણાંગણમાં દાન આપવું તે જયશ્રીનું પરમ કારણ છે.

પછી ધનુષ્યને ધારણ કરી ઉદ્દંડ વીર્યવાન્ એવો મંત્રી રણવાદ્યના નાદ સાથે શંખ રાજાની સન્મુખ આવ્યો. તે વખતે ભુવનપાલ વિગેરે રાજાઓ જો કે તેની આગળ ચાલતા હતા, તથાપિ વીર પુરૂષોએ શૂરપણાથી તે મંત્રીનેજ તેમના આગળ ચાલનાર માની લીધો. તે વખતે રણભૂમિને મોખરે આવેલા અને મુખને વિકસિત કરનારા એવા મંત્રીને જોઇને રણરસનો રંગી શંખ રાજા પોતાના હાથમાં તરવારને નચાવવા લાગ્યો, પણ રોહિણીના રોષથી રૌદ્ર થયેલ છતાં શનિ જેમ દશરથ પર તરાપ મારી ન શક્યો, તેમ વસ્તુપાલ સન્મુખ ઉભો રહેલ હોવાથી શંખ રાજા તેની સેનામાં પ્રવેશ કરી ન શક્યો. બંને સૈન્યના ચાલવાથી દબાયેલ વસુધામાંથી અત્યંત રજ ઉડતાં જાણે પ્રદીપ્ત થનાર પ્રતાપરૂપ અગ્નિનો ધૂમરાશિ ઉઠ્યો હોય તેવો ભાસ થવા લાગ્યો. પછી બંને સૈન્યનો સંયોગ થતાં એવો કોલાહલ મચી

રહ્યો કે સમુદ્રનો મહાધ્વનિ પણ તેની પાસે મંદ જણાયો. બંને સૈન્યના યોદ્ધાઓએ કોપાટોપથી પોતાનાં ધનુષ્યને નમાવતાં ભ્રૂકુટિને ઉંચે ચઢાવવા લાગ્યા. તે વખતે ધનુષ્યના ગુણ (દોરી)ની સાથે બાણોનો સંબંધ થયો, પણ પ્રશસ્ત એવા તે વીર પુરૂષોનો તો પરસ્પર વિગ્રહ શરૂ થયો. એકના કાન સાથે લાગીને અન્યના જીવિતનો નાશ કરતાં બાણો પ્રગટ રીતે દુર્જનની ચેષ્ટા કરવા લાગ્યાં. તે સંગ્રામરૂપ સત્તીર્થમાં બાણો ગુણ (દોરી અથવા ત્રિગુણ)થી મુક્ત થઈ વિકર્ત્તન (પાપ યા બખ્તર) ને ભેદીને પરપુરૂષ (શત્રુ–સૈન્ય યા પરમાત્મા) માં લય પામ્યા. ભાથાંનો ત્યાગ કરીને બાણોએ તરત ધનુષ્ય સાથે સંબધ કર્યો, કારણ કે સંકટ વખતે આગળ આવીને ઉભા રહેવું એ સંબંધીઓનું લક્ષણ છે. પછી ખડ્ગધારી યોદ્ધા ખડ્ગધારી સામે, ભાલાવાળા ભાલાવાળા સામે અને અસ્વારો અસ્વારોની સામે આવીને ઉભા રહ્યા, અને પૃથ્વીનો પ્રલય કરવા માટે અકાંડ કલ્પાંતકાળ સમાન તથા સુરાસુરથી પણ ક્ષણભર ન જોઇ શકાય એવા યુદ્ધનો પ્રારંભ થયો. તે વખતે જયલક્ષ્મીને વરવાની ઇચ્છાથી યોદ્ધાઓએ રણભૂમિને જાણે કુંકુમલેપથી લિપ્ત કરી હોય તેમ રૂધિરથી પંકિલ કરી મૂકી. રણાંગણમાં દીર્ઘ નિદ્રા (મરણ)ને પ્રાપ્ત થયેલા વીર પુરૂષોના સુખાર્થે કેટલાક સુભટોએ બાણસમૂહથી જાણે શય્યા પાથરી હોય તેમ જણાવા લાગ્યું. ભૂમિ પર પતિત થયેલા વીરોને જાણે છાયા કરવાને ઇચ્છતા હોય તેમ કેટલાક સુભટો બાણસમૂહથી ગગનાંગણમાં નિબિડ મંડપ કરવા લાગ્યા. દેવાંગનાને વરવાથી ઉત્પન્ન થયેલ અતિશય હર્ષથી જાણે પુષ્ટ થયું હોય તેમ કોઇ વીર સુભટનું ધડ રણભૂમિમાં નૃત્ય કરવા લાગ્યું. કેટલાક સુભટો જાણે પોતાનો યશ હોય તેમ તેના પરાક્રમથી પ્રસન્ન થયેલા દેવોએ રચેલા પુષ્પમુગટને ધારણ કરવા લાગ્યા. સુભટોને પાછળથી પોતાના સ્વામીનું પ્રોત્સાહન અને આગળ માગધ (ભાટ)જનોનું ઉત્તેજન–વિશેષ વિક્રમની વૃદ્ધિ કરનાર થઈ પડ્યું. શત્રુઓએ ખાસ મંત્રીને ઉદ્દેશીને છોડેલાં બાણો તેને ભેદી શક્યાં નહીં, કારણ કે અદષ્ટ દેવતાઓ તેની રક્ષા કરવા માટે જાગ્રત હતા. એવામાં મંત્રીશ્વરની સેનાના અગ્રેસર વીર સુભટોને પોતાના સૈન્યના સુભટોનો સંહાર કરતા જોઇને અત્યંત રૂષ્ટમાન થયેલો અસંખ્યપુરનો સ્વામી સંગ્રામસિંહ સમરાંગણમાં શત્રુઓને

પોતાના ભુજબળનું પાંડિત્ય દર્શાવવા ધસ્યો. તે સંગ્રામસિંહની ભ્રકુટિલીલાને પણ શત્રુઓ સહન કરી શકે તેમ નહોતું, તો પછી તેની ખડ્ગની લીલાને તો કોણ સહન કરી શકે? તેને નજીક આવેલ જોઇને જેને જીવિતની પણ પરવા નથી એવો ભુવનપાલ રાજા તેની સામે ધસ્યો. એવામાં રણાવેશથી પરવશ થયેલો અને પોતાની સેનાને ઉલ્લાસ પમાડતો સામંત નામે શંખ રાજાનો મિત્ર વચમાં પડીને તેની સામે આવ્યો. પછી શસ્ત્રયુદ્ધ કરતાં જાણે અસાધારણ મલ્લ હોય એવાં તેમનાં શસ્ત્રો ખુટી ગયાં, એટલે તેમની વચ્ચે મુષ્ટામુષ્ટિ અને કચાકચી (કેશાકેશી) યુદ્ધ ચાલ્યું. તે વખતે આકાશમાં રહીને તેમના યુદ્ધને જોનારી અપ્સરાઓ પોતાનાં નેત્રોના અનિમેષપણાને સફળ માનવા લાગી. એવામાં સામંતને યમધામમાં પહોંચાડીને ભુવનપાલ સંગ્રામસિંહની સાથે યુદ્ધ કરવાને તત્પર થયો, એટલે શંખ રાજાએ ખડ્ગના પ્રહારોથી તેના શરીરને ખંડ ખંડ કરી નાખ્યું, પરંતુ ભુવનપાલના પુરૂષાર્થને તે ખંડિત કરી શકયો નહીં. રણભૂમિમાં થયેલા ભુવનપાલના મરણને સાંભળીને પ્રધાન પોતે તે વીરની સાથે અદ્‌ભુત યુદ્ધ કરવા લાગ્યો, એટલે પોતાના અસ્થિર પ્રાણોના બદલામાં સુસ્થિર યશ લેવાની ઇચ્છાથી તરવારને ધારણ કરીને વીરમ નામે વીર સમરાંગણમાં ધસ્યો. વિજયલક્ષ્મીને વરવાને આતુર એવો શંખનો પદાતિ જયંત તથા મંત્રીનો પદાતિ વીરમ-એ બંને સામસામે યુદ્ધ કરતાં મરણ પામ્યા અને સામંતસિંહ રાજાએ ઉત્કટ સુભટ તથા મહાબળિષ્ઠ એવા રણસિંહ નામના સંગ્રામસિંહના ભાઇને યુદ્ધમાં હાર કર્યો. આથી દ્વિગુણ ક્રોધાયમાન થઇ શંખ રાજાએ સામંતસિંહને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો, એટલે તરતજ તે પણ મરણ પામ્યો. એવામાં ત્રિલોકસિંહે સંગ્રામસિંહના ભાઈ વીરસિંહ નામના મહાવીરને ઘાયલ કર્યો અને તે મરણ પામ્યો. કદલીના ગર્ભ સમાન કોમળ અને જેનું કમળ જેવું મુખ છે, એવો કુંકણ દેશનો રાજા તો મંત્રીરૂપ સૂર્યનો પ્રતાપજ સહન કરી શકયો નહીં એટલે ચાલ્યોજ ગયો. રણભૂમિમાં ઝુઝતા ચાચિગદેવ વીરે શત્રુઓનાં મુખથી પણ પોતાના ભુજબળની સ્તુતિ કરાવી. પોતાના સૈન્યનું ભંગાણ થતું દેખીને સંકટ પામતાં છતાં પણ સ્થિર રહીને સોમસિંહે પગલે પગલે પ્રશસ્ત શબ્દો ઉચ્ચાર્યા કે-'વીર પુરૂષોને પોતાના પ્રાણો કરતાં

પણ શત્રુ વધારે પ્રિય હોય છે એવો મારો નિશ્ચય છે, કારણ કે ઉદયસિંહે શત્રુને મૂકી દીધો, તેથી તે બીજા શત્રુથી માર્યો ગયો. પછી પોતાના ખડ્ગથી ખંડિત થયેલા વીર પુરૂષોના મસ્તકથી વિષમ થયેલ રણમાર્ગમાં ક્રોધાંધ એવો વિક્રમસિંહ પતિત થયો. તેમજ દુર્જનાંગુલિના દર્શનથી ભય પામતા અને વૈકુંઠમાં જવાને ઇચ્છતા એવા કુંતસિંહે જ્યાં ભાલાંઓ ચમકી રહ્યાં છે એવા યુદ્ધમાં પોતાનું પરાક્રમ દેખાડ્યું. પછી મંત્રીના પ્રચંડ બાહુબળથી શત્રુઓને ઘાયલ કરવાની કુશલતા જોઇને શંખ રાજા અંતરમાં ચમત્કાર પામ્યો. તેમજ વિકારવર્જિત તેને સાક્ષાત્ પુરૂષોત્તમ સમજીને ક્રોધી એવો શંખ રાજા પ્રબુદ્ધ થઈ ગયો. તે વખતે કપર્દી યક્ષ અને અંબિકા દેવીના પ્રભાવથી શંખ રાજા એક નિસ્તેજ સૂર્ય સમાન નિર્નિમેષ લોચનવાળા દેવોના જોવામાં આવ્યો. પછી વીરધવલ રાજાના પ્રધાનને મહા વીર્યવાન્ અને અડગ સમજીને જેણે ઘણા રાજાઓરૂપ વૃક્ષોને કંપાવ્યાં હતાં એવો મહાબળિષ્ઠ શંખ રાજા પોતાના અપયશથી દિશાઓને આચ્છાદન કરતો સતો રણભૂમિમાંથી છટકીને ભાગી ગયો. એટલે જય અને જીવ એવા શબ્દ બોલતા દેવતાઓએ આકાશમાં રહી 'વસ્તુપાલ મંત્રીનો વિજય થયો' એવી ઉદ્ઘોષણા કરી અને તેના મસ્તક પર કલ્પવૃક્ષનાં પુષ્પોની વૃષ્ટિ કરી, એવામાં કોઇ કવિએ મંત્રીશ્વરની સ્તુતિ કરતાં જણાવ્યું કે-'હે મંત્રિરાજ! આપનું સંગ્રામ-કૌશલ્ય ખરેખર અપૂર્વજ છે. તમારા સંગ્રામરૂપ કવિએ વિજયવંત અને વિચિત્ર એવી પદસંગતિને આગળ કરી છે, તમારા ઓજસગુણની સંઘટના તો કરીજ નથી, વળી કુટિલ શબ્દોનો ક્રમ ઠીક ગોઠવ્યો છે અને ચારે બાજુ પ્રસરતા દોષોનો તો તિરસ્કારજ કર્યો છે, તેથી હું શંખને બરાબર જાણી શકયો છું.' આ પ્રમાણેની તે કવિની કરેલી સ્તુતિથી સંતુષ્ટ થઇને મંત્રીએ તે કવિને રાજપદ્ર નગરની જકાતની આવકનું દ્રવ્ય બક્ષીસ કર્યું, કારણ કે મંત્રી કવિઓને તો કામકુંભ સમાન હતો.

પછી ત્યાંથી નિવૃત્ત થઇને સર્વ રાજાઓની શ્રેણિથી વિરાજમાન તથા નયજ્ઞ એવો મંત્રીશ્વર જ્યાં ઉત્સવોની સારી શોભા કરવામાં આવેલ છે એવા સ્તંભતીર્થ નગરે આવ્યો. મંત્રીના નગરપ્રવેશ વખતે

સિંહ પર આરૂઢ થઈને દેવીએ આકાશમાં રહી પૌરલોકોને આ પ્રમાણે કહ્યું કે 'જે સિંધુ રાજા સિંહભટનો ભ્રાતા હતો, અને સુભટોના મસ્તક પર રહેલ માણિક્યોમાં જેના ચરણો પ્રતિબિંબિત થતા હતા, તેના પુત્ર પરાક્રમવંત પુરૂષોમાં અગ્રેસર અને સત્પુરૂષોમાં એક વીર તરીકે પ્રખ્યાત થયેલ શંખ રાજાને આ વસ્તુપાલ પ્રધાને એક ક્ષણવારમાં જીતી લીધો છે. વળી વૃક્ષોથી વીંટાયેલા હાથીને ભારમુક્ત કરીને અને શત્રુના મુખને શ્યામ કમળ જેવું બનાવીને આ મહામંત્રી સંગ્રામભૂમિથી પાછો ફર્યો છે, માટે નગરજનો આખા નગરને ધ્વજા પતાકાઓથી સુશોભિત કરો.' પછી વાજિત્રોના મહાનાદથી દિગ્ગજોને પણ ત્રાસ પમાડતો અને સમસ્ત સૈન્ય તથા અનેક રાજાઓથી પરિવૃત્ત એવો મંત્રિરાજ મત્તવારણ (મદોન્મત્ત હાથી અને ઓટલા)ની શ્રેણિથી વિંધ્યાચલ સમાન સુશોભિત અને સર્વ સંપત્તિના નિવાસરૂપ સદીકના આવાસ પાસે આવ્યો; એટલે તેના દૈત્ય જેવા પરાક્રમી ચૌદસો સુભટો સુવર્ણના પાખરવાળા દિવ્ય અશ્વો પર આરૂઢ થઈને અમોઘ અને દુર્વાર બાણો વરસાવતા મંત્રિસૈન્યની સાથે સંગ્રામ કરવા લાગ્યા. વસ્તુપાલે કેટલાકને પોતાના બાહુબળથી કથાશેષ કર્યા, અને કેટલાકને બુદ્ધિબળથી પકડી લીધા. એ રીતે તુચ્છ વચન બોલનારા સદીકને વસ્તુપાલે તેના ગર્વરૂપ વૃક્ષનું તરતજ ફળ ચખાડ્યું. પછી સૂર્ય સમાન તેજસ્વી એવા મંત્રીશ્વરે સદીકનું સમસ્ત ભવન શોધાવીને તેમાંથી પાંચ હજાર સુવર્ણની ઈંટો, ચૌદસો અશ્વો, તથા ભોંયરામાંથી રત્ન, માણિક્ય અને સ્થૂલ મોતીઓ ગ્રહણ કર્યાં. પછી જયલક્ષ્મીને સ્વાધીન કરી સત્કૃત્યોમાં તત્પર તથા અગણિત મહિમાના ભંડારરૂપ મંત્રી પોતાના આવાસમાં આવ્યો.

પછી શ્રાવકોને આમંત્રીને કુમારપાલ રાજાના કરાવેલા શ્રીવૃષભ પ્રભુના મંદિરમાં તેણે સ્નાત્રોત્સવ કર્યો, અને વિધિપૂર્વક ધર્મધ્વજ સમાન સુવર્ણધ્વજ આરોપણ કર્યો. તેમજ સમસ્ત શ્રીસંઘનું સવિસ્તર અર્ચન કર્યું. પછી ધવલક્કપુરે આવીને સુવર્ણ, અશ્વો અને માણિક્યનાં ભેટણાંથી તેણે વીરધવલ રાજાને સંતુષ્ટ કર્યો. તે વખતે કોઇ કવીશ્વરે રાજાની આજ્ઞા મેળવીને વસ્તુપાલ મંત્રીની આ પ્રમાણે વાસ્તવિક સ્તુતિ કરી કે-"શત્રુઓને કાળરૂપ એવા હે મંત્રિરાજ! તમે

સમુદ્રના તીરે રહીને મત્સ્યનું રૂપ કર્યા વિના શંખનો પરાજય કર્યો, માટે ખરેખર તમે પુરૂષોત્તમપણું પ્રાપ્ત કર્યું. હે વસ્તુપાલ! તમારામાં કંઈ અપૂર્વ પાંડિત્યજ પ્રગટ થયું લાગે છે કે એક શંખનો ભંગ કરતાં તમે સમસ્ત વિશ્વને ધવલિત કરી દીધું. હે વસ્તુપાલ મંત્રિન્! તમારા સૈન્યરૂપ સોપારીમાં શંખરૂપ ચૂર્ણ ભળતાં વસુધારૂપ મુખમાં કોઈ વિચિત્ર રંગ જામ્યો લાગે છે. વળી હે મંત્રિરાજ! જ્યાંસુધી સમુદ્ર અગસ્ત્ય ઋષિના હાથમાં આવ્યો નથી ત્યાંસુધી જ તે સરિતાઓની સાથે લીલા કરે છે, પોતાના તરંગોને આકાશમાં ઉછાળી રહે છે, તીવ્ર ગર્જનાથી શબ્દાયમાન થઈ રહે છે અને અજ્ઞાત સીમાવાળો દેખાય છે, તેમજ ત્યાંસુધીજ તેમાં જબરજસ્ત મગરમત્સ્યો ધમાલ કરી શકે છે.” આ પ્રમાણેની પ્રધાનની સ્તુતિથી પ્રસન્ન થઈને શ્રીમાન્ વીરધવલ રાજાએ તેને ચાર હજાર સોનામહોરો બક્ષીસ આપી. પછી અત્યંત પ્રસન્ન થયેલા રાજાએ મંત્રીને ત્રણ બિરૂદ આપીને તેના પર પંચાંગ પ્રસાદ કર્યો. તેમાં પ્રથમ બિરૂદ સદીકકુળસંહારી, બીજું શંખમાનવિમર્દન, અને ત્રીજું જ્ઞાતિપાલનવરાહ. ઉલ્લાસ પામતા પુણ્યના પ્રવાહયુક્ત વસ્તુપાલ મંત્રીને માટે એ ત્રણે બિરૂદ યથાર્થજ હતાં.

પછી મહોત્સવપૂર્વક પોતાના ભવનમાં આવીને સર્વ રાજમાન્ય જનોને યથાયોગ્ય દાન આપીને અને સમસ્ત બ્રાહ્મણો તથા યાચકોને પણ આનંદ પમાડીને મંત્રીશ્વરે આદરપૂર્વક જિનદર્શન અને પૂજન કર્યું. શંખ રાજા સાથે યુદ્ધ કરતાં લાગેલ દુષ્કર્મરૂપ રજને દૂર કરવા માટે તેણે જિનપૂજા, મુનિવંદન, સંઘભક્તિ, દીનાદિકને અનુકંપા દાન તથા સ્વજનવર્ગને ઉચિત દાન આપવામાં એક કોટિદ્રવ્યનો વ્યય કર્યો. કહ્યું છે કે–'જે પુરૂષ કુકર્મના યોગે પાપ કરીને પછી ત્રિધા (મન વચન કાયાથી) પશ્ચાત્તાપપૂર્વક તે પાપથી નિવૃત્ત થઈ ઉચિત દાનાદિ સત્કૃત્યો કરે છે તે વિવેકી તે પાપથી મુક્ત થાય છે.'

ત્યારપછી રાજાની આજ્ઞાથી મંત્રીશ્વર સ્તંભતીર્થપુરમાં રહેનારા જનોના ન્યાય અને ધર્મની વૃદ્ધિ કરવા પુનઃ ત્યાં આવ્યા, અને ત્યાં સ્તંભતીર્થપુરનું ઐશ્વર્ય પાળતાં, કળિ (કલહ)નું દલન કરતાં, આજુબાજુનાં ગામોના અન્યાયી મુખીઓને શિક્ષા કરતાં અને મહારાષ્ટ્ર

પર્યંત દુર્દાંત એવા શત્રુ રાજાઓનો ઉચ્છેદ કરતાં તેણે વીરધવલ રાજાના એક કુટુંબી જેવા તેમને બનાવી દીધા. પછી વસુધાના એક કલ્પવૃક્ષરૂપ તે મંત્રીએ તે રાજાઓ (મુખીઓ)નો દંડ કરવાથી આવેલા દ્રવ્યવડે તે દેશના દરેક ગામ, નગર અને પર્વતમાં જિનમંદિરો અને જૂદા જૂદા ધર્માધિકારીઓ જ્યાં રહી શકે એવાં ધર્મસ્થાનો કરાવીને વસુધાને એક તીર્થ સમાન બનાવી દીધી.

અન્યદા પોતાના દૈત્ય જેવા બળિષ્ઠ ભાયાત રાજાઓએ જબરજસ્તીથી જેમનું ઐશ્વર્ય છીનવી લીધેલું છે એવા વેલાકૂલ દેશના કેશિરાજ વિગેરે રાજાઓએ દેવોની જેમ સ્વસ્થાનથી ભ્રષ્ટ અને સંપત્તિહીન થઇને શરણ્ય એવા મંત્રી પુરૂષોત્તમનું શરણ લીધું. એટલે તે રાજાઓના વદનકમળ પર શ્યામતા જોઇને તે રાજાઓની પ્રેરણાથી પોતાના સૈન્યને લઈ નૌકાઓથી સમુદ્રનું અવગાહન કરી, પોતે તે દ્વીપોમાં જઈ રણવાદ્યોના નાદથી જગતને નાદમય કરતાં અર્જુનની જેમ ઉત્કટ યુદ્ધ ચલાવીને કારૂણ્યસાગર તથા લલિતાપતિ એવા મંત્રીશ્વરે લીલામાત્રમાં તે બળિષ્ઠ અને નિર્દય રાજાઓનો જય કરી તેમને તે સ્થાનથી બહાર હાંકી કાઢ્યા. પછી કેશિરાજ વિગેરે રાજાઓને સ્વસ્થાને સ્થાપન કરવાથી તે મંત્રી ત્યાં રાજેંદ્રસ્થાપનાચાર્ય એવા બિરૂદને પામ્યો. પછી કુલહસ્ત દ્વીપના રાજાએ મંત્રીને પ્રણામપૂર્વક સુવર્ણ વિગેરેથી ભરેલું એક વહાણ ભેટ કર્યું, અને તેના પરાક્રમથી અધિક ભય પામતા સિંહલદ્વીપના રાજાએ એક હજાર હાથી તથા સુવર્ણની લગામ સહિત વીશ અશ્વો ભેટ કર્યાં; તેમજ મલ્લદ્વાર રાજાએ વિનયપૂર્વક તેને આઠ લાખ સોનામહોરો ભેટ કરી. એ પ્રમાણે જૂદા જૂદા દ્વીપના રાજાઓને પોતાના તાબેદાર બનાવીને વસ્તુપાલ મંત્રી મહોત્સવ સાથે પુનઃ સ્તંભતીર્થ પુરે આવ્યો. ત્યાર પછી દુરિત શ્રેણિને દૂર કરનાર, સમ્યગ્ દૃષ્ટિ તથા શ્રી શત્રુંજય પર્વતના અધિષ્ઠાયિક એવા કપર્દી નામના યક્ષનાયકે-તેમજ ગિરનાર પર્વતની સ્વામિની સિંહવાહની દેવીએ પ્રૌઢ અને પવિત્ર પુણ્યના પ્રભાવથી અંતરમાં પ્રસન્ન થઇ રાત્રે એકાંતમાં તેમના ઘરે સાક્ષાત્ આવીને તે બંને ભ્રાતાઓને નિધાનની ભૂમિ બતાવી, એટલે તે નિધાનમાંથી પ્રાપ્ત થયેલા ધનથી કૃતાર્થ

થયેલા બંને ભ્રાતાઓએ પાસેનાં ગામ, નગરોમાં વિવિધ પ્રકારનાં ઘણાં ધર્મસ્થાનો કરાવ્યાં. પોતાના લઘુ ભ્રાતા સહિત ભાગ્યવંત એવા મંત્રીએ રાજ્ય પ્રતિપાલના કરતાં વસુધા પરથી દુર્ભિક્ષનું નામ પણ જતું રહ્યું, સર્વત્ર બધા ઉપદ્રવો નાશ પામ્યા અને અનીતિની સાથે સર્વ ઈતિ* પણ ક્ષય પામી. બધાં દર્શનો પરસ્પર પ્રેમાળ થયાં અને સુજ્ઞ જનો સર્વત્ર સન્માન પામવા લાગ્યા. કળિકાળમાં પણ સાક્ષાત્ રામરાજ્યના જેવી લોકોમાં વ્યવસ્થા કરવાને તેમણે જંગલમાં કિમતી વસ્તુઓ મૂકાવી, ચોરોનાં સ્થાન આગળ વૃક્ષોને રેશમી વસ્ત્રો વીંટાવ્યાં અને સુવર્ણ, રત્ન તથા માણિક્યનાં આભૂષણો મૂકાવ્યાં, પરંતુ તે વસ્તુઓનું હરણ કરનાર કોઇ પણ ક્રૂરકર્મી ન નીકળ્યો. 'સૂર્યોદય પામતાં શું અંધકાર ટકી શકે?' તે વખતે મુસાફર લોકો પોતાના ઘરની જેમ સુવર્ણ, માણિક્ય તથા રત્નો પોતાના હાથમાં ખુલ્લાં રાખીને વિકટ અટવીમાં પણ આનંદથી ચાલ્યા જતા હતા. મહિષ (પાડા) તથા અશ્વ પ્રમુખ તિર્યંચો તથા પક્ષીઓ પણ પોતપોતાના સ્વાભાવિક જાતિવૈરનો ત્યાગ કરીને પરસ્પર મિત્રાઈ દર્શાવવા લાગ્યા હતા. સમસ્ત લોકો સદાચારી થઈ જવાથી દ્વિજિહ્વ (સર્પ યા દુર્જન)ની સ્થિતિ માત્ર પાતાલગૃહ (નાગલોક યા નરક)માંજ હતી; તથા ઘેર ઘેર પ્રજાને મંગળમાળા સાથે ધન ધાન્યાદિક વસ્તુઓની પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી હતી.

વસ્તુપાલ મંત્રીની પાસે નિરંતર સેવા કરનારા અઢારસો જબરજસ્ત ક્ષત્રિય સુભટો હતા. તેમજ સંગ્રામમાં મરણીયા થઈને ઝુઝનારા તથા મહા ઓજસ્વી એવા ચૌદસો અન્ય રાજપુત્રો (રજપુતો) તેમના સેવક થઇને રહ્યા હતા. તેઓ ભોગ, શૃંગાર, વસ્ત્ર, આસન અને ભોજનમાં સમાનપણે વર્તનારા હોવાથી પોતાની છાયાની જેમ નિરંતર વસ્તુપાલના સહચારી હતા. તેમના બળથી તથા ધર્મના પ્રગટ પ્રભાવથી તે મંત્રીઓ અનેક સંગ્રામોમાં જયલક્ષ્મીને એક લીલામાત્રમાં વરતા હતા. વળી તે મંત્રીઓને પાંચ હજાર નામીચા અશ્વો અને વીશ હજાર વેગમાં ઉત્કટ એવા બીજા અશ્વો હતા. ત્રીશ હજાર ગાયો હતી, બે હજાર બળદો અને હજારો ઉંટ ઉંટડીઓ તથા

* ઈતિ સાત પ્રકારની-જૂદા જૂદા પ્રકારના ઉપદ્રવરૂપ કહેવાય છે.

પર્યંત દુર્દાંત એવા શત્રુ રાજાઓનો ઉચ્છેદ કરતાં તેણે વીરધવલ રાજાના એક કુટુંબી જેવા તેમને બનાવી દીધા. પછી વસુધાના એક કલ્પવૃક્ષરૂપ તે મંત્રીએ તે રાજાઓ (સુબીઓ)નો દંડ કરવાથી આવેલા દ્રવ્યવડે તે દેશના દરેક ગામ, નગર અને પર્વતમાં જિનમંદિર અને જૂદા જૂદા ધર્માધિકારીઓ જ્યાં રહી શકે એવાં ધર્મસ્થાનો કરાવીને વસુધાને એક તીર્થ સમાન બનાવી દીધી.

અન્યદા પોતાના દૈત્ય જેવા બળિષ્ઠ ભાયાત રાજાઓએ જબરજસ્તીથી જેમનું ઐશ્વર્ય છીનવી લીધેલું છે એવા વેલાકૂલ દેશના કેશિરાજ વિગેરે રાજાઓએ દેવોની જેમ સ્વસ્થાનથી ભ્રષ્ટ અને સંપત્તિહીન થઈને શરણ્ય એવા મંત્રી પુરૂષોત્તમનું શરણ લીધું. એટલે તે રાજાઓના વદનકમળ પર શ્યામતા જોઇને તે રાજાઓની પ્રેરણાથી પોતાના સૈન્યને લઇ નૌકાઓથી સમુદ્રનું અવગાહન કરી, પોતે તે દ્વીપોમાં જઈ રણવાદ્યોના નાદથી જગતને નાદમય કરતાં અર્જુનની જેમ ઉત્કટ યુદ્ધ ચલાવીને કારૂણ્યસાગર તથા લલિતાપતિ એવા મંત્રીશ્વરે લીલામાત્રમાં તે બળિષ્ઠ અને નિર્દય રાજાઓનો જય કરી તેમને તે સ્થાનથી બહાર હાંકી કાઢ્યા. પછી કેશિરાજ વિગેરે રાજાઓને સ્વસ્થાને સ્થાપન કરવાથી તે મંત્રી ત્યાં રાજેંદ્રસ્થાપનાચાર્ય એવા બિરૂદને પામ્યો. પછી કુલહસ્થ દ્વીપના રાજાએ મંત્રીને પ્રણામપૂર્વક સુવર્ણ વિગેરેથી ભરેલું એક વહાણ ભેટ કર્યું, અને તેના પરાક્રમથી અધિક ભય પામતા સિંહલદ્વીપના રાજાએ એક હજાર હાથી તથા સુવર્ણની લગામ સહિત વીશ અશ્વો ભેટ કર્યા; તેમજ મલ્લદ્વાર રાજાએ વિનયપૂર્વક તેને આઠ લાખ સોનામહોરો ભેટ કરી. એ પ્રમાણે જૂદા જૂદા દ્વીપના રાજાઓને પોતાના તાબેદાર બનાવીને વસ્તુપાલ મંત્રી મહોત્સવ સાથે પુનઃ સ્તંભતીર્થ પુરે આવ્યો. ત્યાર પછી દુરિત શ્રેણિને દૂર કરનાર, સમ્યગ્ દૃષ્ટિ તથા શ્રી શત્રુંજય પર્વતના અધિષ્ઠાયિક એવા કપર્દી નામના યક્ષનાયકે-તેમજ ગિરનાર પર્વતની સ્વામિની સિંહવાહની દેવીએ પ્રૌઢ અને પવિત્ર પુણ્યના પ્રભાવથી અંતરમાં પ્રસન્ન થઇ રાત્રે એકાંતમાં તેમના ઘરે સાક્ષાત્ આવીને તે બંને ભ્રાતાઓને નિધાનની ભૂમિ બતાવી, એટલે તે નિધાનમાંથી પ્રાપ્ત થયેલા ધનથી કૃતાર્થ

થયેલા બંને ભ્રાતાઓએ પાસેનાં ગામ, નગરોમાં વિવિધ પ્રકારનાં ઘણાં ધર્મસ્થાનો કરાવ્યાં. પોતાના લઘુ ભ્રાતા સહિત ભાગ્યવંત એવા મંત્રીએ રાજ્ય પ્રતિપાલના કરતાં વસુધા પરથી દુર્ભિક્ષનું નામ પણ જતું રહ્યું, સર્વત્ર બધા ઉપદ્રવો નાશ પામ્યા અને અનીતિની સાથે સર્વ ઈતિ* પણ ક્ષય પામી. બધાં દર્શનો પરસ્પર પ્રેમાળ થયાં અને સુજ્ઞ જનો સર્વત્ર સન્માન પામવા લાગ્યા. કળિકાળમાં પણ સાક્ષાત્ રામરાજ્યના જેવી લોકોમાં વ્યવસ્થા કરવાને તેમણે જંગલમાં કિમતી વસ્તુઓ મૂકાવી, ચોરોનાં સ્થાન આગળ વૃક્ષોને રેશમી વસ્ત્રો વીંટાવ્યાં અને સુવર્ણ, રત્ન તથા માણિક્યનાં આભૂષણો મૂકાવ્યાં, પરંતુ તે વસ્તુઓનું હરણ કરનાર કોઇ પણ ક્રૂરકર્મી ન નીકળ્યો. 'સૂર્યોદય પામતાં શું અંધકાર ટકી શકે ?' તે વખતે મુસાફર લોકો પોતાના ઘરની જેમ સુવર્ણ, માણિક્ય તથા રત્નો પોતાના હાથમાં ખુલ્લાં રાખીને વિકટ અટવીમાં પણ આનંદથી ચાલ્યા જતા હતા. મહિષ (પાડા) તથા અશ્વ પ્રમુખ તિર્યંચો તથા પક્ષીઓ પણ પોતપોતાના સ્વાભાવિક જાતિવૈરનો ત્યાગ કરીને પરસ્પર મિત્રાઈ દર્શાવવા લાગ્યા હતા. સમસ્ત લોકો સદાચારી થઈ જવાથી દ્વિજિહ્વ (સર્પ યા દુર્જન)ની સ્થિતિ માત્ર પાતાલગૃહ (નાગલોક યા નરક)માંજ હતી; તથા ઘેર ઘેર પ્રજાને મંગળમાળા સાથે ધન ધાન્યાદિક વસ્તુઓની પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી હતી.

વસ્તુપાલ મંત્રીની પાસે નિરંતર સેવા કરનારા અઢારસો જબરજસ્ત ક્ષત્રિય સુભટો હતા. તેમજ સંગ્રામમાં મરણીયા થઈને ઝુઝનારા તથા મહા ઓજસ્વી એવા ચૌદસો અન્ય રાજપુત્રો (રજપુતો) તેમના સેવક થઈને રહ્યા હતા. તેઓ ભોગ, શૃંગાર, વસ્ત્ર, આસન અને ભોજનમાં સમાનપણે વર્તનારા હોવાથી પોતાની છાયાની જેમ નિરંતર વસ્તુપાલના સહચારી હતા. તેમના બળથી તથા ધર્મના પ્રગટ પ્રભાવથી તે મંત્રીઓ અનેક સંગ્રામોમાં જયલક્ષ્મીને એક લીલામાત્રમાં વરતા હતા. વળી તે મંત્રીઓને પાંચ હજાર નામીચા અશ્વો અને વીશ હજાર વેગમાં ઉત્કટ એવા બીજા અશ્વો હતા. ત્રીશ હજાર ગાયો હતી, બે હજાર બળદો અને હજારો ઉંટ ઉંટડીઓ તથા

* ઈતિ સાત પ્રકારની–જૂદા જૂદા પ્રકારના ઉપદ્રવરૂપ કહેવાય છે.

ભેશો હતી. દશ હજારની સંખ્યામાં તો તેમનો દાસ-દાસી વિગેરેનો પરિવાર હતો, અનેક રાજાઓએ ભેટ આપેલા ત્રણસો હાથીઓ હતા. તેમના ઘરમાં ચાર કોટિ સોનામહોરો તથા આઠ કોટિ રૂપામહોરો હતી, તેમજ રત્ન, માણિક્ય અને મોતીઓની તો ગણત્રીજ ન હતી. કહ્યું છે કે-'છપ્પન કોટિ ભરેલા તેમના છપ્પન ભંડારો હતા.' દરરોજ એક લક્ષ દ્રમ્મનો વ્યય તો તેઓ પુણ્ય નિમિત્તે કરતા અને અન્ય ધર્મકાર્યોમાં ધન ખરચવાનો તો તેમને હિસાબજ નહોતો. દીન, આર્ત્ત તેમજ ગુણવંત જનોને આશ્રય આપવા માટે દરરોજ દશ હજાર દ્રમ્મ વાપરવાનો તેમને નિયમ હતો. વળી સમ્યગ્દૃષ્ટિ તેમજ સદાચારી શ્રાવકોને તેમની પ્રાર્થના વિના મંત્રીએ લાખો દ્રમ્મની ગુપ્ત સખાવત કરી હતી. પોતાના સામર્થ્ય અને ધનથી બંદીવાનોને છોડાવ્યા વિના તે મંત્રીઓએ તેમની દૃષ્ટિ આગળ કદી પગસંચાર કર્યો નહોતો. સર્વ પશુઓની ક્ષુધા-તૃષાને શાંત કરવા રસ્તામાં તેમણે જળ અને ઘાસનાં સ્થાનો તૈયાર કરાવ્યાં હતાં. તે વખતે લોકોનાં દ્યુતાદિ સમસ્ત વ્યસનો તો ક્યાંક છુપાઇ ગયાં હતાં, માત્ર એક દાન વ્યસનજ સર્વત્ર જોવામાં આવતું હતું.

એકદા વસ્તુપાલ મંત્રીને વિચાર થયો કે-'આ ઐશ્વર્ય બધું ધર્મના પ્રભાવથી પ્રાપ્ત થયું છે, માટે હવે જગતમાં ધર્મનો મહિમા અત્યંત વધારવો.' એમ ધારીને પોતાના તેજપાલ બંધુ સહિત મંત્રીશ્વર ગુરૂ મહારાજને નમસ્કાર કરવા ધર્મશાળામાં આવ્યો, અને ત્યાં યથાર્થ બ્રહ્મ (બ્રહ્મચર્ય)ની સંપત્તિથી ક્ષમાશ્રમણોમાં અગ્રેસર તરીકે પ્રસિદ્ધિ પામેલા એવા શ્રી નરચંદ્ર ગુરૂને તેમણે યથાવિધિ ભક્તિપૂર્વક વંદન કર્યું, એટલે તેજસ્વી અને વિવિધ તપાચારને સેવનાર એવા ગુરૂ મહારાજે તેમને સ્વર્ગ અને મોક્ષના સમ્યગ્માર્ગનો ઉપદેશ આપતાં જણાવ્યું કેઃ-

"હે ભદ્રો! સર્વ ભવો કરતાં મનુષ્યભવ શ્રેષ્ઠ છે, તેમાં પણ સારા કુળમાં જન્મ, આર્હત ધર્મની પ્રાપ્તિ અને જીવદયારૂપ ધર્મ ઉત્તરોત્તર વધારે પ્રશંસનીય છે. દીન જનોની અનુકંપા કરવાથીજ દયાધર્મ વધારે પ્રૌઢતાને પામે છે. દુઃખિતો પર દયા કરનાર પુરૂષ અલ્પ કાળમાં મોક્ષ સુખને મેળવી શકે છે. કહ્યુ છે કે 'જિનપૂજા, સાધુસેવા, ગુણવંતનું

બહુમાન અને દીન જનો પર સમ્યક્ પ્રકારે દયા કરતાં પ્રાણી અત્યંત સુખી થાય છે.' જગતમાં લક્ષ્મી, વિદ્યા અને બળથી ઉભરાઈ જતા પુરૂષો તો ઘણા હોય છે, પણ પરદુઃખ ભંજનહાર પુરૂષ તો કોઇ વિરલોજ હોય છે. કહ્યું છે કે–'દરેક સ્થાને હજારો શૂરા જનો મળી આવશે, અનેક વિદ્વાનો મળશે, અને કુબેરને કોરે બેસાડી દે તેવા ધનવાનો પણ ઘણા મળશે, પરંતુ દુઃખી થતા અન્ય મનુષ્યને જોઇને યા સાંભળીને જેમનું મન કરૂણામય થઇ જાય તેવા સત્પુરૂષો તો જગતમાં પાંચ છજ હશે.' પ્રાણીને યથેચ્છિત વસ્તુ આપવાથી જો કે તેના દુઃખની શાંતિ થાય છે, પરંતુ અન્ય ઇચ્છિત વસ્તુઓના દાન કરતાં અન્નદાનને પ્રથમ ગણવામાં આવેલ છે. કહ્યું છે કે 'હે યુધિષ્ઠિર! અન્નદાન કર–અન્નદાન કર. જગતમાં અન્નદાન કરનારજ પ્રાણદાન કરનાર છે અને પ્રાણદાન કરનાર તે અભયદાન કરનાર છે.' સુવર્ણાદિ વસ્તુઓનું દાન કરતાં તો તેનું ફળ મળે યા ન પણ મળે, પણ અન્નદાન તો ક્ષુધારૂપ આર્ત્તિનો તાત્કાળિક ક્ષય કરનાર હોવાથી તરતજ ફળે છે. એક સમ્રાટ્ (રાજા) યા રંક એ બંનેને ક્ષુધાની વેદના તો સમાન સહન કરવી પડે છે, માટે અન્નદાન સર્વ કરતાં અધિક છે. દુઃખી જનોનાં દુઃખની શાંતિ માટે દયાપૂર્વક જે દાન કરવામાં આવે છે તેને દયા (અનુકંપા) દાન કહેલ છે અને જિનેશ્વર ભગવંતોએ તેનો નિષેધ કર્યો નથી. અન્નદાતાની આગળ તીર્થંકર પણ પોતાનો હાથ ધરે છે, માટે સર્વ દાતારોમાં અન્નદાતા વધારે ઉત્તમ છે."

આ પ્રમાણેનાં ગુરૂ મહારાજનાં વચનો સાંભળીને તે મહા મંત્રીઓએ સદા અન્નદાન કરવાને માટે જ્યાં સર્વ પ્રકારનાં ભોજનની સામગ્રીથી પ્રાણીઓના મનોરથ પૂરવામાં આવે એવી અનેક સ્થાનકે દાનશાળાઓ બંધાવી. ત્યાં દીન જનો અને અતિથિઓને યુક્તિપૂર્વક યથારુચિ મિષ્ટાન્ન જમાડવામાં આવતું, અને ભોજન કરાવ્યા પછી ગંધ, માલ્ય, વિલેપન અને તાંબૂલદાનથી તેમનો અતિશય સત્કાર કરવામાં આવતો હતો. વળી મંત્રીના હુકમથી ધન્વંતરી સમાન આયુર્વેદને જાણનારા વૈદ્યો ત્યાં રહીને રોગી જનોની ચિકિત્સા પણ કરતા હતા, અને મંત્રીએ નીમેલા પુરૂષો વૈદ્યોના કહેવા પ્રમાણે

સ્વજનોની જેમ આદરપૂર્વક નિરંતર પથ્ય અને ઔષધની આનંદપૂર્વક સગવડ કરી આપતા હતા. વળી તે દાનશાળાઓમાં યથાયોગ્ય અનેક પ્રકારનાં વસ્ત્રો પણ આપવામાં આવતાં હતાં; કારણ કે મહાપુરૂષો પુણ્યને માટે સર્વ પ્રકારનો પ્રયત્ન કરતાજ રહે છે. એ પ્રમાણે વિવિધ પ્રકારનાં દાનથી પ્રાણીઓને પ્રસન્ન કરનારા અને કરૂણાના એક ક્યારારૂપ એવા વસ્તુપાલની કોઈ કવિએ આ પ્રમાણે સ્તુતિ કરી કે-"ચિંતામણિ અને યુધિષ્ઠિર પણ જેની બરોબરી ન કરી શકે એવા અચિંત્ય વસ્તુઓના દાતા તથા શત્રુઓથી રહિત વસ્તુપાલને પોતાનો સ્વામી બનાવવા કોણ ન ઇચ્છે? વળી આ કાળમાં કલ્પવૃક્ષ તો દૃશ્ય નથી તેથી પરમાર્થનારૂપ દૈન્યને દૂર કરી શકે તેવું કોઈ નથી. વળી વનસ્પતિરૂપ કલ્પવૃક્ષ પણ તુચ્છ હૃદયપણાથી અન્યની પ્રાર્થનાની તુચ્છ ઇચ્છા કરે છે એટલે તે કોઈ નિષ્પુણ્ય વસ્તુ છે. લોકો દુઃખથી પરવશ થઈ ગયા છે એમ સાક્ષાત્ જોઈને વિધાતાએ આ વસ્તુપાલરૂપ એક નવીન કલ્પવૃક્ષજ ઉત્પન્ન કરેલ છે કે જે અન્યને પ્રાર્થના વિનાજ વાંછિત આપે છે." આ પ્રમાણેની સ્તુતિ સાંભળીને મંત્રીએ ઋણાર્ત* એવા તે કવિને ઋણમુક્ત કર્યો અને જન્મ પર્યંત કુટુંબ સહિત તેનો નિર્વાહ થઈ શકે તેટલું દ્રવ્ય આપ્યું.

એકદા તે મંત્રીઓ ગુરૂ મહારાજ પાસે જઈને દ્વાદશાવર્તવંદન કરી તેમની સન્મુખ બેઠા, એટલે ગુરૂ મહારાજે તેમને આ પ્રમાણે દેશના આપી કે-"રાજાઓ અને દેવોથી સેવિત અને દુષ્પ્રાપ્ય એવું આ જિનશાસન ભાગ્યવંત જનોજ ભાગ્યયોગે પામી શકે છે. સુરાજ્ય અને તેમાં રમ્ય નગરો મળવાં સુલભ છે, પણ સર્વજ્ઞ ભગવંતનો વિશુદ્ધ ધર્મ પામવો દુર્લભ છે, માટે ચિંતામણિ સમાન અને વિશ્વને વંદ્ય એવું આ જિનશાસન પામીને મહાપુરૂષોએ સર્વ શક્તિપૂર્વક તેનો મહિમા વધારવો. જે જિનશાસનના ઉદ્યોતને માટે ઉપયોગમાં આવે તેજ ચાતુર્ય, ઐશ્વર્ય અને સામર્થ્ય વખાણવા લાયક છે. કહ્યું છે કે 'પ્ર' અક્ષર વધારે હોવાથી ભાવના કરતાં પ્રભાવના અધિક છે, કારણ કે ભાવનાથી માત્ર પોતાનેજ લાભ થાય છે, અને પ્રભાવનાથી તો સ્વ પર ઉભયને લાભ થાય છે. જિનમતમાં રહીને ઔઢ પ્રાસાદો

* અન્યના ઋણથી-દેવાથી પીડિત.

કરાવવાથી અને બિંબોની પ્રતિષ્ઠા વિગેરે મહોત્સવો કરવાથી ઉંચા પ્રકારની પ્રભાવના થાય છે. કહ્યું છે કે-'જેણે વસુધાના એક હાર સમાન એવાં છત્રીશ હજાર જબરજસ્ત જિનમંદિરો કરાવીને અને વસુધા પર કરોડો સુવર્ણ તથા મણિમય જિનમૂર્તિઓ ભરાવીને પ્રૌઢ સામ્રાજ્યલક્ષ્મીનું સંપૂર્ણ ફળ મેળવ્યું તે શ્રીમાન્ સંપ્રતિ રાજા કોને યથાર્થ સ્તુતિપાત્ર ન થયો?' માટે સર્વ પ્રકારનાં ઉચ્ચ પદને ઇચ્છતા શ્રીમંતોએ જગતને આનંદ આપે તેવા જિનપ્રાસાદો કરાવવા. જે મનુષ્યો સુવર્ણ, રત્ન અને કાષ્ઠાદિકનાં જિનમંદિરો કરાવે છે તે પુણ્યવંત જનોના ફળને કોણ જાણી શકે? કાષ્ઠાદિકનાં જિનમંદિરમાં જેટલા પરમાણુઓ હોય છે તેટલાં લક્ષ વર્ષો પર્યંત તેનો કરાવનાર સ્વર્ગનાં સુખ ભોગવે છે; એટલું જ નહિ પણ જેઓ તૃણનું પણ જિનમંદિર કરાવે છે તેઓ પણ જગતમાં અખંડિત વૈભવને મેળવે છે. વળી નવીન જિનમંદિર કરાવતાં જે પુણ્ય થાય તે કરતાં જીર્ણોદ્ધાર કરાવતાં આઠગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. જેણે સુવર્ણ, માણિક્ય અને રત્નાદિકની પ્રતિમાઓથી અલંકૃત અને જગતના નેત્રને આનંદ આપનાર એવાં જિનમંદિરોથી છ ખંડની ભૂમિને અખંડ શણગારી દીધી એવા શ્રી હરિષેણ ચક્રવર્તી જગતમાં કોને પ્રશંસનીય ન થયા? જે ન્યાયોપાર્જિત દ્રવ્યથી ભગવંતની એક પ્રતિમા પણ કરાવે છે તે અવશ્ય મુક્તિને પામે છે. વળી જે પુરૂષ એકાંગુલ પ્રમાણવાળાં પણ જિનબિંબ કરાવે છે તે એકછત્ર સામ્રાજ્ય પામીને પ્રાંતે મોક્ષમંદિરમાં જાય છે. મેરૂ પર્વત કરતાં કોઈ મોટો પર્વત નથી અને કલ્પવૃક્ષ સમાન કોઇ ઉત્તમ વૃક્ષ નથી, તેમ જિનબિંબ કરાવવા કરતાં બીજો કોઈ અદ્‌ભુત ધર્મ નથી. જે પુરૂષો જિનબિંબો કરાવીને વિધિપૂર્વક પ્રતિષ્ઠિત કરે છે તેમના ઘરે ત્રણે લોકની સંપત્તિ એક કિંકરી થઇને રહે છે. હે મન્ત્રિન્! વિધિપૂર્વક ચૈત્ય કરાવતાં અને તેમાં એક પણ જિનબિંબની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરતાં પરિણામે અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે. અન્યાયોપાર્જિત દ્રવ્યથી અને વિધિમાર્ગને ઓળંગીને જિનચૈત્ય કે જિનબિંબ કરાવવામાં આવે તો તેનાથી કર્તાને અતિ અલ્પ ફળ મળે છે. જે પ્રાણી સૂરિમંત્રથી ભગવંતની પ્રતિષ્ઠા કરાવે તે તીર્થંકરપદ અથવા તો ઉત્કૃષ્ટ સામ્રાજ્યલક્ષ્મીને પામે છે. લોકો જેટલા

હજાર વર્ષો સુધી તે જિનબિંબને પૂજે તેટલાં વર્ષો સુધી તે બિંબ કરાવનાર તેના ફળનો અંશ પામે છે. પ્રતિષ્ઠિત બિંબોનું પ્રથમ દર્શન અને પૂજન કરતાં જે પુણ્યાનુબંધી પુણ્ય થાય તેનું પ્રમાણ તો કેવલી ભગવંતજ જાણી શકે. જેઓ શત્રુંજયાદિ તીર્થો પર જિનમંદિરો અને જિનબિંબો કરાવે તેમને કેટલું પુણ્ય થાય તે પણ કેવળી ભગવંતજ જાણે. એક અંગુષ્ઠ પ્રમાણથી માંડીને સાતસો* અંગુષ્ઠ પ્રમાણનાં જિનબિંબો જે ભાવથી કરાવે છે તે અધાં પાપથી મુક્ત થાય છે. જે ધીર પુરૂષ ઋષભદેવથી મહાવીર પર્યંત જિનોનું એક અંગુષ્ઠ પ્રમાણ પણ બિંબ કરાવે તે સ્વર્ગમાં પ્રધાન અને વિપુલ ઋદ્ધિનાં સુખ ભોગવીને પ્રાંતે પંચમ ગતિને પામે છે.

વળી 'જ્ઞાન વિના સંસાર છે અને જ્ઞાનવડેજ મોક્ષ પ્રાપ્ત થાય છે અર્થાત્ જ્ઞાન વિના સંસાર ન ટળે અને જ્ઞાન વિના મોક્ષનો લાભ ન મળે' એમ કહ્યું છે, માટે દ્રવ્યથી અને ભાવથી એમ બંને પ્રકારે સિદ્ધાંતનું આરાધન કરવું. વિવિધ પુસ્તકોમાં† જિનાગમ લખાવીને તે ભંડારોમાં રખાવવાં. તેમજ જ્ઞાનાભ્યાસની વૃદ્ધિને માટે તે મુનિઓને આપવાં કે જેથી મોક્ષલક્ષ્મી કરતલમાં આવીને ક્રીડા કરે. એ પ્રમાણે આગમની પૂજા કરવાથી તે ભવ્ય જનોની સંસારજડતાનો નાશ કરે છે અને કેવલશ્રીને ઉત્પન્ન કરે છે. જ્ઞાનના આરાધનથી પ્રાણી ચક્રવર્તીનાં અને ઇંદ્રનાં સુખ ભોગવીને પ્રાંતે જિનેશ્વરની જેમ કેવળજ્ઞાન પામી મોક્ષસુખ મેળવે છે. કહ્યું છે કે-'શ્રુતજ્ઞાનથી પ્રાણી જીવાજીવાદિ તત્ત્વો અને પોતાનું હિતાહિત જાણી શકે છે, તેવો તત્ત્વજ્ઞ થવાથી વિરતિને પામે છે અને વિરતપણાથી તે સત્વર મોક્ષને પામી શકે છે.' લૌકિક શાસ્ત્રમાં પણ કહ્યું છે કે-'શાસ્ત્ર પાપરૂપ રોગના ઔષધ સમાન છે, પુણ્યના કારણરૂપ છે, દિવ્ય ચક્ષુરૂપ છે અને સર્વ અર્થને સાધી આપનાર છે. હે અર્જુન! પ્રદીપ્ત થયેલ અગ્નિ જેમ કાષ્ઠને ભસ્મીભૂત કરી નાખે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ પ્રાણીનાં સર્વ કર્મોને ભસ્મીભૂત કરી નાખે છે.' શાસ્ત્ર સંચય કરાવતાં તેમાં જેટલા અક્ષરો લખાયા હોય તેટલા હજાર વર્ષો પર્યંત તે

* આ પ્રમાણ શા આધારે લીધું છે તે જાણવામાં આવ્યું નથી.

† કાગળ પર, તાડપત્ર પર અથવા બીજા પદાર્થો પર.

સ્વર્ગનાં સુખ ભોગવે છે અને ત્યાં પણ વિદ્યાપરાયણ રહે છે. વળી તે પુસ્તકમાં જેટલી અક્ષરપંક્તિઓ છે તેટલા યુગ પર્યંત તે નરકના દુઃખમાંથી બચીને સ્વર્ગમાં વિલાસ કરે છે.

જેવી રીતે જિનેશ્વરની અને જ્ઞાનની ભક્તિ કરવી તેવી રીતે ચતુર્વિધ શ્રીસંઘની પૂજા અને ઉપાસના પણ યથાયોગ્યપણે કરવી, કારણ કે એ સાત ક્ષેત્રોમાંનાં ચાર ક્ષેત્ર છે અને તેથી લોકોત્તર સુખની પ્રાપ્તિ થાય છે. જેના ઘરે શ્રીસંઘ પધારે તેને ચિંતામણિ તો હાથમાંજ છે. કલ્પવૃક્ષ તેના ઘરના આંગણે છે અને કામધેનુ તેની સન્મુખજ છે. જે ફળ, તાંબૂલ, વસ્ત્ર, ભોજન, ચંદન અને પુષ્પોથી શ્રીસંઘને પૂજે છે તે પોતાના જન્મને સફળ કરે છે. હે મહામંત્રિન્! આ સાત ક્ષેત્ર નિરંતર ફળ આપે તેવાં છે. એમાં વાવેલ ધનરૂપ બીજ કોટિભવ પર્યંત પણ ક્ષય થતું નથી. કહ્યું છે કે-'જિનબિંબ, જિનભવન, જિનાગમ અને સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ શ્રીસંઘ-એ સાત ક્ષેત્રોમાં જે ધન વાપરે છે તેજ જગતમાં ઉત્તમ પુરૂષ કહેવાય છે.' વ્રતથી પવિત્ર થયેલ જે સમ્યગ્દૃષ્ટિ જીવ એ સાત ક્ષેત્રોમાં પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરે છે તેનેજ સુશ્રાવક કહેલ છે. કહ્યું છે કે પોતે વ્રતસ્થ થઇને જે સાત ક્ષેત્રોમાં ભક્તિપૂર્વક ધન વાપરે છે તથા દીન જનો પર દયા કરે છે તે મહાશ્રાવક કહેવાય છે."

આ પ્રમાણેની ગુરૂ મહારાજની દેશના સાંભળીને તે મહામંત્રીઓ સર્વત્ર ધર્મસ્થાનો કરાવવાને તત્પર થયા. તેમજ સર્વોત્તમ તીર્થ એવા શ્રી શત્રુંજય પર્વત પર નંદીશ્વર, ઇંદ્રમંડપ, ઐરાવત તથા અષ્ટાપદ વિગેરેની રચના અને સર્વ દર્શનોને સામાન્ય એવા શ્રી ગિરનાર તીર્થ પર શ્રી શત્રુંજય, સમેતશિખર તથા અષ્ટાપદ પ્રમુખ પર્વતોની જળ અને સ્થળ માર્ગથી દિવ્ય આરસપાણ મંગાવી તેવા ઠામમાં અત્યંત કુશળ એવા શોભન પ્રમુખ કારીગરો પાસે ધર્મની ઇચ્છાથી પૃથ્વીતલ પર ધર્મને સ્થિર કરવા તે મંત્રીઓએ દેવોને પણ અસાધ્ય એવી રચના કરાવવા માંડી. વળી તેમની આજ્ઞાથી તેમના માણસો દરેક ગામમાં કૈલાસપર્વત સમાન ઉન્નત જિનચૈત્યો કરાવવા લાગ્યા. વળી તે તે ગામમાં અને નગરમાંથી ઉપજેલા રાજભાગના ધનથી કારીગરો વિગેરેની આજીવિકા બરાબર ચાલી શકતી હતી; અને

ગામડાંઓની સીમાના કરથી દેવદ્રવ્યમાં વધારો થતો હતો. પુષ્પો વિગેરેને માટે જિનમંદિરોની પાસે વાડીઓ કરાવવામાં આવી હતી.

આખી વસુધા પર પૂર્વે બનાવવામાં આવેલાં જીર્ણ જિનમંદિરોનો સર્વત્ર શક્તિ, યુક્તિ, અને લક્ષ્મીથી તેઓએ ઉદ્ધાર કરાવ્યો (સમરાવ્યા); વળી જિનાર્ચનના નિમિત્તે તે મંત્રીઓએ દરેક ચૈત્યમાં છત્ર, ચામર, કળશ, તોરણ, આદર્શ, દીપિકા, ચંદનદ્રવ અને પુષ્પાદિકનાં ઘણાં ભાજન, સારી ધાતુની કુંડી, વાસકુંપિકા, દીપાવળી, ઘંટ, મંગળદીપક અને આરતી વિગેરે ઉપકરણો કરાવીને મૂક્યાં. તેમજ રથયાત્રા માટે રથો પણ મૂકાવ્યા. વળી પૂજામાં વિઘ્ન કરનારા દુષ્ટ જનોનો બળાત્કારથી ઉચ્છેદ કર્યો અને જિનધર્મી જનોને લક્ષ્મી આપીને નિશ્ચિંત કરી દીધા. વળી દરેક નગર અને ગામમાં રાજમુદ્રા કરી દઇને પૂજાનિર્વાહનાં સાધનોને તેમણે અઘાટ કરી દીધાં. પોતાના દેશનાં સમસ્ત નગરોમાં શ્વેતાંબર સાધુઓની સર્વત્ર ભક્તિ કરવામાં આવતી અને પ્રતિવર્ષે પ્રત્યેક મુનિનો ત્રણ વાર વસ્ત્રાદિકથી મહોત્સવપૂર્વક સત્કાર કરવામાં આવતો, તેમજ અન્ય દર્શનોનું પણ યથોચિત સન્માન કરવામાં આવતું હતું.

સર્વ પ્રતિમાઓનાં ભાલસ્થલ કિંમતી રત્ન અને સુવર્ણનાં તિલકોથી યથોચિત શણગારવામાં આવ્યાં. તેમજ જિનશાસનનો ઉદ્યોત કરનારા ઉત્તમ શ્રાવકોને મુદ્રિકાદિક કિંમતી શૃંગારથી સુશોભિત કરવામાં આવ્યા. સ્તંભતીર્થપુર તથા ધવલક્કપુરમાં તે મંત્રીઓ ભક્તિ અને યુક્તિપૂર્વક અનેક વખત સાધર્મિક વાત્સલ્ય કરતા હતા, રથયાત્રાઓ તથા યાત્રાર્થને સાધનારી તીર્થયાત્રાઓ કરતા હતા અને દીન જનોના મનોરથ પૂરતા હતા. વળી તે મંત્રીઓ પોતાની શક્તિથી મિથ્યાત્વીઓને પણ વિશ્વપાવન એવા આર્હત શાસનમાં સ્થાપન કરતા હતા.

એકદા તેજપાલ વિગેરે પરિવાર સહિત શ્રદ્ધાળુ એવા વસ્તુપાલ મંત્રીએ શ્રીનરચંદ્ર ગુરૂ પાસે આ પ્રમાણે દેશના સાંભળી કે-

"સુપાત્રે દાન આપતાં તે ધર્મના કારણરૂપ થાય છે, ઇતર (અનુકંપા) દીનાદિકમાં આપતાં ઉચ્ચ પ્રકારની દયા પ્રગટાવે છે, મિત્રને આપતાં પ્રીતિમાં વધારો કરે છે, શત્રુઓને આપતાં વૈરને દૂર કરે છે, સેવકને આપતાં ભક્તિ વધારે છે, રાજાને આપતાં સન્માન

અપાવે છે અને ભાટ વિગેરેને આપતાં યશ ગવરાવે છે. દાન ક્યાંઇ પણ નિષ્ફળ થતુંજ નથી. દાનથી પ્રાણી અખંડ સામ્રાજ્ય અને ઇંદ્રપણું પામે છે, દાનથી અગણિત સુખની વૃદ્ધિ થાય છે અને દાનથી અનુક્રમે મોક્ષ પણ મળે છે. ચતુર્વિધ ધર્મમાં દાનને પ્રથમ ગણવામાં આવેલ છે અને તે જ્ઞાનદાન, અભયદાન તથા સુપાત્રદાનના ભેદથી ત્રણ પ્રકારે છે. સર્વ દાનોમાં જ્ઞાનદાનને મુખ્ય કહેવામાં આવેલ છે. તે સર્વ સંપત્તિના કારણરૂપ અને તત્ત્વાતત્ત્વને યથાર્થ જણાવનાર છે. જ્ઞાનથી જ્ઞાની પોતાના અંતરમાં કૃત્યાકૃત્ય સમજીને અકૃત્યોનો ત્યાગ કરે છે અને સુકૃત્યોને આદરે છે, અજ્ઞાની પરભવમાં દુઃખનું ભાજન થાય છે; માટે જ્ઞાનદાન કરનાર સમસ્ત સુખને આપનાર છે, અને એટલામાટેજ જ્ઞાનદાતાને દુઃપ્રતીકાર (જેનો બદલો વાળવો મુશ્કેલ છે તેવા) કહેવામાં આવેલ છે. વળી બીજાં દાનો તો પ્રાણીઓને એકજ જન્મમાં ઉપકારી થાય છે અને જ્ઞાનદાન તો ઉભય લોકમાં હિતકારી થાય છે; માટે પરોપકારોમાં એને મુખ્ય ગણવામાં આવેલ છે.

બીજું અભયદાન તો સમસ્ત પ્રાણીઓને ઇષ્ટજ છે. એનાથી આરોગ્ય, લાંબું આયુષ્ય અને અદ્ભુત સુખ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. દાન વિના ઘણાં કષ્ટાનુષ્ઠાનો ક્ષાર ભૂમિમાં વાવેલ બીજની જેમ નિષ્ફળ થાય છે. લક્ષણ (વ્યાકરણ) હીન વિદ્યા, રૂપહીન નાયિકા અને જ્ઞાનહીન ગુરૂ—એ નિષ્ફળ સુવૃક્ષ સમાન છે. લોચન રહિત મુખ અને બ્રહ્મધર્મ રહિત સંન્યાસીની જેમ દયાહીન બહુ ધર્મકાર્ય પણ શોભા પામતું નથી. ગર્ભમાં જન્મ થતાં અથવા તરૂણપણામાં યા બાળપણામાં મરણ, આધિ, વ્યાધિ, દૌર્ભાગ્ય, દરિદ્રતા અને બીજાં દુઃખો—એ હિંસારૂપ વિષવૃક્ષનાં પુષ્પો છે અને નરકની તીવ્ર વેદના—એ તેનું ફળ છે. કહ્યું છે કે—'દેવોને બળિદાન આપવા માટે અથવા યજ્ઞના નિમિત્તે જે નિર્દય પુરૂષો પ્રાણીઓને મારે છે તેઓ ઘોર દુર્ગતિમાં જાય છે.' માટે આહારાદિકના દાન કરતાં અભયદાન અધિક છે. વધ્ય પુરૂષ રાજ્ય આપનાર કરતાં પણ પ્રાણ આપનારને અધિક ગણે છે. કહ્યું છે કે—'મહાદાનોનું ફળ પણ વખતસર ક્ષય થઈ જાય, પણ અભયદાનનું ફળ તો ક્ષયજ પામતું નથી.

ત્રીજું ધર્મોપષ્ટંભદાન છે અને તે શય્યા, ચતુર્વિધ આહાર, વસ્ત્ર,

પાત્ર વિગેરેના ભેદથી બહુ પ્રકારનું છે. તેજ પુરૂષો ધન્ય છે કે જેઓ અવસરે ઘરે પધારેલા સાધુઓને પરમ શ્રદ્ધાથી ત્રિવિધ શુદ્ધ, પ્રાસુક, એષણીય, કલ્પનીય અને પોતાને માટે તૈયાર કરાવેલ અન્ન પાનાદિ વસ્તુઓ વ્હોરાવે છે. આહારના ચાર પ્રકાર છે–અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય. વળી યતિજનને હિતકર એવાં વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપ્રોચ્છન, વસતી (રહેવાનું મકાન) તથા પાટ પાટલા વિગેરેથી ઉપાસકોએ માનસિક પ્રીતિપૂર્વક સત્કાર કરવો, કારણ કે તે મુનિના ચારિત્રને મદદરૂપ થાય છે. રત્નત્રયી યુક્ત પાત્રને ધર્મના નિમિત્તે ભક્તિપૂર્વક નિરવદ્ય આહાર આપતાં મહાફળ પ્રાપ્ત થાય છે. એ પાત્ર જિનબિંબ, જિનભવન, પુસ્તકસંગ્રહ અને ચતુર્વિધ શ્રીસંઘ એમ સાત પ્રકારે કહેલ છે. એ સાત ક્ષેત્રોમાં જે ધનરૂપ બીજ વાવીને ભાવરૂપ જળથી તેનું સિંચન કરે તે મોક્ષશ્રીરૂપ અક્ષય શસ્ય (ધાન્ય)ને મેળવે છે. પુણ્યથી પામી શકાય તેવું પાત્ર, ઉત્તમ ચિત્ત અને ન્યાયોપાર્જિત ધન મેળવીને જે પ્રાણી ભાવથી દાન આપે છે તેની લક્ષ્મી સદા ઉદય પામતી જાય છે. હે મંત્રીશ! રત્ન, ધાતુ અને વૃક્ષાદિકમાં જેમ મહાન્ અંતર સાંભળવામાં આવે છે, તેમ સુપાત્ર સુપાત્રમાં પણ મહાન્ અંતર રહેલું છે. કહ્યું છે કે હજારો મિથ્યાદૃષ્ટિઓ કરતાં એક અણુવ્રતી શ્રેષ્ઠ, હજારો અણુવ્રતી કરતાં એક મહાવ્રતી શ્રેષ્ઠ અને હજારો મહાવ્રતી કરતાં એક જિનેશ્વર શ્રેષ્ઠ છે, કારણ કે જિનેશ્વર સમાન પાત્ર તો કોઇ છેજ નહીં. હજારો અને લાખો વિશુદ્ધ શ્રાવકોને દાન આપતાં જે પુણ્ય થાય તે કરતાં એક મુનિદાનથી અધિક ફળ પ્રાપ્ત થાય છે. સુપાત્રદાનના ફળમાં પણ દેશ, કાળ, આગમ, દ્રવ્ય, ક્ષેત્ર અને દાતાના ભાવ–એ ગુણો વધારો કરી આપે છે. બ્રહ્મચર્યહીન, ક્રિયાભ્રષ્ટ અને દયા તથા દમથી રહિતને મહાદાન આપતાં પણ સ્વલ્પ ફળ પ્રાપ્ત થાય છે. સાધુઓ એ પ્રથમ પાત્ર છે, બીજું પાત્ર શ્રાવકો છે, ત્રીજું સમ્યગ્દૃષ્ટિ છે, શેષ જંતુઓ દયાપાત્ર છે. કહ્યું છે કે–'સાધુ ઉત્તમ પાત્ર છે, શ્રાવકો મધ્યમ પાત્ર છે અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જઘન્ય પાત્ર છે.' આ પાત્રાપાત્રની વિચારણા તો મોક્ષફળના હેતુવડે કરેલા દાનના સંબંધમાં કરવાની છે, બાકી તત્ત્વજ્ઞ પુરૂષોએ અભયદાનનો તો કયાંઇ પણ નિષેધ કર્યો નથી."

આ પ્રમાણે ગુરૂ મહારાજની વાણી સાંભળીને તેમને પ્રમાણ કરી મંત્રીશ્વર સદા જિનધર્મીઓને યુક્તિપૂર્વક દાન આપવા લાગ્યો.

એકદા વસ્તુપાલ મંત્રીએ વિચાર કર્યો કે–'સાત ગામ બાળતાં જે પાપ થાય તેટલું પાપ એક ઘટપ્રમાણ અણગળ નીર વાપરવાથી લાગે છે. મચ્છીમારને એક વરસ સુધી જે પાપ લાગે તેટલું પાપ અણગળ જળ પીનારને એક દિવસમાં લાગે છે. વસ્ત્રે ગળેલા જળથી જે સર્વ કામ કરે છે તેજ મુનિ, તેજ મહાસાધુ, તેજ યોગી અને તેજ મહાવ્રતી છે. ત્રણ લોકનું દાન કરતાં સુજ્ઞ જનોને જે ફળ મળે તે કરતાં કોટિગણું પુણ્ય ગાળેલું જળ વાપરવાથી પ્રાપ્ત થાય છે. જળપાન કરતાં વીશ અંગુળ લાંબા અને ત્રીશ અંગુળ પહોળા વસ્ત્રને બેવડું કરીને પ્રથમ તે જળ ગળવું જોઇએ અને તે વસ્ત્રમાં આવેલા જંતુઓને પુનઃ તે જળમાં મૂકી દેવા જોઇએ. આ પ્રમાણે કરીને જે જળપાન કરે તે પરમ ગતિને પામે છે.' એ રીતે વિચાર કરીને જીવરક્ષામાં વિચક્ષણ અને ધર્માત્મા એવા શ્રીમાન્ વસ્તુપાલ મંત્રીએ ભૂતલ પર સર્વ સ્થાને જળ ગળવાને માટે વિશેષે મજબૂત ગરણાં રખાવ્યાં.

ત્યારપછી અવસર પામતાં સદાચારી અને કૃતજ્ઞ એવા તે મંત્રીઓએ પૂર્વે પોતાના પર ઉપકાર કરનારા સોમેશ્વર ભટ્ટ વિગેરેને ઘણું ભૂમિદાન આપી તેની પેદાશમાંથી તેમને આજીવિકા બાંધી આપી એટલે સોમેશ્વર કવિએ તેમની આ પ્રમાણે સ્તુતિ કરી. 'કૃતજ્ઞ પુરૂષના ગુણકીર્તનથી કોણ પોતાની વાણીને ન પોષે? પર્વત, માતંગ, કૂર્મ કે વરાહના આધારે આ પૃથ્વી નથી રહી, પણ ધીર એવા વસ્તુપાલના હાથમાં તે રહેલી છે. ધીમાન્ એવા દુર્ગસિંહે તો પૂર્વે સૂત્ર પર વૃત્તિ કરી હતી, પણ તેજપાલ મંત્રીએ તો વિસૂત્ર (શત્રુ) પર પણ પોતાની વૃત્તિ (ખંડણી) સ્થાપી દીધી છે.'

એક દિવસે વસ્તુપાલ મન્ત્રી પાસે ગુરૂ મહારાજે શ્રી સ્તંભનાધીશ પાર્શ્વ પ્રભુની પ્રતિમાનો આ પ્રમાણેનો પ્રભાવ વર્ણવ્યો–"હે મન્ત્રિન્! પ્રશસ્ત સંપત્તિના નિધાનરૂપ એવા સ્તંભનક નામના નગરમાં શ્રીમાન્ પાર્શ્વનાથની મૂર્ત્તિ અત્યંત પ્રભાવવાળી છે, તેથી ત્રણે જગતમાં એ તીર્થ ઉત્કૃષ્ટ છે અને અનેક ભવનાં પાતકને પરાસ્ત

કરનાર એવી તે મૂર્ત્તિની અનેક ઉત્તમ પુરૂષોએ પણ પૂજા કરેલી છે; માટે હે મહાનુભાવ! સમસ્ત શ્રીસંઘ સહિત પ્રૌઢ ઉત્સવો કરાવીને વિધિપૂર્વક તે મૂર્ત્તિનાં તારે દર્શન કરવા યોગ્ય છે. ઇંદ્રના આદેશથી દેવોએ જ્યારે વાસુદેવના નિવાસ માટે સમુદ્ર પાસે દ્વારિકા નગરીની રચના કરી ત્યારે ત્યાં મંગળને માટે સૌધર્મેન્દ્રે સુવર્ણના પ્રાસાદમાં એ પ્રતિમાને સ્થાપન કરી હતી. ત્યાં વિષ્ણુ અને બળદેવ વિગેરે એ પ્રતિમાનું પૂજન કરતા હતા. દ્વારિકાના દાહ સમયે તેમણે પશ્ચિમ સમુદ્રમાં તે પ્રતિમા પધરાવી. પછી પોતાની અભીષ્ટ સિદ્ધિને માટે વરૂણ દેવે જળમાંથી તેને પોતાના ભવનમાં લાવીને ચિર કાળ તેનું આરાધન કર્યું. પછી અનુક્રમે નાગેંદ્રના સ્ફુરાયમાન પુણ્યના પ્રભાવથી અસાધારણ માહાત્મ્યવાળી એ પ્રતિમા નાગલોકમાં આવી. ત્યાં નાગેંદ્રભવનમાં પણ પદ્માવતી દેવીએ ગીત, નૃત્ય અને મહોત્સવપૂર્વક તેની પૂજા કરી. પછી પદ્માવતીના આદેશથી ધનદત્ત શ્રેષ્ઠી સમુદ્રમાંથી તેને કાંતિપુરીમાં લાવ્યો. ત્યાં કનકાચલ સમાન કનકભવનમાં સ્થાપન કરીને નગરજનોએ આદરપૂર્વક અનેક વર્ષો પર્યંત તેનું પૂજન કર્યું. પછી છત્રીશ લાખ નગર અને ગામોના રાજાઓને પ્રતિબોધ કરનાર, પોતાની યોગલીલાથી સર્વોત્કૃષ્ટ શરીરશુદ્ધિને ધારણ કરનાર, દરરોજ પાંચ તીર્થોને નમસ્કાર કરીને આહાર કરનાર અને યુગપ્રધાન એવા શ્રીપાદલિપ્તસૂરિના વિદ્વાન્ અને યોગીંદ્ર એવા નાગાર્જુન નામના શિષ્યે સિદ્ધ સ્વર્ણરસના સ્તંભન નિમિત્તે આકાશગામિની વિદ્યાથી તેને લાવીને પોતાની ઇષ્ટસિદ્ધ થયા પછી સેઢી નદીના કિનારે ક્યાંક પૃથ્વીની અંદર સ્થાપન કરી દીધી. ત્યાં રહેતાં પણ દિવ્ય પ્રભાવથી કપિલા નામની ગાય સ્વયમેવ, ઝરતા દૂધથી તેનું સ્નાત્ર કરતી હતી. અનુક્રમે ગોવાળના પુણ્યોદયથી તે પ્રગટ થઈ અને ત્યાં પાંચસો વર્ષ પર્યંત યક્ષોએ તેનું પૂજન કર્યું. પછી કોઢ રોગથી ગળતા એવા શ્રીમાન્ અભયદેવસૂરિને મહામંત્રમય જયતિહુઅણ સ્તોત્રની શક્તિથી એ પ્રતિમા પ્રત્યક્ષ થઇ અને અસાધારણ શક્તિથી નવ અંગની વૃત્તિ કરવા એ પ્રતિમાએ પ્રસન્ન થઈને તેમને નવું શરીરબળ આપ્યું. પછી તેમના આદેશથી ત્યાંના રાજા, પ્રધાન અને શ્રાવકોએ મહોત્સવ સહિત એ પ્રતિમાને સ્તંભનકપુરના પ્રાસા-

દમાં લાવીને સ્થાપન કરી, તેથી ત્રણે જગતમાં એ પરમ તીર્થ તરીકે પ્રસિદ્ધ થઇ. જે મનુષ્ય એ પ્રતિમાની પૂજા કરે છે તે અધિક લક્ષ્મીનું પાત્ર થાય છે. અમૃતના એક બિંદુ માત્રથી જેમ સમસ્ત વિષતરંગો વિલય પામે તેમ એના સ્મરણ માત્રથી સમસ્ત વ્યાધિઓ વિનાશ પામે છે. એનો સમસ્ત અદ્ભુત પ્રભાવ કહેવાને તો કોઈ પણ શક્તિમાન્ નથી. વાંસની એક લાકડી સમુદ્રનું અગાધપણું શી રીતે માપી શકે? એકવાર પણ ભાવથી જો સમ્યગ્ રીતે એને નમસ્કાર કરવામાં આવે તો તે અનેક પાપોને દૂર કરીને અભીષ્ટ ફળને આપે છે."

આ પ્રમાણે ગુરૂ મહારાજની વાણી સાંભળીને પવિત્ર ભાવનાને ધારણ કરનારા સ્તંભતીર્થાદિક અનેક નગરોના વ્યવહારીયા તથા આજુબાજુનાં ગામોના વેપારીઓ સહિત, અને જગતના જંતુઓને એક જીવનરૂપ એવી ગુણસંપત્તિવાળા તેજપાલે જેમના ઉત્સાહમાં વધારો કર્યો છે એવો તથા ક્ષત્રિય રાજકુમારોથી પરિવૃત્ત અને સર્વ સમૃદ્ધિથી દશાર્ણભદ્રની જેમ દેવોને વિસ્મય પમાડનાર વસ્તુપાલ મંત્રીશ્વર રાજધાનીમાંથી પોતાના સમસ્ત કુટુમ્બને બોલાવીને જગતને આનંદ પમાડનાર એવા વામાનંદન (પાર્શ્વનાથ)ને વંદન કરવા ચાલ્યો. તીર્થયાત્રા કરવા જતાં હેષારવ કરતા અશ્વોના ખુરઘાતથી ઉડતી રજથી દિગીશોની નિર્મળ ગૃહવાપિકાઓને મલિન કરતો, દીન તથા અનાથ યાચકોને દયાપૂર્વક દાન આપતો તથા લક્ષ્મીને સુપાત્રે વાપરતો મંત્રીશ્વર અનુક્રમે શ્રીમાન્ પાર્શ્વનાથ પ્રભુના મંદિરને જોઇને પોતે નૃત્ય કરવા લાગ્યો, અને અર્થી જનોને સેંકડો અશ્વોનું દાન આપ્યું. પછી અંતરમાં અધિક આનંદ પામીને પ્રાસાદને પ્રદક્ષિણા કરી તેણે સુવર્ણ, માણિક્ય તથા મોતીઓથી તેને વધાવ્યો. ત્યાર પછી પાંચ અભિગમ સાચવીને તેણે ભગવંતને પ્રણામ કર્યાં, તથા ભક્તિપૂર્વક રત્નમાળાથી પ્રભુનું પૂજન કર્યું. પછી પ્રથમ દિવસે વિવેકી એવા શ્રીસંઘના લોકો સાથે તે મંત્રીએ ગાત્રોને પવિત્ર કરનાર તથા વાગતાં વાજિત્રના નાદથી દેવો અને અસુરોને આનંદ પમાડે તેવું ભગવંતનું સ્નાત્ર શરૂ કર્યું; એટલે કે લક્ષ્મીવડે રાજા સમાન ભોગી એવા મહાશ્રેષ્ઠીઓ સાથે શ્રીમાન્ મંત્રીએ બધાના મનને આનંદ પમાડનાર સ્નાત્રોત્સવની શરૂઆત કરી. તે વખતે

કેટલાક ભાવિક શ્રાવકો પાંચ પ્રકારની પુષ્પાંજલિ તૈયાર કરવા લાગ્યા, કેટલાક લક્ષ્મીનું આકર્ષણ કરવા માટે શ્રાવકોને તિલક કરવા લાગ્યા, કેટલાક ધૂપધૂમ્રના ઉદ્‌ગમથી પોતાના હસ્તકમળને પવિત્ર કરવા લાગ્યા, કેટલાક જળપૂર્ણ કળશ હાથમાં લેવા લાગ્યા, કેટલાક મંત્રોદ્‌ગારથી મનોહર એવું ગાયન કરવા લાગ્યા અને કેટલાક ભગવંતની આગળ આનંદકારી નૃત્ય કરવા લાગ્યા. પછી શ્રાવકો બંને બાજુ ઉભા રહી ગયા, એટલે ઇંદ્ર સમાન મંત્રીઓએ આગળ આવીને ભગવંત ભણી પાંચ કે સાત કુસુમાંજલિ મૂકીને સંસારની ભ્રાંતિથી નીપજેલ થાકને દૂર કરવા સૂત્રપાઠથી પવિત્ર અને વાગતાં વાજિંત્રથી મનોહર એવો નિર્મળ કુંકુમ જળથી ભગવંતનો અભિષેક કર્યો. તે વખતે સંઘના આગ્રહથી તે ચૈત્યના અધ્યક્ષ એવા કવીશ્વર મલ્લવાદીને બોલાવતાં તે ત્યાં આવ્યા અને જિનમંદિરમાં પેસતાં દેવોએ કરાતા સ્નાત્રની શોભા સમાન તેમણે આરંભેલ તે મહોત્સવને જોઇને તેનું મન વિસ્મયસાગરમાં નિમગ્ન થઇ ગયું, એટલે સમયોચિત સદાચારને ભૂલી જતાં તે મઠેશ્વર આ પ્રમાણે બોલ્યો કે-'અહો! આ અસાર સંસારમાં શ્રીજ એક સારરૂપ છે.' મલ્લવાદીએ કહેલ આ વાક્ય સાંભળતાં સદાચારમાં વિશારદ અને સુજ્ઞ એવા તે મંત્રીઓ પોતાના ચિત્તમાં ચિંતવવા લાગ્યા કે-"આ મઠપતિ ખરેખર અનાચારીઓમાં અગ્રેસર લાગે છે, માટે શ્રાવકોના મધ્યમાં તેનું ગૌરવ કરવું યોગ્ય નથી. કહ્યું છે કે-'અનાચારનો આદર કરવો અને સદાચારને નિંદવું, એ મહા ભયંકર પાપ છે અને તે સંસારના માર્ગમાં એક ભાતારૂપ છે.' વળી આ મૂઢાત્મા જિનમંદિરમાં નિર્વિવેકી જનોને ઉચિત એવો શૃંગારરસનો શ્લોક બોલે છે. જે મૂઢ બુદ્ધિ જિનમંદિરમાં વિકથા કરવા મંડી જાય છે તે ચારે બાજુ વજ્રલેપ સમાન પાપથી લેપાય છે, કારણ કે-'અન્ય સ્થાને કરવામાં આવેલ પાપ જિનમંદિરમાં ક્ષય થઈ શકે, પણ જિનમંદિરમાં કરવામાં આવેલ પાપ તો વજ્રલેપ સમાનજ થાય છે.' જેનું શીલ સુમેરૂ સમાન નિશ્ચળ છે તે સાધુજ સન્માનપૂર્વક વંદનીય છે."

પછી જગતના અરિષ્ટને દૂર કરનાર અને બૃહસ્પતિ સમાન અનેક સૂરિવરો અનુક્રમે ત્યાં આવીને બેઠા એટલે મઠાધિપ

મલ્લવાદી તેમની મોટાઇને અનુસરી ક્રમસર તમને નમસ્કાર કરીને યથાસ્થાને બેઠા. પછી મંત્રીવરોએ આશ્ચર્ય ઉપજાવે તેવું સ્નાત્ર કરીને સમ્યગ્ રીતે ભગવંતની અષ્ટ પ્રકારી પૂજા કરી. પછી જિનમંદિર પર પંચ વર્ણના મહાધ્વજ આરોપણ કરી, તથા બીજા પણ અનેક ભક્તિનાં કાર્યો આચરી, સ્વસ્તિક યુક્ત થાળમાં દીપમાળાથી દેદીપ્યમાન તથા ચારે બાજુ ચંદન કુસુમાદિકથી પૂજિત એવી કાંચનમય આરતી સ્થાપન કરીને વસ્તુપાલ મંત્રીએ વિધિથી સૂત્ર-પાઠપૂર્વક તે ઉતારી. પછી વાજિત્રના અતિશય નાદથી દેવતાઓને પણ જાગ્રત કરતાં, યાચકોને મનોવાંછિત દાન આપતાં અને 'હે ભગવન્! આ જગતમાં સતત ઉદય પામનારા એક તમેજ દીપક છો' આ પ્રમાણે ભક્તિપૂર્વક પાર્શ્વ પ્રભુની વિજ્ઞાપના કરતાં મંત્રીશ્વરે ચારે બાજુ કર્પૂરથી અર્ચિત અને મંગલકારક એવો મંગલદીવો ઉતાર્યો. પછી ભાવપૂજા નિમિત્તે ચૈત્યવંદન કરતાં સુધા સમાન મધુર વાણીથી તેણે આ પ્રમાણે સ્તુતિ કરી.

"અભીષ્ટાર્થ આપવાથી જનમનને રંજન કરનાર, ભક્તિથી નમતા દેવોના મુગટોમાંથી સરી પડતાં મંદાર પુષ્પની માળાઓથી પૂજિત, સર્વત્ર પ્રસરતા પ્રભાવ યુક્ત, જગતના સ્વામી, તથા શ્રી સ્તંભનક નગરને શણગારવામાં મુગટ સમાન એવા હે પાર્શ્વ પ્રભુ! તમે જયવંતા વર્તો. વળી આપના નામરૂપ મહા મણિમંત્રથી તથા તેના સંસર્ગના પ્રભાવથી ઉલ્લસાયમાન ઔષધિઓમાં ઉત્પન્ન થતા અદ્ભુત માહાત્મ્યથી સુજ્ઞ જનો અન્ય સમસ્ત મણિ વિગેરેને વૃથા માને છે. આવા પ્રભાવના ભંડાર શ્રી પાર્શ્વ પ્રભુ સત્પુરૂષોને સિદ્ધિ આપો." પછી શક્રસ્તવ બોલતાં અને નવા નવા ભાવને ધારણ કરતાં તે મંત્રીશ્વરે સર્વ ચૈત્ય અને જિન બિંબોને વંદના કરી, પછી નિખાલસ ભક્તિથી મંત્રગર્ભિત સ્તોત્ર બોલી, કંઇક ધ્યાન કરીને મૃદુ સ્વરે તે આ પ્રમાણે બોલ્યા કે-"સર્વ મંગલોમાં માંગલ્યરૂપ, સર્વ કલ્યાણના કારણરૂપ અને સર્વ ધર્મોમાં પ્રધાન એવું જિનશાસન જયવંત વર્તે છે. સર્વ જગતનું કલ્યાણ થાઓ, સર્વ પ્રાણીઓ પરોપકાર કરવામાં તત્પર થાઓ, સર્વ દોષો નષ્ટ થાઓ અને લોકો સર્વત્ર સુખી થાઓ." આ પ્રમાણે કહીને સોમકુળમાં સૂર્ય સમાન એવા તે મંત્રીશ્વરે સંઘ સમસ્ત તથા પોતાના અનુજ

બંધુ સાથે ઉપાશ્રયમાં આવીને દુરિતને દૂર કરનાર એવા સર્વ આચાર્યોને વિધિપૂર્વક વંદન કર્યું. પછી ત્યાં મહાધિકારી હોવાથી અન્ય આચાર્યોએ મલ્લવાદી મહાધિપને ઉપદેશ આપવાનો આદેશ કર્યો. એટલે તે આ પ્રમાણે બોલ્યાઃ—

"अस्मिन्नसारे संसारे, सारं सारङ्गलोचना" ॥

'આ અસાર સંસારમાં એક સારંગ લોચના (સ્ત્રી)જ સારરૂપ છે.' આ પ્રમાણે તે અર્ધ શ્લોક બોલ્યા કે તરતજ મંત્રી તેને હાથથી પ્રણામ કરી વિરક્ત હૃદયથી ઉઠીને બહાર ચાલ્યા ગયા. પછી અનુક્રમે સમસ્ત ચૈત્યોની અર્ચા કરીને મંત્રીશ્વરે જિનશાસનને સર્વમાન્ય બનાવી દીધું. ત્યારપછી ત્યાં આઠ દિવસ જિનપૂજાદિ મહોત્સવો કરતાં પોતાના જન્મને સફળ કરી કર્ણ રાજાની જેમ કલિયુગમાં પોતાની અનઘ દાનલીલાને પ્રગટ કરવા મંત્રીરાજે ખાસ ઉદ્‌ઘોષણા કરાવીને તમામ યાચકોને ત્યાં બોલાવ્યા; એટલે ત્યાં આવેલા સોમેશ્વર ભટ્ટ વિગેરે પ્રસિદ્ધ કવિવરોએ મંત્રીંદ્રનાં ગુણગાન કર્યા કે—

"હે વસ્તુપાલ! તમારા શિર પર જિનાજ્ઞા, મુખમાં સરસ્વતી, અંતરમાં કૃપા, કરકમળમાં લક્ષ્મી અને દેહમાં કાંતિ વિલાસ કરે છે. આ જોઇને કીર્ત્તિને શું ગુસ્સો ચડ્યો કે તે તરત સ્વર્ગ સુધી ચાલી ગઇ. વળી હે મંત્રીશ્વર! પોતાના ઘરમાંથી બહાર નીકળતી નથી, છતાં શત્રુઓની કીર્ત્તિને કવિવરો અસતી (અકીર્ત્તિ) કહે છે અને તમારી કીર્ત્તિ સ્વેચ્છાએ ભ્રમણ કરતી ફરે છે, છતાં તેને તેઓ સતી (શ્રેષ્ઠ) કહે છે. હે મંત્રીરાજ! તમારી દાનકીર્ત્તિએ સમુદ્રરૂપ વસ્ત્ર પહેર્યું છે અને જળપૂરરૂપ ઉત્તરીય વસ્ત્રથી ચારે બાજુ પોતાના અવયવોને આચ્છાદિત કરી દીધા છે—છતાં એ કર્ણવિકલ છે—એમ અદ્યાપિ જે જાણવામા આવતું નથી, એજ આશ્ચર્ય છે. હે વસ્તુપાલ! અનુક્રમે કર્ણ (કર્ણ રાજા) શક્તિને મંદ કરનાર અને બલિસ્વભાવને પ્રકાશતી એવી આ જરા સમાન તમારી કીર્ત્તિનો શિરકંપપૂર્વક કોણે અનુભવ નથી કર્યો?"

આ પ્રમાણે સાંભળીને તે પ્રત્યેકને તેણે એક એક લક્ષ દ્રમ્મ આપ્યા તથા ભટ્ટ અને ગંધર્વ લોકોને તેમની યોગ્યતા પ્રમાણે હજારો

દ્રમ્મ આપ્યા. પછી તે સુજ્ઞે જિનમંદિરના જીર્ણ થઇને પડી જતા કોઇ ભાગને સમારવા માટે એક હજાર સોનામહોરો ભંડારમાં મૂકી, ત્યારપછી પૂજારી લોકોને ક્ષેત્ર, ગામ, આકર, આરામ, સુવર્ણ અને અશ્વાદિક પુષ્કળ દાન આપી યુક્તિથી તેમને સંતુષ્ટ રાખી, દુરાચારી જનોને શિક્ષા દેવાપૂર્વક દેવદ્રવ્યને સ્થિર કરી, ભેટ કરનારા ગામના મુખીઓને મધુર વચનથી આનંદ પમાડી, તરતનાં ઉતરેલાં પુષ્પોની માળાથી ભગવંતની પૂજા કરી, ભક્તિથી પંચાંગપૂર્વક વારંવાર નમસ્કાર કરીને તન્મય ભાવને ધારણ કરતાં અને તે લયમાં આનન્દ પામતાં વસ્તુપાલ મંત્રી પોતાના પરિવાર સહિત જેવામાં જિનમંદિરથી બહાર નીકળ્યા તેવામાં સન્મુખ આવીને માર્ગને રોકતા મઠાધિપ મલ્લવાદીને તેણે પોતાની સામે ઉભેલા જોયા. એટલે વ્યવહારને જાણનાર એવા મંત્રીએ ભ્રકુટિને જરા નમાવવા સાથે મોટે સાદે તેને પ્રણામ કર્યાં. એટલે ઇદ્રને બૃહસ્પતિની જેમ પોતાના હાથવતી મંત્રીના પાણિપદ્મરૂપ કલ્પવૃક્ષનો સ્પર્શ કરતાં મલ્લવાદી તે મંત્રીને આ પ્રમાણે કહેવા લાગ્યા કે-'કર્ણને રસાયનરૂપ એવા તમે દૂર હો ત્યારે તો જૂદી વાત, પરંતુ તમે નજીક છતાં પણ તૃષ્ણા શાંત થતી નથી.' આ પ્રમાણે સાંભળીને મંત્રી મનમાં વિસ્મય પામી ત્યાં સ્થિર થઇ ઉભા રહ્યા અને 'આ હવે આગળ શું કહે છે?' એમ વિચારવા લાગ્યા, પણ તેઓ ન બોલવાથી પોતાના મુખકમળને વિકસિત કરી મસ્તક નમાવીને મંત્રીએ તેમને કહ્યું, કારણ કે-'સત્પુરૂષોની નમ્રતા એજ અતિથિઓના પ્રથમ આતિથ્યરૂપ છે.' "તમારા અગાધ વચનસાગરનો ધીવરો (ધીમંતો) પણ પાર પામી શકે તેમ નથી, માટે જે કહેવું હોય તે સ્પષ્ટ નિવેદન કરો." એટલે મલ્લવાદી પણ પ્રધાનને શરમાવતા સતા બોલ્યા કે-'હે મંત્રીરાજ! આગળ ઝટ જાઓ, તમને ઘણાં કામ હશે.' આથી પ્રધાને પોતાનું મુખ પ્રસન્ન રાખી વિશેષ આગ્રહથી પૂછ્યું કે-'હે કવિરાજ! આગળ પદ પૂરૂં કરીને મને કહો.' આ પ્રમાણે પ્રેમામૃતને ઝરતાં મંત્રીનાં વચનોથી તે પ્રસન્ન થઇ શાંત મનથી બોલ્યા કે-"હે મંત્રીરાજ! સાંભળોઃ—

"વૃક્ષો રહિત, વિપત્તિને અગોચર તથા સંપત્તિના સ્થાનરૂપ એવો અહીં મરૂ નામે (મારવાડ) આબાદ દેશ છે, કે જ્યાં કુવાઓ કુપણ

(સટોડીયા અથવા જુગારી)ની જેમ ગૂઢ અને ગંભીર વૃત્તિવાળા હોવાથી ગળેથી પકડવામાં આવતાંજ તેઓ સત્પુરૂષોને પોતાના સારરૂપ રસ (જળ યા ધન) આપે છે. જ્યાં સદા પુષ્પ અને ફળ આપનાર હોવાથી કરીર વૃક્ષો (કેરડાં)જ કલ્પવૃક્ષ સમાન ગણાય છે અને પ્રબળ દુષ્કાળમાં, સર્વ પ્રાણીઓને તે સહાય કરે છે. વળી જ્યાં સ્વાદિષ્ટ ફળવાળાં અને સર્વને સાધારણ એવાં પીલુનાં વૃક્ષો સુવૈદ્યોની જેમ ઉદરના રોગને નષ્ટ કરે છે. તે દેશમાં ત્રાસ મુક્ત મહાપુરૂષની જેમ બહુ ધાન્ય (બહુ ધાન્ય અથવા બહુંધા અન્ય)થી (નો) ઉપકાર કરનાર અને લક્ષ્મીના આશ્રયરૂપ કુબ્જ નામે એક ગામ છે. ત્યાં દુષ્કર પશુઓ જેવા, ધર્માધર્મથી બહિર્મુખ, અવિવેકી, નિર્ભય, રાગરહિત, નીરોગી, પામર, ઇંદ્રને પણ હસાવે તેવી લલિત ચેષ્ટાથી ઉત્કટ અને પગ ધોયા સિવાય ભોજન કરનારા એવા પામર લોકો વસે છે. નિશ્ચિંત એવા તેઓ એકઠા બેસીને બહુ ભોજન કરે છે અને રાત દિવસ પોતાને ગળે ઝાલર બાંધીને સ્વેચ્છાએ વગાડતા ફરે છે. એકદા સારા આકારવાળો, સદાચારી, પવિત્ર વસ્ત્રથી વિભૂષિત, તાંબૂલના આસ્વાદથી પદ્મરાગ સમાન દંતકાંતિને ધારણ કરનાર, વેલાકુલ નગરમાં વસનાર અને નેત્રોને આનંદ પમાડે તેવી શરીર શોભાથી સર્વને વિસ્મય ઉપજાવનાર કોઇક પુરૂષ ત્યાં આવ્યો. એટલે તેને નવીન સમજીને તે ગ્રામ્ય જનોએ પૂછ્યું કે-'હે ભદ્ર! તું કોણ છે? ક્યાંથી આવે છે? તારૂં નામ શું છે? શામાટે એકાકી ફરે છે? અને આ મરૂ દેશમાં પગે ચાલીને તું ક્યાં જવા માગે છે?' આ પ્રમાણે તેમના પૂછવાથી તેણે કોમળ સ્વરથી તેઓને જવાબ આપ્યો કે-'સમગ્ર લક્ષ્મીનો પિતા એવો સમુદ્ર જ્યાં દેવતા છે તેવા અદ્ભુત વેલાકુલ નગરમાં હું રહું છું.' એટલે સમુદ્રનું નામ સાંભળતાં તેઓ એક બીજાના મુખ સામે જોવા લાગ્યા, અને વિસ્મય પામતાં તેમણે તે મુસાફરને પૂછ્યું કે-'ભાઈ! એ સમુદ્રને પૂર્વે કોણે ખોદાવ્યો છે?' તે બોલ્યો કે-'જેનો અંત ન પામી શકાય એવો સરિત્પતિ સમુદ્ર સ્વયંસિદ્ધ છે.' આ સાંભળીને તેમણે કહ્યું કે-'તેમાં શું છે? તે કહે.', એટલે તે બોલ્યો કે-'સમુદ્રની સંપત્તિનું વર્ણન મુખથી શી રીતે કહી શકાય? તથાપિ હે ભદ્રો! તેનું યથાસ્થિત સ્વરૂપ

સાંભળો-જ્યાં મણિઓરૂપ પાષાણ છે, વિષ્ણુરૂપ જળચર છે, લક્ષ્મી જળમાનુષી છે, મોતીઓ એજ વેળુ છે, પ્રવાલની લતાઓ તે સેવાળ છે, જળ એજ અમૃત છે અને તેના કાંઠે કલ્પવૃક્ષો રહેલાં છે. વધારે શું કહું-તેનું નામ પણ રત્નાકર છે.' આ પ્રમાણે તેમની આગળ ત્રણ ચરણોનું વર્ણન કરી પોતાનું સ્વરૂપ કહીને તે મુસાફર પોતાના કાર્યને માટે આગળ ચાલ્યો.

હવે તેઓમાંથી કોઈ કુતૂહળી અને મુગ્ધ બુદ્ધિવાળો મારવાડી સર્વ લક્ષ્મીને હસ્તપ્રાપ્ય (સ્વાધીન થઇ શકે તેવી) માનતો તે સમુદ્ર તરફ ચાલ્યો. ત્યાં ઉછળતા કલ્લોલની શ્રેણિથી ગગનમંડળને ચુંબન કરનાર એવા રત્નાકરને સાક્ષાત્ જોઇને તે હર્ષઘેલો બની ગયો, અને પોતાના અંતરમાં વિચારવા લાગ્યો કે-'હવે મારે સંકટને દૂર કરનાર ઇચ્છાનુસાર લક્ષ્મી મેળવી લેવી.' એમ ધારીને તે તટ પર ક્ષણભર નાચવા લાગ્યો. હવે તે પ્રથમથીજ અત્યંત તૃષાતુર હતો, તેથી તેણે સમુદ્રનું પાણી સારી રીતે પીધું, કારણ કે 'મારવાડીઓને પ્રાયઃ વિવેક હોતો નથી.' ક્ષાર જળ પીવાથી તેનો કોઠો અત્યંત બળવા લાગ્યો અને જુલાબ લાગવાથી તે વ્યાકુળ બનીને ચિંતવવા લાગ્યો કે-'અહો! તે દુરાત્મા ધુતારાએ મને છેતર્યો, કે જેથી દુઃખની ખાણરૂપ એવી આ હીન અવસ્થાને હું પામ્યો. હે સાગર! આ મોટા કલ્લોલવાળી તારી ગર્જનાને ધિક્કાર થાઓ, કે જેને કાંઠે આવેલા તૃષાતુર મુસાફર મીઠા પાણીની વાવડીની પૃચ્છા કરે છે.' આ પ્રમાણે સમુદ્રને ઉપાલંભ દઇને તેજ પગલે તે પોતાના ગામ તરફ પાછો વળ્યો અને ઘરે આવીને તેણે બધા માણસોને આ ખબર આપ્યા. હે મંત્રીશ્વર! અમે અત્યારે તે મારવાડના મૂર્ખ જેવા થઇ ગયા છીએ, અને રત્નાકર સમાન તમને જોતાં અમે તીર્થના સેવક બન્યા છીએ. અમે આ સ્તંભનક તીર્થના અધિકારી છીએ અને વિવિધ શાસ્ત્રો વાંચતાં સદા આનંદમાં રહીએ છીએ. અહીં સુખે રહેતાં અમે સાધુવેષથી આજીવિકા ચલાવીએ છીએ અને શુદ્ધ સમ્યક્ત્વને ભજતાં કંઇક સંવેગ પક્ષમાં છીએ. અમે ચારિત્ર રહિત છતાં શીલથી ભવસાગરને તરવા ઇચ્છીએ છીએ. અહીં તીર્થયાત્રાને માટે આવતા અનેક લોકોનાં મુખથી અમારા સાંભળવામાં આવ્યું છે કે-

'તમોએ કરાવેલાં પુણ્યસ્થાનો તથા નાનાવિધ જિનચૈત્યોથી પાવન એવા ધવલક્કપુરમાં ન્યાયમાં રામ સમાન, રૂપમાં કામ સમાન, સત્યમાં યુધિષ્ઠિર સમાન, રણભૂમિમાં ભીમ સમાન, ધનુર્વિદ્યામાં અર્જુન સમાન, સુવર્ણદાનમાં કર્ણ સમાન, વસુધાના એક કલ્પવૃક્ષરૂપ અને ચૌલુક્યવંશમાં ચંદ્રમા સમાન ધીમાન્ શ્રી વીરધવલ રાજા રાજ્ય કરે છે. જેમના સુધાથી સ્નપિત થયેલા શંભુ સમાન નિર્મળ યશથી પૃથ્વીને પાવન કરતી જેની કીર્તિરૂપ મૂર્ત્તિ પ્રગટ છે અને સૂર્ય વંશમાં એક તિલક સમાન એવો તે રાજા અદ્યાપિ વિદ્યમાન છે. તે રાજાને, કવિઓને કલ્પવૃક્ષ સમાન, સર્વ જ્ઞાતિઓને સુધાના મેઘ સમાન, સરસ્વતીના ધર્મપુત્ર સમાન, જિનશાસનમાં સૂર્ય સમાન, સર્વ દર્શનોને યથોચિત્ પોષણ આપનાર, અને રાજ્યધુરાને ધારણ કરનાર વસ્તુપાલ નામે મહામંત્રી છે. જેનું મહાદાન યાચકવર્ગને ઇચ્છા કરતાં અધિક મળવાથી હસાવે છે, જેનું બળ શત્રુઓના ભુજદંડની ઉગ્રતાની વાતને નિર્મૂળ કરી નાખે છે, અને જેની બુદ્ધિ દિગંત સુધી પ્રસરેલ ભૂતળની લક્ષ્મીની આકર્ષણવિદ્યા છે. એ મંત્રીઓમાં તિલક સમાન એવા વસ્તુપાલનું નામ સાંભળતાં જગતમાં કોને આનંદ ન થાય? હે સરસ્વતી માતા! હું એ પ્રધાનને પવિત્ર પુરૂષોમાં અગ્રેસર માનું છું અને મુનિઓ એને મધ્યસ્થ માને છે, તો ઘણા વખતથી મારા મનમાં રહેલ એ વિવાદનો મને નિર્ણય કરી આપો. તે વસ્તુપાલને પોતાના ઓજસથી ઇંદ્રને હરાવનાર, જગતને જીતનાર અસહ્ય તેજવાળો અને સર્વને રાજઆજ્ઞા મનાવનાર તેજપાલ નામે ભ્રાતા છે. મંત્રીઓમાં તિલક સમાન એવો તેજપાલ મંત્રી જયવંત વર્તો, કે જેનામાં ગુણરૂપ વૃક્ષો સદા વૃદ્ધિ જ પામ્યા કરે છે, અને ત્રિભુવનરૂપ વનને શોભાસ્પદ એવી જેની છાયામાં લક્ષ્મી સાથે જેની કીર્ત્તિ પરમ આનંદ પામતી નિરંતર ક્રીડા કરી રહી છે.'

આ પ્રમાણે સાંભળીને તમારા દર્શનને માટે અમે સદા ઉત્કંઠિત થઇ રહ્યા હતા, પણ અમે સંતુષ્ટ હોવાથી તમારા ઘરે આવતા નહોતા. અમે ધારતા હતા કે કદાચ પુણ્યયોગે એ મંત્રીશ્વર આ તીર્થમાં શ્રી પાર્શ્વ પ્રભુને વંદન કરવા આવશે તો તેની આગળ અમે આનંદપૂર્વક કંઇક પ્રશસ્ત વાતચીત કરશું અને તેથી અમારા મનોરથ સિદ્ધ

થશે, કારણ કે 'પતિથી પ્રેમદા, વિનયથી વિદ્વાન્, ચાલાક મંત્રીથી રાજ્ય અને ઐશ્વર્યયુક્ત પુરુષની સાથે ગોષ્ઠીથી પુરુષ પરમ પ્રતિષ્ઠાને પામે છે. આ પ્રમાણે અમે વિચારતા હતા એવામાં તમે મોટા શ્રીમંતો સહિત શ્રીસંઘને લઇને તમારા અનુજ બંધુ સાથે અહીં પધાર્યા. તે વખતે અમે કંઇક તમારી આગળ કહેવા જતા હતા તેવામાં તમે પોતાના મનમાં કંઇક વિપરીત વિચાર લાવીને કિંચિત્ અવજ્ઞાનો દેખાવ કરી અમને વંદન કર્યા સિવાય ચાલ્યા ગયા. એજ કારણથી આ વખતે અમે કહ્યું કે-'તમને અસુર થઇ જશે, માટે સત્વર આગળ જાઓ. હે મંત્રિન્! અમારા ચિર કાળના સર્વ મનોરથ મનના મનમાંજ રહી ગયા અને મૂળથીજ તે વિલય પામ્યા."

આ પ્રમાણે મલ્લવાદીના કથનથી પોતાના અનુજ બંધુ સહિત વસ્તુપાલે તેમને વંદન કરીને પોતાના સર્વ અપરાધની ક્ષમા માગી. પછી મંત્રીએ તેવું રાગયુક્ત વચન બોલવાનો હેતુ પૂછ્યો. એટલે આનંદી એવા મલ્લવાદીએ સમુદ્ર સમાન ગંભીર વાણીથી કહ્યું કે- "ભુવનમાં એક મુગટ સમાન એવા તમોએ જ્યારે અમને બોલાવ્યા, એટલે સ્નાત્રોત્સવને જોવાની ઇચ્છાથી અમે જિનમંદિરમાં આવ્યા, ત્યાં રાજરાજેશ્વરના જેવા આકારવાળા, સદાચારી, શોભામાં શ્રીમાન્ આદિનાથના જાણે જ્યેષ્ઠ પુત્રો હોય તેવા, ધીર અને ઉદાર જનોને એક આદર્શરૂપ અને દૃષ્ટિને આનંદ પમાડનાર એવા તમે બંને ભ્રાતા જ્યારે ભાગ્યયોગે અમારા દૃષ્ટિપથમાં આવ્યા ત્યારે હે મંત્રિરાજ! અમારૂં મન પ્રસન્ન થતાં આર્હત્ નમસ્કારનો પાઠ ભૂલી જવાથી 'અહો! એજ સ્ત્રીઓ ધન્ય, જગન્માન્ય અને પ્રશંસાપાત્ર છે કે જેમણે આવા જગતને ઉદ્યોતકારી પુત્રરત્નોને ઉત્પન્ન કર્યા છે. એ વાત યાદ આવી ગઇ. કહ્યું છે કે-શ્રી યુગાદિદેવ પ્રમુખ જિનેશ્વરો, ભરત રાજા પ્રમુખ ચક્રવર્તીઓ, ત્રિપૃષ્ઠ પ્રમુખ વાસુદેવો, નમિ, વિનમિ પ્રમુખ વિદ્યાધરો, સૌભાગ્યવંત રામચંદ્રાદિક સમર્થ બળદેવો અને પાંડવો, ચંપાસ્વામી, વિક્રમ, શ્રીઆમ તથા ચૌલુક્યરાજ વિગેરે રાજાઓ, તેમજ શ્રીરત્નભટ્ટ, વાગ્ભટ્ટ, જાવડ અને જિનશાસનરૂપ આકાશમાં સૂર્ય સમાન એવા સજ્જન મંત્રી વિગેરે મંત્રીશ્વરો-એ બધા સ્ત્રીરત્નોની કુક્ષિરૂપ સરોવરમાં કમળ સમાન મહાપુરૂષો જગત્-

જનોના મનોરથ પૂરવાને માટે ઉત્પન્ન થયા છે. વળી અત્યારે આ કળિયુગમાં પણ તમારા જેવા રાજ્યધુરાને ધારણ કરવામાં સમર્થ તથા લક્ષ્મીનો સર્વત્ર મુક્તહસ્તે વ્યય કરનારા ઉત્પન્ન થયા છે, માટે સર્વોપકારી લક્ષ્મીથી શોભાયમાન, તથા પ્રાગ્વાટ વંશમાં સૂર્ય સમાન એવા સામંતસિંહ વ્યવહારીના વંશમાં જેના ગુણો જગતને પ્રશંસનીય છે એવા શ્રી આભૂ મંત્રીશ્વરની, જગતને આનંદ પમાડનાર કુમારદેવી પુત્રીનેજ ધન્ય છે, કારણ કે 'પૃથ્વીનું મૂલ્ય થઇ શકે, પણ સ્ત્રીનું મૂલ્ય તો નજ થઇ શકે, કેમકે-જેનાથી ઉત્પન્ન થયેલ પુરૂષ ત્રણે લોકમાં તિલક સમાન માન્ય થઇ શકે છે.' જે કુમારદેવીએ જગતને પૂજ્ય, વિનયના ભંડાર, સજ્જનોની આપત્તિને દૂર કરનારા, પુણ્યયોગે પ્રાપ્ત થયેલી મહાન્ સંપત્તિવાળા, પંચમ કાળમાં પ્રગટ થયેલા અંધકારરૂપ સાગરમાં ડૂબતા જિનશાસનને પ્રકાશમાં લાવવા પ્રભામય દીપક સમાન, સમસ્ત જગતને પ્રશંસનીય ગુણવાળા, રાજ્યધુરાને ધારણ કરવામાં સમર્થ અને સર્વ શાંતિને કલ્પવૃક્ષ સમાન એવા તમારા જેવા પુત્રોને જન્મ આપ્યો છે.' આવા વિચારરસના આવેશને વશ થવાથી આર્હતમંદિરમાં પણ અમે તે વખતે તેવા અર્થવાળા શ્લોકનાં બે ચરણ બોલ્યા, પણ હે મંત્રીશ્વર! હવે તેનો ઉત્તરાર્ધ સાંભળો-यत्कुक्षिप्रभवा एते, वस्तुपाल भवादृशाः॥*-'કે જેની કુક્ષિમાંથી તમારા જેવા વસ્તુપાલ ઉત્પન્ન થયા છે.' પછી તે મલ્લવાદીએ જેની ગુણસંપત્તિ જગતને જીવાડનારી છે એવા મંત્રીરાજની સાક્ષાત્ ગુણસ્તુતિ કરી કે-'બીજાનો અપકાર કરવામાં સતત પરિશ્રમ ઉઠાવનારા ઘણા પુરૂષો આ જગતમાં છે, પણ દુસ્તર દુષ્કૃતના સમૂહથી દુરાલોક એવા તેમને જોવાને પણ કોણ ચાહે છે? પરંતુ છ ગુણયુક્ત બૃહસ્પતિ સમાન વસ્તુપાલ દર્શનીય છે કે જે દુર્દૈવથી દગ્ધ થયેલ જગતને સુધા સમાન મધુર વાણીથી સદા સિંચન કર્યા કરે છે. હે વસ્તુપાલ! ઘરે આવેલા મહાપુરૂષોને તમે માન આપો છો, તેથીજ તમે પોતે માનાસ્પદ થયેલા છો. વળી વધારે આશ્ચર્યજનક તો એ છે કે-બુધ જનો તમારી પાસે ગમે તેટલી માગણી કરે તોપણ તમે 'મા કે ના' એ શબ્દનો ઉચ્ચાર તો કદાપિ કરતાજ નથી.'

---

* પ્રથમનાં બે પદ માટે જુઓ પૃષ્ઠ સું

આ પ્રમાણે પોતાની સ્તુતિ સાભળીને ઉત્તમપણાથી લજ્જાને લીધે પોતાનુ શિર નમાવીને મત્રીએ તે મલ્લવાદીને યથોચિત પ્રણામ કરી વિસર્જન કર્યા, અને ઇચ્છિત દાન આપવાવડે યાચકોને પ્રસન્ન કરતા સતા શ્રીસઘ સહિત તે પોતાના આવાસમા આવ્યા ત્યા અનુપમ ઔચિત્ય, ગુણ અને લક્ષ્મીથી વિશ્વવિખ્યાત એવા મત્રીશ્વરે અસાધારણ ભક્તિથી શ્રીસઘનુ પૂર્ણ વાત્સલ્ય કર્યું કહ્યુ છે કે 'સાર, ઉદાર અને દોષરહિત વસ્તુઓથી શ્રાવકોની બહુમાનપૂર્વક જે ભક્તિ કરવી એજ ગૃહસ્થ ધર્મનુ સાર છે' પછી વસ્તુપાલે નિષ્કપટ ભાવથી સુપાત્રમા સશુદ્ધ દાન આપીને અને અનેક શ્રાવકો સાથે ભોજન કરી પોતાના ભડારીને એકાતમા બોલાવીને કહ્યુ કે-'દશ હજાર સોનામહોરોથી ભરેલી ગાડી લઇને મઠમા જઇ સૂરિપદને ધારણ કરનાર મલ્લવાદી કવીંદ્રને એકાતમા મારા વચનપૂર્વક તેનુ ગૌરવ સાચવીને તે અર્પણ કરો' એટલે દશ હજાર સોનામહોરોથી ભરેલી ગાડી લઇને મઠમા આવી વિનય સહિત તે ભડારીએ મલ્લવાદીને કહ્યુ કે-'પ્રસન્ન થયેલા મત્રીએ આ ગાડી તમારે માટે મોકલી છે, માટે આ સોનામહોરો તમે લઇ લ્યો' મલ્લવાદીએ તેને કહ્યુ કે-'મત્રીએ પોતાની લાયકાત પ્રમાણે આ સોનામહોરો અમને અર્પણ કરી, પણ અમારે એ સોનામહોરોનું કઇ પણ પ્રયોજન નથી, માટે તે પાછી લઇ જાઓ' ભડારી બોલ્યો કે-'મારા સ્વામીના આદેશ વિના એ સોનામહોરો મારાથી પાછી લઇ જવાય તેમ નથી' એમ કહી તે સોનામહોરોનો ત્યા ઢગલો કરી તે સ્વસ્થાને ગયો એટલે મલ્લવાદી પોતાના શિષ્યો સહિત તેની પાછળ ત્યા આવ્યા અને યથોચિત પ્રતિપત્તિ કરતા પ્રધાનને તેણે કહ્યુ કે-'તમે દાનવીરોમા પ્રવર, જગતમા ઉત્તમ અને જિનશાસનના અત્યારે એક મહા પ્રભાવક છો, પરતુ હું કોઇ બદી, ભાટ કે ચારણ નથી, તેમજ કોઇ દયાપાત્ર રક નથી યશના પાત્ર એવા આપ મને માત્ર વેષધારી સાધુ સમજો છો, પણ હું મારાસારનો વિચાર કરનાર છુ વળી ગમે તેવો છતા હું જૈન એ પરમ શ્રેષ્ઠ નામને ધારણ કરનાર છુ જે પુરૂષો સાર તત્ત્વને પ્રકાશનાર એવા જિનવચનના સારને જાણતા નથી તેઓ વિદ્વાન્ જનોમા શોચનીય છે, અને સામ્ય-સુધાને સેવનાર જિન

વાણીને જાણતાં છતાં જેઓ વિષયોમાં મૂઢ બને છે, તેઓ વિશેષ શોચનીય છે. સંસાર–સાગરમાં ભમતાં કોટિ ભવોએ પણ દુર્લભ, મહા કલ્યાણકારી તથા વિશ્વને શ્લાઘનીય એવા ચારિત્રરત્નને પામીને પણ પ્રમાદસાગરમાં મગ્ન થઇ મેં તેને બહુજ મલિન કરી દીધું છે, તેમજ કુકર્મને વશ થઇને સમ્યક્ત્વને પણ દુર્લભ કરી દીધેલ છે, તથાપિ હું એક દીનની જેમ આવું ધન લેનાર નથી, કારણ કે ઇતર જનોની જેમ જૈનો કદાપિ દીનતાને ધારણ કરતાજ નથી. વળી હે મહાભાગ! આપની જે મેં સ્તુતિ કરી તે પણ માત્ર સ્વાશયનો પ્રમોદ દર્શાવવા અને ધર્મની ખાતર કરી હતી, પણ ધનના લોભથી હું કંઈ પણ બોલ્યો નથી, તો તેના મૂલ્યરૂપ આ તમારૂં દાન હું કેમ ગ્રહણ કરૂં? વળી અદ્યાપિ જિનશાસન વિજયવંત વર્તે છે કે જેમાં ઔચિત્યને જાણનારા આપના જેવા પ્રૌઢ પુરૂષો વિદ્યમાન છે, માટે તમારે શ્રાવક થઇને આવો આગ્રહ કરવો તે પણ સર્વથા ઉચિત નથી, કારણ કે જૈન મુનિ માત્રને લોભવૃત્તિ રાખવી ઉચિતજ નથી."

આ પ્રમાણેનાં તેમનાં વચનો સાંભળીને 'અહો! જિનમતમાં કેવી નિર્લોભતા છે!' આ પ્રમાણે ચિંતવતા વિચારવાન્ એવા મંત્રીએ હસતાં હસતાં મહવાદીને કહ્યું કે–"હવે એ ધન અમે કોઇ રીતે પાછું લઇએ તેમ નથી, કારણ કે તે આપને અર્પણ કરેલ હોવાથી તે ગુરૂદ્રવ્ય થયેલ છે. કહ્યું છે કે–'ગુરૂદ્રવ્યનો ઉપભોગ ન કરવો અને દેવદ્રવ્યનો તો કોઈ રીતે ઉપભોગ નજ કરવો, કારણ કે તેનો એક લેશ પણ ઉપભોગમાં આવતાં લોકોને તે વિષપણે પરિણમે છે.' સર્વ ધર્મકાર્યોમાં વપરાય તે દ્રવ્ય સાધારણ દ્રવ્ય ગણાય, તેવું દ્રવ્ય બધા ધર્મકાર્યમાં વપરાય, પણ ગુરૂદ્રવ્યનો તો ક્યાંઇ પણ ઉપયોગ થઇ ન શકે. ગુરૂદ્રવ્યથી કરવામાં આવેલ ધર્મસ્થાનનો પણ સજ્જનોએ ત્યાગ કરવો ઉચિત છે. એવું જિનવચન છે તો હવે આ સુવર્ણનું અમારે શું કરવું? તે કહો, કારણ કે પ્રમાણિક પુરૂષની વાણી પણ પ્રમાણ ગણાય છે."

પવિત્ર એવા પ્રધાન તરફથી આવો પ્રશ્ન થતાં મહવાદીએ કહ્યું કે–'સંઘ સહિત હવે તમે ક્યાં જવાના છો?' વસ્તુપાલે કહ્યુ કે–'ભૃગુકચ્છ (ભરૂચ) મહાતીર્થના દેવ જુહારવા અમારે જવાનું છે.' એટલે

મલ્લવાદીએ કહ્યું કે-"હે મંત્રિરાજ! એ સુવર્ણનો મેં ત્રિવિધે ત્રિવિધે સ્વીકાર કરેલો નથી, માટે અન્ય ધર્મકાર્યોમાં એનો વ્યય થઈ શકશે. પવિત્ર પુણ્યના જમાનરૂપ આ સુવર્ણનો વ્યય કરવાનો ઉપાય સર્વને સંમત હોઈ શકે તેવો છે તે તમે સાંભળો:-

'અશ્વને પણ પ્રતિબોધ પમાડવાના હેતુભૂત હોવાથી પ્રભાવી, ત્રણે ભુવનમાં પવિત્ર શકુનિના જીવરૂપ શ્રેષ્ઠિકન્યાએ જ્યાં મંદિર કરાવેલ છે તેવું, કરોડો ભવનાં પાતકને હરનાર, તથા ઇંદ્રોથી સેવ્યમાન એવું ભૃગુપુરમાં જે પુરાતન તીર્થ (ચૈત્ય) હતું, તે નર્મદાના જળપૂરના ઘસારાથી નાશ પામ્યું. ત્યારપછી ઇંદ્ર સમાન સંપત્તિવાળા, શ્રીમાન્ કુમારપાલ રાજાના સુબેદાર અને મલ્લિકાર્જુન રાજાનો જય કરવાથી પ્રખ્યાતી પામેલ શ્રીમાન્ આમ્રદેવે મિથ્યાદૃષ્ટિ દેવતાઓમાં મુખ્ય એવી સિંધુલાદેવીને જીતીને કૈલાસપર્વત સમાન એક નવીન પ્રાસાદ કરાવ્યો અને તેમાં શ્રી મુનિસુવ્રત સ્વામિની એક પ્રૌઢ લેપ્યમય મૂર્ત્તિ સ્થાપન કરી તેની પૂજા કરવામાં આવે છે, પણ લેપ્યમય બિંબ હોવાથી સંઘનો સ્નાત્રમનોરથ પૂરાતો નથી. માટે આ સોનામહોરોના રસની નવી પ્રતિમા કરાવીને તમે સ્નાત્રના સ્થાને સ્થાપન કરો કે જેથી શ્રીસંઘના મનોરથ પૂર્ણ થાય. અન્ય તીર્થમાં કોટિ ધનનો વ્યય કરતાં જે પુણ્ય થાય, તેટલું પુણ્ય આ તીર્થમાં ભગવંતનું વિધિપૂર્વક સ્નાત્ર કરવાથી થાય છે."

આ પ્રમાણેનાં તેમનાં વચનને અંગીકાર કરીને યુક્તિપૂર્વક મલ્લવાદીનો વસ્ત્રાદિકવડે સત્કાર કરીને વસ્તુપાલે તેમને એક સારા ગુણી તરીકે માન્ય કર્યા. કહ્યું છે કે-'ગુણીજનથી નમસ્કાર પામેલ અને રાજાથી સત્કાર કરાયેલ હલકામાં હલકો મનુષ્ય પણ લોકોમાં સત્વર અતિશય મોટાઇને પામે છે.' પછી દશ હજાર દ્રમ્મ દેવપૂજાને માટે આપીને અનુક્રમે તે ચૈત્યનો ઉદ્ધાર કરી સુજ્ઞ મંત્રીશ્વરે તે ચૈત્યને દેદીપ્યમાન કાંચનકુંભયુક્ત, પ્રતોલી અને નિર્ગમન દ્વારમાં મનોહર તોરણથી મંડિત અને બે દાનશાળા સહિત નવીન કરાવ્યું. વળી ત્યાંના લોકોની રક્ષા માટે દયાળુ એવા મંત્રીએ દેવતાઓને પણ અભેદ્ય અને વાવ, કુવા તથા પ્રપાયુક્ત એવો એક દુર્ગ (કિલ્લો) કરાવ્યો.

પછી શ્રી મુનિસુવ્રત ભગવંતની સુવર્ણ વિગેરે ધાતુઓની અનઘ

શબ્દસિદ્ધિ સમાન તથા પ્રત્યય (પરચા)થી પ્રૌઢ એવી પ્રતિમા કરાવીને સુજ્ઞ એવા તેમણે શ્રી જગચ્ચંદ્રસૂરિ પાસે વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરાવી. અને ભરૂચતીર્થમાં સ્નાત્રપીઠપર તેને સ્થાપન કરી.

હવે ભૃગુક્ષેત્રનો ધર્માધિકાર આ પ્રમાણે છે.

ભૃગુક્ષેત્રમાં મંત્રીએ વિત્તના પ્રમાણમાં કાંચનકુંભ તથા તોરણસહિત ચાર જિનમંદિર કરાવ્યાં. વળી ત્યાં સમળીવિહારરૂપ હાથીથી પોતાની સંસારરૂપ અર્ગલાને ભેદવા માટે વસ્તુવિચારને જાણનાર એવા વસ્તુપાલે તે મંદિરના મોખરે, નજીકથી આરસપહાણ મંગાવીને બે હસ્તી સમાન અત્યંત રમણીય એવી બે દેવકુલિકા કરાવી. વળી તે ચૈત્યના ગર્ભગૃહ (મંડપ)માં લલિતાદેવીના તથા પોતાના સુકૃત માટે અજિતનાથ અને શાંતિનાથ પ્રભુની મૂર્ત્તિ સ્થાપન કરી. વળી ગભારાના મધ્ય ભાગમાં, પેસતાં જમણી બાજુએ લલિતાદેવી સહિત પોતાની મૂર્ત્તિ સ્થાપન કરાવી.

વળી તેજપાળે મુનિસુવ્રતસ્વામીની લેપ્યમૂર્ત્તિની આગળ ધાતુની સ્નાત્રપ્રતિમા કરાવી. તેમજ અશ્વબોધ તીર્થમાં ભગવંતની દેવકુલિકાની ચારે બાજુ સુવર્ણના પચવીશ દંડ કરાવ્યા. વળી જિનાર્ચા નિમિત્તે તેણે નગરની બહાર તાલ, તમાલ વિગેરે વૃક્ષોવાળું એક પુષ્પવન કરાવ્યું.

વણઉસણ તથા પલ્લીના બે ચૈત્યમાં વસ્તુપાલે મૂલનાયક શ્રી આદિનાથ તથા નેમિનાથની સ્થાપના કરી. તથા ભરૂચમાં શ્રી મુનિસુવ્રત ભગવંતના ચૈત્યમાં સ્નાત્રપીઠપર ઘણા મહોત્સવોપૂર્વક સેંકડો દુરિતને દૂર કરનાર એવું મોટું સુવર્ણબિંબ સ્થાપન કર્યું અને તેમની પાસે મંગળદીપ કર્યો. કળિકાળના કંટાળાને દૂર કરનાર સુજ્ઞશિરોમણિ એવા વસ્તુપાલ મંત્રીએ પોતાના પૂર્વજોની પ્રીતિને માટે ત્યાં એકંદર એક કરોડ દ્રમ્મનો વ્યય કર્યો.

વળી રેવાનદીના તટપર રહીને કષ્ટાનુષ્ઠાન કરનારા (બાળ) તપસ્વીઓને મંત્રીએ રાજાની પ્રીતિને માટે પાંચ લાખ દ્રમ્મ દાનમાં આપ્યા. શુક્લતીર્થના તટપર પોતે શ્રાવક છતાં દયાની લાગણીથી વેદપાઠક બ્રાહ્મણોને બે લાખ દ્રમ્મ આપ્યા. અને તે નગરની ચારે બાજુ લોકોને અન્નદાન આપવા માટે યુક્તિપૂર્વક તેણે ઘણી દાનશાળાઓ કરાવી. એ પ્રમાણે ભૃગુપુરતીર્થમાં તીર્થયાત્રા, જિનપૂજા,

જિનમંદિર પ્રમુખ કાર્યોમાં અસાધારણ સંપત્તિવાળા મંત્રીએ ધર્મનિમિત્તે કુલ બે કરોડ દ્રવ્યનો યુક્તિપૂર્વક વ્યય કર્યો. પછી અનુક્રમે દર્ભાવતી દેશના તીર્થોને વંદન કરતાં અને અર્થીજનોને દ્રવ્યદાન આપતાં શ્રીસંઘસહિત મંત્રીશ્વર વીરધવલ રાજાની રાજધાનીમાં આવ્યા. અને પછી ચૌલુક્ય રાજાની આજ્ઞાથી વેલાકુલ દેશના રાજાઓથી પરિવૃત્ત થઈ તે પુનઃ સ્તંભતીર્થપુરમાં આવ્યા. ત્યાં વેલાકુલ રાજાઓના ઘણા ભેટણાથી બંને મંત્રીઓએ નીચે પ્રમાણે ધર્મકાર્યો કર્યા.

સ્તંભતીર્થપુરમાં વસ્તુપાલ મંત્રીએ સાલિગ-પ્રાસાદના ગર્ભમંડપનો જીર્ણોદ્ધાર કર્યો. અને તે ગર્ભમંડપના દ્વાર આગળ-લક્ષ્મીના લીલાકમળ સમાન પોતાની અને પોતાના અનુજ બંધુની લેખસહિત બે મૂર્ત્તિ સ્થાપન કરી, અને તે ચૈત્યની પરિધિમાં ગુર્જરવંશી લક્ષ્મીધરના સુકૃતનિમિત્તે આઠ પાદુકાનો જીર્ણોદ્ધાર કરાવ્યો. વળી વડદેવ તથા વૈરિસિંહના પુણ્યનિમિત્તે તેમના પક્ષના બે જુદા ચૈત્યોમાં બે જિનબિંબ સ્થાપન કરાવ્યાં. તેમજ ઓશવાલ ગચ્છના પાર્શ્વનાથ પ્રભુના ચૈત્યમાં પોતાની અને પોતાના પુત્રની-એમ બે મૂર્ત્તિ કરાવી. વળી તે ચૈત્યમાં તેમણે પોતાના પૂર્વજોના પુણ્યનિમિત્તે શ્રેયાંસપ્રભુની, પોતાના પુણ્યનિમિત્તે યુગાદિદેવની, અને પોતાની સ્ત્રીઓના પુણ્યનિમિત્તે આદિનાથ અને મહાવીર ભગવંતની પ્રતિમાઓ સ્થાપન કરી. વળી તે ચૈત્યના ગર્ભમંડપમાં તેણે મોક્ષનગરના દ્વારના તોરણસ્તંભ સમાન બે કાયોત્સર્ગી જિનેશ્વરની મૂર્ત્તિ કરાવી. વળી થારાપદ્રકગચ્છના શાંતિનાથના મંદિરમાં ત્રણ બલાનકવાળા ગર્ભમંડપનો ઉદ્ધાર કરાવ્યો, અને તેજ ચૈત્યમાં પોતાની કેલિકા નામની કુઇના પુણ્યનિમિત્તે, પોતાના કાકા તિહુઅણપાલના પુણ્યનિમિત્તે અને પોતાના પુણ્યનિમિત્તે પોતે કરાવેલ શારદાપટ્ટશાલામાં અનુક્રમે સંભવનાથ તથા અભિનંદન સ્વામીની મૂર્ત્તિ સ્થાપન કરી. તેમજ શત્રુંજય તીર્થપર આદિનાથપ્રભુના ચૈત્યમાં તેમણે શ્રીનેમિનાથ તથા પાર્શ્વનાથની બે દેવકુલિકા કરાવી. તેમજ પ્રાગ્વાટ વંશમાં ઉત્પન્ન થયેલા કૃષ્ણદેવ અને રાણૂથી જન્મેલી પોતાની બે પત્નીના પુણ્યનિમિત્તે મથુરા અને સત્યપુર નામના ચૈત્યમાં બલાનક, છત્રિક, મંડપ, આગળ એક પ્રતોલી, ચારે બાજુ વંડાવાળો મઠ તથા અટારીપર છ જિનબિંબોની તેણે

અનુક્રમે રચના કરાવી. વળી શુદ્ધ બુદ્ધિવાળા એવા લલિતાદેવીના સ્વામી વસ્તુપાલ મંત્રીએ પોતાના શ્રેયનિમિત્તે સાધુઓને ઉચિત એવી એક ધર્મશાળાનો ઉદ્ધાર કરાવ્યો. તેમજ તેણે વીરપ્રભુની એક રથશાળા કરાવી અને તેની આમદાનીને માટે બે અટારીવાળો એક મઠ કરાવ્યો. વળી પૂર્વાચલની ગુફામાં અંધકારને દૂર કરનાર ચંદ્રમા સમાન તે રથશાળામાં તેમણે એક અતિ સુશોભિત ચંદ્રવો કરાવ્યો.

હવે પલ્લીપાલ નામના વંશમાં શોભનદેવનો પુત્ર ઉદાર મનવાળો એવો ઉદયસિંહ નામે ભાંડશાળી હતો. તેણે સંગ્રામસિંહ સાથે યુદ્ધના સંકટને નિવારવાને વસ્તુપાલને નિમિત્તે ટંટદેવને પોતાનું મસ્તક બળિદાનમાં આપ્યું. એટલે કૃતજ્ઞ મંત્રીએ તેના શ્રેયનિમિત્તે રોઘડીચૈત્યમાં તેની મૂર્ત્તિ કરાવી અને એક જિનબિંબની સ્થાપના કરી, વળી શ્રીઆદિનાથના તે રોઘડીચૈત્યમાં શ્રાવકને માટે તેણે એક શાકમંડપિકા કરાવી. તેમજ બ્રાહ્મણગચ્છના શ્રીનેમિનાથના ચૈત્યમાં તેણે શ્રીઆદિનાથની એક દેવકુલિકા કરાવી. વળી સંડેરગચ્છના શ્રીમલ્લિનાથના ચૈત્યમાં તેણે પોતાની પ્રિયાના પુણ્યનિમિત્તે મોટા મંડપવાળી સીમંધરપ્રભુની દેવકુલિકા કરાવી, તથા યુગંધર, બાહુ અને સુબાહુજિનને સ્થાપન કર્યા. વળી ભાવડાચાર્યગચ્છના જિનત્રય નામના શ્રી પાર્શ્વજિનચૈત્યનો તેણે ઉદ્ધાર કરાવ્યો. શ્રીકુમારપાલ રાજાના ચૈત્યમાં તેણે મૂલનાયકની પ્રતિમા સ્થાપન કરી તથા તેની શ્રાવક નિમિત્તે એક હટ્ટિકા અને ચોખાનો ભંડાર કરાવ્યો. વળી પોતાના પૌત્ર પ્રતાપસિંહ તથા તેના નાના ભાઇના શ્રેયનિમિત્તે તેણે ત્યાં બે દેવકુલિકા કરાવી.

વળી પોતાના માતપિતાના શ્રેય નિમિત્તે તેણે એક સ્થંડિલ બંધથી બંને બાજુ સંબંધિત, એક નિર્ગમન દ્વારવાળું, બે પ્રવેશ બલાનકયુક્ત, આઠ મંડપસહિત, બાવન જિનાલયયુક્ત, ઉત્તાનપટ્ટ તથા દ્વારમાં આરસપહાણથી સુશોભિત, એકસો નેવું પ્રૌઢ ધ્વજદંડની ઘટાથી વિરાજિત, સ્ફુરાયમાન પુતળીઓ તથા ત્રણ તોરણોથી શોભાયમાન અને શત્રુંજય તથા રૈવતાચલનું જાણે પ્રતિનિધિરૂપ હોય તેવું એક ઉન્નત ચૈત્ય ત્યાં કરાવ્યું. તેના નિર્વાહને માટે એકાંત ધાર્મિક એવા તેણે બે હાટ, ચાર પોળ, અને એક બગીચો આપ્યો.

વળી આસરાજના ચૈત્યમાં તેણે લક્ષ્મીના કારણરૂપ એવું એક પિત્તળનું મોટું સમવસરણ કરાવ્યું. તેમજ ચારિત્રથી પવિત્ર એવા મુનિઓને માટે જાણે સંસારસાગરની નૌકા હોય તેવી પાંચ વસતિ (ઉપાશ્રય) કરાવી, અને જૈન સાધુઓના નિવાસને માટે ત્યાં તેણે સ્વર્ગના વિમાન કરતાં પણ રમણીય એવી અનેક પૌષધશાળાઓ કરાવી.

લોકોના ઉપકારને માટે કુવા, બગીચા, પરબો, તળાવો, વાડીઓ, બ્રહ્મપુરી તથા શૈવમઠ વિગેરે કરાવ્યા. તેમજ પોતાના સ્વામીના અંતરરૂપ મહાસાગરને આનંદ પમાડવામાં ચંદ્રમંડળી સમાન શિવાલય વિગેરે સત્કૃત્યોની મંડળી (શ્રેણિ) પણ કરાવી અને તે સ્તંભતીર્થપુરની પાસે મહી નદી અને સાગરનો સંગમ થવાના સ્થાને શંખરાજાના સંગ્રામમાં પતિત થયેલા રાજાઓના શ્રેયનિમિત્તે દશ દેવકુળ કર્યાં. કહ્યું છે કે–"શંખરાજાના સંગ્રામમાં પોતાની પરાક્રમવૃત્તિથી નિર્મળ ચરિત્રવાળા તથા પૃથ્વીતલને ગજાવનારા એવા ભૂણપાલ વિગેરે જે વીર પુરૂષો પતિત થયા, તેમનું દરેકનું નામ રાખવા દુર્જનોની કુળલક્ષ્મીને કબજે કરનાર એવા તે મહાશય મંત્રીએ મહી નદીના કાંઠે દશ દેવકુલ કરાવ્યાં." વળી સરલ બુદ્ધિવાળા એવા તેણે ઉંચા પ્રદેશથી આવતા બ્રાહ્મણોના વિશ્રામ માટે એક બ્રહ્મપુરી કરાવી. વળી ત્યાંના રહેવાસી બ્રાહ્મણોને તેણે તેર વાડા આપ્યા પણ તેની કીર્ત્તિ તો ચૌદે ભુવનમાં ભ્રમણ કરવા લાગી. તેમજ ષટ્કર્મમાં આસક્ત એવા બ્રાહ્મણોને સુકૃતાશયવાળા તેણે રામપલ્લડિકા ગામ દક્ષિણામાં આપ્યું. તેમજ પ્રસન્ન થયેલા વસ્તુપાલે પૌરજનોના ઉપકારને માટે યાદવકુળમાં સૂર્ય સમાન એવા કૃષ્ણ મહાત્માનું લક્ષ્મીસહિત, રાજમંદિર સમાન અને દિવ્ય ઋદ્ધિયુક્ત ભૂમિકાવાળું મંદિર કરાવ્યું.

પોતાના બંધુસહિત મંત્રીશ્વરે એ નગરમાં સુવર્ણના કુંભ, ધ્વજ, દંડ અને ઉછળતી પતાકાઓથી ચારે બાજુ પરિવૃત્ત એવા સેંકડો જિનચૈત્યો કરાવ્યાં. જળ તથા સ્થલમાર્ગથી આવતા વેપારીઓના સુખનિમિત્તે તેણે દાણના બે મંડપ જુદા જુદા કરાવ્યા. તેમજ તક્ર આપવા નિમિત્તે પોતાની બુદ્ધિથી વેદિબંધ કરાવીને કુશળ એવા તેણે શૌચાશૌચનો વિવેક રખાવ્યો. વળી દયાળુ એવા તેણે નગરમાં

માખણ તથા મનુજ-વિક્રય અને પાડા વિગેરેની હિંસાનાં પાપકાર્યોનો નિષેધ કરાવ્યો, તેમજ પોતાના સ્વામીના શ્રેય નિમિત્તે તેણે વૈદ્યનાથ મહાદેવનું મંડપ સહિત એક નવું મંદિર કરાવ્યું. વળી પોતાના રાજાના શ્રેય નિમિત્તે તેણે શ્રી ભટ્ટાદિત્ય દેવના મંદિરમાં મૂર્ત્તિની ઉત્તાનપીઠિકા તથા સુવર્ણ મુગટ કરાવ્યો. તેમજ ભીમેશ મંદિરના શિખરપર તેણે પોતાના પ્રતાપ સમાન દેદીપ્યમાન સુવર્ણનો કળશ અને ધ્વજદંડ કરાવ્યો. વળી પોતાના મનરૂપ રંગભૂમિના મધ્ય ભાગમાં ભક્તિને નચાવનાર એવા તેણે પોતાના કુળદેવની આગળ એક રંગમંડપ કરાવ્યો. વળી પોતાની માતાના શ્રેય નિમિત્તે તેજપાલ મંત્રીએ ત્યાંજ અસાધારણ કાંતિવાળી શ્રી અરિષ્ટનેમિની પ્રતિમા સ્થાપન કરી. તેમજ ચૌલુક્ય રાજાએ કરાવેલ શ્રી આદિનાથના ચૈત્યમાં જાણે પુષ્કરાર્દ્ધના સૂર્યો હોય તેવા બહોંતેર દંડસહિત સુવર્ણના નવા ૭૨ કુંભો રચાવ્યા અને શ્રી નેમિનાથ તથા પાર્શ્વનાથની બે દેવકુલિકા કરાવી. વળી ચાહડેશના મંદિરમાં તેણે એક બલાનક કરાવ્યું તથા તેમાં એક ધાતુનું મોટું બિંબ સ્થાપન કર્યું. તેમજ શ્રીમાન્ આમરાજાના ચૈત્યમાં તેણે એક દિવ્ય પાષાણનું તોરણ કરાવ્યું અને કષપટ્ટ (શ્યામ પાષાણ)નું શ્રી નેમિનાથનું બિંબ કરાવ્યું. વળી વસ્તુપાલ મંત્રીએ ત્યાં અનેક લોકોને અભીષ્ટ ભોજન આપવા ભિન્ન ભિન્ન સ્થાનોએ સુશોભિત એવી અનેક દાનશાળાઓ કરાવી. વળી તેણે દીન અને ભગ્ન વેપારીઓને કરમુક્ત કર્યા. તથા વિશેષે સર્વ સુજ્ઞજનોને ઋણમુક્ત કર્યા. વળી મેઘને સમુદ્રની જેમ પોતાની ઋદ્ધિના સવિભાગથી તેણે ત્યાં સુશ્રાવકોની વારંવાર ઉન્નતિ કરી. વળી સમુદ્રના તટપર્યંત ચોવીશ યોજન પ્રમાણ ક્ષેત્રમાં જીવરક્ષા કરાવતાં ચૌલુક્ય રાજાના પ્રવર પ્રધાને ત્યાં સમસ્ત નગરમાં પ્રાણીઓને ચૌલુક્ય નૃપના ઐશ્વર્યની રીતિનું સ્મરણ કરાવ્યું. વળી કાંચીપુરમાં પ્રધાનના પુત્ર જૈત્રસિંહે કાંચનકુંભયુક્ત પુંડરીકાવતાર નામનું ચૈત્ય કરાવ્યું.

એવા અવસરમાં શંકરસ્વામીએ પોતાની અભીષ્ટ સિદ્ધિને માટે રાજા સમાન એવા વસ્તુપાલના ગુણોની સ્તુતિ કરવાં જણાવ્યું કે-'હે મંત્રીશ્વર! સજ્જનોના સંખ્યાબંધ ગુણો ગ્રહણ કરવાથી તમે ગુણી કહેવાણા-એ તમારી નામના તો યુક્તજ છે, પણ અર્થી

જનોને લક્ષ્મી આપતાં છતાં તમે શ્રીમાન્ ગણાયા એ તમારી ખ્યાતિ આશ્ચર્ય ઉપજાવે તેવી છે. કૃપણતાના દોષથી જે પોતાના ધનને ઘરના ભોંયરામાં દાટી મૂકે છે, તે પુરૂષને આલોક કે પરલોકમાં તે ધનનો લાભ મળી શકતો નથી અને તે પારકાના હાથમાં જાય છે. પણ હે મંત્રીરાજ! તમે તો આ ભવમાં પોતાની લક્ષ્મીનો સુપાત્રે વ્યય કરી તેને સફળ કરો છો, તેથી અન્ય જન્મને માટે પણ તેનું તમે આકર્ષણ કરો છો.' કવીંદ્રોમાં હસ્તી સમાન એવા તે કવિરાજે કરેલી સ્તુતિ સાંભળીને મંત્રીશ્વરે પરિવારસહિત તે કવીંદ્રને આઠ હાથી, યોગ્ય વર્ષાસન, આઠ હજાર સોનામહોર તથા નામીચા અશ્વો આપ્યા અને પોતે જગતમાં 'કવિકલ્પવૃક્ષ' એવી ખ્યાતિને પામ્યો.

એ પ્રમાણે શ્રીસ્તંભતીર્થપુરમાં જિનભવનો, શિવભવનો, ધર્મશાળાઓ, મોટી જિનપૂજાઓ, સંઘપૂજા, કવિઓને તથા સુજ્ઞ જનોને અભીષ્ટ દાન વિગેરે સત્કૃત્યો કરતાં અને સત્પુરૂષોમાં હર્ષ વધારતાં રાજાઓને માનનીય એવા વસ્તુપાલ પ્રધાને સદ્વિવેક પૂર્વક પાંચ કોટિ દ્રમ્મનો વ્યય કરી પોતાની સમૃદ્ધિને સફળ કરી.

इति महामात्यश्रीवस्तुपालचरित्रे धर्ममाहात्म्यप्रकाशके श्रीतपागच्छाधिराजश्रीसोमसुंदरसूरिश्रीमुनिसुंदरसूरिश्रीजयचंद्रसूरिशिष्यपंडितश्रीजिनहर्षगणिकृते हर्षांके श्रीस्तंभतीर्थसाम्राज्यराजाधिराजश्रीशंखविजयनानाधर्मकार्यवर्णननामा चतुर्थः प्रस्तावः ॥ ४ ॥

## પંચમ પ્રસ્તાવ.

એક દિવસે પ્રભાતે પદ્માકરની જેમ સજ્જનોને આનંદ આપનાર શ્રીમાન્ વસ્તુપાલ મંત્રીશ્વર જાગ્રત થઈ પ્રાતઃકૃત્ય કરીને શ્રીભરતેશ્વરની જેમ તે રત્નદર્પણમાં પોતાનું મુખકમળ જોવા લાગ્યો, એવામાં પોતાના કર્ણ પાસે મસ્તકપર શેષનાગના શરીર સમાન ઉજ્જવળ એવું એક પલિત (શ્વેત વાળ) જોઇને તેણે વિચાર કર્યો કે-"અહો! કંઈ કળાનો અભ્યાસ ન કર્યો, કંઈ તપશ્ચરણ ન કર્યું અને સુપાત્રે કંઈ દાન પણ ન દીધું એવામાં આ મધુર યૌવન-

અવસ્થા ચાલતી થઈ. પ્રતિદિન સૂર્યના ગમનાગમનથી જીવિતનો ક્ષય થતો જાય છે, ભારે કર્મબંધ થાય તેવા વ્યાપારો કરતાં જતો વખત જણાતો નથી, અને જન્મ, જરા ને મરણ પ્રમુખને જોતાં ત્રાસ પણ થતો નથી. અહો! મોહ અને પ્રમાદરૂપ મદિરા પીને આ જગત મદોન્મત્ત બની ગયું લાગે છે. આયુ, યૌવન અને વિત્તનો નાશ થયા પછી જેવી મતિ પ્રગટે છે, તેવી મતિ જો પૂર્વે ઉત્પન્ન થતી હોય તો પરમપદ દૂર નથી. શિરપર જરા આરોહણ કરતી વખતે તો તે સ્કંધથી કંઈક ઉંચી રહે છે, પણ તે જ્યારે બરાબર આરૂઢ થાય છે ત્યારે તો સ્કંધ સાથે અડી જાય છે અને મસ્તક નીચે નમી જાય છે. લોકો મને પૂછે છે કે-'તારા શરીરે કુશળ છે?' પણ અમારે કુશળ કયાંથી? કેમકે દિવસે દિવસે આયુ તો ક્ષીણ થતું જાય છે.

શ્રીમાન્ શાલિભદ્ર કોને આશ્ચર્યનું કારણ ન થયા? કે જેના ભોગ અને ઋદ્ધિની ચક્રવર્તી પણ તુલના ન કરી શકે, અને બળીઇ યૌવન-વયમાં પણ પદ્મ સમાન સૌરભવાળી અને દિવ્ય એવી બત્રીશ પદ્મિની સુંદરીઓનો જેણે એક ક્ષણ વારમાં ત્યાગ કરી દીધો. મનુષ્ય નરેંદ્રના માનથી મનમાં સંતુષ્ટ થાય છે, પણ આશ્ચર્ય તો એ છે કે શાલિભદ્ર નરેંદ્રના માનથી ઉલટા વિરક્ત થયા. શંખ સમાન ઉજ્વળ યશસ્વી અને સુવર્ણ સમાન પ્રભાયુક્ત તથા વિસ્તૃત પુણ્યલક્ષ્મીવાળા એવા જંબૂસ્વામી ત્રણે લોકના તિલક સમાન કેમ ન હોય કે જેણે નવાણું કરોડ સોનૈયાનો તૃણની જેમ ત્યાગ કરીને પોતાની આઠ પ્રિયાઓ સાથે દીક્ષા અંગીકાર કરી."

આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને સંવેગરસથી પૂરિત એવો તે મંત્રીશ્વર વિશેષથી ધર્મકાર્ય કરવાને તત્પર થયો. પછી પોતાના બંધુઓ સાથે ધર્મશાળામાં આવીને અત્યંત ભક્તિના રંગથી તેણે શ્રીનરચંદ્રગુરૂને વંદન કર્યું. એટલે કલ્યાણલક્ષ્મીને વધારનાર એવી ધર્માશિષથી નમ્ર એવા તેને આનંદ પમાડીને ગુરૂમહારાજ સુધાસમાન મધુર વાણીથી ધર્મદેશના આપવા લાગ્યા:—

*"રાજ્યલક્ષ્મી, ઇંદ્રિયપટુતા, મંત્રીશ્વરપણું, દીર્ઘાયુ, ગુરૂસંપત્તિ* અને સર્વાંગ સુખકર એવો સ્વજનસંયોગ-એ બધાં ધર્મસાધનથી સફળ થાય છે. જો આ આત્મા ધર્મસાધનમાં રક્ત ન થયો તો

મનોવાંછિત પૂરનાર લક્ષ્મી મળી તેથી શું? શત્રુઓના શિર પર પગ મૂક્યો તેથી શું? અને હજારો સેવકો હાજર રહ્યા તેથી પણ શું? સંસારસાગરમાં સર્વ પ્રાણીઓના આધારરૂપ એવા ધર્મને જિનેશ્વરોએ ગૃહસ્થધર્મ તથા સાધુધર્મ એમ બે પ્રકારે કહેલ છે. હે મંત્રીરાજ! વિવિધ સંપ્રદાયોના નેતાઓએ કહેલ સર્વ ધર્મોમાં આર્હત્ ધર્મ સમ્યગ્ દયા, ઉત્તમ શીલ અને તીવ્ર તપથી અભિરામ હોવાને લીધે અતિશય પ્રશસ્ત છે. લૌકિક શાસ્ત્રો પરસ્પર વિરોધરૂપ દુર્ગંધથી ભરેલાં છે, તેથી તેમાં કહેલાં વચનોથી પવિત્ર ધર્મમાર્ગનો બરાબર નિર્ણય થઇ શકે તેમ નથી. જેમ રત્નખાણમાં પણ પૂર્વના અતિશય પુણ્યથીજ ચિંતામણિ રત્ન પ્રાપ્ત થાય છે તેમ ભવસાગરમાં ભમતાં મનુષ્યજન્મમાંજ પ્રાણી અતિ શુદ્ધ સદ્ધર્મને પામી શકે છે. તે ધર્મરૂપ વૃક્ષનું મૂળ સમ્યક્ત્વ છે, તે તત્ત્વશ્રદ્ધાનરૂપ છે. તે સમ્યક્ત્વ સ્વભાવથી અથવા ગુરૂગમથી પ્રાપ્ત થાય છે. શંકાદિ દોષથી અકલુષિત એવા પ્રાણીને વિશુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મમાં જે અંતરંગ રૂચિ થાય તેને મહાત્માઓ સમ્યક્ત્વ કહે છે. કહ્યું છે કે-'મારા જિનેશ્વરજ દેવ, ગુણી સાધુજ મારા ગુરૂ અને જિનપ્રણીત તત્ત્વજ મારો ધર્મ-એવી મતિ તે સમ્યક્ત્વ કહેવાય છે.' તેના પાંચ ભેદ છે. પ્રથમ ઔપશમિક, બીજું સાસ્વાદન, ત્રીજું ક્ષાયોપશમિક, ચોથું વેદક અને પાંચમું ક્ષાયિક. તેમાં ઔપશમિક સમ્યક્ત્વ બે પ્રકારે પ્રાપ્ત થાય છે. અનાદિ મિથ્યાત્વી જીવને ગ્રંથિભેદથી થાય છે અને ઉપશમશ્રેણિમાં મોહના ઉપશમથી પ્રાપ્ત થાય છે. તેમાં ગ્રંથિભેદ આ પ્રમાણે થાય છે-જિનેશ્વરોએ સંસારી જીવને આશ્રીને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોટાકોટી સાગરોપમની, મોહનીય કર્મની સિત્તેર કોટાકોટી સાગરોપમની અને નામકર્મ તથા ગોત્રકર્મની વીશ કોટાકોટી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ કહેલી છે. હવે ગિરિનદીથી ગોળ થતા પાષાણના ન્યાયથી યથાપ્રવૃત્તિકરણ યોગે એ સ્થિતિનો નાશ કરીને દેશોન્યૂન એક કોટાકોટી સાગરોપમ પ્રમાણ શેષ રાખીને કેટલાક સાત્ત્વિક જીવો અપૂર્વકરણરૂપ કુઠારવડે દુર્ભેદ એવો ગ્રંથિભેદ કરે છે. જીવના રાગદ્વેષરૂપ પરિણામને ગ્રંથિ કહેવામાં આવે છે. તે વાંસની ગાંઠની જેમ અત્યંત દુર્ભેદ્ય-દુશ્છેદ્ય

અને નિબિડ હોય છે. તેનો ભેદ કરીને અનિવૃત્તિકરણવડે અંતરકરણ કરી આગળ વેદવા લાયક મિથ્યાત્વદળના બે વિભાગ કરી, તેમાંના નાના અંતર્મુહૂર્ત પ્રમાણ સ્થિતિના દળને પ્રથમ વેદી લઇ મિથ્યાત્વને વિરલ કરીને ઇષ્ટ રાજ્યની જેમ અંતર્મુહૂર્ત પ્રમાણ સમ્યકત્વને પ્રાપ્ત કરે છે. તે વખતે જે સમ્યગ્ શ્રદ્ધાન પ્રાપ્ત થાય છે તે ઔપશમિક સમ્યકત્વ કહેવાય છે. આવી રીતે સ્વાભાવિક ગ્રંથિભેદ કરવાથી જે પ્રાપ્ત થાય તેને નૈસર્ગિક સમ્યકત્વ કહેવામાં આવે છે; અને ગુરૂમહારાજના ઉપદેશથી ગ્રંથિભેદ થતાં જીવને પ્રાપ્ત થાય તે અધિગમિક સમ્યકત્વ કહેવાય છે. ઉપશમશ્રેણિએ ચડતાં મોહનીય કર્મની સર્વ પ્રકૃતિ શાંત થતાં જીવને પ્રાપ્ત થાય તે બીજા પ્રકારનું ઔપશમિક સમ્યકત્વ કહેવાય છે.

સમકિત પામેલો જીવ મિથ્યાત્વાભિમુખ થઇ સમ્યગ્દર્શનરૂપ પાયસને વમી નાખીને અનંતાનુબંધીને ઉદીર્ણ કરતો સતો સમકિતરૂપ પાયસના સ્વાદનો જે અનુભવ કરે તેને સાસ્વાદન સમ્યકત્વ કહે છે. તે સમ્યકત્વની ઉત્કૃષ્ટ છ આવલિ અને જઘન્ય એક સમયની સ્થિતિ હોય છે. ઉદયગત મિથ્યાત્વના પુદ્ગળને વેદનાર જીવને મિથ્યાત્વમોહનીયના ક્ષય અને ઉપશમથી ત્રીજું ક્ષાયોપશમિક સમ્યકત્વ પ્રાપ્ત થાય છે. ક્ષપકશ્રેણિ પર આરૂઢ થતાં અનંતાનુબંધીને ક્ષીણ કરી મિથ્યાત્વ અને મિશ્રમોહનીયના ક્ષયથી ક્ષાયિકની સન્મુખ થઇને જીવ ક્ષીણપ્રાય જે સમકિત મોહનીય તેના ચરમાંશને વેદે, તે ચોથું વેદક સમ્યકત્વ કહેવાય છે અને ઉપર કહેલી સાતે પ્રકૃતિ સર્વથા ક્ષીણ થતાં જીવને ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત થાય છે. એ સમકિતમાં પ્રાપ્ત થયેલી પરિણામની શુદ્ધિ નિરંતર બની રહે છે.

વળી એ સમ્યકત્વ રોચક, દીપક અને કારક-એવા સાન્વય ગુણથી ત્રણ પ્રકારનું પણ કહેવાય છે. દૃષ્ટાંતાદિક વિના જે જીવને તીવ્ર શ્રદ્ધા ઉત્પન્ન થાય તે રોચક સમ્યકત્વ, અન્ય પ્રાણીઓને પ્રકાશ આપવા પૂરતોજ જે આત્માને નિર્મળ કરે તે દીપક સમ્યકત્વ અને પંચાચારની શુદ્ધ ક્રિયા કરવાપણાથી કારક સમ્યકત્વ કહેવામાં આવે છે. એ સમ્યકત્વમાં એક પણ પ્રકારનું (દીપક સિવાય) સમકિત વિદ્યમાન હોય તોપણ મોક્ષલક્ષ્મીની પ્રાપ્તિ થઈ શકે છે.

તપ જપ તીર્થયાત્રાદિક બધું જો સમ્યક્ત્વપૂર્વક કરવામાં આવે તો પુણ્યાનુબંધી પુણ્યની પ્રાપ્તિ થાય છે એમ શ્રીજિનેશ્વર ભગવંત કહે છે. કહ્યું છે કે 'વ્રત, દાન, જિનપૂજન, જિનચૈત્ય અને જિનબિંબનું કરાવવું, તીર્થસેવા, તપ અને ક્રિયા એ સર્વ જો સમ્યક્ત્વપૂર્વક કરવામાં આવે તો તે મહા ફળને આપે છે.' આદિનાથ પ્રમુખ જિનેંદ્રો, પુંડરીક પ્રમુખ ગણધરો અને ભરત રાજા પ્રમુખ નરેંદ્રો–એ બધા સમ્યક્ત્વના પ્રભાવથીજ મોક્ષે ગયા છે. વળી કૃષ્ણ અને શ્રેણિક પ્રમુખ જિનશાસનમાં પ્રખ્યાત રાજાઓ સમ્યક્ત્વ ગુણથીજ તીર્થંકરપણું પામીને મોક્ષે જશે. સુગુરૂના પ્રસાદથી એ સમ્યક્ત્વ રત્નને મેળવીને જે પ્રાણી શંકાદિ દોષને દૂર કરી તેને નિરંતર પોતાના અંતરમાં ધારણ કરે છે તે પ્રાણી શ્રીનરવર્મ નરેંદ્રની જેમ પ્રૌઢ ભોગસુખયુક્ત વૈમાનિકપણાની લક્ષ્મીને પ્રાપ્ત કરી પ્રાંતે પરમપદને પામે છે. તે કથા આ પ્રમાણે છેઃ—

## નરવર્મ રાજાની કથા

"આ ભરતક્ષેત્રમાં વિજયા નામે નગરી છે, જ્યાં સર્વ ગૃહસ્થ જનો દેવોનાં જેવાં સુખ ભોગવે છે. ત્યાં ચંદ્રમા સમાન કળાવિલાસથી સુશોભિત, સદાચારી અને પ્રજાને આનંદ આપનાર નરવર્મ નામે રાજા રાજ્ય કરતો હતો. વીરશિરોમણિ એવા તે રાજાને 'શત્રુઓને પોતાની પીઠ ન આપવી અને પરસ્ત્રીઓને પોતાનું વક્ષસ્થળ ન આપવું'–એ બે વસ્તુઓજ અદેય હતી. જેના ધનુષ્યનો અગ્રભાગ નમતાંજ શત્રુઓનાં શિર નમી જતાં અને જેના બાણનો અવાજ થતાં શત્રુઓ નિર્જીવ બની જતા હતા. તે રાજાને અસાધારણ લાવણ્યવાળી અને સર્વ સુંદરીઓમાં જાણે વિધાતાએ જયપતાકા બનાવી હોય તેવી સુંદરી નામે રાણી હતી. સર્વ કાર્યોમાં સમર્થ, પ્રજા તથા રાજાનો અર્થ સાધવામાં તત્પર તથા બુદ્ધિનો ભંડાર મતિસાગર નામે તેનો પ્રધાન હતો; તથા પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય, સુજનોમાં અગ્રેસર અને સદાચારી એવો મદનદત્ત નામે વ્યવહારી તેનો પરમ મિત્ર હતો.

એકદા આકાશમાં રહેલા પૂર્ણિમાના ચંદ્રની જેમ પ્રભાયુક્ત તારાગણરૂપ વિબુધ જનોથી સેવ્યમાન એવા નરવર્મ રાજાએ રાજ-

સભાને અલંકૃત કરી, એટલે પોતપોતાના મતાનુસારે યુક્તિ બતાવીને અનેક વિદ્વાનો ધર્મ સંબંધી વિવિધ પ્રકારે વિવાદ કરવા લાગ્યા. તેમાંના કેટલાક બોલ્યા કે-'આ જગતમાં જે પરોપકાર કરવો તેજ ધર્મ છે અને તે કારુણ્ય, વાત્સલ્ય, દાન તથા દાક્ષિણ્ય વિગેરે ભેદોથી અનેક પ્રકારે છે.' કેટલાક બોલ્યા કે-'ધર્મના સંબંધમાં સમુદ્રના જળપ્રવાહોની જેમ માણસોના વિચારો ભલે પ્રસર્યા કરે, પરંતુ પોતાના કુળમાર્ગની સેવા એજ ધર્મ છે.' કેટલાક બોલ્યા કે-'વિવિધ તીર્થના જળથી સ્નાન કરવું એજ ધર્મ છે અને ઉત્તમ વસ્તુઓથી સમસ્ત દેવોને તર્પણ આપવું એ તેનો સાર છે. પુરાણ તથા વેદાદિક શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે વિવિધ પ્રકારનાં દાનથી બ્રાહ્મણોની પૂજા કરવી, એકાદશીને દિવસે ઉપવાસ કરવો, યથાશક્તિ માબાપનું ગૌરવ કરવું, વાવ, સરોવર અને કુવા વિગેરે ખોદાવીને પૃથ્વી પર જળપ્રવાહ પ્રગટ કરવો અને ગોમેધ તથા અશ્વમેધાદિક યજ્ઞોથી સમસ્ત દેવોને પ્રસન્ન કરવા એ પણ ધર્મજ છે.' આમ વાત ચાલે છે એવામાં ચાર્વાકમતાનુયાયી કોઇ દુરાત્મા બોલ્યો કે—'સ્વર્ગ, મોક્ષ, પુણ્ય, પાપ તથા જીવ—એ બધાં આકાશપુષ્પસમાન છે.'

આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ એવાં તેમનાં વચનો સાંભળીને સુધર્મમાં જેની મતિ દૃઢ થયેલી છે એવા રાજાએ તેમને તત્ત્વમાર્ગના અજ્ઞાત માની લીધા. એવામાં દ્વારપાળે આવી રાજાને પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરી કે-'હે વિભો! ચક્રવાક જેમ સૂર્યને, ચકોર જેમ ચંદ્રને અને મયૂર જેમ મેઘને ચાહે તેમ હાથમાં ભેટ લઇને દ્વાર આગળ ઉભો રહેલ કાંતિમાં કામદેવ સમાન કોઇ ધનિક આપને મળવાને ચાહે છે.' તે સાંભળીને રાજાએ તેને રાજસભામાં આવવા દેવાનો આદેશ કર્યો, એટલે તેણે રાજસભામાં આવી 'રાજા પાસે ભેટ મૂકીને રાજાને પ્રણામ કર્યા. એટલે પોતાના પરમ મિત્ર એવા તેને જોઇને પ્રસન્ન થયેલા રાજાએ મધુર વચનથી તેનો સત્કાર કરી કહ્યું કે—'હે ભદ્ર! તને કુશળ છે? આજે બહુ કાળે તારી મુલાકાત થઈ. અચાનક ક્યાંથી આવીને તે મને અત્યારે આનંદ પમાડ્યો?' આ પ્રમાણેનો પ્રશ્ન થવાથી તે બોલ્યો કે—'હે વિભો! મૃગતૃષ્ણાને

વશ થયેલા મૃગની જેમ હું લક્ષ્મીના લોભે ઘણા દેશમાં ભટક્યો.' એટલે રાજાએ કહ્યું કે-'હે મિત્ર! અનેક દેશોમાં ભમતાં કંઇ કૌતુક તારા જોવામાં આવ્યું?' તેના ઉત્તરમાં સમસ્ત અંધકારને દૂર કરનાર ચંદ્રકાંતમણિના પ્રૌઢ નાયક સમાન વિષના આવેગની વ્યથાને દૂર કરનાર અને સાક્ષાત્ જાણે પુણ્યનો સમૂહ હોય એવો સ્થૂળ મુક્તાફળનો સર્વાર્ત્તિવિનાશક નામે હાર તેણે રાજાને ભેટ કર્યો. તે અદ્ભુત હાર જોઇને રાજાએ આશ્ચર્ય સાથે તેને પૂછ્યું કે-'હે ભદ્ર! પુણ્યહીનને દુષ્પ્રાપ્ય એવો આ હાર તને ક્યાંથી પ્રાપ્ત થયો?' એટલે તે બોલ્યો કે-'હે દેવ! તમારા ચરણકમળને નમસ્કાર કરીને અહીંથી પૂર્વ દિશા તરફ ચાલતાં હું દ્રૌપદિકા નામની ભયંકર અટવીમાં જઇ પહોંચ્યો. ત્યાં તૃષાતુર હરિણની જેમ જળને માટે આમતેમ નજર ફેરવીને ભમતાં મેં ભવ્યજનોના અંતર અજ્ઞાનને દૂર કરનાર, દેવતાઓથી સેવ્યમાન, તપવડે સૂર્ય સમાન તેજસ્વી અને જાણે મૂર્ત્તિમાન્ ધર્મ હોય એવા ગુણધર નામના મહાત્માને જોયા. એટલે સૂર્યને જોતાં જેમ ચક્રવાક આનંદ પામે તેમ તે મુનિને જોઇને હું પરમ આનંદ પામ્યો અને વિધિપૂર્વક તેમને પ્રણામ કરીને હું તેમની પાસે બેઠો. હવે ત્યાં પ્રથમથીજ દિવ્ય આભૂષણયુક્ત અને પોતાના શરીરની કાંતિથી ધરાતળને ઉદ્યોતિત કરનાર એવો કોઇ દેવ બેઠો હતો. સુધાસ્વાદ સમાન મધુર તેના દર્શનથી મારૂં મન અત્યંત આનંદ પામ્યું અને મને જોતાં તે દેવ પણ પ્રમોદ પામ્યો. પછી તે દેવે મુનીશ્વરને પ્રણામ કરીને પૂછ્યું કે-'હે ભગવન્! આને જોતાં મારા અંતરમાં કેમ અધિક હર્ષ ઉત્પન્ન થાય છે?' એટલે મહાત્માએ કહ્યું કે-'ભવાંતરમાં એ તારો લઘુ ભ્રાતા હતો, તેથી એને જોતાં તને પ્રેમ ઉપજે છે.' એમ સાંભળીને તે દેવતાએ પુનઃ પૂછ્યું કે—હે વિભો! એ મારો ભ્રાતા ક્યારે હતો તે કૃપા કરીને કહો,' કારણ કે "ગુરૂમહારાજ સૂર્યની જેમ પોતાની વાણીરૂપ કિરણોથી અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરનારા હોય છે." આચાર્ય બોલ્યા કે 'હે દેવ! તું તારા અવધિજ્ઞાનથી એ બધું સ્વરૂપ જાણે છે, છતાં અન્ય જનોના બોધનિમિત્તે તું પૂછે છે તો સંવેગરંગયુક્ત તારા પૂર્વ ભવનું ચરિત્ર હું કહું છું તે સાંભળ.

'શ્રી પદ્મપ્રભ જિનેશ્વરના જન્મકલ્યાણકથી પવિત્ર, શ્રી વીર

પ્રભુના પારણાના ઐશ્વર્યથી સુશોભિત, ધર્મ તથા ન્યાયના એક ધામરૂપ અને જેમાં લંકાની જેમ સુવર્ણમય અનેક મંદિરો છે એવી કૌશાંબી નામે નગરી છે. ત્યાં જયશ્રીના ક્રીડાગૃહરૂપ, ઉદ્દામ તેજયુક્ત તથા અસાધારણ સંપત્તિના સ્થાનરૂપ જય નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સચ્ચરિત્રથી પવિત્ર તથા રાજગુણોથી જગતમાં વિખ્યાત એવા શૂર અને ચંદ્ર નામના બે પુત્રો હતા. આમ્રવૃક્ષના ઉદ્ગમ સમાન લોકોને આનંદ પમાડતા તથા ગુણરૂપી સુગંધયુક્ત એવા તે બંને ભ્રાતા કોને પ્રિય ન હતા? અર્થાત્ સૌને પ્રિય હતા. તે બંને યૌવનવય પામતાં પદાર્થોનો અસ્થિર સ્વભાવ હોવાથી તેમની માતા મરણ પામી. કર્મોની ગતિ દુર્લંઘ્ય છે. પછી ન્યાય અને પરાક્રમથી લોકોને આનંદ આપનાર એવા તે બંને રાજકુમારોને રાજાએ યુવરાજપદ આપ્યું.

એકદા પોતાના પુત્રને રાજ્યસંપત્તિ મળે એવા ઇરાદાથી યૌવરાજ્યપદની પ્રૌઢ લાલસાથી અને તુચ્છ મન હોવાથી પગલે પગલે અંતરમાં અત્યંત ઈર્ષ્યાને ધારણ કરતી એવી તેની ઓરમાન માતાએ ઉદ્યાનમાં ગયેલા તે બંનેને છાની રીતે પોતાની દાસીને હાથે વિષમિશ્રિત મોદક મોકલ્યા, અને તેમણે તે ભક્ષણ કર્યા, કારણ કે ક્ષુધા વખતે વિચાર કરવાની બુદ્ધિ હોતી નથી. વિષના આવેગથી મૂર્ચ્છા ખાઇને તેઓ પૃથ્વી પર પડ્યા. તે હકીકત સાંભળીને રાજા એકદમ પોતાના પરિવાર સહિત ત્યાં આવ્યો. પછી રાજાની આજ્ઞા થતાં વિષના આવેગને શાંત કરવા માટે અનેક વૈદ્યોએ વિવિધ ઉપચારો કર્યાં, છતાં કુશિષ્યને આપેલી શિખામણ વૃથા જાય તેમ તે બધા વ્યર્થ ગયા. એટલે રાજા ખેદ પામીને શૂન્ય જેવો બની ગયો. આથી બધો પરિવાર મોટે સાદે રૂદન કરવા લાગ્યો અને મંત્રીઓ પણ દિઙ્મૂઢ જેવા થઈ ગયા. એવામાં તેમના પુણ્યોદયથી અશોક વૃક્ષ નીચે બેઠેલા, ક્ષમાવંત, તેજસ્વી બુદ્ધિવાળા તથા અગણ્ય કરૂણારસના સાગર એવા દિવાકર મુનીશ્વરે ગરૂડોપપાત નામના અધ્યયનનું સ્મરણ કર્યું. તે પાઠના મહિમાથી આકર્ષાયેલ અને સ્ફુરાયમાન કાંતિવાળો એવો ગરૂડાધિપ દેવ ત્યાં સાક્ષાત્ આવ્યો. તેના પક્ષનો થયેલો જે પ્રસાર તેના પ્રભાવથી તે કુમારોનો વિષાવેગ તરતજ શાંત

થઈ ગયો, કારણ કે દેવોનો પ્રભાવ અચિંતનીય હોય છે. મૂર્છા દૂર થતાં જાણે નિદ્રામાંથી ઉઠ્યા હોય તેમ તે બંને કુમારોએ સ્વાદિષ્ટ અને શીતળ જળનું પાન કરી નેત્રકમળને વિકસિત કરતા સતા ત્યાં પોતાના તાતને પરિવાર સહિત આવેલ જોઇને કોમળ સ્વરે પૂછયું કે-'હે તાત! અમને શું થયું હતું કે જેથી આપને અહીં પધારવું પડયું?' એટલે રાજાએ સાવધાન થયેલા એવા તે બંને કુમારોને તેની અપર માતાએ આપેલ વિષનું સ્વરૂપ, સાધુમહાત્માનો ઉપકાર, ગરૂડદેવનું આગમન અને સ્વજનો પાસે કરાવેલ શીતોપચાર વિગેરે વૃત્તાંત કહી સંભળાવ્યો. એવામાં અખિલ વિશ્વને વિસ્મય પમાડનાર એવા ગરૂડાધિપ દેવે ત્યાં આવીને રાજાને કહ્યું કે-"હે રાજન્! મહાભાગ્ય વિના મંત્ર તંત્રના પ્રયોગથી, યોગથી કે તપથી દેવો કદાપિ પ્રત્યક્ષ થતા નથી. પોતાના ગુણોથી જગતને આનંદ આપનારા એવા આ તારા પુત્રો પર સમતાના સાગર એવા મહાત્માએ મહાન્ ઉપકાર કર્યો છે, માટે એ મહાત્મા વત્સલપણાથી જે કાંઇ તમને ઉપદેશ કરે તે પ્રમાણે તમારે કરવું, કારણ કે તેઓ પરિણામે હિતકર વાક્યજ બોલે છે." આ પ્રમાણે કહીને ગરૂડાધિપદેવ પોતાના સ્થાને ચાલ્યો ગયો અને રાજા પોતાના પુત્રો સહિત આનંદપૂર્વક તે મહાત્માને વંદન કરવા આવ્યો. ગુરૂમહારાજના ચરણકમળને વંદન કરીને રાજા તેમની સન્મુખ બેઠો. એટલે બંને રાજકુમારો નમ્ર થઇને તે મહાત્માની સ્તુતિ કરવા લાગ્યા કે-'ભવાટવીમાં ભ્રમણ કરવાથી ઉત્પન્ન થયેલા સંતાપને દૂર કરવામાં સુધાની નાવ સમાન તથા અગણ્ય પુણ્ય અને કારુણ્યના ક્ષીરસાગર એવા હે મહામુનિ! તમે જયવંતા વર્તો. જગતના સર્વ પ્રાણીઓ પર ઉપકાર કરવાને માટેજ અવતાર લેનારા તથા જગતના આનંદરૂપ કંદને વધારવામાં અમૃતના મેઘ સમાન એવા હે મહાત્મન્! તમે જય પામો.' આ પ્રમાણે સ્તુતિ કરીને અંતરમાં અત્યંત આનંદિત થયેલા તે રાજકુમારો મુનીશ્વરને પ્રણામ કરીને બેઠા, એટલે દયાળુ એવા મહાત્માએ તેમને આ પ્રમાણે ધર્મોપદેશ આપ્યો.-

'પંચેંદ્રિયપણું, મનુષ્યપણું, આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, સદ્ગુરૂની જોગવાઇ, આગમ શ્રવણની ઇચ્છા, આરોગ્ય, દીર્ઘાયુષ્ય અને ચરણ

(ચારિત્ર) એ પદાર્થો આ સંસારમાં પામવા અતિ દુર્લભ છે, છતાં પૂર્વના શુભોદયથી એ સામગ્રી પ્રાપ્ત કરીને જે પુરૂષો સુકૃતથી તેને કૃતાર્થ કરે છે તે ભાગ્યવંત પ્રાણીઓ સ્વર્ગ અને મોક્ષનાં સુખને પામે છે. પોતાના શરીરસુખને માટે પ્રાણીઓ પુત્ર, કલત્ર, વિવિધ પ્રકારનો પરિગ્રહ, ઘર, હાટ અને લક્ષ્મી મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ તે શરીર પરાધીન, કૃતઘ્ન અને અત્યંત અસારરૂપ છે, તો એવા અસાર શરીરથી જેઓ વિશુદ્ધ ધર્મરૂપ નિધાનને ઉપાર્જન કરે છે તેમણે શું ન મેળવ્યું? અર્થાત્ સર્વ મેળવ્યું. પાંચ પ્રમાદે કરીને અને ધન મેળવવાના મોહમાં ફસાઇ જઇને જે પ્રાણી સુકૃતને તદન વિસારી મૂકે તેને દુર્ગતિમાં પડતાં કોણ બચાવી શકે? મોહને વશ થઇને ધર્મના એક સારભૂત નરજન્મને જે હારી જાય છે તે પ્રાણીનો જન્મ અજાગલસ્તનની જેવો નિષ્ફળ હોવાથી પોતાનું હિત શું કરી શકે? કાંઇ પણ ન કરી શકે. તેથી બાધારહિત અને શાશ્વત એવા સુખને પામવાની જો તમને ઇચ્છા હોય તો આત્માના સર્વ રોગને શાંત કરવામાં પરમ ઔષધરૂપ તથા જગતના જીવોને સર્વ પ્રકારના અભીષ્ટ આપનાર આર્હત્ ધર્મમાં નિરંતર આદર કરો.'

આ પ્રમાણેનો ઉપદેશ સાંભળીને તે બંને રાજકુમારોએ તરતજ સંસાર તજી દીધો અને તેમની પાસે દીક્ષિત થઇને પંચમહાવ્રતોને આરાધવામાં સાવધાન થઇ ગયા. તેમજ પંચાચારમાં પ્રવીણ, ત્રિગુપ્તિગુપ્ત, સમતાસાગરમાં મગ્ન, સર્વ પ્રાણીઓની દયા પાળવામાં તત્પર, કામ, ક્રોધ, મોહ, મદ, માન અને મત્સરથી રહિત તથા સતત શાસ્ત્રાવગાહનમાં રક્ત થયા. એ પ્રમાણે સંયમ આરાધીને તે બંને રાજકુમારો પ્રથમ દેવલોકમાં વિદ્યુત્પ્રભ અને વિદ્યુત્સુંદર નામે દેવ થયા. ત્યાંથી ચ્યવીને તારો લઘુ ભ્રાતા અખિલ સંપત્તિથી વિખ્યાત એવો આ મદનદત્ત નામે વ્યવહારી થયો છે, તેથી અગણિત લક્ષ્મીવાળા એવા એને જોતાં તને અતિશય આનન્દ ઉત્પન્ન થાય છે."

આ પ્રમાણે પૂર્વ ભવ સાંભળીને મારા પર વધારે સ્નેહાળ થયેલા તે દેવે વિષને દૂર કરનાર અને વિશ્વમાં સારભૂત આ હાર મને

આપ્યો. પછી તે દેવે ગુરૂમહારાજને પૂછ્યું કે-'હે ભગવાન્! મને ભવાંતરમાં સમ્યક્ત્વનો લાભ શી રીતે થશે?' એટલે ગુરૂ બોલ્યા કે-

'આગામી ભવમાં તું નરવર્મા રાજાનો અતિશય કાંતિમાન્ હરિદત્ત નામે પુત્ર થઇશ. ત્યાં આ હાર જોવાથી તને જાતિસ્મરણજ્ઞાન થશે અને તેથી હે દેવ! તું ત્યાં સર્વજ્ઞના પાવન ધર્મને પામીશ.' આ પ્રમાણે તત્ત્વસુધાને સિંચનારી એવી એ મહાત્માની વાણી સાંભળીને સદ્ભક્તિથી તે મહાત્માને પ્રણામ કરી વિદ્યુત્પ્રભ દેવ સ્વસ્થાને ગયો અને હું સર્વ અર્થને સાધનાર એવી લક્ષ્મી ઉપાર્જન કરી આ હાર લઇને પાછો આ નગરમાં આવ્યો છું.

હે રાજેન્દ્ર! જગજ્જનને મનોહારી એવો આ હાર એ દેવને ક્યાંથી પ્રાપ્ત થયો? એમ મેં ગુરૂમહારાજને પૂછ્યું હતું ત્યારે તેમણે કહ્યું હતું કે—

'વિંધ્યાચળની ભૂમિના શૃંગારરૂપ શતદ્વાર નામના મહાપુરમાં નાનાવિધ પ્રાણીઓના સુખને પૂરનાર પૂરણ નામે શેઠ હતો. તે જિનધર્મથી અજ્ઞાત છતાં સર્વ પ્રાણીઓ પર ઉપકાર કરતો અને ભદ્રકભાવથી સદાચારમાં પરાયણ હતો. દયાની લાગણીથી પૃથ્વી પર ઘણી દાનશાળાઓ કરાવીને અન્નદાનાદિકથી તે પ્રાણીઓને નિરંતર સુખી કરતો હતો.

એકદા તપથી કૃશ શરીરવાળા એવા સાધુઓ તેને ઘેર આવી ચડ્યા, તેમને તેણે અન્નદાન આપ્યું. પછી અનુક્રમે લક્ષ્મી, શરીર અને યૌવનને વીજળીના વિલાસની જેમ અસ્થિર જાણીને તેણે તાપસી દીક્ષા અંગીકાર કરી અને વિવિધ પ્રકારના કાયક્લેશવડે ઉગ્ર તપ કરવા લાગ્યો. એમ શૈવાગમોક્ત વિધિથી સંપૂર્ણ રાગપૂર્વક તાપસ વ્રતનું આરાધન કરીને તે અસુરકુમારમાં અત્યંત તેજસ્વી ચમરેંદ્ર નામે દેવોનો સ્વામી (ઇંદ્ર) થયો.

એકદા તે ચમરચંચાના સ્વામીએ અવધિજ્ઞાનથી સૌધર્મેંદ્રની સભાને પોતાની ઉપર જોઇ અને પોતાના શિર પર રહેલા તેના પાદપીઠને જોઇને દારૂણ ક્રોધથી તેણે ભ્રકુટી ચડાવી પોતાનું મુખ ભીષણ કરી દીધું. પછી પ્રતિમાધારી જગત્પ્રભુ શ્રી વીરનું શરણ લઇ, પંચાંગ પ્રણિપાતપૂર્વક તેમને નમસ્કાર કરીને લક્ષ યોજનનું ભીષ્મ રૂપ વિકુર્વી

કલ્પાંત કાળના અગ્નિની જેમ જાજ્વલ્યમાન એવો તે દુષ્ટબુદ્ધિ પ્રથમ દેવલોકમાં આવ્યો, અને ભીષણ અવાજથી ત્યાં રહેલા દેવતાઓને બીવરાવવા લાગ્યો, કારણ કે અજ્ઞ આત્માને કૃત્યાકૃત્યનો વિવેક હોતો નથી. તેના આવા દુષ્કૃત્યને જોઇને ઇંદ્રે ક્રોધમાં આવી વેગથી વિશ્વને વિભ્રાંતિ પમાડનાર એવું પોતાનું વજ્ર તેના પર છોડ્યું; એટલે અસ્ખલિત વેગવાળા અને પર્વતોને પણ ભેદનારા એવા તે વજ્રને જોઇને પોતાનો મદ ઉતારી નાખી તરતજ તે દુષ્ટ પાછો ભાગ્યો. અને શ્રી વીર પ્રભુના ચરણકમળ નીચે સૂક્ષ્મ રૂપ કરીને તે સંતાઈ ગયો. આ પ્રાણીને આપત્તિમાં વીર પ્રભુ વિના અન્ય શરણ ક્યાંથી હોય? ઇંદ્રે મૂકેલ વજ્રે જો તેના શરીરનો સ્પર્શ કર્યો હોત તો બળવાન્ અસુરેંદ્ર પણ રંકની જેમ ચિર કાળ આક્રંદ કરત; પરંતુ તે વજ્ર ભાગતા એવા તેની પાછળ પાછળ દોડતું ગયું, વિશ્વને ત્રાસ પમાડનાર એવા તેનો વેગ વચમાં લેશ પણ ઓછો ન થયો; પરંતુ તેને શ્રીવીર પરમાત્માના ચરણ નીચે સંતાઇ ગયેલ જોઇને પ્રભુને પ્રદક્ષિણા દઇ તે વજ્ર પાછું ઇંદ્રના કરકમળમાં જઇને રહ્યું. એટલે સુરેંદ્ર પણ ભગવંતને વંદન કરવા માટે ત્યાં આવ્યો, અને પ્રભુના પ્રભાવથી તેમની પરસ્પર અત્યંત પ્રીતિ બંધાણી. જ્યાં શ્રીવીર પ્રભુ કાયોત્સર્ગે રહેલા હતા ત્યાં—તે મહીતલ પર ચમરોત્પાત નામે તીર્થ પ્રસિદ્ધ થયું. વીર પરમાત્માને વંદન કરતાં ઉત્પન્ન થયેલા આનન્દને લીધે તે બંને ઇંદ્રોએ ત્યાં ગીતનૃત્યપૂર્વક મહોત્સવ કર્યો. વજ્રઘાતના ભયથી નીચે મુખ કરીને સત્વર ભાગતા ચમરેંદ્રનો આ હાર એક દ્વીપમાં પડી ગયો. ત્યાં ક્રીડાકૌતુકથી આવેલા આ દેવને તે હાર જડ્યો અને તે તેણે તને સમર્પણ કર્યો. તારે પણ એ હાર ધર્મની દઢતા માટે રાજાને આપવો.' માટે હે સ્વામિન્! દેવતાએ આપેલો આ અમૂલ્ય હાર આપ ગ્રહણ કરો." પછી સદાચારની જેમ તે હાર વ્યવહારી પાસેથી લઇને પોતાના હરિદત્ત નામના પુત્રને બોલાવી રાજાએ તે હાર તેના કંઠમાં પહેરાવ્યો. એટલે તે હારને જોતાંજ જાતિસ્મરણ પામી તે રાજપુત્રે પોતાના પૂર્વ ભવનું સ્વરૂપ રાજા વિગેરેની આગળ કહી સંભળાવ્યું. પુણ્યકર્મથી પવિત્ર એવું પોતાના પુત્રનું ચરિત્ર સાંભળીને રાજાને જૈનધર્મમાં દઢ શ્રદ્ધા થઈ. એવા અવસરમાં હાથમાં પુષ્પ લઇને

રાજાને નમસ્કારપૂર્વક સુજ્ઞ વનપાલકે વિનયથી વિજ્ઞપ્તિ કરી કે 'હે રાજન્! આપના ક્રીડાઉદ્યાનમાં સાધુઓથી પરિવૃત એવા ગુણાકર નામના શ્રીમાન્ ગુરૂ પધાર્યા છે.' જાણે શરીર પર સુધાનું સિંચન થયું હોય એવું તેનું વચન સાંભળીને પ્રસન્ન થયેલા રાજાએ મુગટ વિનાનાં બધાં અલંકારો તેને ઇનામમાં આપી દીધાં. પછી મદનદત્ત વિગેરે વ્યવહારીઓથી પરવરેલ રાજા તે મુનીંદ્રને આનન્દપૂર્વક વંદન કરવા આવ્યો. ત્યાં ભક્તિપૂર્વક ભૂતલ પર મસ્તક નમાવીને તેણે ગુરૂમહારાજને નમન કર્યું, પરંતુ તે નમનથી જગતમાં અદ્ભુત એવી ઉચ્ચતર પદવીને તે પામ્યો. પછી ધર્મલાભરૂપ આશીષ્ આપીને ગુરૂ મહારાજે રાજાની આગળ સંસારના ક્લેશનો નાશ કરનારી એવી ધર્મદેશના દેવાનો પ્રારંભ કર્યો.

"ચુલ્લક વિગેરે દશ દૃષ્ટાંતથી દુર્લભ એવા આ મનુષ્યભવને પામીને ઉત્તમ જીવે આર્હત્ ધર્મમાં સદા યત્ન કરવો. સંખ્યાબંધ વિભવોથી કિંમતી રત્નો પણ સુખે મેળવી શકાય, પરંતુ મનુષ્ય-ભવનો એક ક્ષણ પણ કોટિ રત્નો આપતાં મળવો દુર્લભ છે. દુષ્પ્રાપ્ય એવા આ મનુષ્યપણાને પામીને જે મૂઢ પ્રાણી ધર્મ સાધવાનો યત્ન કરતો નથી તે ઘણા ક્લેશથી પ્રાપ્ત થયેલા ચિંતામણિ રત્નને પ્રમાદથી સમુદ્રમાં નાખી દે છે. આર્યદેશ, કુળ, રૂપ, બળ, આયુ અને બુદ્ધિથી મનોહર એવા આ નરત્વને પામીને જે મૂર્ખ પ્રાણી ધર્મકર્મ આચરતો નથી, તે સમુદ્રના મધ્ય ભાગમાં નાવનો ત્યાગ કરવા જેવું કરે છે. મોહથી મૂઢ બનેલા પ્રાણીઓ શરીર-સુખને માટે ધન, ધાન્ય, પ્રિયા, બંધુ, પશુ અને ગૃહાદિકનો પુષ્કળ પરિગ્રહ રાખે છે, પણ આ શરીરજ વીજળીના વિલાસ જેવું ચંચળ અને અસાર છે, માટે વિવેકી જનો પ્રયત્ન-પૂર્વક ધર્મકાર્યો કરવાવડે એ શરીરને સફળ કરે છે. ધર્મનું મૂળ સમ્યક્ત્વ છે, અને તે દુ:ખરૂપ મહાસાગરના કિનારા જેવું, નિર્વાણ મહેલની પીઠ જેવું અને સર્વ સંપત્તિના નિધાન જેવું છે. દેવ, ગુરૂ અને ધર્મમાં સમ્યક્ શ્રદ્ધાનપૂર્વક જે અસાધારણ પ્રતિપત્તિ (ભક્તિ) તેને મુનિઓએ સમ્યક્ત્વ કહેલ છે. 'પાંચ અંતરાય, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, મિથ્યાત્વ, કામ, અવિરતિ, નિદ્રા, દ્વેષ, જુગુપ્સા,

અજ્ઞાન અને રાગ-અંધકારને પુષ્ટ કરવામાં રાત્રિ સમાન એવા આ અઢાર દોષથી મુક્ત તથા અત્યંત શ્રેષ્ઠ એવા ચોત્રીશ અતિશય અને આઠ પ્રાતિહાર્યથી સુશોભિત તથા મોક્ષમાર્ગના બતાવનાર એવા 'શ્રીવીતરાગ દેવ, સમસ્ત સાવદ્ય વ્યાપારરહિત અને ગૃહાચારથી વિમુખ એવા સુસાધુ ગુરૂ અને સંસારઅટવીમાં ભ્રમણ કરવાથી ખિન્ન થયેલા પ્રાણીઓને પરમ બંધુભૂત જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલો એવો સર્વ જીવોની રક્ષામય ધર્મ-એ ત્રણ તત્ત્વો મને સદા પ્રમાણ છે.' એવા પ્રકારનો જેના શાંત અંતરમાં વિશુદ્ધ પરિણામ ઉત્પન્ન થાય છે તેને જોઇને ઇંદ્રો પણ પ્રમોદ પામી નિરંતર તેના ગુણની સ્તુતિ કરે છે."

આ પ્રમાણેની ગુરૂમહારાજે આપેલી દેશના સાંભળીને પ્રબોધ થવાથી મનમાં વિકસિત થયેલા રાજાએ ધ્વાંત સદશ ચતુર્વિધ મિથ્યાત્વનો ત્યાગ કર્યો અને રત્નત્રયને ધારણ કરનારા તે ગુરૂરત્નાકર પાસેથી રાજાએ નિરંતર મહા ઉદયને આપનાર એવું સમ્યક્ત્વ રત્ન ગ્રહણ કર્યું. દરિદ્રી જેમ પરમ નિધાન પામે તેમ બોધિરત્ન પામીને રાજા નરજન્મમાંજ પરમાનંદ પદને પામ્યો.

પછી આચાર્ય મહારાજ પુનઃ બોલ્યા કે-"હે રાજન્! ત્રૈલોક્યની લક્ષ્મીને પામવાના કારણરૂપ એવા આ સમકિત તત્ત્વની પ્રાપ્તિ થતાં કયા પદાર્થો જ્ઞેય (જાણવા લાયક) છે, કયા પદાર્થો ઉપાદેય (આદરવા લાયક) છે અને કયા પદાર્થો હેય (ત્યાગ કરવા લાયક) છે તે સંક્ષેપથી સાંભળ. જીવાદિ તત્ત્વોમાં રમણતા, સમ્યગ્દષ્ટિ વ્રતધારીઓની સેવા, ઉત્સૂત્ર પ્રરૂપકોનો અને કુદર્શનીઓના પરિચયનો ત્યાગ-એ ચાર પ્રકારની શ્રદ્ધાનું પરિપાલન કરવું. જિનપ્રણીત પરમાગમને શ્રવણ કરવાની ઇચ્છા, ધર્મકૃત્યમાં અત્યંત અનુરાગ અને શ્રીમાન્ જિનેશ્વર તથા જિનમતાનુયાયીની ભક્તિ-એ સમ્યક્ત્વનાં ત્રણ લિંગ છે. પંચ પરમેષ્ઠી, ધર્મ, શ્રુત, શાસન, ચૈત્ય અને સમ્યકત્વ-એ દશનો વિનય કરવારૂપ વિનયના દશ પ્રકાર છે. જિનદેવ, જિનમત અને જિનધર્મની ભક્તિ-એજ સંસારમાં સારરૂપ છે એમ મનમાં ધારવું, કહેવું ને આચરવું તે શુદ્ધિના ત્રણ પ્રકાર છે. શંકાદિક પાંચ દોષો (દૂષણો) સમ્યક્ત્વને સર્વ રીતે મલિન કરનારા છે માટે તે હેય છે.

જિનશાસનમાં કૌશલ્ય, શાસનની પ્રભાવના, તીર્થભૂમિની સેવા, ભક્તિ અને સ્થિરતા-એ પાંચ ગુણો સમ્યક્ત્વને સુશોભિત કરનારા હોવાથી ભૂષણરૂપ છે. હે રાજન્! શમ, સંવેગ, નિર્વેદ, કારુણ્ય અને આસ્તિક્ય-એ સમ્યક્ત્વનાં પાંચ લક્ષણો છે. કુતીર્થીઓના દેવો, ગુરુઓ તથા તેમણે સ્વીકારેલ જિનમૂર્તિને પણ પ્રણામાદિક ન કરવા, અર્થાત્ તેમની સાથે સંભાષણ, આહાર પુષ્પાદિ દાન, પ્રદાન, સ્તુતિ, પ્રણામ અને આલાપ ન કરવા. (આ છ યતના કહેવાય છે). વાદી, કવિ, ધર્મકથક, તપસ્વી, નૈમિત્તિક, પ્રાવચની, સિદ્ધ અને વિદ્યાધર-એ આઠ પોતાની પ્રતિભાના પ્રભાવથી શાસનનો મહિમા વધારનારા હોવાથી પ્રભાવક કહેવાય છે. રાજાભિયોગ, ગણાભિયોગ, બલાભિયોગ, દેવાભિયોગ, કાંતારવૃત્તિ (આજીવિકા) તથા ગુરુનિગ્રહ એ છ આગાર છે. જીવ છે, તે નિત્ય છે, તે કર્મનો કર્ત્તા છે, ભોક્તા છે, જીવને મોક્ષ છે અને તેનો ઉપાય પણ છે-એ છ સ્થાન સમ્યક્ત્વી પુરુષોને શ્રદ્ધાગમ્ય છે. મૂળ, દ્વાર, આધાર, પ્રતિષ્ઠાન, ભાજન અને નિધિ-એ સમ્યક્ત્વરૂપ શુદ્ધ ધર્મની છ ભાવના છે. એ પ્રમાણે સડસઠ બોલથી શુદ્ધ સમ્યક્ત્વનો આશ્રય કરનાર પ્રાણી તીર્થંકરપદવી મેળવીને મોક્ષ પ્રાપ્ત કરે છે. વળી જે પ્રાણી શુદ્ધ સમ્યક્ત્વયુક્ત શ્રાવકનાં બાર વ્રતોનું આરાધન કરે છે તે સ્વર્ગસુખને પામે છે."

આ પ્રમાણે ગુરૂમહારાજની શિક્ષાનો સ્વીકાર કરી તેમના ચરણકમળને વાંદીને રાજા પોતાના સ્થાને ગયો. પછી સમ્યક્ત્વને નિઃશંકાદિ ગુણથી નિરતિચારપણે પાળતાં રાજા જિનમતની ઉન્નતિ કરવા લાગ્યો. આત્મશુદ્ધિના નિમિત્તે જિનેન્દ્રોક્ત સાતે ક્ષેત્રોમાં તે પોતાની સંપત્તિને કૃતાર્થ કરવા લાગ્યો. વિદ્વજ્જનોની સાથે જિનસિદ્ધાંતમાં કહેલ સુયુક્તિપૂર્વક જીવાજીવાદિ તત્ત્વોનો વારંવાર વિચાર કરીને રાજા સમ્યક્ત્વને વ્રતમાં દેવોને પણ અક્ષોભ્ય એવો વસુધા પર એક મેરૂ પર્વત જેવો નિશ્ચળ થયો.

એકદા અવધિજ્ઞાનવડે ગામ, આરામ અને પુરાદિક સમસ્ત ભરતક્ષેત્રનું અવલોકન કરતાં સૌધર્માધિપતિને વિજયા નગરીમાં પ્રૌઢ પ્રતાપથી અને પ્રસરતી પ્રભાથી જાણે બીજા સૂર્ય હોય તેવો, સુરાસુર અને મનુષ્યોથી અક્ષોભ્ય, સમ્યક્ત્વ વ્રતથી વિભૂષિત, જિનશાસન-

રૂપ સમુદ્રને ઉલ્લાસ પમાડનાર, તથા શિષ્ટ જનોને સાક્ષાત્ કલ્પવૃક્ષ સમાન એવો નરવર્મા રાજા જોવામાં આવ્યો, એટલે અંજલિ જોડી તેને નમસ્કાર કરીને ઇંદ્રે આ પ્રમાણે તેની સ્તુતિ કરીઃ-"ઓજસ્વી જનોમાં આદ્ય અને દેવોને પણ વંદનીય એવો નરવર્મા રાજા વિજયાનગરીમાં વિજયવંત વર્તે છે." આ પ્રમાણેનું સુરેંદ્રનું કથન સાંભળીને જિનવચનને જાણતાં છતાં પણ કંઇક મિથ્યાત્વથી મૂઢ બનેલા એવા સુવેલ નામના દેવતાએ પોતાના અંતરમાં વિચાર કર્યો કે—'ઐશ્વર્યને વશ થયેલા આ દેવેંદ્ર પોતાની ઇચ્છાનુસાર ગમે તેમ બોલે છે. એક મનુષ્યમાત્રમાં તે કેટલું સત્ત્વ હોય? વિષમ કાર્યમાત્રમાં જેનું મન ચળ્યા કરે-તેની મતમાં પણ કેટલી સ્થિરતા હોય? જ્યાંસુધી મનુષ્યોને સંસાર સંબંધી કાર્ય ઉપસ્થિત થતું નથી ત્યાંસુધીજ તેમનાં જપ, તપ અને નિયમો અખંડ રહે છે.' આ પ્રમાણે તેનો મનોભાવ જાણીને ઇંદ્રે તેને કહ્યું કે-'હે ભદ્ર! હું તને આજ્ઞા કરૂં છું કે-ભૂતળ પર જઇને તે રાજાના ગુણમાહાત્મ્યની તું પરીક્ષા કર.' એ રીતે ઇંદ્રનો આદેશ થતાં ભરતક્ષેત્રમાં આવીને તેણે દેવમાયાથી ગુણાકર ગુરૂનું રૂપ વિકુર્વ્યું, અને પાંચસો સાધુઓથી પરિવૃત્ત થઇ વસુધા પર મુગ્ધ જનોને મોહ પમાડતો અને અનુક્રમે વિહાર કરતો તે વિજયાનગરીમાં આવ્યો. ત્યાં રાજમંદિરમાં આવીને તે ઉભો રહ્યો એટલે રાજાએ પોતાના ગુરૂને પધારેલા જોઇને મનમાં આનન્દ પામી તેમને વંદન કર્યું. પછી રાજાએ પોતે આપેલા સુવર્ણસિંહાસન પર તે આચાર્ય ધર્મલાભ આપીને મુનિમંડળ સહિત બિરાજમાન થયા; એટલે સમ્યગ્ વિધિપૂર્વક તેમને વંદન કરીને વિનયી રાજા ધર્મશ્રવણ કરવાની ઇચ્છાથી તેમની સન્મુખ બેઠો. એવામાં તે સાધુઓ હાથમાં ઢાલ તરવાર રાખનારા, વિકારથી વિકૃત મુખવાળા અને ઉદ્ધત તથા મહાયુદ્ધને કરવાવાળા સુભટો બનીને ક્રોધથી પરસ્પર કહેવા લાગ્યા કે 'આ માયાવી અને પાપી શ્રાવક રાજાને બાંધી લ્યો.' એટલે વ્યાધ જેમ મૃગને બાંધે તેમ કેટલાક ભયંકર સુભટોએ રાજાને કૌંચબંધને બાંધી લીધો. એવામાં ગુરૂવેષધારી દેવે વિશેષ રોષ લાવીને સાધુઓને કહ્યું કે-'મારો-એ દુરાચાર શઠને.' એટલે તેમણે યષ્ટિ, મુષ્ટિ અને તીક્ષ્ણ

તરવારોના નિર્દય રીતે વારંવાર પ્રહાર કરીને રાજાને બહુજ પીડા ઉપજાવી. આ પ્રમાણે તેમનું લોકગર્હિત દુશ્ચેષ્ટિત જોઇને પોતાની ક્ષમાસ્વામી (પૃથ્વીના રાજા)ની પદવીને સત્ય કરી બતાવતા, પુણ્યના ભંડાર તથા વિનયથી નમ્ર એવા રાજાએ ગુરૂના ચરણકમળનો સ્પર્શ કરી ગોરસ જેવાં શીતળ વચનથી બહુજ કોમળતાપૂર્વક કહ્યું કે-"હે ક્ષમાનાથ! હે કૃપાસાગર વિભો! આ આપના સેવકે શો અપરાધ કર્યો છે તે જણાવો. હે સ્વામિન્! જિનવચનરૂપ સુધાસાગરમાં મગ્ન થયેલા મુનિઓને સમસ્ત શુભ સ્થિતિનો લોપ કરનાર એવો આ કોપ કરવો યુક્ત નથી. ક્રોધાંધ મુનિ અને પ્રચંડ ચંડાળમાં કશો તફાવત રહેતો નથી, માટે ક્રોધનો ત્યાગ કરી નિર્મળ બુદ્ધિને ધારણ કરો." આ પ્રમાણે કહેવાથી તે દેવે અવધિજ્ઞાનવડે રાજાનું મન જિનશાસનરૂપ કમળના ગુણરૂપ સૌરભ્યથી પરિપૂર્ણ જોયું, એટલે કોપાટોપથી આક્રાંત થયેલ દુઃસહ કૃતાંત (યમ) સમાન એવા તે ગુરૂવેષધારી દેવે પોતાના પદાઘાતથી રાજાને તાડન કરતાં કહ્યું કે-"અરે દુષ્ટ, દુરાચારી, પોતાને કુશળ માનનાર દુર્મતે! શ્રાવકોમા અગ્રેસર થઇ પ્રાજ્ય સામ્રાજ્યવાન્ છતાં,ગુણવંતમાં ગરિષ્ઠ, દશ પ્રકારે યતિધર્મને ધારણ કરનાર, નિર્ગ્રંથ અને સર્વત્ર નિરીહ (ઇચ્છા રહિત) એવા આ સાધુઓ ભક્તપાનાદિકના અભાવે અત્યારે બહુજ સીદાય છે, તો તું સમર્થ છતાં લેશમાત્ર પણ યોગક્ષેમ કરતો નથી. તારા દેશ, ગામ, નગર અને ભવનમાં સાધુઓને કોઇ શુદ્ધ અન્નપાનાદિક પણ આપતું નથી, તેથી આ સર્વ મુનિઓ ક્ષુધાથી દુર્બળ અને સર્વથા દુઃખમગ્ન થઇને આવી દુર્બળ સ્થિતિમાં આવી ગયા છે." આ પ્રમાણેની ગુરૂની વાણી સાંભળીને રાજા પોતાના અંતરમાં બહુજ ખેદ પામ્યો અને ચિંતવવા લાગ્યો કે-'અહો! મારા ઐશ્વર્યને ધિક્કાર થાઓ, મારૂં ચાતુર્ય પણ વૃથા છે કે હું પ્રૌઢ પૃથ્વીપતિ છતાં જગદાધારરૂપ ધર્મમાર્ગના ધુરંધર આ સાધુઓ અતિશય સીદાય છે.' આ પ્રમાણે ક્ષણભર ચિંતવીને તે આચાર્યને વારંવાર વંદન કરતાં રાજાએ સુધારસ સમાન મધુર વચનથી કહ્યું કે-"હે ગુરો! આ રાજ્ય, સ્ત્રીઓ, સંપત્તિ અને આ ગૃહો-એમાં જે જે એમને અત્યારે રૂચે તે ભલે અન્ન એવા મારા પર પરમ પ્રસાદ કરીને ગ્રહણ કરે. સ્વચ્છ મનવાળા એવા આપ જેવા તો

સર્વત્ર વત્સલજ હોય છે.” આવાં સુધાપાન સદૃશ તેનાં મૃદુ વાક્યોથી આર્દ્ર થયેલ દેવે અવધિજ્ઞાનથી તેનું યથાસ્થિત સ્વરૂપ જાણી કોપપ્રકૃતિ અને વિકુર્વેલી દેવમાયાનો ત્યાગ કર્યો અને તે ગુરૂવેષધારી સ્ફુરાયમાન કાંતિવાળો સાક્ષાત્ દેવ થઈ ગયો, એટલે પરબ્રહ્મના સ્વરૂપ જેવું તે દેવનું રૂપ જોઇને વિસ્મય પામતો રાજા વિચારવા લાગ્યો કે–‘આ શું આશ્ચર્ય!’ એવામાં રાજાના શિર પર કલ્પવૃક્ષનાં નવીન પુષ્પોની વૃષ્ટિ કરીને આશ્ચર્ય પમાડનાર એવો તે દેવ અંતરમાં આનંદ પામતો બોલ્યો કે–હે રાજન્! વિશાળ મહિમાના સ્થાનરૂપ અને સુરાસુર સર્વ દેવોને વંદનીય એવો તું જ ધન્ય છે. શ્રીમાન્ સુરેંદ્ર પણ વિસ્મય પામીને પોતાની સભામાં તમારા ગુણની સ્તુતિ કરે છે. તેના આદેશથી તમારી સમ્યક્ત્વ દૃઢતાની પરીક્ષા કરવા માટે હું દેવમાયા રચીને ધરણીતળ પર આવ્યો હતો, પરંતુ સમ્યક્ત્વની દૃઢતામાં તમારા સમાન અન્ય કોઈ નહિ હોય કે જેનું મન સાધુઓનું આવું દુષ્ચેષ્ટિત જોવાથી પણ ક્ષુભિત ન થયું, માટે હે રાજેંદ્ર! કુમુદકંદના છેદ સમાન શુભ્ર એવા તમારા યશથી આ સમસ્ત વિશ્વ તમારા ધામની જેમ ધવળિત થયેલું દેખાય છે, મોક્ષલક્ષ્મી તો તમારા કરતલરૂપ કમળમાં ભ્રમરી સમાન જણાય છે, પૂર્વનું તમારૂં સમસ્ત દુષ્કૃત નાશ પામી ગયું છે, આ જગતમાં તમે પુણ્યવંત પુરૂષોમાં અગ્રેસર છો અને તમારા શરીરની સાતે ધાતુઓ પણ જિનપ્રવચનરસથી સંસિક્ત છે, તો કર્મપંકને દૂર કરનાર તમારા ચરણના દર્શન અને સ્પર્શનથી કેમ વિશુદ્ધિ ન થાય?’ આ પ્રમાણે ઉદાત્ત અને નિર્મળ અર્થયુક્ત રાજાની બહુવાર સ્તુતિ કરીને અને તેના ભવનમાં સુવર્ણ રત્નોને વરસાવીને તેને પ્રણામ કરી તે દેવ સત્વર પોતાના સ્થાને ચાલ્યો ગયો.

પછી જિનધર્મમાં પ્રવીણ એવો નરવર્મા રાજા જિનચૈત્ય અને જિનબિંબાદિક સુકૃત્યો કરતાં સુરાસુરોને નમસ્કાર કરવા લાયક તથા સમ્યગ્દૃષ્ટિ જીવોને પ્રશસ્ત હિતકારક એવા જિનશાસનની ઉન્નતિ કરવા લાગ્યો. તેમજ સુજ્ઞ સમાજનું પોષણ કરતો તે રાજા સેંકડો સુકૃત્યો સુકૃત, તથા શ્લાઘ્ય સુખોથી અનર્ઘ્ય એવી પોતાની પ્રાજ્યકડે સામ્રાજ્ય લક્ષ્મીને ન્યાય, વિનય, વિવેક તથા અનેક પ્રકારનાં દાનો-

થી કૃતાર્થ કરવા લાગ્યો. એ પ્રમાણે સમ્યક્ત્વના ગુણોથી ગરિષ્ઠ અને વિશુદ્ધ એવા ધર્મમાર્ગનું આરાધન કરી અંતે શાંતિપૂર્વક અનશન સ્વીકારી મરણ પામીને નરવર્મા રાજા દિવ્ય વિમાનોનો સ્વામી-દેવ થયો. ત્યાંથી ચ્યવી સુખોથી અભિરામ તથા સુકૃત્યોના એક સારરૂપ રાજ્યલક્ષ્મી પામીને કર્મરજથી મુક્ત અને ત્રણે જગતને નમસ્કાર કરવા યોગ્ય એવો તે રાજા પંચમ ગતિને પ્રાપ્ત કરશે.

એ પ્રમાણે સમ્યક્ત્વદૃઢતાના ફળને જણાવનારી એવી શ્રી નરવર્મા રાજાની કથા સાંભળીને હે ભવ્ય જનો! સમસ્ત કલ્યાણના કલ્પવૃક્ષરૂપ સમ્યક્ત્વમાં પોતાના મનને દૃઢ કરો. તે સમ્યક્ત્વમૂળ યતિધર્મને જિનેશ્વર ભગવંતે દશ પ્રકારે કહેલો છે. તેમાં ક્ષમા તે ક્રોધનો ત્યાગ, માર્દવ તે માનનું મર્દન, આર્જવ તે કપટનો ત્યાગ, મુક્તિ તે નિર્લોભતા, બાર પ્રકારે તપ, સત્તર પ્રકારે સંયમ, હિતકર અને પ્રિય વચન તે સત્ય, શૌચ તે પરધનનો ત્યાગ, બ્રહ્મ તે સ્ત્રીસંગનું વર્જન અને પરિગ્રહનો ત્યાગ તે અકિંચન-એ રીતે યતિધર્મના દશ પ્રકાર છે. બીજો ગૃહસ્થધર્મ પાંચ અણુવ્રત તથા સાત શિક્ષાવ્રત-એમ બાર પ્રકારે કહેલો છે. દેશથી પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહની વિરતિ-એ પાંચ અણુવ્રત કહેવાય છે; તથા દિશિપરિમાણ, ભોગોપભોગ પરિમાણ, અનર્થદંડ ત્યાગ, સામાયિક, દેશાવકાશિક, પૌષધ તથા અતિથિદાન*-એ સાત શિક્ષાવ્રત કહેલાં છે. જે સુજ્ઞ પ્રાણી સાધુધર્મ યા શ્રાવકધર્મને આરાધે છે તે વિવિધ વ્યાધિથી વિકટ એવા આ સંસારરૂપ ખાડામાં પડતાં બચી જાય છે."

આ પ્રમાણે સમ્યક્ત્વરૂપ અમૃતને સિંચનારી શ્રીસદ્‌ગુરૂની વાણી સાંભળીને સંસારમાં ભમાવનાર એવી તીવ્ર મિથ્યાત્વ ભાવનાનો ત્યાગ કરી શ્રીવસ્તુપાલે પોતાના બંધુ સહિત શુભ મુહૂર્ત્તે નિષ્કપટ ભાવે ઉત્સવપૂર્વક સમ્યક્ત્વ રત્ન યુક્ત ગૃહસ્થધર્મનો સ્વીકાર કર્યો. પછી વિધિજ્ઞ તથા સમ્યક્ત્વનો ઉલ્લાસ કરવામાં વિવેકી એવા વસ્તુપાલ મોહને દૂર કરી જૂદાં જૂદાં ગામ અને નગરોમાંથી શ્રીસંઘને બોલાવીને તેની ભક્તિ કરવા લાગ્યો. શ્રીસંઘને નમસ્કાર કરતાં પણ

* પ્રથમનાં ત્રણ ગુણવ્રત ને પાછલાં ચાર શિક્ષાવ્રત એમ પણ કહેવાય છે.

જગજ્જનોની કર્મરૂપ રજ દૂર થાય છે, એમ ધારી વિવેકી મંત્રીશ્વરે કંઇક ઉષ્ણ અને દુગ્ધ સમાન ઉજ્જવળ એવા જળથી અને ચંદનના મનોહર દ્રવ તથા અન્ય સુરભિ વસ્તુઓથી, યશથી સમુજ્જવળ તથા ઘરે પધારેલ એવા શ્રીસંઘના ચરણકમળનું પ્રક્ષાલન કર્યું. ત્યારપછી જિનેંદ્રપૂજા તથા શીલથી પવિત્રાત્મા, પુષ્પ સમાન કોમળ અને સુગંધી અનેક ગુણોથી અભિરામ અને લક્ષ્મીના નિવાસરૂપ એવા તેણે આનંદથી યુક્તિપૂર્વક પાંપને ખંડિત કરનાર એવા શ્રીસંઘને માટે સુગંધી જળ તથા પ્રકાશથી સુસિક્ત અને પવિત્ર ચંદ્રવાથી વિભૂષિત એવી ધર્મશાળાઓમાં મૃદુ અને ઉન્નત એવાં વિવિધ આસનો મંડાવ્યાં. એટલે મંત્રીવરના ઉપરોધથી જિતેંદ્રિય, સુવિનીત વેષધારી અને દેશાંતરથી આવેલો એવો શ્રીસંઘ હર્ષ સહિત યથાક્રમે તે આસનો પર જમવા બેઠો. પછી 'આ સદાચારવંત શ્રીસંઘના પ્રતાપે ભારેકર્મી જીવોને પણ નિર્મળતા પ્રાપ્ત થાય છે' એમ ધારીને મંત્રીશ્વરે સદ્વૃત્તથી અવનિમંડળને પાવન કરનાર અને પંક્તિબંધ બેઠેલા, શ્રાવકધર્મના ભાજન, સમ્યગ્દૃષ્ટિ તથા અનેક ગુણોથી ભાસુર એવા શ્રીસંઘની આગળ બહુજ કિંમતી એવાં સુવર્ણનાં ભાજનો (થાળો) મંડાવ્યાં, અને જાણે ગંગામાંથી લાવેલ હોય તેવા અત્યંત નિર્મળ અને કસ્તૂરીથી સુગંધી કરેલા એવા જળથી ભાજનો અને તેમના હસ્તકમળ ધોવરાવ્યાં. પછી પાંચ પ્રકારની દૃષ્ટિધુરાને ધારણ કરનાર, સાતે ક્ષેત્રોમાં ધન વાપરનાર, નવ તત્ત્વના વેત્તા, પ્રશસ્ત એવા સત્યાવીશ ગુણો યુક્ત, સભાજનોમાં પ્રભાથી પ્રથિત તથા સલિલગામી એવા લલિતાપતિ (વસ્તુપાળ મંત્રી)એ પોતે યથાક્રમે પાંચ, સાત, નવ અને સત્યાવીશ (૫-૭-૯-૨૭) સંખ્યા પ્રમાણ આવેલા સંઘના લોકોની આગળ તે દેશમાં તે અવસરે ઉત્પન્ન થયેલાં ફળો પવિત્ર ભાજનોમાં મૂક્યાં. 'ગુણોથી ત્રણે લોકમાં એજ મહાન્ છે અને સુસાધુના સંગથી એજ સરલ સ્વભાવી છે' એમ સૂચવવાનેજ હોય તેમ તેમને પ્રથમ તેણે મૃદુ (કોમળ) ખાદ્ય પદાર્થો પીરસ્યાં. પછી બીજાનાં અદ્ભુત કૃત્યો જોઇને તેઓ પોતાના અંતરમાં આનંદ પામે છે એમ સૂચવવા માટેજ હોય તેમ તેમણે એલાયચી તથા કસ્તૂરી મિશ્ર આનંદકારી એવા મોદક તેમને પીરસ્યા. ત્યારપછી

પંચ પરમેષ્ઠીનો સમ્યક્ પ્રકારે જાપ કરતા અને પંચ પ્રમાદથી રહિત એવા શ્રીસંઘની મંત્રીએ બીજા પાંચ પ્રકારનાં ઉદાર પકવાન્નો મૂકવાવડે ભક્તિ કરી. 'મુક્તિના નિમિત્ત થાય તેવા પુણ્યકાર્યને માટેજ એઓ અત્યંત પ્રીતિને વહન કરે છે' એમ ધારીનેજ તેમણે દોષ રહિત એવા શ્રીસંઘને મોતીચૂરના મોદક પીરસ્યા. સાત નયયુક્ત જિનવાણીથી એમની અંતરંગ સાતે ધાતુઓ ઓતપ્રોત છે એમ સૂચવતા સતા સુખાદ્ય વિગેરે સપ્તપુટથી તેઓ તેમની ભક્તિ કરવા લાગ્યા. છકાય જીવોની દ્વિવિધ રક્ષા કરતા હોવાથી સરસ ષડ્રસના યોગે તરતનાં તૈયાર કરેલાં અડદ અને મગનાં મૃદુ વડાંથી તે શ્રીસંઘની ભક્તિ કરવા લાગ્યા. પુણ્યકૃત્યોમાં વિશેષ રુચિ ધરનાર એવા શ્રીસંઘને તેણે યુક્તિપૂર્વક મરચાં, લવણ અને હીંગ વિગેરેથી વધારેલાં અને અધિક રુચિને કરનારા ચણા, ચોળા અને વાલ પીરસ્યા. પછી સર્વ ધર્મોમાં ઉત્તમોત્તમ એવા જૈનધર્મ યુક્ત લોકોને ખાવા યોગ્ય અને ત્રિભુવનમાં પરમાન્ન તરીકે પ્રસિદ્ધિ પામેલ અતિ મનોજ્ઞ એવા દુધપાકથી તેણે શ્રીસંઘની ભક્તિ કરી. 'એ શ્રીસંઘ જગતના મંડનરૂપ છે અને સદ્ગુણની શ્રેણિથી મંડિત છે' એમ ધારી વિવેકરૂપ નિર્મળ નેત્રવાળી લલિતા દેવીએ લીલાપૂર્વક શ્રીસંઘને ગૌરવથી ખાંડ અને ઘૃતથી અત્યંત સ્વાદિષ્ટ એવા માંડા પીરસ્યા. ત્યારપછી સારી રીતે પકાવેલ, શુભ્ર અને સુગંધયુક્ત ભાત પીરસ્યા અને સર્વ પ્રકારની ગુણશ્રેણિથી સુશોભિત, નિર્મળ અને પુણ્યવંત પ્રાણીઓને ધર્મમાં જોડી દઈને આનંદ પમાડનાર એવા શ્રીસંઘના શાંત એવા મંત્રીશ્વરે મગની ગરમાગરમ દાળથી ભક્તિ કરી. તેમજ પુણ્યથી પ્રૌઢ એવા શ્રીસંઘનો તેણે પવિત્ર, તાજા અને સુગંધી એવા ઘૃતની ધારાવડે સારો સત્કાર કર્યો. તથા આદેશ થતાં તરતજ તૈયાર કરવામાં આવેલાં અને નાના પ્રકારની યુક્તિથી સંસ્કૃત કરેલાં એવાં પરિપકવ શાકથી રુચિયુક્ત એવા શ્રાદ્ધ જનોને તેમણે આનંદ પમાડ્યો. ચીનાઈ શર્કરાથી સ્વાદિષ્ટ કરેલા અને શીતળ બનાવેલા એવા નિર્મળ જળનું પાન કરીને કોપોપશાંતિથી નિરંતર શીતળ એવાં શ્રાવકોનાં અંગ શીતળ થયાં. તે વખતે 'યુક્તિપૂર્વક જેમની ભક્તિ કરવાથી ભવાંતરમાં પણ ભવતાપ શાંત થઈ જાય છે' એમ ધારી મંત્રીરાજ તેમને

પંખાથી શીતળ પવન નાખવા લાગ્યા અને તેમનો તાપ દૂર કરવા લાગ્યા. ત્યારપછી મંત્રીએ સત્ત્વરૂપ સૌરસ્યથી પરિપૂર્ણ એવા શ્રીસંઘનું કર્પૂરના અદ્ભુત સુગંધથી મિશ્ર એવા ગોરસ (દુધ)થી ગૌરવ કર્યું, અને 'આ શ્રીસંઘ જિનધર્મરૂપ શ્રેષ્ઠ લક્ષ્મીનાં તથા શાંતરૂપ મહારસનાં નિધાનભૂત છે' એમ ધારી તેજપાલ મંત્રીએ ભક્તિપૂર્વક દહીંથી તેમના થાળ ભરી દીધા, અને શ્રાવકપણાની મુદ્રાયુક્ત તથા દોષ માત્રને દૂર કરનાર એવા શ્રાદ્ધ જનોને પ્રસન્ન કરવા માટે મંત્રીએ તેમાં સર્વ દોષને હરનાર એવું સમુદ્રનું લવણ નાખ્યું. અમારૂં અનુષ્ઠાન શિષ્ટ લોકોના અરિષ્ટને નષ્ટ કરે છે એમ ધારી કેટલાક શ્રાવકો કેવળ છાશ પીવા લાગ્યા. પછી સુગંધી અને નિર્મળ જળથી તેમણે ચળુ કર્યાં, અને જગતને પવિત્રતાના હેતુભૂત એવા તેઓ પવિત્ર થઇને બેઠા. એટલે 'આ શ્રાવકો પોતાના ગુણોથી વિશ્વશ્રીના તિલક સમાન છે' એમ ધારી મંત્રીશ્વરે તેમના લલાટમાં કુંકુમરસનાં તિલક કર્યાં, અને 'એમની ભક્તિ કરનારને સમસ્ત અક્ષય સંપત્તિ વશવર્તી થાય છે' એમ ધારી તેણે પોતાના હાથે તે તિલકો પર અક્ષત સ્થાપન કર્યા. પછી કેશર અને કર્પૂરથી મિશ્ર એવા ચંદનના વિલેપનથી તેમનો સત્કાર કર્યો, તેમજ સુગંધથી સુભગ તથા સોપારી વિગેરેથી મિશ્ર એવાં નાગરવેલનાં પાનબીડાંથી તેમને આનંદિત કર્યા.

આ પ્રમાણે વિધિપૂર્વક શ્રીસંઘનું વાત્સલ્ય કરીને તે સુજ્ઞ મંત્રીએ પોતાના ગૃહસ્થાશ્રમરૂપ વૃક્ષને સફળ અને સુશોભિત કર્યું. પછી શ્રી સર્વજ્ઞના મતરૂપ આકાશમાં પ્રકાશ કરવા માટે સૂર્ય સમાન મુનીશ્વરોનો વસ્ત્રાદિકથી સત્કાર કરીને ઉદાર એવા લલિતાપતિએ સમસ્ત શ્રીસંઘને (શ્રાવક શ્રાવિકાઓને) સારભૂત એવાં વિવિધ રેશમી વસ્ત્રોની પહેરામણી કરી. તથા રોમાંચિત થયેલા મંત્રીશ્વરે તેમનાં લલાટને સુવર્ણ, માણિક્ય તથા તિલકથી વિભૂષિત કર્યાં. એ અવસરે કોઈ કવિએ વિદ્વાન્ જનોથી સુશોભિત એવા સમાજમાં શ્રી વસ્તુપાલની ગુણસ્તુતિ કરતાં જણાવ્યું કે 'સોમવંશમાં સંતતી પરલોકનિમિત્ત, સરસ્વતી વિવેકનિમિત્તે અને લક્ષ્મી પરોપકારનિમિત્તેજ થયેલી છે.' આવી પ્રશંસા સાંભળીને તત્ત્વત્રયથી પવિત્ર તથા હૃદયમાં પ્રસન્ન થયેલા એવા મંત્રીએ તે કવિને ત્રણ લાખ દ્રમ્મ બક્ષીસ આપ્યા.

પછી ધર્મમાર્ગના વેત્તાઓની પાસે બેસી વારંવાર ધર્મમાર્ગનો વિચાર કરી સમ્યક્તત્ત્વના પરિજ્ઞાનથી આદર્શની જેવા નિર્મળ થયેલા મંત્રીએ સજ્જનોને સાક્ષાત્ સમ્યક્ત્વની વાનકી દર્શાવવાને માટે ઇંદ્રને પણ ઇચ્છવાલાયક એવું સમ્યકત્વનું ઉદ્યાપન (ઉજમણું) કર્યું. તે આ પ્રમાણે–જેમ પ્રથમ મિથ્યાત્વના દળ સત્તત્ત્વના યોગે નિર્મળ થાય છે તેમ ગોધૂમરાશિ જળના યોગે વિશદ થાય છે; પછી મિશ્રપુંજમાંથી જેમ અસાર ભાગને દૂર કરતાં તે સમ્યકત્વપુંજરૂપ થાય છે તેમ તે ગોધૂમના ચૂર્ણમાંથી ચાળીને થુલું દૂર કરવાથી ચોખી પટશુદ્ધિ (પડસુદી) થાય છે; પછી સત્તત્ત્વત્રયના યોગે જેમ સદષ્ટિ કહેવાય છે તેમ સાકર, લોટ અને સારા ઘૃતના યોગે તેના મોદક થાય છે. વિવિધ ધર્મકૃત્યમાં જેમ સદ્દષ્ટિની રુચિ ઉલ્લસાયમાન થાય છે તેમ એ મોદકનો આસ્વાદ લેતાં ભવ્ય પ્રાણીને આનંદ થાય છે. નવ તત્ત્વના પરિજ્ઞાનથી જેમ દૃષ્ટિ વધારે દીપ્ત થાય છે તેમ વિવિધ ચૂર્ણ નાખવાથી એ મોદક અધિક સ્વાદિષ્ટ થાય છે. ગ્રંથિભેદ કરતાં જેમ પ્રાણી સમ્યક્ત્વ પામે છે તેમ એ મોદક પણ ગ્રંથિભેદ (ખરચ) કરવાથીજ પ્રાપ્ત (તૈયાર) થાય છે. જેમ સ્વર્ગસુખ–એ સમ્યકત્વરૂપ વૃક્ષનું પુષ્પ છે તેમ દેવકુસુમથી સંયુક્ત કરતાં એ મોદક વધારે રુચિકર લાગે છે. જેમ સમ્યકત્વી પ્રાણી જગતમાં સદ્વૃત્તથી શોભે છે તેમ એ મોદક પણ બરાબર વૃત્તાકાર હોય છે તોજ જોનારને આનંદ થાય છે. સમ્યકત્વ તથા વ્રતથી પવિત્રાત્મા જેમ શ્રીસંઘ તથા ગુરુના સદ્વાસ (વાસક્ષેપ)થી વાસિત થાય છે તેમ એ મોદક કસ્તૂરી વિગેરેથી વાસિત થાય છે. એ પ્રમાણે મોદકો બનાવી તેને સુવર્ણ, રત્ન અને માણિક્યથી સંયુક્ત કરી મંત્રીશ્વરે સમ્યગ્દૃષ્ટિ ગૃહસ્થોનું વાત્સલ્ય કરવાની પ્રબળ ઇચ્છાથી ગુજરાતમાં દરેક ગામ, પુર અને પત્તનમાં આદરપૂર્વક દરેક શ્રાવકને ઘરે મોકલાવ્યા. એ રીતે આર્હત્ ધર્મકૃત્યોમાં ઉત્કૃષ્ટ એવું સમ્યકત્વોદ્યાપન કરીને વિવેકી એવા તેમણે ઉત્તમ સાધુજનોની પણ વિશેષે પૂજા (ભક્તિ) કરી.

એકદા પ્રજાજનોના આનંદરૂપ કંદને સુધાના મેઘ સમાન, સજ્જનોને સાક્ષાત્ પુણ્યોદય સમાન, સેવકોના મનોરથને પૂરવામાં કલ્પવૃક્ષ સમાન, ચંદનદ્રવથી સંસિક્ત શરીર સાથે પુષ્પનો મુગટ ધારણ

કરનાર, અગરૂ અને કસ્તૂરી વિગેરેથી સર્વાંગે સુગંધિત અને સર્વોત્કૃષ્ટ ભોગથી સાક્ષાત્ પુરંદર સમાન વીરધવલ રાજા પોતાનો પ્રૌઢ રાજ્યભાર મંત્રીશ્વરોને સોંપી દઈને, મહા ઉગ્રતાથી ભીષ્મ અને સર્વ પ્રાણીઓને સંતાપ કરનાર એવી ગ્રીષ્મઋતુમાં ઘર્માંત થવાથી સાંજરે પોતાની વિશાળ અગાશીમાં અમંદ આનંદસાગરમાં મગ્ન થઈ રાજહંસની જેમ ક્રીડા કરીને તરતનાં ખીલેલાં અત્યંત સુગંધી અને કોમળ પુષ્પોથી શોભાયમાન અને સુખકર એવા સુવર્ણપલંગ ઉપર અત્યંત પવિત્ર, બહુજ સુગંધી અને દેવદૂષ્ય સમાન વસ્ત્રથી પોતાનું મુખકમળ આચ્છાદિત કરી લીલાપૂર્વક સુતો હતો; એવામાં સુખનિદ્રામાં સુતેલા રાજાની સ્વહસ્તે પગચંપી કરનાર કોઈ સરલ સેવકે અખિલ દુર્દશાને દૂર કરનાર એવી સુવર્ણમુદ્રિકાને રાજાના હાથમાં જોઈ લોભને વશ થઈને તે લઈ લેવાનો વિચાર કર્યો અને રાજાને નિદ્રા આવતાં મોહથી મૂઢ બનેલા તેણે જગતને આશ્ચર્ય પમાડે તેવી તે મુદ્રિકા લઈને પોતાના મુખકમળમાં છુપાવી રાખી. એટલે 'આ મારા નિત્ય સેવકને લજ્જા કે ભય ન થાય' એમ ધારી પોતે જાણતાં છતાં તે વખતે કપટનિદ્રાને દર્શાવતો મોટા મનવાળો રાજા મૌન ધરી સુઈજ રહ્યો, કારણ 'મહાપુરૂષો હમેશાં જગદ્વત્સલ હોય છે.' પછી પ્રભાતે ઘરે આવીને તેણે તે વીંટી પોતાની સ્ત્રીને આપી, કારણ કે 'મોહમૂઢ પુરૂષો પોતાની સ્ત્રીઓથી કંઈ પણ ગુપ્ત રાખી શકતા નથી.' બીજે દિવસે તેવીજ બીજી મુદ્રિકા પહેરીને તેજ પ્રમાણે રાજા સુખનિદ્રામાં સુતો. એટલે તેના કમળ સમાન કોમળ ચરણ ચાંપતાં તેવાજ પ્રકારની વીંટી જોઈને તે સેવક ચિંતવવા લાગ્યો કે-'પ્રિયાને જે મુદ્રિકા મેં આપી હતી તે આ તો નહીં હોય? કારણ કે સ્ત્રીનો વિશ્વાસ વિજળીના પ્રકાશ જેવો છે, માટે આ તેજ છે કે કેમ?' એવી ખાત્રી કરવા તેણે વ્યાકુળ થઈને તે વીંટીનો જરા સ્પર્શ કર્યો. એટલે સ્મિતપૂર્વક વીરધવલ રાજાએ કહ્યું કે 'હે ભદ્ર! ગઈ કાલે તેં જે વીંટી લીધી છે તે મેં તને અર્પણ કરી છે, પરંતુ હે સેવકોત્તમ! હવે આ મુદ્રિકાને તું લઈશ નહીં!' આ પ્રમાણેની રાજાની વાણી સાંભળતાં તેને જાણે વજાહત થઈ ગયો હોય તેમ થયું અને દિવસના ચન્દ્રમાની જેમ તેનું મુખ ઝાંખું પડી ગયું. કહ્યું છે કે-'રાજા હસતાં,

દુર્જન માન આપતાં, હાથી સ્પર્શ કરતાં અને ભુજંગ સુંઘતાં પણ મારે છે.' પછી તેનું દીન વદન જોઇને દીનવત્સલ રાજા બોલ્યો કે-"હે ભદ્ર! તું ભય પામીશ નહીં, એમાં તારો કંઇ પણ દોષ નથી, દોષ મારોજ છે કે મેં તારી સાથે બહુ કૃપણતા વાપરી, કારણ કે 'સાસુ જે પ્રમાણે પ્રગટ દોષ કરે છે તે પ્રમાણે વહુ એકાંતમાં આચરણ કરે છે.' મારી સેવા કરતાં પણ જ્યારે તારા મનોરથ પૂર્ણ ન થયા ત્યારે તારે આ પ્રમાણે કરવું પડ્યું." આ પ્રમાણે તે સેવકને આશ્વાસન આપીને ભૃત્યવત્સલ રાજાએ તેના પર મહેરબાની કરીને પંચાંગ વસ્ત્ર સંયુક્ત સુવર્ણમુદ્રિકા, આરોહણને માટે અશ્વ તથા એક લક્ષ દ્રમ્મની આજીવિકા બાંધી આપીને તેને સંતુષ્ટ કર્યો. ત્યારથી વીરધવલ રાજા પ્રજાને ચંદ્રમાની જેમ વલ્લભ અને પિતાની જેમ હિતકારક થઇ પડ્યો. સમસ્ત રાજવર્ગમાં ધર્મરાજની જેમ વિસ્તૃત લક્ષ્મીવાળો એવો તે રાજા સદાફળદાતાપણે પ્રસિદ્ધ થયો. કવિ કહે છે કે-'ઇંદ્ર ક્રોધથી વજ્ર છોડતાં જે પોતાના તાતને મૂકીને ક્યાંયે લીન થઇ ગયો-એવો આ મૈનાક પર્વત શા માટે પોતાની ગુરુતાનો ગર્વ કરે છે? કેમકે જેણે પોતાના પિતા સમક્ષ યુદ્ધમાં બહાદુરી બતાવીને પોતાનું પરાક્રમ પ્રગટ કર્યું છે એવો આ વીરધવલ રાજા તો કાંઇ પણ ગર્વ કરતો નથી.' આ પ્રમાણે કવિઓથી સ્તુતિ કરાતો અને તેમને સન્માન આપતો મહાપ્રતાપી વીરધવલ રાજા સૂર્યની જેમ પ્રતિદિન ઉદય પામવા લાગ્યો.

એકદા પૂર્ણિમાના ચંદ્ર સમાન ઉજ્જવળ, પોતાના દર્શનરૂપ અમૃતસિંચનથી જગજ્જનોને જીવાડનાર અને વસુધાપીઠ પર આળોટતા રાજાઓથી આશ્રિત એવા રાજસભામાં બિરાજેલા વીરધવલ રાજાને પોતાના લઘુ બંધુ સહિત પ્રણામ કરીને વસ્તુપાલ મંત્રીએ વિજ્ઞપ્તિ કરી કે-"હે દેવ! શત્રુ વિગેરે કંટકોનું સર્વથા ઉચ્છેદન કરી આ સમસ્ત ગુર્જરભૂમિને આપે ગૃહાંગણ જેવી બનાવી દીધી છે. ગોવાળો જેમ કેદારને સેવે તેમ રાજકરને આપનારા દેશાંતરના રાજાઓ આપના ચરણકમળની સેવા કરી રહ્યા છે. હે રાજન્! ધન, ધર્મ, રણોદ્યમ, દાન, માન, મહાજન, શાસ્ત્ર અને શસ્ત્રમાં અત્યારે આપના સમાન વસુધા પર બીજો કોઇ રાજા નથી. આપના

પ્રતાપથી પરમ ઉન્નતિને પ્રાપ્ત થયેલ આ પ્રજા કદાપિ સ્વચક્ર કે પરચક્રના ભયને પણ જાણતી નથી. હે દેવ! સમસ્ત વસુધાનું તમે રાજ્ય કરો છો એટલે પ્રજાના પ્રતિભવને ઉત્સવો વર્તી રહ્યા છે, સજ્જનોને માન્ય એવા ન્યાય તથા ધર્મ આપના રાજ્યમાં સર્વત્ર અસ્ખલિત અને પરસ્પર બાધારહિત વર્તે છે, દૈત્યથી ત્રાસ પામતા દેવો જેમ ઇન્દ્રનું શરણુ લે તેમ પોતાના પદથી ભ્રષ્ટ થતા સર્વ રાજાઓ આપના ચરણનું શરણુ લે છે. હે સ્વામિન્! કલ્પવૃક્ષો પાસેથી દેવોની જેમ આપના મંદિરમાંથી અત્યારે અર્થી જનો પોતાની આશાઓ પૂર્ણ કરીને પોતાના ઘર ભણી જાય છે, માટે કૃપા કરીને આપ આદેશ આપો કે જેથી મહોત્સવ સહિત આપનો મહા-રાજ્યાભિષેક અમે કરીએ.”

આ પ્રમાણેનાં સુધા સમાન મધુર વચનોથી પ્રસન્ન થયેલા રાજાએ મંત્રીઓને કહ્યું કે-'નિર્મળ સ્વામિભક્તિના રસાવેશને વશ થયેલા, કૃતજ્ઞ, પ્રધાનોમાં શ્રેષ્ઠ અને સૌજન્ય તથા આર્જવયુક્ત એવા તમે મારા પર એકાંત અનુરાગથી રક્ત છો, તેથી એ પ્રમાણે કહો છો, પરંતુ મારામાં તેવો કશો મહિમા દેખાતો નથી. સમુદ્ર પર્યંત વસુધાને જીત્યા સિવાય, વિવિધ યજ્ઞો કર્યા સિવાય અને અર્થી જનોને અભીષ્ટ અર્થ આપ્યા સિવાય હું રાજાજ શી રીતે કહેવાઇ શકું? જે સર્વ અર્થી જનોને અભીષ્ટ દાન આપે તે જો રાજા કહેવાય તો તેમાં કશો દોષ નથી. યથોદિષ્ટ યજ્ઞોથી જે બ્રાહ્મણો અને દેવતાઓને પ્રસન્ન કરે તે ભલે વસુધા પર સમ્રાટ્પદવીને ધારણ કરે, જે કુળપર્વતો સહિત પૃથ્વીને વિધિપૂર્વક જીતીને પોતાને સ્વાધીન કરે તે ભલે મહાનૃપ કહેવાય, પણ તેવા પ્રકારના ગુણો વિના જે પોતાના ખોટા મહત્ત્વને પ્રગટ કરવા જાય તે મનસ્વી પુરૂષોમાં વંધ્ય એવા મહાવૃક્ષની જેમ નિઃસાર લાગે છે. પ્રજ્ઞાહીન મંત્રી અને શીલહીન યતિ જેમ ન શોભે તેમ દાન અને પરાક્રમહીન રાજા શોભતો નથી. સજ્જનો પાસે નમ્ર રહે, લક્ષ્મી અને વિદ્યાનો ગર્વ ન કરે, અને શક્તિ છતાં ક્ષમાધારી હોય-એવા રાજાઓ પુરૂષોત્તમ ગણાય છે; માટે મને નૃપ એવું પદમાત્રજ યોગ્ય છે, કારણ કે ઐશ્વર્ય વિના વૃથા ખ્યાતિ શોભતી નથી. વિપુલ હૃદયવાળા કેટલાક ભાગ્યવંત પુરૂષોએ

આ જગતને ઉત્પન્ન કર્યું, કેટલાકોએ તેને ધારણ કર્યું, કેટલાકોએ તેને દાનમાં આપ્યું અને કેટલાકોએ સર્વત્ર વિજય મેળવીને ચૌદ ભુવનનું રાજ્ય ભોગવ્યું, તો માત્ર કેટલાંક નગરના સ્વામિત્વની પ્રાપ્તિથી મારે ગર્વ શો કરવો ?"

આ પ્રમાણે યુક્તિયુક્ત વચનોથી રાજાએ રાજ્યાભિષેકની સામગ્રી તૈયાર કરતા મંત્રીઓને અટકાવ્યા, એટલે સર્વ લોકમાં ગરિષ્ઠ એવા તે રાજાના નિરહંકારપણાથી મુદિત થયેલા મંત્રીઓએ ભક્તિપૂર્વક તેના પર પોતાના બે લક્ષ સુવર્ણનું ન્યુંછન કરી નૃપાજ્ઞાથી તેનું દીન અને દુઃસ્થિત જનોને દાન કર્યું.

એક દિવસે શાસ્ત્રસમુદ્રના પારંગામી એવા વસ્તુપાલ મંત્રીએ પોતાના રાજાને સર્વ પ્રાણીઓ પર દયાર્દ્ર જોઇને મહાભારતના બત્રીશમા અધિકારમાં આવેલ ગાંગેય અને ધર્મપુત્ર વિગેરે રાજાઓનું ઉત્તમ આખ્યાન, તથા શિવપુરાણના અઠ્યાવીશમા અધિકારમાં આવેલ મદ્ય, માંસના પરિહારથી થતા પુણ્યને જણાવનાર આખ્યાન યથાવસરે સદ્યુક્તિપૂર્વક વારંવાર સંભળાવીને માંસભક્ષણ તથા મદિરાપાનના નિષેધરૂપ નિર્મળ વ્રતયુક્ત, શિકારની ક્રીડાથી મુક્ત, પર્વ દિવસે રાત્રિભોજનનો ત્યાગી અને પરસ્ત્રીગમનથી પરાઙ્મુખ કર્યો.

એકદા રાજાએ ચાર વેદના જાણનાર એવા દેવપ્રભ ગુરૂ પાસે સમ્યગ્માર્ગનો પ્રકાશ કરનારી એવી દેશના સાંભળી કે "એક પુરૂષ સો વર્ષ પર્યંત અશ્વમેધ યજ્ઞ કરે અને એક પુરૂષ માંસનો ત્યાગ કરે-એ બંનેનું તુલ્ય ફળ કહેલ છે. શિવભક્તિ ક્યાં અને માંસભક્ષણ ક્યાં? શિવાર્ચન ક્યાં અને મદ્યપાન ક્યાં? મદ્ય-માંસમાં આસક્ત થયેલા પુરૂષોથી શંકર સદા દૂર રહે છે. જે માંસભક્ષણ કરે તેનાં દાન, હોમ, પૂજન અને ગુરૂવંદન-એ બધાં નિરર્થક થાય છે. જ્યાં જીવ છે ત્યાં શિવ છે, શિવ અને જીવમાં ભેદ નથી, માટે શિવભક્તિ કરવા ઇચ્છનારે કોઇ જીવની હિંસા ન કરવી. જીવહિંસા કરનારા પુરૂષો વેદ, દાન, તપ કે યજ્ઞથી પણ કોઇ રીતે સદ્ગતિને પામતા નથી. હે યુધિષ્ઠિર! સુમેરૂ જેટલા કાંચનના દાન કરતાં અને સમસ્ત પૃથ્વીના દાન કરતાં પણ એક પ્રાણીને અભયદાન આપવાથી વધારે પુણ્ય થાય છે. કહ્યું છે કે-હે ભારત! જીવદયાથી જે પુણ્ય

થાય તેટલું પુણ્ય સર્વ વેદો, સર્વ યજ્ઞો અને સર્વ તીર્થાભિષેકોથી પણ પ્રાપ્ત થતું નથી. મદિરાપાન કરનાર, બ્રહ્મહત્યા કરનાર તથા પરધન હરણ કરનારને ચાંદ્રાયણ વ્રત આચરવું પડે છે.' જે પુરૂષો જન્મથી નિરંતર મધ, માંસ અને મત્સ્યોને વર્જે છે તેમને મુનિ સમાન કહેલા છે. વળી સૂર્યનાં કિરણોથી અસંસ્પૃષ્ટ, પ્રેતના સંચારથી ઉચ્છિષ્ટ તથા સૂક્ષ્મ જીવોથી વ્યાપ્ત એવું રાત્રિભોજન કરવું તે પણ યુક્ત નથી. જે બુદ્ધિમાનો રાત્રિભોજનનો સદા ત્યાગ કરે છે તેમને એક માસમાં પક્ષોપવાસનું ફળ મળે છે."

આ પ્રમાણેનાં ગુરૂ મહારાજનાં વચન સાંભળીને રાજાએ જીવ-હિંસાદિ પાપોથી વિરમવાનો દૃઢ નિશ્ચય (નિયમ) કર્યો અને અનુક્રમે મંત્રીના સંગથી પવિત્રાત્મા એવો વીરધવલ રાજા સર્વ દર્શનોમાં જિનશાસનને શ્રેષ્ઠ માનવા લાગ્યો.

એકદા દેવના જેવા આકારવાળો તથા ઘણા અલંકારોથી શ્રેષ્ઠ કાંતિમાન્ કોઈ પુરુષ દૂર દેશથી મંત્રી પાસે આવ્યો, એટલે તેને સન્માન, દાન તથા આસન આપી સંતોષ પમાડીને મંત્રીએ પૂછ્યું કે-'બુદ્ધિથી માનનીય એવા આપ ક્યાંથી આવો છો?' એટલે તે બોલ્યો કે-'સ્વર્ગમાં દેવાંગનાઓ ઇંદ્રની આગળ આપના ઉદાર ગુણની પ્રશંસા કરે છે તે જોવાને હું ઇંદ્રભવનમાંથી આવું છું.' વસ્તુપાલે કહ્યું કે-'તો ઇંદ્રસભાની કંઇક વાત સંભળાવો.' એટલે તે કવિરાજ બોલ્યા કે-"હે દેવ! સ્વર્ગના કોઇ દેવે ઇંદ્રને કહ્યું કે-'હે સ્વર્ગપતિ! બહુ ખેદ થાય છે કે આપ નંદનવનના સ્વામી શા કામના?' ઇંદ્રે કહ્યુ કે-'તેમાં તને ખેદ શાનો થાય છે?' તે બોલ્યો કે-'એ વનમાંથી કલ્પવૃક્ષનું કોઇ હરણ કરી ગયું છે.' એટલે ઇંદ્ર બોલ્યા કે-'કલ્પવૃક્ષ કોઇ હરણ કરી ગયેલ છે એવી શંકા તું લાવીશ નહીં, કારણ કે મનુષ્યો પર દયા લાવીને મેંજ તેને આદેશ કર્યો છે અને તેથી તે વસ્તુપાલના મિષથી અત્યારે વસુધાતલ પર તિલક સમાન શોભે છે.' આ પ્રમાણેની કવિરાજની નવીન ઉક્તિથી મુદિત થયેલા અને સુજ્ઞ-શિરોમણિ એવા મંત્રીશ્વરે તેને દશ હજાર સોનામહોરો બક્ષીસ આપી.

એક દિવસે બ્રાહ્મ મુહૂર્ત્તમાં નિદ્રારહિત થઇ સર્વ અભીષ્ટના કારણરૂપ એવા પંચ પરમેષ્ઠી મંત્રનું ધ્યાન તથા ક્ષણભર વિચાર

કરીને ઋદ્ધિમાં ઇંદ્ર સમાન અને વિમળ આશયવાળા વસ્તુપાલ આ પ્રમાણે ચિંતવવા લાગ્યા કે-'સર્વ પ્રકારની લક્ષ્મીયુક્ત રાજ્યવ્યાપારને પામીને મારે હવે વિશેષે ધર્મનો સંગ્રહ કરવો એજ યુક્ત છે. દુષ્ટ અરિષ્ટરૂપ અંધકારને ત્રાસ પમાડવામાં ધર્મજ સૂર્ય સમાન છે અને સર્વ અભીષ્ટ સુખ આપવામાં તે કલ્પવૃક્ષ સમાન છે. પૂર્વના પુણ્યોદયથી મારે ત્યાં અખુટ લક્ષ્મી પ્રાપ્ત થઈ છે કે જે લોકમાં સર્વ અર્થને સાધનારી તથા રાજાઓને પણ સ્પૃહણીય છે; પરંતુ લોકોને છેતરીને લક્ષ્મી મેળવી એનાથી જે સુકૃત ઉપાર્જન કરે છે તે ધૂર્તધુરંધર છે. વળી રાજવ્યાપારના પાપમાં રહીને તેના નિવારણ માટે જે સુકૃત કરતા નથી તે પુરુષો ધુડધોયા કરતાં પણ વધારે હીન (હલકા) છે માટે હવે પુણ્ય સંપાદન કરવા માટે પુનઃ વિસ્તારથી તીર્થયાત્રા કરૂં કે જેથી મનુષ્યજન્મની સાથે આ લક્ષ્મી પણ સફળ થાય કારણ કે તત્ત્વજ્ઞ પુરુષો સર્વ ધર્મકાર્યોમાં તીર્થયાત્રાને અધિક માને છે. અત્યારે રાજાના પ્રસાદથી તીર્થયાત્રા કરવાની મને સર્વ પ્રકારની સગવડ છે, કારણ કે-'સ્વામીના ગુણોથી પૂર્ણ અને વિદ્વાનોથી ભોજ રાજાના બિરૂદને પામેલ એવો વીરધવલ રાજા અસાધારણ સ્વામી છે, વસ્તુપાલ કવિ છે, પ્રધાનોમાં અદ્વિતીય એવો તેજપાલ મંત્રીશ્વર છે, અને ગુણોથી અનુપમ તથા સાક્ષાત્ ગૃહલક્ષ્મી સમાન અનુપમા દેવી તેની પત્ની છે. વળી કુશાગ્ર બુદ્ધિમાન્ તેજપાલ અત્યારે વીરધવલ રાજાનું રાજ્ય બરાબર ચલાવે છે.' તો સ્વજન, પરજન, ઉત્સાહ અને સંપત્તિથી શ્રેષ્ઠ એવી આ સામગ્રી પામીને મોટાં ધર્મકાર્યો કરવાને પુણ્યયોગે આજે મને બહુજ સારો અવસર મળ્યો છે, માટે ભાગ્યયોગે પ્રાપ્ત થયેલા ગુરૂ મહારાજનો આદેશ મેળવીને મારી મતિ અદ્ભુત ધર્મકાર્ય કરવાને તત્પર થાઓ."

આ પ્રમાણે મનમાં વિચાર કરી, શય્યામાંથી ઉઠી, પવિત્ર થઇ, આવશ્યક ક્રિયા કરી, અને પોતાના ગૃહચૈત્યમાં અષ્ટવિધ પૂજા રચીને સર્વ સુઅવસરને પ્રાપ્ત કરી આપનારી સભામાં તે આવ્યો. તે વખતે કોઇ સુશ્રાવકે તેને ગુરૂ મહારાજનો લેખ આપ્યો, એટલે મુદિત થઇને મંત્રીશ્વર તે લેખ વાંચવા લાગ્યો:—

"સો શાખાથી ઉન્નત, દર્શનમાત્રથી ઇચ્છિત ફળ આપનાર અને

ત્રણે જગતના એક કલ્પવૃક્ષરૂપ એવા પ્રથમ તીર્થપતિ જયવંતા વર્તો. જૈનપ્રાસાદોથી પ્રવર ઉદયયુક્ત એવા પીલુપ્રદપુરથી શ્રીનાગેંદ્રગચ્છના સ્વામી, કુલક્રમાગત તથા શિષ્યશ્રેણિથી પરિવૃત્ત એવા વિજયસેન ગુરૂ, ભાગ્યવંત જનોથી સુશોભિત એવા ધવલક્કપુરની રાજધાનીમાં શ્રી ચૌલુક્ય મહારાજના રાજ્યભારને ધારણ કરવામાં ધુરંધર, જિનશાસનરૂપ આકાશને પ્રકાશિત કરવામાં સૂર્ય સમાન અને જગત્-જનોને અભીષ્ટ આપવામાં કલ્પવૃક્ષ સમાન વસ્તુપાલ મહામંત્રીને તથા તેજપાલ મંત્રીને બહુમાનપૂર્વક આશીર્વચનથી અભિનંદન આપી આર્ય જનોને ઉચિત એવું સત્કાર્ય નિવેદન કરે છે કે-"હે મહામંત્રીરૂપ સૂર્ય! કોશનો વિકાશ કર અને આશ્રિત એવા ધીમંતોને આનંદ પમાડ, કારણ કે અત્યારે તારો દિવસ છે. (તને અવસર મળ્યો છે.) પછી નિબિડ રાજકરના પ્રતાપે રાત્રી પડવાથી ધ્વાંતોદય થતાં તારી પાસે કોણ આવશે? હે મંત્રીંદ્ર! આ સુભિક્ષ નામનો સંવત્ અને સપ્તાશ્વરવિ નામનો સંવત્સર વર્તે છે, તે પોતાના નામ પ્રમાણે યોગ્ય સામગ્રીથી સર્વત્ર સુખાવહ છે. હમણાં બત્રીશ વર્ષ થયા તેવા પ્રકારના પ્રભાવિક પ્રૌઢ પુરુષોના અભાવે તથા માર્ગમાં તૃણ, જળ અને અન્નપ્રાપ્તિના અભાવે ત્રણે લોકમાં ઉત્કૃષ્ટ એવા શ્રી શત્રુંજય તીર્થની તથા શ્રી રૈવતગિરિની સુરાસુર અને રાજાઓના અંતરને વિસ્મય પમાડે એવી અને મહાન્ આડંબરથી વિસ્તારવાળી યાત્રા કોઇએ પણ કરી નથી. જ્યારે તમે મંડલી (માંડલ)માં રહેતા હતા ત્યારે મંત્રીપદ મળ્યા અગાઉ ભવતાપની પીડાનો ઉચ્છેદ કરવા માટે પ્રથમ સંક્ષેપથી યાત્રા કરી છે; પરંતુ ધરણેંદ્ર પ્રમુખ દેવો, ભરત તથા સગર પ્રમુખ ચક્રવર્તીઓ અને કુમારપાલ પ્રમુખ પ્રસિદ્ધ રાજાઓ એ તીર્થ પર આવી યાત્રા કરીને પાવન થયા છે. વળી વાગ્ભટ્ટ મંત્રીએ એ તીર્થની યાત્રા માટે એવો સંઘ કાઢયો હતો કે જેની ભૂત કે ભવિષ્ય કાળમાં ઉપમાજ મળી શકે નહીં. તેમજ ધરામંડળમાં પશ્ચિમ મંડળેશના બિરૂદને ધારણ કરનાર અને સંપ્રતિ રાજા સમાન આબુ શ્રેષ્ઠીએ એ બંને તીર્થની શુદ્ધ વિધિથી અદ્ભુત યાત્રા કરીને અને સુવર્ણકુંભો સહિત પાંચસો જિનભવનો કરાવીને પૂર્વે અષ્ટ કોટિ દ્રવ્યનો સુપાત્રે વ્યય કર્યો છે. તથા આર્હત્ ધર્મમાં તત્પર એવા

શ્રાવકોમાં મુગટ સમાન તથા કલિકાળમાં એક કૃપાવતાર એવા શ્રી કુમારપાલ રાજર્ષિએ શ્રીમાન્ હેમચંદ્રસૂરિના ઉપદેશથી સંઘ કાઢીને શ્રી શત્રુંજય તથા ગિરનારની પવિત્ર એવી મહા યાત્રા કરી છે, માટે અત્યારે સંઘપતિના પદથી વિભૂષિત થઇ પાત્રોની શ્રેણીને પ્રિય એવી તીર્થયાત્રા જો તમે આનંદપૂર્વક કરો તો ઘણા ભવ્ય જીવોને ભવ તરવાના કારણભૂત થવાને લીધે મહામંત્રીના પદથી પ્રાપ્ત થયેલ તમારી સમસ્ત પ્રકારની વિસ્તૃત સંપત્તિ ખરેખરી સફળ થાય."

આ પ્રમાણેના આશીર્વાદપત્રને પોતાના અંતરમાં યથાસ્થિત-પણે સ્થાપન કરીને મંત્રીશ્વરે તે શ્રાવકને બહુ દાનથી સંતુષ્ટ કર્યો, અને તેમને બોલાવવા નિમિત્તે શુભાશય એવા વસ્તુપાલે તેનાજ હાથે ભક્તિગર્ભિત વિજ્ઞપ્તિપત્ર મોકલ્યો. પછી નિર્મળ બુદ્ધિના નિધાન અને સદા ભક્ત એવા પોતાના તેજપાલ બંધુ સાથે યાત્રા કરવાનો નિર્ણય કરીને આનંદનિમગ્ન એવા વસ્તુપાલ મંત્રીએ તરતજ ધર્મશાળામાં આવી નરચંદ્ર ગુરૂને વંદન કરીને પ્રશ્ન કર્યો કે-'હે સ્વામિન્! હમણાં મારા અંતરમાં જાગ્રત થયેલ ધર્મચિંતા નિર્વિઘ્ને સિદ્ધ થશે? તે આપ કૃપા કરીને જણાવો.' એટલે નિમિત્તવેત્તા-ઓમાં મુખ્ય એવા ગુરૂ બોલ્યા કે-"હે મંત્રિન્! તારા અંતરમાં તીર્થયાત્રાનો મનોરથ છે, તે કલ્પવૃક્ષની જેમ નિર્વિઘ્ને એવી રીતે સિદ્ધ થશે કે જેથી સર્વ લોકોને અભીષ્ટાર્થની સિદ્ધિ પ્રાપ્ત થશે. આવો તીર્થયાત્રાનો તને જે મનોરથ થયો છે એ તારા પ્રૌઢ ભાગ્યને આજે નવા અંકુર આવ્યા છે એમ સમજ. આવા ઉંચા પ્રકારના ધર્મમનોરથ ભાગ્યવંત જીવોનેજ થાય છે, અને મહાભાગ્યશાળીનેજ વિશેષ પ્રકારે તે ફળીભૂત થાય છે." નરચંદ્ર ગુરૂની આ પ્રમાણેની ઉત્સાહપ્રેરિત વાણી સાંભળીને મંત્રીએ કહ્યું કે 'હે ભગવન્! જો એમ હોય તો એ બંને તીર્થોનું માહાત્મ્ય અને યાત્રાવિધિ મને કહો.' એટલે ગુરૂમહારાજ બોલ્યા કે-'હે મહામાત્ય! એ તીર્થોનો મહિમા સમસ્ત પ્રકારે કહેવાને તો શ્રી સર્વજ્ઞજ શક્તિમાન્ છે, તથાપિ ઘણાં ઘોર પાતકની શુદ્ધિ કરનાર અને કોટિયજ્ઞોનું ફળ આપનાર એવું એ તીર્થોનું કંઇક સ્વરૂપ હું કહું છું તે સાંભળ—

'આ અવસર્પિણીમાં દેવતાઓએ રચેલ વનિતા નામની મહા-

પુરીમાં-ત્રિભુવનથી પૂજિત, ઇક્ષ્વાકુ વંશના સ્થાપક અને શ્રી નાભિ-કુલકરના પુત્ર શ્રી ઋષભ પરમાત્મા પ્રથમ તીર્થંકર થયા. મતિ, શ્રુત અને અવધિજ્ઞાનવાળા એવા એ પ્રભુએ સર્વને યથાયોગ્ય ક્રિયા શીખવીને પ્રથમ ચારે વર્ણોની વ્યવસ્થા કરી. તેમાં શસ્ત્રધારી, લોક-રક્ષામાં દક્ષ તથા આરક્ષકાદિ ભેદથી ચાર પ્રકારના ક્ષત્રિયો થયા, ધર્મતત્વ અને ક્રિયામાં નિષ્ઠ એવા બ્રહ્મચર્યયુક્ત બ્રાહ્મણો થયા, કૃષિ-વાણિજ્ય કરનારા વૈશ્યો થયા અને અન્ય સર્વ પ્રકારનું કામ કરનારા તે શૂદ્રો થયા. કહ્યું છે કે-'હે યુધિષ્ઠિર! પ્રથમ બધા લોકો એક વર્ણના હતા, પણ ક્રિયા-કર્મના વિભાગથી ચાર વર્ણોની વ્યવસ્થા થઇ છે.' એ જગદ્ગુરૂનો શ્રીમાન્ ભરત નામે પુત્ર થયો, તે તેમના સો પુત્રોમાં જન્મ અને સંપત્તિવડે મુખ્ય હતો. વળી રાજાધિરાજ, સંઘપતિ અને સ્વામિવાત્સલ્ય કરનારા પુરુષોમાં સુજ્ઞ જનો જેના સિંહાસનને પ્રથમ સ્થાપન કરે છે એવો તે થયો. તેમનો શ્રીમાન્ ઋષભસેન નામે પુત્ર થયો, જેનું બીજું નામ પુંડરીક હતું. તે રાજાઓ તથા ક્ષમાવંતોમાં મુખ્ય હતા. વળી ઋષભ પ્રભુના ચોરાશી હજાર શિષ્યોમાં અને દ્વાદશાંગીને ધારણ કરનાર તેમના ગણધરોમાં પણ પ્રથમ થયા. તે પુંડરીક સ્વામી ચૈત્ર મહીનાની શુક્લ પૂર્ણિમાને દિવસે પાંચ કોટિ સાધુઓ સહિત કેવળલક્ષ્મીની લીલાથી કટાક્ષિત થઇને (કેવળજ્ઞાન પામીને) ત્રણે લોકમાં પાવન એવા આ ગિરિરાજ પર આરોહણ કરી શાશ્વત સુખવાળી અને મહા પવિત્ર એવી લોકાગ્રપદવીને પામ્યા. અહીં પુંડરીક ગણધર પ્રથમ મોક્ષે ગયા, તેથી એ તીર્થ પુંડરીકગિરિ એવા નામથી ત્રણે જગતમાં પ્રખ્યાત થયું. વળી અહીં અસંખ્યાતા મુનિઓ મોક્ષે ગયા છે તેથી વિશ્વવંદિત એવું એ તીર્થ સિદ્ધાચળના નામથી પ્રસિદ્ધ થયું. એ તીર્થના આરાધનથી પૂર્વે શુક રાજાએ દુર્જય શત્રુઓનો જય કર્યો, તેથી એ તીર્થ શત્રુંજયના નામે પ્રસિદ્ધ થયું. એ ગિરિની સેવાથી તિર્યંચો પણ સર્વાંગે વિમળ થયા, તેથી એ તીર્થ વિમળાચળના નામે પ્રખ્યાત થયું. જગતને પૂજ્ય એવા અસંખ્ય જિનેંદ્રો પૂર્વે દેવો સહિત અહીં સમોસર્યા, તેથી એ જૈનેંદ્ર પર્વતના નામથી વિખ્યાત થયું. ક્રૂરકર્મી પ્રાણી પણ એના આરાધનથી મુક્તિયોગ્ય થાય છે,

તેથી એ મુક્તિનિલયના નામે પ્રખ્યાત થયું. ત્રણે જગતનાં તીર્થોમાં સર્વોત્તમ ગુણોથી એ રાજલક્ષ્મીને ધારણ કરે છે, તેથી એ તીર્થરાજના નામથી ખ્યાત થયું. સર્વ જીવોનાં સર્વ કામ (ઇચ્છા) પૂર્ણ કરવાથી એ કામદ કહેવાય છે અને પુણ્યરાશિનો પ્રકાશ કરવાથી એ પુણ્યરાશિ કહેવાય છે. પંદર પ્રકારના સિદ્ધોથી વિરાજિત હોવાથી સિદ્ધરાજ અને દેવોને પ્રિય હોવાથી એ સુરપ્રિય કહેવાય છે. ભગીરથ રાજાએ એનું આરાધન કર્યું હતું તેથી એ ભગીરથ અને સર્વ નગો (પર્વતો)માં અધીશ્વર હોવાથી એ નગાધીશ્વર કહેવાય છે. સર્વ પર્વતોમાં ઐશ્વર્યવડે ઇંદ્ર સમાન હોવાથી એ પર્વતેંદ્ર અને સર્વ પ્રકારનાં સુભદ્રો (મંગળો)ને આપનાર હોવાથી એ સુભદ્ર કહેવાય છે. વળી મહાત્માઓ વસુધામંડળના મંડનરૂપ એવા એ મહાતીર્થને મુક્તિગેહ, શાશ્વત અને સર્વકામદ (સર્વ ઇચ્છા પૂર્ણ કરનાર) પણ કહે છે. હે મહામતે! ત્રણે લોકમાં જેટલાં તીર્થો છે તે સર્વ તીર્થોનું દર્શન કરતાં જે પુણ્ય થાય તેટલું પુણ્ય એક શત્રુંજયના દર્શન કરતાં થાય છે.

પ્રથમ આરામાં એ પર્વત એંશી યોજન વિસ્તૃત, બીજામાં સિત્તેર, ત્રીજામાં સાઠ, ચોથામાં પચાસ, પાંચમામાં બાર યોજન અને છઠ્ઠા આરામાં સાત હાથ પ્રમાણ રહેશે, છતાં એનો પ્રભાવ તો અધિકાધિકજ રહેશે. અવસર્પિણી કાળમાં એની હાનિ અને ઉત્સર્પિણી કાળમાં અનુક્રમે વૃદ્ધિ થયા કરે છે. એ શત્રુંજય તીર્થમાં સર્વ તીર્થો સમાઇ જાય છે. સર્વ તીર્થમય એવા એ શ્રીતીર્થરાજને નમસ્કાર થાઓ. સ્વસ્થાને રહી એનું સ્મરણ કરતાં પણ પ્રાણીને તેની યાત્રાનું ફળ મળે છે. અન્યત્ર કોટિ વર્ષો પર્યંત તપ, દાન અને દયાદિથી પ્રાણીને જે પુણ્ય થાય તેટલું પુણ્ય અહીં એક મુહૂર્ત્તમાત્રમાં પ્રાપ્ત થાય છે. હે મંત્રિરાજ! ત્રણે જગતમાં એના સમાન બીજું કોઇ પરમ તીર્થ નથી. જેનું એકવાર નામસ્મરણ કરતાં પણ ઘણાં પાપો દૂર થઇ જાય છે. પચાસ યોજન પ્રમાણ ક્ષેત્રમાં એનો સ્પર્શ કરતાં પણ મુક્તિ પ્રાપ્ત થાય છે અને એનું સ્મરણ કરતાં પણ પ્રાણી સંસારથી મુક્ત થાય છે, એટલા માટે એનું મુખ્ય શૃંગ (શિખર) મુક્તિદ (મુક્તિને આપનાર) એવા નામથી પ્રસિદ્ધ છે. જો કે અન્ય તીર્થમાં પણ પુણ્ય કરવાથી બહુ

ફળ મળે છે, છતાં અહીં સુકૃત્યો કરતાં ક્ષેત્રના પ્રભાવથી અનંતગણું ફળ મળે છે. અન્ય તીર્થોની હજારો યાત્રા કરવાથી જે પુણ્ય થાય તેટલું પુણ્ય શત્રુંજય તીર્થની એક યાત્રા કરવાથી થાય છે. તીર્થંકરોથી જે ભૂમિ એક વાર પવિત્ર થાય તે પણ તીર્થ કહેવાય છે, અને અહીં તો અનંતા તીર્થંકરો પધાર્યા છે માટે એ મહત્ તીર્થ કહેવાય છે. તીર્થંકર કરતાં પણ એ તીર્થને સર્વોત્તમ જાણીને જગતના નેતા તથા કેવળજ્ઞાની એવા શ્રી પ્રથમ તીર્થપતિ અહીં અનંત સિદ્ધોથી પાવન થયેલ રાયણ વૃક્ષ નીચે સમવસર્યા; એટલે દેવોએ અશોકવૃક્ષાદિ આઠ પ્રાતિહાર્યોયુક્ત ભગવંતનું ત્યાં સમવસરણ રચ્યું. પછી ત્યાં સિંહાસન પર બિરાજમાન થઈને ઋષભ પ્રભુએ દેવ દાનવની પર્ષદામાં મોહનો નાશ કરવાવાળી દેશના આ પ્રમાણે આપી કે—

"સદ્દ્રવ્ય, સુકુળ, સિદ્ધક્ષેત્ર, સમાધિ અને ચતુર્વિધ સંઘ—એ પાંચ પ્રકાર લોકમાં દુર્લભ છે. શત્રુંજયનું ધ્યાન કરતાં એક હજાર પલ્યોપમનું અને તેના દર્શનનો અભિગ્રહ કરતાં એક લાખ પલ્યોપમનું પાપ પ્રલય થાય છે. શ્રી પુંડરીક તીર્થની વિધિપૂર્વક યાત્રા કરવા જતાં પગલે પગલે કરોડો ભવોનાં પાપ પ્રલય થાય છે. અન્ય અશાશ્વત તીર્થોમાં દયા, દાન, તપ અને પૂજન કરતાં જે પુણ્ય થાય તે કરતાં જંબુવૃક્ષ પરના ચૈત્યની યાત્રા કરવાથી દશગણું, તે કરતાં ધાતકી વૃક્ષ પરના ચૈત્યની અને તે કરતાં પુષ્કર વૃક્ષ પર રહેલા ચૈત્યની યાત્રા કરતાં ઉત્તરોત્તર દશગણું પુણ્ય થાય, તે કરતાં સુમેરૂની યાત્રા કરતાં સોગણું, તે કરતાં નંદીશ્વર દ્વીપની અને તે કરતાં કુંડલાદ્રિની યાત્રા કરતાં અનુક્રમે દશગણું પુણ્ય થાય. તે કરતાં રૈવતાચલની યાત્રાથી કોટાકોટિ ગણું પુણ્ય થાય, અને તે કરતાં શત્રુંજયના દર્શન કરતાં અનંતગણું પુણ્ય થાય છે. વળી એ તીર્થનું સેવન કરતાં તો એટલું પુણ્ય થાય કે જે પૂરેપૂરૂં કહીજ ન શકાય. અહીં એક પુષ્પથી પણ ભગવંતની ભાવપૂર્વક પૂજા કરતાં ક્ષેત્રના પ્રભાવથી એકાતપત્ર ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. અહીં ભવ્યજનો જે દ્રવ્યનો વ્યય કરે છે તે ક્ષેત્રના માહાત્મ્યથી દિવસે દિવસે કોટાકોટિગણી વૃદ્ધિને પામે છે. સ્વચ્છ મનથી એ તીર્થને નમસ્કાર કરવા જતાં અને સમ્યગ્ નમસ્કાર કરીને સ્વગૃહ તરફ પાછા વળતાં સરલ મનથી

કરવામાં આવેલ ભક્તિ કોટિગણી થાય છે અને અન્ય પ્રાણીઓનું ગૌરવ કરવાથી તો તે ખરેખર અનંતગણી કરતાં પણ વધી જાય છે. અન્ય તીર્થોમાં કોટિ સુવર્ણનું દાન કરતાં જે ફળ થાય તેટલું ફળ અહીં માત્ર એક વસ્ત્રનું દાન કરવાથી પ્રાપ્ત થાય છે. શત્રુંજય ગિરિ તરફ એક એક પગલું ભરતાં ન્યાયી યાત્રિક છ માસની તપસ્યાનું ફળ પામે છે.”

ઇત્યાદિ દેશના આપી દેવોથી પૂજિત એવા શ્રીમાન્ ઋષભ ભગવંત ગિરિને પ્રદક્ષિણા દઇને અન્યત્ર વિહાર કરી ગયા.

ત્યાર પછી પુંડરીકાદિ સાધુઓના પરિવારથી પરવરેલા પ્રથમ જિનાધીશને અનંત સિદ્ધોના સત્ક્ષેત્રરૂપ આ તીર્થોત્તમ ગિરિરાજ પર રાયણ વૃક્ષની નીચે પધારેલા જાણીને ઇંદ્રના આદેશથી તે સ્થાનકે શ્રીમાન્ ભરત રાજાએ પાંચસો ધનુષ્ય પ્રમાણ સુવર્ણ, મણિ અને માણિક્યની પ્રથમ પ્રભુની પ્રતિમાથી અલંકૃત, સુવર્ણમય અને સુમેરૂના શિખર સમાન ઉન્નત એવો એક પવિત્ર પ્રાસાદ કરાવ્યો. તેમજ અજિતનાથ વિગેરે ભાવી તીર્થંકરોની પ્રતિમાઓ પણ ત્યાં વિશ્વશ્લાઘ્ય મહોત્સવોપૂર્વક કેવળી ભગવંત પાસે પ્રતિષ્ઠા કરાવીને તેણે સ્થાપન કરી. પછી બત્રીશ હજાર મુગટબંધ રાજાઓ સહિત, કલ્પવૃક્ષની જેમ જગતના અભીષ્ટને પૂરનાર, ત્રણે લોકને આશ્ચર્યપાત્ર અને સંઘપતિઓમાં અગ્રેસર એવા પ્રથમ સંઘપતિ ભરત મહારાજાએ આ તીર્થની યાત્રા કરી કે જ્યાં સુવર્ણ-મણિથી મંડિત અને ૩૨ હજાર રાજાઓનાં કરાવેલાં બત્રીશ હજાર ઉન્નત ચૈત્યો શોભતાં હતાં. તે સર્વના મધ્યમાં માણિક્યથી નિર્મિત, પવિત્ર, દેવોના ચિત્રયુક્ત, ત્રૈલોક્યસુંદર નામનું પર્વત સમાન ઉંચા શિખરયુક્ત અને એકસો આઠ ચંદ્રકાંત તથા સૂર્યકાંત મણિથી બનાવેલા કળશોથી વિરાજિત એવું ભરત મહારાજાનું ચૈત્ય શોભતું હતું. તે સર્વ દેવાલયોમાં કર્મરજને દૂર કરનારી એવી શ્રીમાન્ આદિદેવની અનુપમ પ્રતિમાઓ વિરાજમાન હતી. એ પ્રતિમાઓની પ્રતિષ્ઠાને અવસરે સિદ્ધાચળ તરફ જવાની તૈયારીને સમયે દેવતાઓથી પરિવૃત્ત એવા ઇંદ્ર મહારાજે ભરતેશ્વરના મંદિરમાં (વિનિતા નગરીએ) આવીને નૃત્ય કરતી દેવાંગનાઓથી નગરજનોને આશ્ચર્ય પમાડતાં વિધિપૂર્વક તેને સંઘપતિની પદવી અર્પણ કરી, એટલે કે સત્પુષ્પ અને કુંકુમના

પરિમલથી સુવાસિત તીર્થજળથી મંગલવિધિપૂર્વક તેનો અભિષેક કરી, સ્વસ્તિકયુક્ત સુવર્ણપાટ પર તેમને અને તેમની ડાબી બાજુએ ભદ્રપીઠ પર સુભદ્રા(સ્ત્રીરત્ન)ને બેસારીને સુજ્ઞ એવા ઇંદ્રે સકલત્ર ભરતેશને પોતાને હાથે તિલક કરી તેના પર રૌપ્ય તંદુલ સ્થાપન કર્યા. પછી તેણે આનંદપૂર્વક ભરતેશના કંઠમાં વિશાળ પુષ્પમાળા પહેરાવી અને નવાંગપૂજાપૂર્વક તેને દેવદૂષ્યોથી અલંકૃત કર્યા. તે વખતે આનંદમગ્ન થયેલા કેટલાક દેવો કુતૂહલથી આકાશમાં જય-જયારવ સાથે દુંદુભિ વગાડવા લાગ્યા. પછી હર્ષિત થયેલા ભરતેશ્વરે પોતાના સંઘાધિપ પદની પ્રૌઢતા બત્રીશ હજાર રાજાઓને અર્પણ કરી.

ત્યારપછી દરેક ગામ, નગર અને પર્વતની મેખલાઓ પર જિન-પ્રતિમાયુક્ત જિનચૈત્યો કરાવતાં, પ્રતિદિન સ્વામિવાત્સલ્ય કરતાં, સર્વ ચૈત્યોમાં મજ્જનોત્સવ કરાવતાં, પ્રથમ પ્રભુની અષ્ટ પ્રકારી પૂજા રચતાં, ત્રિશુદ્ધિપૂર્વક ષડાવશ્યક (પ્રતિક્રમણ) આચરતાં, સર્વ લોકોને સન્માનપૂર્વક દાન દેવાવડે પોતાની સંપત્તિને સફળ કરવા સારૂ તેમના વિસ્તૃત મનોરથોને પણ પૂર્ણ કરતાં, ત્રિવિધ શીલ પાળતાં, બાર વ્રત આચરતાં, યાત્રિકોને સુધા સમાન મધુર વાણીથી પ્રસન્ન કરતાં અને અનેક પ્રકારનાં વાજિંત્રોના નાદથી દેવોને પણ ત્રાસ પમાડતાં ચતુરંગ સેના સહિત ભરત મહારાજા ક્રમે ક્રમે ચાલતાં સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા. ત્યાં પ્રથમ દૂરથી શત્રુંજય ગિરિને જોતાં હસ્તી પરથી નીચે ઉતરીને આનંદપૂર્વક તેણે પંચાંગ પ્રણામ કર્યો. પછી કેવળી ભગવંતના મુખથી તીર્થરાજના માહાત્મ્યને શ્રવણ કરતાં તે દિવસે ભરતેશ્વર શ્રીસંઘ સહિત ત્યાંજ રહ્યા. પછી પવિત્ર પ્રદેશે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક મૌક્તિકના સ્વસ્તિકયુક્ત યક્ષકર્દમનું મંડળ રચીને તેમજ સંઘ સાથેના ચૈત્યમાં આદિનાથ પ્રભુની પ્રતિમાનું પૂજન કરીને શ્રીસંઘસહિત તેણે પુંડરીક ગિરિની પૂજા કરી. પછી બીજે દિવસે શુભ ધ્યાની અને ઉપવાસી એવા તેણે સંઘવાત્સલ્યપૂર્વક પારણું કર્યું. ત્યારપછી સુરાસુર અને મનુષ્યોથી પગલે પગલે પૂજ્ય-માન એવા ભરત રાજાએ શત્રુંજયના શિખર પર આરોહણ કર્યું. (ચડવા માંડ્યું.) ઉપર પહોંચતાં પ્રથમ શ્રીસંઘ સહિત રાયણ વૃક્ષને દિવ્ય મૌક્તિકથી વધાવીને તેણે પ્રદક્ષિણા દીધી. પછી વિશ્વને મનો-

હર એવા પ્રાસાદમાં પ્રવેશ કરીને ભરત મહારાજાએ પ્રથમ ભગવંતની અગ્રપૂજા કરતાં કહ્યું છે કે-'ભાગ્યવંત ભવ્યજનોએ કરેલ ભગવંતની અગ્રપૂજા એ શિવશ્રીને વરવાના તાત્કાલિક આનંદની એક વર્ણિકા (વાનકી) છે.'

પછી ત્યાં દિવ્ય તીર્થોદકથી ભરેલા સુવર્ણ અને રત્નોના કળશોથી જન્મસ્નાત્રની જેમ ભગવંતનું સ્નાત્ર કરીને ભરતેશ્વરે જગતને આનંદદાયક એવા નાભિનન્દનની ભક્તિપૂર્વક કર્પૂર અને કુંકુમમિશ્રિત ચંદન અને કુસુમાદિકથી પૂજા કરી અને ભગવંતની દરેક પ્રતિમા આગળ તેણે પૃથક્ પૃથક્ કોટિ રત્ન, માણિક્ય અને મુક્તાફળ ભેટ ધર્યા. ત્યારપછી આનન્દ પામતી સુભદ્રાદિ મહારાણીઓએ કિમતી માણિક્યોથી ભગવંતની નવાંગે પૂજા કરી. તેમાં એક રાણીએ રત્નકોટિથી મનોહર અને પૂર્વે જાણે રત્નાકરે અર્પણ કર્યો હોય એવો મુગટ ભગવંતને યતનાપૂર્વક પહેરાવ્યો. તિલંગપતિની પુત્રીએ માણિક્યનું તિલક, સુગ્રીવ રાજાની પુત્રીએ દિવ્ય કંઠાભરણ, સ્વચ્છ મનવાળી વત્સ રાજાની પુત્રીએ રત્નનો શ્રીવત્સ, પોતે મુક્તામય એવી કોઈ રાણીએ સ્થૂલ મુક્તામય હાર, વસંત રાજાની પુત્રીએ મણિઓથી રચિત શીર્ષાભરણ અને કર્ણાટક રાજાની પુત્રીએ કર્ણમાં બે દિવ્ય કુંડળ-એમ રાણીઓએ ભગવંતને દિવ્ય આભરણોથી અલંકૃત કર્યા. પછી ભગવંતને નમસ્કાર કરી ભરતેશ્વરે સર્વ ચૈત્યો પર સોનેરી અને રૂપેરી મહાધ્વજ ચડાવ્યા. ત્યારપછી તેણે શ્રીનાભ નામના કેવળી ભગવંત પાસે જઈને તેમને વંદન કર્યું, એટલે તેને ધર્માશિષ આપીને કેવળી મહારાજે ધર્મદેશના આપી કે-'તેજ મનુષ્યો ધન્ય અને કૃતકૃત્ય છે કે જેઓ આ ગિરિ પર શ્રીયુગાદીશ્વરની પૂજા કરે છે. દધિ, ઘૃત, દુગ્ધ, શર્કરા અને જળ એ પંચામૃતથી જે ભગવંતનું સ્નાત્ર કરે છે તે અવશ્ય મોક્ષે જાય છે. જેઓ એ ગિરિ પર જિનચૈત્યો કરાવે છે તેઓ જગતમાં મણિ અને રત્નનાં વિમાનો પામે છે. એક બાજુ વિવિધ તીર્થોમાં પુણ્યકર્મો કરવાં અને એક બાજુ શ્રીપુંડરીક ગિરિને વિધિપૂર્વક વંદન કરવું-એ બંને સમાન છે.' આ પ્રમાણે દેશના સાંભળી ગુરૂ મહારાજને વિધિપૂર્વક વંદન કરી અંતરમાં શત્રુંજય ગિરિનું સ્મરણ કરતા ભરતેશ્વર પોતાના આવાસમાં આવ્યા.

હવે એ અવસરે ઇંદ્ર મહારાજે આવી ભરત રાજાને પ્રણામ કરી આનંદપૂર્વક કહ્યું કે–"શ્રીઋષભ પ્રભુ જગદુત્તમ હોવાથી અમને પૂજનીય છે અને તમે તેમના મુખ્ય પુત્ર, આદ્ય ચક્રવર્તી અને તીર્થોદ્ધારક છો, તેથી તમે પણ અમને માનનીય છો. તમે જે પ્રમાણે જિનપૂજા કરશો તે પ્રમાણે લોકો તમારૂં અનુકરણ કરશે, માટે તમારે મારી કરેલ પૂજાનું બરાબર અનુકરણ કરવું." ભરત રાજાએ આ વાતનો સ્વીકાર કર્યો, એટલે ઇંદ્ર મહારાજાએ દેવો સહિત તાજાં પુષ્પાદિકથી વિધિપૂર્વક ભગવંતની અર્ચા કરી, અને જિનપૂજા કરતાં શેષ રહેલ પુષ્પમાળાને વિવિધ દ્રવ્યસંચયથી દેવદ્રવ્યમાં વૃદ્ધિ કરીને સુજ્ઞ એવા ઇંદ્રે પોતાના કંઠમાં ધારણ કરી. પછી ક્ષીરસાગરે જઇ જળથી કળશો ભરી કરોડો દેવો સહિત વિમાનમાં બેસી શત્રુંજય તીર્થ પર આવીને આનંદપૂર્વક સુપાત્રે દાન આપતાં ઇંદ્ર મહારાજે પ્રવર મહોત્સવ સાથે હર્ષથી ભગવંતના ચરણકમળનું સ્નાત્ર કર્યું. ત્યારથી એ મહાન્ ઇંદ્રોત્સવ જગતમાં પ્રસિદ્ધ થયો. 'લોકો મહાપુરૂષોનું અનુકરણ કરે છે.'

જે મહર્દ્ધિક પુરૂષો એ ગિરિ પર ઇંદ્રોત્સવ કરે છે તે ભાગ્યવંત જનો ઇંદ્ર યા ઇંદ્ર સમાન થાય છે. પછી ભરત મહારાજે તીર્થની પૂજાના નિમિત્તે સૌરાષ્ટ્ર દેશ* આપ્યો અને ત્યારથી જગતમાં એ દેવદેશ એવા નામથી પ્રખ્યાત થયો. વળી સર્વ રાજાઓમાં તિલક સમાન, શ્રીસંઘમાં મુખ્ય, બત્રીશ હજાર રાજાઓથી સેવ્યમાન, ધર્મવીર પુરૂષોમાં અગ્રેસર તથા વિવેકી એવા ભરત ભૂપતિએ પૂર્વે ઉજ્જવળ ભક્તિથી પવિત્ર યાત્રા કરતાં ત્રિજગતના અધિપતિ અને વિમલગિરિના સ્વામી એવા ભગવંતની પૂજા નિમિત્તે બત્રીશ હજાર ગામ આપ્યાં હતાં તે પણ કાયમ રાખ્યાં. પછી પુંડરીક ગિરિની વિધિપૂર્વક પ્રદક્ષિણા કરતાં સુજ્ઞ એવા ભરતેશ્વર પગલે પગલે એ તીર્થને નમસ્કાર કરવા લાગ્યા.

એવામાં ધર્મવાસનાયુક્ત ઇંદ્ર મહારાજે આનંદપૂર્વક ભરતેશ્વરને કહ્યું કે–"હે ભરતેશ! ગંગાજળ સમાન નિર્મળ અને શત્રુંજય ગિરિનાજ એક શિખરરૂપ એવું ઉજ્જયંત તીર્થ પણ ત્રણે લોકમાં ઉત્તમ

* એ દેશની ઉપજ.

ગણાય છે. કહ્યું છે કે-'તત્ત્વજ્ઞ પુરૂષો જે પરમ પર્વતને અનાદિ કાળથી તીર્થરાજ શ્રીવિમળગિરિના શિખરરૂપ કહે છે તે શ્રીગિરનાર ગિરિરાજ જયવંત વર્તે છે.' સ્વર્ગ, મર્ત્ય અને પાતાલલોકમાં આવેલાં પવિત્ર સ્થાવર તીર્થોમાં ઉજ્જયંત ગિરિ સમાન અન્ય તીર્થ નથી. અહીં ગૌરવપૂર્વક સત્પાત્રે દાન આપતાં ચક્રવર્તીપદ તરતમાં પ્રાપ્ત થાય છે. હે રાજન્! એ ભુવનોત્તમ તીર્થમાં અનંત જિનેશ્વરો પૈકી કેટલાકનાં ત્રણ ત્રણ અને કેટલાકનાં એક એક કલ્યાણક થયાં છે. સાધુઓ સહિત અનંત જિનવરો ત્યાં સમોસર્યા છે અને એના આલંબનથી અનંત મુનિવરો પંચમ ગતિને પામ્યા છે. અતીત ચોવીશીના નમીશ્વરાદિક આઠ તીર્થંકરોના અહીં ત્રણ ત્રણ કલ્યાણક થયાં છે. વળી શુદ્ધ બ્રહ્મચર્યથી પવિત્રાત્મા અને હરિવંશમાં એક મૌક્તિકરૂપ એવા બાવીશમા તીર્થંકર શ્રીઅરિષ્ટનેમિ ભગવાન્ એક હજાર રાજાઓ સહિત સહસ્રામ્રવનમાં આવી પરમ નિર્ગ્રંથતા પામી શુક્લ ધ્યાનથી સમાધિયુક્ત કેવળજ્ઞાન મેળવી સમવસરણથી એ તીર્થને પાવન કરીને ત્યાંજ મોક્ષે, જવાના છે, તેથી મહીતલ પર એ રૈવતાચલ પરમ તીર્થ છે, એનું નિરંતર સ્મરણ કરતાં પાપાત્મા પણ મોક્ષને મેળવે છે. ગત ઉત્સર્પિણીમાં સાગર ભગવંતના મુખકમળથી પુરાતન ઇંદ્રે એવો વૃત્તાંત સાંભળ્યો કે-'અવસર્પિણીમાં બાવીશમા ભાવી તીર્થંકર શ્રીનેમિનાથનું ગણધરપદ પામીને તું આ સંસારથી મુક્ત થઇશ.' આથી તે શક્રેંદ્રે વજ્રરત્નની નેમિનાથ પ્રભુની નિર્મળ મૂર્ત્તિ કરાવીને અનેક મહોત્સવોપૂર્વક ભક્તિથી સ્વસ્થાને તેનું પૂજન કર્યું. પછી પોતાના આયુષ્યના પ્રાંત સમયે ગિરનાર ગિરિની નીચે અમરશક્તિથી એક સુવર્ણનું દિવ્ય મંદિર બનાવીને અન્ય બિંબો સાથે તે મૂર્ત્તિ તેણે ત્યાં સ્થાપન કરી, તે મૂર્ત્તિની અત્યારે પણ દેવો ત્યાં સદા પૂજા કરે છે, તેથી એ મહાતીર્થ સર્વ પાપનું હરણ કરનાર કહેવામાં આવેલ છે. શત્રુંજય તીર્થને અને એ તીર્થને વંદન કરતાં સમાન ફળ મળે છે. એ સુતીર્થની સિદ્ધાંતોક્ત વિધિપૂર્વક એક વાર પણ યાત્રા કરવામાં આવે તો અવશ્ય મુક્તિ પ્રાપ્ત થાય છે અને અન્યત્ર રહીને એ ગિરીશ્વરનું ધ્યાન કરતાં પણ પ્રાણી આગામી ચતુર્થ ભવમાં કેવળી થાય છે."

આ પ્રમાણેની ઇંદ્ર મહારાજની વાણી સાંભળીને ભરતેશ્વર તરતજ સંઘ સહિત રૈવતાચલની યાત્રા કરવા ચાલ્યા. ત્યાં ભાવી તીર્થંકર શ્રીનેમિનાથનાં ત્રણ કલ્યાણક થવાનાં છે એમ જાણીને તેણે ત્યાં એક સુવર્ણનો મોટો સુરસુંદર નામે પ્રાસાદ કરાવ્યો. ઉંચા અગીયાર મંડપો તથા ચારે દિશાએ ચાર દ્વારોથી તે અધિક શોભતો હતો. ત્યાં ભવ્ય જનોનો જાણે સાક્ષાત્ પુણ્યરાશિ હોય એવી અને શુભને સૂચવનારી શ્રીનેમિનાથ પરમાત્માની નીલરત્નમય (શ્યામ) મનહર મૂર્ત્તિ તેણે સ્થાપન કરી. પછી ઇંદ્ર સહિત હસ્તિપદ કુંડમાં સ્નાન કરીને સત્કૃત્યોની સ્થિતિપૂર્વક ભરતેશ્વરે શ્રીનેમિનાથ ભગવંતનું પૂજન કર્યું. ત્યારપછી સંઘવાત્સલ્ય કરીને ભરત મહારાજે રત્ન, વસ્ત્ર અને અલંકાર વિગેરેથી શ્રીસંઘનો સત્કાર કર્યો.

ભરતેશ્વરની પછી તેમના પુત્ર આદિત્યયશા વિગેરે પુણ્યસંપત્તિયુક્ત અસંખ્ય રાજાઓ સંઘપતિ થયા. હે વસ્તુપાલ! આ કલિયુગમાં તેમનો માર્ગ પ્રકાશિત કરવાનું સામર્થ્ય વિશ્વના સૂર્યરૂપ એવા તમારામાં છે એમ અમારા જોવામાં આવે છે, માટે રવિ સમાન ભાસુર એવાં એ બંને તીર્થોની જગત્ ઉલ્લાસ પામે એવી રીતિથી યાત્રા કરવી તમારે ઉચિત છે. સમસ્ત લોકને પાવન કરનાર એવા શ્રીપુંડરીકાચલ તથા રૈવતાચલની જે મનુષ્ય પોતાના ન્યાયોપાર્જિત વિત્તથી વિધિપૂર્વક યાત્રા કરે છે તેને ધન્ય છે. હે મહામંત્રિન્! હવે સમ્યગ્યાત્રાનો વિધિ કહું તે સાંભળો, કે જે વિધિપૂર્વક યાત્રા કરવાથી પુરૂષોને મુક્તિ પ્રાપ્ત થાય છે. તે વિધિ આ પ્રમાણે:-

જે માતપિતાનો ભક્ત હોય, સ્વજન અને પરજનને આનંદ આપનાર હોય, પ્રશાંત અને શ્રદ્ધાળુ હોય, શુદ્ધ બુદ્ધિ, મદ અને કલહરહિત, સદાચારી અને દાતા હોય; અક્ષોભ્ય, મુમુક્ષુ, પરમાં ગુણના ઉત્કર્ષને જોઇ આનંદ પામનાર અને કૃપાળુ હોય; ખરેખર! સાક્ષાત્ દૈવત સમાન એવો તે પુરૂષ સંઘપતિના પદનો અધિકારી થઇ શકે છે. વળી યાત્રાફળને ઇચ્છનારા સંઘપતિએ મિથ્યાત્વીઓનો સંસર્ગ અને તેમનાં વચનમાં કિંચિત્ આદર પણ ન કરવો. તેણે પરતીર્થ કે પરતીર્થીની નિંદા કે સ્તુતિ ન કરવી અને સમ્યક્ત્વને ધારણ કરતા એવા તેણે માર્ગમાં ત્રિવિધ શીલ પાળવું. પોતાના

બંધુઓ કરતાં પણ યાત્રિક જનોને અધિક સ્નેહથી નીહાળવા અને પોતાની શક્તિ તથા દ્રવ્યથી તેણે સર્વત્ર અમારિ પડહ વગડાવવો. વળી ચતુર્વિધ સંઘ સહિત શાંત મનથી રથમાં બિરાજેલા પ્રભુના પૂજાદિ મહોત્સવો કરવા, જિનભક્તિથી પૂર્ણ એવા સુશ્રાવકોની અને સાધુઓની વસ્ત્ર, અન્ન અને નમનાદિકથી સદા ભક્તિ કરવી, માર્ગમાં સ્થાને સ્થાને સ્નાત્ર અને ધ્વજારોપણાદિ મહોત્સવો કરવા, ધર્મને બાધા કરનારાઓને પોતાની શક્તિથી દૂર કરવા, પાક્ષિકાદિક પર્વોમાં સામાયિક, પૌષધ તથા જિનપૂજનાદિક ધર્મકાર્યો વિશેષ કરવાં, માર્ગમાં ગામ અને નગરાદિકમાં શ્રાવક લોકોને સીદાતા જોઇને ગુપ્ત ધનદાનથી તેમને આર્હત્ ધર્મમાં સ્થિર કરવા, પોતાની શક્તિ પ્રમાણે અતિથિઓનો સત્કાર કરવો અને પશુઓને પણ વસ્ત્રથી ગળેલ પાણી પીવરાવવું-એ સર્વ સંઘપતિનાં કર્તવ્યો છે.

વળી યાત્રિકોએ પણ વિકથા અને કલહાદિક ન કરવા, ઘાસ, શાક અને ફળાદિક અદત્ત ન લેવાં, પોતાનો નિર્વાહ ન થતો હોય તો પણ ખોટાં તોલ કે માપ ન કરવાં, ક્રય વિક્રય કરતાં પારકું એક માટીનું ઢેફું માત્ર પણ વિશેષ ન લેવું, કેમકે અન્ય સ્થાને કરેલ પાપ યાત્રા કરતાં નષ્ટ થાય છે, પણ યાત્રા કરતાં પાપ કરવામાં આવે છે તો તે વજલેપ સમાન થાય છે. ફળના અર્થી તીર્થયાત્રા કરનારાઓએ સત્ક્ષેત્રમાં સદ્બીજની જેમ પોતાનું ન્યાયોપાર્જિત ધન ધર્મમાં વાપરવું. આવા પ્રકારના વિધિથી નિષ્કપટ ભાવે યાત્રા કરવાથી ઘોર પાપ પણ નષ્ટ થઇ ભવાંતરમાં મુક્તિ મળે છે. કહ્યું છે કે-'ક્ષિતિતલના તિલક સમાન, રમ્યતા અને સંપત્તિના સ્થાનરૂપ, ત્રિભુવનમાં પૂજિત અને કલ્યાણના પાત્રરૂપ એવો સુરાષ્ટ્ર નામે દેશ છે. ચપળ કલ્લોલરૂપ હાથવડે પશ્ચિમ સમુદ્ર જેનું સ્કુરાયમાન એવા અતિશય ફેનથી અદ્ભુત લવણ ઉતારીને તેના તમામ દૃષ્ટિદોષોને હરે છે. તે દેશમાં આવેલા શ્રીશત્રુંજય તથા રૈવતાચલ તીર્થ પર જે પ્રાણી દાન, તપ, બ્રહ્મચર્ય અને દયામાં આદર લાવી યુક્તિપૂર્વક યાત્રોત્સવ કરે છે તે એ તીર્થના અતિશયથી દુષ્કર્મને ધ્વસ્ત કરી કોઇ જન્મમાં પણ નરક કે તિર્યંચગતિ તો પામતોજ નથી. એ પ્રમાણે ત્રણે લોકમાં પ્રસિદ્ધ એવા શ્રીવિમલાચલ તથા રૈવતાચલ

તીર્થપર જે સમ્યગ્દૃષ્ટિ પ્રાણીઓ સદ્વૃત્તમાં રક્ત થઇ પોતાના ન્યાયોપાર્જિત વિત્તથી વિધિપૂર્વક યાત્રોત્સવ કરે છે તેઓ અનુક્રમે હર્ષોત્કર્ષની સખીરૂપ તીર્થંકર પદવીને પામે છે.'

इति महामात्यश्रीवस्तुपालचरित्रे धर्ममाहात्म्यप्रकाशके हर्षांके श्रीतपागच्छाधिराजश्रीसोमसुंदरसूरिश्रीमुनिसुंदरसूरिश्रीजयचंद्रसूरिशिष्यपंडितश्रीजिनहर्षगणिकृते पंचमः प्रस्तावः ॥ ५ ॥

---

## ષષ્ઠ પ્રસ્તાવ.

ઉપરોક્ત દેશના સાંભળીને મંત્રીશ્વરે ઉત્સાહપૂર્વક ગુરૂ મહારાજને કહ્યું કે-"હે વિભો! જો એમજ હોય તો જિનાલયમાં પધારી મને સત્વર સંઘપતિપણાનો વાસક્ષેપ કરો." એટલે નિઃસ્પૃહમાં શિરોમણિ, ધર્મમર્યાદામાં સમુદ્ર સમાન તથા ઉદાર બુદ્ધિવાળા એવા ગુરૂ મહારાજ બોલ્યા કે-"હે મહામંત્રિન્! તમારા ગુરૂજ તમને વાસક્ષેપ કરે તે ઉચિત ગણાય. શ્રી નાગેંદ્ર ગચ્છના સ્વામી અને ગુણોથી ઉજ્જ્વલ એવા શ્રી વિજયસેનસૂરિ તમારા કુલક્રમાગત ગુરૂ છે, અને હે મંત્રીશ! મલધારી ગચ્છના આચારમાં ધુરંધર એવા વર્તમાન આચાર્ય તમારા માતૃપક્ષના ગુરૂ છે. કહ્યું છે કે-'નિઃસંગવૃત્તિથી સાધુ, ન્યાયોપાર્જિત લક્ષ્મીથી ગૃહસ્થ અને પતિવ્રતપણાથી સ્ત્રી, દેવોને પણ નમસ્કાર કરવા લાયક થાય છે,' માટે તે આચાર્યોને બોલાવીને તેમની પાસે જિનાલયમાં પ્રૌઢ ઉત્સવપૂર્વક સંઘપતિપદની પ્રતિષ્ઠા કરાવો." આ પ્રમાણેની ગુરૂ મહારાજની વાણી સાંભળીને બંને મંત્રીશ્વરો બોલ્યા કે-"હે ભગવન્! ગુણધારી એવા આપની પાસેજ અમે ષડાવશ્યક સૂત્રો, કર્મપ્રકૃતિ પ્રમુખ ઘણા જૈન ગ્રન્થો તથા નિર્મળ એવી ત્રણ વિદ્યાઓ ભણ્યા છીએ, તેમજ દુષ્કર્મના મર્મને ભેદનાર અને સમ્યક્ત્વથી પવિત્ર એવો દુષ્પ્રાપ્ય જૈન ધર્મ પણ અમે આપના પ્રસાદથીજ પામ્યા છીએ, માટે યથાશક્તિ ક્રિયા તથા નાના પ્રકારના આચાર પાળવામાં તત્પર એવા આપજ પરમાર્થથી અમારા ગુરૂ છો. જે શત્રુ મિત્રમાં સમ સ્વભાવી, નિષ્પાપ વૃત્તિવાળા, શિવમાર્ગદર્શક તથા સમ્યગ્જ્ઞાન અને ચારિત્રથી પવિત્ર હોય તેનેજ સુજ્ઞ

જનોએ ગુરૂ માનેલા છે." આ પ્રમાણે મંત્રીઓનું કથન સાંભળીને ગુરૂ મહારાજ બોલ્યા કે-"હે મહામંત્રીન્! તત્ત્વવેત્તાઓએ તો એમજ કહ્યું છે, તથાપિ તેમ કરતાં અત્યારે જિનશાસનમાં ગુણાધિક એવા અન્ય આચાર્યો સાથે કષાયકલુષતા થવાનો સંભવ છે. બીજાને કષાયના કારણરૂપ થવું એ આત્માને મહાદુઃખકર છે, માટે આત્મહિતૈષી મુનિઓએ પ્રયત્નપૂર્વક તેવો પ્રસંગ સર્વથા વર્જવો. સર્પથી ડસાયેલ અંગુષ્ઠની જેમ અને પોતાના અંગમાં ઉત્પન્ન થયેલ મેલની જેમ શીલ અને સમ્યક્ત્વરહિત એવા પોતાના ગુરૂ હોય તો તેનો પણ ત્યાગ કરવો. કહ્યું છે કે-'શીલભ્રષ્ટ ગુરૂનું નામ લેવામાં પણ મહાપાપ છે, અને તેનો સમાગમ કરનાર મનુષ્ય કઇ ગતિએ જાય તે તો કેવલી ભગવંતજ જાણી શકે છે,' પરંતુ તમારા ગુરૂ અત્યારે ત્રિધા શુદ્ધ બ્રહ્મચર્ય પાળે છે, અને બાર પ્રકારનાં તપથી વિભૂષિત છે, માટે સજ્જનોને તે શ્લાઘ્ય છે, તેથી ગૌરવ સહિત તેમને તમારે બોલાવવા એ ઉચિત છે, કારણ કે ઉચિત અવસરે સુગુરૂનો યોગ પુણ્ય વિના પામી શકાતો નથી." એટલે મંત્રિરાજ બોલ્યા કે-'હે ભગવન્! તેમને બોલાવવા માટે એક શ્રાવકની સાથે ભક્તિગર્ભિત વિજ્ઞપ્તિપત્ર મોકલેલ છે.' તે સાંભળી ગુરૂ આનંદપૂર્વક બોલ્યા કે-'હે મંત્રીન્! ધર્મસર્વસ્વને જાણનાર તથા ઔચિત્યશાળી એવા તમે એ યોગ્ય કર્યું છે.' પછી યાત્રાપ્રસ્થાનનું મુહૂર્ત નિર્ણીત કરી ગુરૂ મહારાજને વંદન કરીને તે બંને શ્રાવકોત્તમ સ્વસ્થાને આવ્યા.

હવે મંત્રીશ્વરની વિજ્ઞપ્તિ વાંચીને નિષ્પાપ વૃત્તિવાળા શ્રીમાન્ વિજયસેનસૂરિ અનુક્રમે વિહાર કરતાં તે નગરે પધાર્યા. તેમનું આગમન સાંભળીને મેઘધ્વનિને સાંભળનાર કલાપી (મયૂર)ની જેમ આનંદ પામતા મંત્રીશ્વરે સ્વજનો સાથે તેમનો પ્રવેશમહોત્સવ કર્યો. વિશાળ બુદ્ધિવાળા મંત્રીએ ગુરૂ આગમનના મહોત્સવમાં લક્ષ કોટિ ધનનો વ્યય કરતાં પણ કંઇ દરકાર ન કરી. પછી માણિક્યના કળશયુક્ત નવીન દેવાલયમાં સદ્ગુણોથી જ્યેષ્ઠ, નાગેંદ્ર તથા મલધારી ગચ્છના આચારમાં ધુરંધર એવા તે બંને આચાર્યોએ વિધિપૂર્વક સ્ફુરાયમાન સૂરિમંત્રના મહોત્સવ સહિત તેમની ઉપર સંઘપતિપણાનો વાસક્ષેપ કર્યો.

તીર્થયાત્રાના પ્રયાણનો દિવસ નજીક આવતાં પોતે કરાવેલા શત્રુંજયાવતાર નામના ચૈત્યમાં પ્રથમ શ્રેય નિમિત્તે મંત્રીઓએ સંઘ સહિત ગીત અને નૃત્ય કળાથી રમ્ય, મહાધ્વજ અને મહાપૂજા વિધાનના વિધિથી મનોહર તથા ઇદ્રને પણ દુર્લભ એવો અર્થી જનોના મનોરથ પૂર્ણ કરવાપૂર્વક મજ્જનોત્સવ કર્યો. ત્યારપછી વત્સલ એવા તેમણે શ્રીસંઘવાત્સલ્ય કર્યું. શ્રીવીરધવલ રાજાનું પણ પ્રશસ્ત વચનપૂર્વક ગૌરવ કર્યું, તથા શીલધારી અનેક સાધુઓને સન્માનપૂર્વક વિશુદ્ધ અન્ન, પાનાદિક આપીને તેમની ભક્તિ કરી. એ પ્રમાણે સત્કાર્ય કરતાં મંત્રીશ્વરના મનોરથરૂપ તીર્થયાત્રાના પ્રયાણનો દિવસ આવ્યો, કારણ કે 'મહાત્માઓની ઇચ્છિત કાર્યસિદ્ધિમાં દૈવ સદા અનુકૂળજ રહે છે.' આ વખતે શ્રીવસ્તુપાલ સાથે ઘણા લોકો પાથેય (ભાતું), રસ્તામાં ચાલે તેવી ગાડીઓ, ઉપાનહ અને જળભાજન વિગેરે સાધનો સહિત પ્રયાણ કરવાને તૈયાર થયા અને તેમણે આદરપૂર્વક દૂરથી બોલાવેલા શ્રાવકો પણ આવી પહોંચ્યા, પણ તેની કીર્તિ તો દશે દિશામાં દૂરજ ચાલી ગઇ. એટલે આગમનોત્સવ કરતાં વિનયયુક્ત એવા મંત્રીએ તે સર્વનો યથાયોગ્ય સત્કાર કર્યો. પછી સંઘપતિપદના મહોત્સવનિમિત્તે સર્વ સંઘ તેમને મંદિરે આવ્યો, અને પોતાના અંતઃપુર અને સર્વ સમૃદ્ધિ સહિત શ્રીવીરધવલ રાજા પણ અનેક ક્ષત્રિયો સાથે તેમને ત્યાં આવ્યો. વળી જગતમાં ગરિષ્ઠ એવા મંત્રિરાજના મંદિરે સદાચારી મુનિઓથી પરિવૃત્ત, શીળવડે સુગંધિત અને સૂર્ય સમાન તેજસ્વી એવા શ્રીનાગેંદ્ર અને મલધારીગચ્છના આચાર્યો પણ પધાર્યા. તેમજ ગામ, નગર, પુર અને પત્તનના અન્ય રાજાઓ પણ પોતપોતાના સંબંધવાળા શ્રેષ્ઠીઓ, સામંતો, મંત્રીઓ અને વ્યવહારીઓ સહિત ત્યાં આવ્યા. સભાના અભિપ્રાયને જાણનારા હરિહર જેવા ભાટ અને બંદીવર્ગ સહિત કેટલાક પ્રતિભાશાળી પુરૂષો પણ ત્યાં હાજર થયા. વળી સર્વજ્ઞમતમાં સૂર્ય સમાન, ચોરાશી જ્ઞાતિના શણગારરૂપ, સત્યપણાની સ્થિતિથી સુશોભિત તથા પત્તન, સ્તંભતીર્થ અને ચિત્રકૂટના વસનારા સર્વ સંઘપતિઓ પણ તીર્થયાત્રાની સર્વ સામગ્રી સહિત ત્યાં આવ્યા.

પછી મંત્રીશ્વરોએ તે નગરમાં તેમજ આજુબાજુ પાંચ

યોજનોમાં અમારિપટહ વગડાવ્યો. વણિગ્જનોએ દરેક બજારમાં લટકાવેલી પંચવર્ણથી વિભૂષિત ધ્વજાઓ શોભવા લાગી. મંત્રિગૃહના આંગણામાં ચારે બાજુ મોતીઓથી રચવામાં આવેલા સ્વસ્તિકો તથા પુષ્પો અને પરવાળાથી રચવામાં આવેલા નંદાવર્ત્તો શોભવા લાગ્યા. ઉંચે બાંધવામાં આવેલી મોટી પતાકાઓથી વિમાનો સાથે જયવાદ કરવા માટે જાણે જાહેરખબર લટકાવી હોય તેવી ગૃહદ્વારની પ્રતોલિકા શોભવા લાગી. એ અવસરે આનંદને વશ થયેલ એવો વીરધવલ રાજા વિવિધ ભેટણાં લઇને આવેલા સર્વ સામંતો સાથે ત્યાં આવ્યો, અને વાગતાં એવાં વાજિત્રોના મોટા અવાજથી સર્વ દિગ્ગજોને સંભ્રમ પમાડતાં અત્યંત આશ્ચર્યકારી એવા તે રાજાએ પોતે ઉઠીને મંગલ ક્રિયા યુક્ત સુવર્ણના સિંહાસન પર તે બંને મંત્રીઓને બેસારીને અર્ધેંદુ સમાન સુંદર એવા વસ્તુપાલના કપાળમાં તથા સમસ્ત લક્ષ્મીને વશ કરનાર એવા તેજપાલ મંત્રીશ્વરના લલાટમાં સંઘપતિપદના ઐશ્વર્યને સૂચવનાર તાજા કુંકુમથી તિલક કર્યું, રોમાંચિત થઇને તેણે તેનાપર રૌપ્યમય અક્ષત ચોંટાડ્યા, અને હર્ષવડે ઉત્કંઠિત થયેલા રાજાએ તેમના કંઠમાં તીર્થંકરપદવીની પ્રાપ્તિ માટે સ્વયંવર મહોત્સવને સૂચવનારી પુષ્પમાળા આરોપણ કરી. પછી બીજી સામગ્રી સાથે સુવર્ણ દંડમય છત્ર તથા ચતુરંગ સૈન્ય આપીને રાજાએ તેમના પર પંચાંગ પ્રસાદ કર્યો, એટલે સર્વે સામંતોએ અનેક પ્રકારનાં ભેટણાં ધરીને આનંદ સાથે તે મંત્રીશ્વરોના ચરણમાં પ્રણામ કર્યા. 'હે સંઘભારને ધારણ કરવામાં ધુરંધર! તમે જયવંત રહો, દીર્ઘાયુષી થાઓ અને ચિર કાળ આનંદ પામો!' એ પ્રમાણે પ્રસન્ન થયેલા બ્રાહ્મણોએ તેમને આશીર્વાદ આપ્યો. પછી મર્યાદાને જાણનાર વીરધવલ રાજાના વિપ્રગુરૂએ વેદમંત્રોચ્ચારપૂર્વક તેમને તિલક કર્યું. ત્યારપછી અનુક્રમે સર્વ પ્રકારનાં મંગલપૂર્વક સર્વ સંઘપતિઓએ આનંદપૂર્વક તેમને વધાવ્યા અને આનંદ પામતી સર્વ બ્હેનોએ તેમનાં નવે અંગે યુક્તિપૂર્વક તિલક રચીને ઉચ્ચ સ્વરે માંગલિક આશીષ આપી, કારણ કે– 'તેમના ચરણ તીર્થમાર્ગે તરફ જવામાં તત્પર છે, તેમના ધન્યતમ હાથ દારિદ્રયને નિર્મૂળ કરવાના વ્રત યુક્ત છે, તેમનો કંઠ જગતને પ્રિય વચનજ કહે છે, તેમની ભુજાઓ અનાથોનું રક્ષણ કરવાને સમર્થ

છે અને તેમનું લલાટ ભાગ્યભરથી અભિરામ લિપિ યુક્ત છે, માટે તીર્થયાત્રાના માંગલિક પ્રસંગે લોકો સંઘપતિના પ્રત્યેક અંગની પૂજા કરે છે.'

ત્યારપછી પોતાના પરિવાર સહિત નાગેંદ્રગચ્છના આચાર્યે ભક્તિથી નમ્ર એવા તેમને આશીષ આપી કે-'પ્રથમ શ્રીભરતેશ્વર વિગેરે શ્રેષ્ઠ રાજાઓએ પૃથ્વી પર જે પદની શરૂઆત કરી છે, તત્ત્વથી જે પદ ત્રૈલોક્યૈશ્વર્યના પદ કરતાં પણ મોટું ગણાય છે, જિનપદવીની પ્રાપ્તિ માટે જે પદ એક કોલરૂપ છે, જે શિવલક્ષ્મીના ગૃહરૂપ છે અને સર્વોત્કૃષ્ટ સ્થિતિરૂપ છે એવું શ્રીસંઘપતિનું પદ તમારામાં વિજયવંત વર્ત્તે છે.' પછી મંત્રીશ્વરે પોતે કેટલાએક યોગ્ય શ્રાવકોને સંઘપતિના પદારોપણરૂપ તિલક કર્યા. વળી યથાયોગ્ય વ્યય કરવામાં સમર્થ એવા ચાર વ્યવહારીઓને ગૌરવપૂર્વક મહીધર એવું પદ (બિરૂદ) આપ્યું.[1] ત્યારપછી વિનયપૂર્વક પરિવાર સહિત સર્વ મુનિરાજનો વિવિધ વસ્ત્રોથી સત્કાર કર્યો, અને સુકૃતી એવા તેમણે રત્નમય અલંકારો ભેટ કરીને વીરધવલ રાજાના મનમાં અતિશય પ્રેમ ઉપજાવ્યો. વળી તે પ્રસંગે મંત્રિરાજે અન્ય રાજાઓ વિગેરેને યુક્તિપૂર્વક સુવર્ણનાં કુંડલ, બાજુબંધ તથા રત્ન અને માણિક્યની મુદ્રિકાઓ આપી, અને સર્વ સંઘપતિઓને યથાક્રમે ભક્તિપૂર્વક પંચવર્ણનાં રેશમી વસ્ત્રો આપ્યાં. તેમજ વિવેકી એવા વસ્તુપાલે મુખ્ય મુખ્ય ૩૬૦૦૦ શ્રાવકોને યુક્તિપૂર્વક રત્નથી ઉજ્જ્વળ એવા છત્રીશ હજાર સુવર્ણના તિલક આપ્યાં. કહ્યુ છે કે-'શ્રાવકોનાં લલાટમાં વિધિએ લખેલી કુવર્ણશ્રેણિને સ્નિગ્ધ કુંકુમપંકથી ભુંસાડીને તેણે એમના લલાટને સુવર્ણશ્રેણિથી વિભૂષિત કર્યા, તેથી ખરેખર! ધીમાન્ વસ્તુપાલ એક નવીન વિધાતાજ થયો.' વળી અનેક કવીશ્વરોને તેણે પ્રીતિપૂર્વક રત્ન, માણિક્ય, શૃંગાર, અશ્વ અને વસ્ત્રાદિક આપીને પ્રસન્ન કર્યા. જંગમ કલ્પવૃક્ષ સમાન એવા તેણે યાચકોને અભીષ્ટાર્થ આપવાથી દેવતાઓની જેવા બનાવી દીધા.

તે અવસરે સર્વ ઉપદ્રવને દૂર કરનાર એવા નરચંદ્ર મુનીશ્વરે *ક્લેશનો નાશ કરનારી ધર્મદેશના આપી કે-'જિનાજ્ઞાથી પરમાર્હત્* થયેલ, અને સો રાજાઓનો સ્વામી એવો ચૌલુક્ય રાજા (કુમા-

૧ સર્વ વ્યયના અધિકારી બનાવ્યા

રપાળ) પોતે જાણતાં છતાં પણ નિર્ગ્રંથને અનઘ સુપાત્રદાન આપી ન શક્યો, તે પોતાના પવિત્ર ચરિત્રથી સ્વર્ગે ગયો, પરંતુ પોતાના મનમાં રહી ગયેલી સુપાત્ર દાનની ઇચ્છાથી તે જાણે ગુર્જર ભૂમિમાં વસ્તુપાલરૂપે અવતર્યો હોય એમ ભાસે છે.' આ પ્રમાણે શ્રીનરચંદ્ર ગુરૂના ઉપદેશામૃતનું પાન કરીને આનંદસાગરમાં ખુડતો સતો કોણ વિસ્મય ન પામ્યો ? સર્વ વિસ્મિત થયા.

એ અવસરે રાજાએ પ્રેરણા કરેલા કવિઓ વર્ણનીય ગુણોના ભંડારરૂપ એવા મંત્રીને પુનઃ વર્ણવવા લાગ્યા. તેમાં હરિહર કવિ બોલ્યો કે–'વસુધાના વિષ્ણુરૂપ વીરધવલ રાજાને પણ ધન્ય છે કે જેનો અદ્ભુત મહિમા પ્રતિદિન જાગ્રત છે. સૂર્ય અને ચંદ્ર સમાન તેજસ્વી એવા આ બંને મંત્રીઓ ખરેખર ! તેનાં લોચનરૂપજ છે. હે વસ્તુપાલ ! જન્મથી યત્નપૂર્વક સુકૃત કરતાં છતાં તારામાં જો મેં કંઇ પણ દૂષણ જોયું હોય તો એજ છે કે–કલ્પવૃક્ષના એક પલ્લવની કાંતિનો આધાર લઇનેજ આ તારો હાથ કલ્પવૃક્ષનો તિરસ્કાર કરે છે. આ દૂષણને કોણ કબુલ ન કરે ?' પછી દામોદર કવિ બોલ્યો કે–'ઉદયનસુત (વાગ્ભટ) સ્વર્ગસ્થ થતાં વર્ત્તમાન અધિકારીઓના દ્વારથી નિવૃત્ત થઇને અર્થીજનો દૂરથીજ વિરામ પામે છે, પણ ભાગ્યયોગે આ નિર્મળ અને વિશાળ વસ્તુપાલ સર્વ સજ્જનોના મનોરથ પૂર્ણ કરે છે, માટે આ કળિકાળમાં હવે અન્ય આલંબનથી સર્યું.' ત્યારપછી મદન કવિ બોલ્યો કે–'રાજ્યલક્ષ્મીનું પાલન અને વિદ્વાનોનું લાલન કરવામાં શ્રીવસ્તુપાલની મતિ સદા આલસ્ય રહિતજ છે.' પછી સોમેશ્વર કવિ બોલ્યો કે–'શ્રીવસ્તુપાલ મંત્રીથી પ્રાપ્ત થયેલાં મુગટ, કડાં, મુદ્રિકાઓ, તિલકો, બાજુબંધ, હાર અને રેશમી વસ્ત્રોથી અલંકૃત થઇને પોતાને ઘરે આવેલા વિદ્વાનો પોતાની આકૃતિ ફરી જવાથી વિવિધ શપથ (સોગન) દઇને મહા મહેનતે પોતાની સ્ત્રીઓને પ્રતીતિ પમાડી શકે છે.' આ પ્રમાણેની સ્તુતિથી સંતુષ્ટ થયેલા અને દાતારોમાં અગ્રેસર એવા મંત્રીશ્વરે રાજાની અનુમતિથી એ સર્વેને પૃથક્ પૃથક્ એક એક લક્ષ દ્રમ્મ આપ્યા. એવામાં અમરચંદ્ર નામના કવીશ્વરને નિદ્રાવશાત્ શિરને આમ તેમ કંપાવતા જોઇને ધીમંતોમાં મુગટ સમાન એવા વસ્તુપાલે કહ્યું કે–'યોગવેત્તા-

એમાં પ્રશંસનીય અને આવી શ્રેષ્ઠ રાજસભામાં બિરાજતા એવા તમે કેમ નિદ્રારૂપ લલનાની લીલાને અત્યંત વશ થઇ ગયા છો ?' આ પ્રમાણેના સુધાસિંચન સમાન તેમના વાક્યથી તેણે તરત જાગ્રત થઇને કહ્યું કે-હે મંત્રીંદ્ર! યોગીઓને કદાપિ નિદ્રા ન હોય, પરંતુ અમે સાવધાન થઇને લક્ષ્મી અને વિષ્ણુની પરસ્પર થતી વાત સાંભળીએ છીએ. વિષ્ણુ કહે છે કે-હે લક્ષ્મી પ્રિયે! આજે કેમ તારૂં મુખ શ્યામ થઇ ગયું છે?' લક્ષ્મી બોલી કે-હે નાથ! આપની મતિ મંદ થઇ ગઇ લાગે છે, જેથી સંઘના પ્રવાસથી ઉડનાર રજવડે થનારો મારા તાતનો (સમુદ્રનો) અસાધારણ વિનાશ શું તમે નથી જાણતા?' વિષ્ણુએ કહ્યું કે-'હે ભયભીત પ્રિયતમા! તું ડરીશ નહીં, કારણ કે સંઘેશ લલિતાપતિ જિનપતિના સ્નાત્રજળની નીક વહેવડાવીને એ સાગરને પાછો ગંભીર બનાવી દેશે, માટે સંતુષ્ટ થા.' આ પ્રમાણેની તે કવિની અદ્ભુત અર્થોત્પત્તિ સાંભળીને પ્રસન્ન થયેલા મંત્રીશ્વરે તેનું સિંહાસન સર્વ કવિની પહેલાં મંડાવ્યું.

પછી વીરધવળ રાજાએ વસ્તુપાલને કહ્યું કે-'શ્રીસ્તંભતીર્થપુરમાં તમે બહોંતેર દેવકુલિકા યુક્ત શ્રીવાટક નામે નવું ચૈત્ય કરાવ્યું છે કે જે જોવાથી અતિશય આનંદ થયો છે. હવે જેમ કુમારપાળ રાજાએ તીર્થયાત્રા કરી તેમ તમે પણ પોતાના રાજ્યની સુસ્થિતિને સૂચવનાર અને પાત્રોને અર્થે સાધનરૂપ થઇ પડે એવી અપૂર્વ તીર્થયાત્રા કરો.' આ પ્રમાણે આશીષ આપીને રાજા પોતાના સ્થાને ગયો.

હવે મંત્રીશ્વરે સંઘપતિની પદવી પામીને વિવિધ ગામો અને નગરાદિકમાં સર્વત્ર એવી ઉદ્ઘોષણા કરાવી કે-'તીર્થયાત્રાએ આવતાં, જેમને વાહન, આસન, ભાતું, સહાય અને ધનાદિક જોશે તે રસ્તામાં હું બધું પૂરૂં પાડીશ.' પછી મુહૂર્તવેળા થતાં જ્યારે તેમણે પ્રયાણ કર્યું ત્યારે ઉભય પક્ષે વિશુદ્ધ અને વસુધા પર આવેલી સાક્ષાત્ ચતુર્વિધ ધર્મલક્ષ્મીઓ હોય તેવી ઉદ્દામ હાથણી પર બેઠેલી ચાર કન્યાઓ તેમના પર ત્રણ છત્ર ધારણ કરવા લાગી. કેટલીક સધવા યુવતિઓ કંકણ અને મેખલાનો અવાજ કરતી પ્રતિક્ષણે તેમના પર ચામર ઢાળવા લાગી. ઉદાર શૃંગાર ધારણ કરીને રથમાં બેઠેલી કેટલીક લલનાઓ આનંદ સહિત ધવલ મંગલ ગાવા લાગી. એવી રીતે ત્રિવિધ

વાજિંત્રના નાદથી ત્રણે જગતને આશ્ચર્ય પમાડતા, પંચવર્ણની ધ્વજાઓથી આકાશમંડળને ચિત્રમય બનાવતા, પવિત્ર કુંકુમજળથી મહીતલને સિંચતા અને શ્રદ્ધાયુક્ત સંઘપતિઓની સાથે જિનેશ્વર ભગવંતની પૂજા કરતા, અન્ય જિનાલયોથી પરિવૃત્ત એવા પોતાના નવીન દેવાલયને વિધિપૂર્વક આગળ કરીને બુદ્ધિના ભંડાર એવા વસ્તુપાલ મંત્રીશ્વરે સિદ્ધિસૂચક શકુનો થતા પોતાના અનુજ બંધુ તેજપાલ, સર્વ સંઘપતિઓ તથા પરિવાર સાથે પ્રસ્થાન કર્યું

હવે તે વખતે તીર્થયાત્રાની આવા પ્રકારની સામગ્રી તેમની સાથે હતી –છત્રીશ પ્રકારના હથિયારો લઈને રણભૂમિમા યુદ્ધ કરવાને તૈયાર થયા હોય એવા ચાર હજાર પ્રબળ અસવારો સહિત મંત્રીએ સંઘરક્ષાને માટે નિયુક્ત કરેલા સોમસિંહ વિગેરે ચાર પ્રૌઢ રાજાઓ સર્વની આગળ ચાલતા હતા તેમની પાછળ ગજઘટાના ઘટાનાદથી ગગનને વાચાલિત કરનાર એવા આઠ મહાશ્રાવકો ગજારૂઢ થયેલા દિગિંદ્રોના જેવા ચાલતા હતા તેમની સાથે એક હજાર દુકાનો હતી કે જ્યાથી યાત્રિક લોકો સર્વે મંત્રીને ખાતે લખાવીને પોતાની ઇચ્છાનુસાર સર્વ વસ્તુઓ લેતા હતા મંત્રીએ સન્માનપૂર્વક બોલાવેલા લાખો શાસનના પ્રભાવક એવા સંઘપતિ શ્રાવકો સાથે ચાલતા હતા ચોવીશ મોટા હાથીદાંતના બનાવેલા રથો સાથે હતા, અને અશ્વોથી શોભતા બે હજાર કાષ્ઠના રથો સાથે હતા પચાસ હજાર ગાડાઓ બધા માણસોને બેસવા માટે હતા અને અઢારસો વેગગામી ગાડીઓ હતી શિર પર ધરવામા આવેલા શશાંકમંડળ જેવા શ્વેત છત્રોથી સંઘપતિ શ્રાવકો સાક્ષાત્ મહેશ્વર સમાન લાગતા હતા સુકૃતશાળી શ્રીસંઘલોકો પર ઓગણીશસો દિવ્ય છત્રો છાયા કરી રહ્યા હતા ગંગાના કલ્લોલ સમાન ઉજ્જ્વળ અને આતપની ગ્લાનિને દૂર કરનાર એવા ત્રણ હજાર ચામરો ઢળાતા હતા રેશમી વસ્ત્રોથી સંવૃત, રથ સમાન વિશાળ તથા સેવકો વહન કરે એવી ચાર હજાર પાંચસો ને પાંચ (૪૫૦૫) શ્રેષ્ઠ પાલખીઓ હતી અઢારસો સામાન્ય ગાડીઓ અને અઢારસો સુખાસનો હતા બાવીશસો તપસ્વી સાધુઓ અને અગીયારસો દિગંબરો હતા (૪૦૮) મોટા રથો હતા અને (૩૩૦) રથો વૃષભોથી શોભતા અને રત્નોથી જડેલા હતા સંઘમા બધા મળીને

સાત લાખ માણસો હતા. (૩૦૩) માગધ લોકો અને (૪૦૦૦) અશ્વો હતા. લોકોને આનંદ આપે તેવી વસ્તુપાલની' આ પ્રમાણેની ઋદ્ધિ સાથે હતી. વળી સમચોરસ, નિબિડ, ઉન્નત અને એક સ્તંભીયા મહેલ જેવા અન્ય શ્રાવકોના હજારો તંબુઓ સાથે હતા. તેમાંસાત હજાર મોટા કિમતી તંબુઓ હતા, કે જે વસુધા પર પણ વિમાનની શોભાને દર્શાવતા હતા. જાણે પુણ્યશ્રીને પ્રકટ કરતી હોય એવી પચીશ હજાર મોટી પતાકાઓ ચારે બાજુ શોભતી હતી. આ સર્વ ઉજ્જવળ તંબુઓના મધ્યમાં ગુણોજ્જવળ એવા શ્રી વસ્તુપાલ મંત્રીનો પાંચ વર્ણનાં રેશમી વસ્ત્રોથી રમ્ય, માણિક્ય અને સુવર્ણના કલશાંકિત શિખર યુક્ત, અને સતત અપાતા સુપાત્રોને ઇચ્છિત દાનરૂપ જળથી જેનું આંગણું સિક્ત છે એવો તેમજ ગુણવંતોને પણ વર્ણનીય એવો રમ્ય તંબુ ખરેખર! પુષ્પસમૂહથી સુવાસિત થયેલ ઇંદ્રભવનની ઉપમાને ધારણ કરતો હતો. આ બધી એકાતપત્ર જિનશાસનના સામ્રાજ્યને સૂચવનારી સામગ્રી હતી.

શુભ મુહૂર્તે શુભ શકુનોપૂર્વક વિબુધ જનોના સ્વાભાવિક બંધુ એવા મંત્રીશ્વરે પોતાના સ્વામીની આજ્ઞાથી પોતાના સમસ્ત બંધુવર્ગ સાથે જે વખતે પ્રસ્થાન કર્યું તે વખતે ફળ અને પુષ્પો જેના હાથમાં છે એવી પ્રેમદાને સામે આવતી જોઇને આનંદ પામતા મંત્રીશ્વરે પોતાના મનમાં 'નિર્વિઘ્ને તીર્થયાત્રા થશે' એવો નિશ્ચય કરી લીધો. પછી ક્ષણભર વટવૃક્ષની નીચે ઉભા રહીને પોતાની પાછળ આવેલા સ્વજનોને પાછા વાળી અધ્વગામી એવા તે સુશ્રાવકે વામભાગમાં (ડાબી બાજુએ) ખરનો સ્વર સાંભળ્યો, એટલે તે પણ એક શુકન વિશેષ થયું.

ઇંદ્રિયનિગ્રહને માટે વસ્તુપાળ જો કે નિરંતર કેટલાક નિયમો પાળતા હતા, તથાપિ આ વખતે તેણે કેટલાક વિશેષ નિયમો ગ્રહણ કર્યા. સુજ્ઞ જનો જો કે સ્વભાવેજ પવિત્ર હોય છે, તથાપિ અધિક પવિત્રતા પ્રાપ્ત કરવાનો તેમને વધારે લોભ હોય છે.

સંઘમાં તોરણ સહિત સાતસો દેવાલયો હતાં અને નાના દેવાલયોની તો સંખ્યાજ થાય તેમ નહોતું. યાત્રિક લોકોના મનોરથ પૂરતી એવી શ્રી અબિકાદેવી સિંહ પર આરૂઢ થઇને

સંઘની આગળ ચાલતી હતી. નિરંતર વિઘ્નને દૂર કરનાર અને જગતના સંકટનું હરણ કરનાર એવો ગજગામી કપર્દી યક્ષ પણ સંઘરક્ષાને માટે સદા જાગ્રત હતો. એ બંને દેવ દેવીના પ્રભાવથી તીર્થનો માર્ગ અતિ દુર્ગમ છતાં અન્ન પાનાદિના લાભથી અંતરાયરહિત અને સર્વત્ર સુગમ થઇ ગયો. 'સરસ્વતીકંઠાભરણ, છએ દર્શનોને કલ્પવૃક્ષરૂપ, ઔચિત્ય ચિંતામણિ, સંઘપતિ, આર્હત્ ધર્મની ધુરાને ધારણ કરવામાં ધુરંધર, ભોજરાજ સમાન, કવિ ચક્રવર્ત્તી, સમસ્ત ચૈત્યોદ્ધારમાં સાવધાન, દાનવીર, કળિકાળનો કાળ અને જિનાજ્ઞા-પાલક' ઇત્યાદિ બિરૂદશ્રેણિને બોલતા કવિવરોથી પરિવૃત, સ્ફુરાયમાન યશસ્વી, જેની આગળ રંગબેરંગી ધ્વજાઓ શોભી રહી છે એવો, છત્ર અને ચામરોથી મંડિત, લીલાથી ઉત્તુંગ ગજ પર આરૂઢ થયેલો અને પ્રૌઢતા યુક્ત સચિવાધીશ વસ્તુપાલ આગળ ચાલ્યો. લીલાપૂર્વક સુખાસન પર આરૂઢ થયેલી, માર્ગમા વાંછિતાર્થ આપવાથી અર્થી જનોને આનંદ પમાડતી, ત્રિવિધ શીલ પાળતી, તપ તથા પૂજામાં પરાયણ અને છત્ર ચામરથી સુશોભિત એવી લલિતા દેવી પણ તીર્થયાત્રા નિમિત્તે સાથે ચાલી વળી પોતાના તેજથીજ નક્ષત્રોનો દિવાકર તિરસ્કાર કરે તેમ રણોત્સાહી શત્રુઓનો તિરસ્કાર કરતો, વિસ્ફુરિત કાંતિવાળો, ચોતરફથી સંઘની રક્ષા કરવાને માટે નિયુક્ત થયેલો, ચાલાક પુરૂષોમાં અગ્રેસર, દિવ્ય શ્વેત આતપત્ર તથા ચામરોથી વિરાજિત, પંચરત્ન નામના અશ્વ પર આરૂઢ થયેલો, વિજયી અને વિશાળ સંપત્તિથી ઇંદ્ર સમાન શોભતો તેજપાલ મંત્રી પણ સાથે ચાલ્યો. તેમજ માર્ગમાં પણ અતિથિસંવિભાગવ્રતને ત્રિકરણયોગે બરાબર પાળતી, શીલ અને સમ્યક્ત્વથી ઉજ્જ્વળ, અને બાળ, ગ્લાન, આર્ત્ત તેમજ વૃદ્ધ એવા શીલવંત સાધુઓને વિધિપૂર્વક યથાયોગ્ય વસ્તુઓનું દાન દેતી અનુપમા દેવી પણ સાથે ચાલી. રોગાર્ત્ત મુનિને રોગ શાંત થાય તેવું પ્રાસુક ઔષધ આપતી, સર્વ સાધુઓને સદા પ્રવર ભોજ્ય વસ્તુ આપતી, વસ્ત્રના ઇચ્છકને વસ્ત્ર આપતી અને સુપાત્રને ભક્તિપૂર્વક પાત્ર આપતી એવી તે પુણ્યવતી અનુપમા દેવી જિનશાસનમાં એક સુવિખ્યાત માતા સમાન હતી.

શ્રીમાન્ શ્રમણસંઘ સહિત સર્વત્ર મનુષ્યોના મનોરથોને પૂરતા,

વિધિપૂર્વક જિનપ્રતિમાની અષ્ટવિધ પૂજા કરતા, ધર્મવૃદ્ધિને માટે સર્વત્ર સપ્ત ક્ષેત્રોનો ઉદ્ધાર કરતા, હજારો શ્રાવકોને ગૌરવ સહિત ભોજન કરાવતા, ગુણવંત એવા સર્વ સાધુઓને નિરંતર વંદન કરતા અને સદાચારમાં પરાયણ એવા તે બંને ભ્રાતા તીર્થયાત્રા નિમિત્તે ચાલતાં અનુક્રમે વર્ધમાન નામના મહાપુર પાસે આવી પહોંચ્યા. ત્યાં નિર્મળ જળસંપત્તિવાળા સરોવરને તીરે તે બંને સંઘપતિ સારા ઘર જેવા મોટા તંબુ નખાવીને તેમાં રહ્યા. એટલે બીજા સંઘપતિ શ્રાવકો પણ ત્યાં પડાવ કરીને પોતપોતાનાં ચૈત્યમાં ગીત, નૃત્ય અને વાજિત્રોથી મનોહર એવા સ્નાત્રોત્સવ કરવા લાગ્યા.

હવે તે નગરમાં આસ્તિક જનોના મુગટ સમાન, અતિશય તેજસ્વી, પુણ્યકર્મથી પ્રખ્યાત, સમ્યગ્દૃષ્ટિપણાથી વિશિષ્ટાત્મા, બાર વ્રતમાં નિશ્ચળ અને શ્રીમાળીના કુળરૂપ આકાશમાં સૂર્ય સમાન રત્ન નામે શેઠ રહેતો હતો. ક્ષીરસાગર સમાન તેના ઘરમાં દુધ સમાન ગૌરવર્ણી, સાત પૂર્વજોથી પૂજિત, સર્વ સંપત્તિને પૂરનાર, સાક્ષાત્ પુણ્યસમૂહરૂપ અને દેવતાઓથી સેવ્યમાન દક્ષિણાવર્ત્ત શંખ હતો. તે રાત્રિએ રત્નના કરંડીયામાંથી બહાર નીકળી ઘરમાં સર્વત્ર ભમતાં પ્રસન્ન થઈને ઘુમઘુમ ધ્વનિ કરતો હતો. એટલે વૈભવથી રતિની જેમ તેના પ્રભાવથી તેની ચતુરંગ સમૃદ્ધિ વૃદ્ધિ પામતી હતી. વસ્તુપાલ મંત્રીનો સંઘ નજીક આવ્યો, તે વખતે રાત્રિએ નિદ્રાધીન થયેલા તે શ્રેષ્ઠીને પ્રભાત સમયે સ્વપ્નમાં આવીને તેણે કહ્યું કે-"હે શ્રેષ્ઠિન્! તમારા પૂર્વજોના અગણિત પુણ્યને વશ થયેલો હું ચિરકાળથી તમારા વિશાળ ગૃહમાં વાસ કરૂં છું. તમારા સાત પૂર્વજો નિર્વિઘ્ને ધર્મકાર્યો કરતાં મારા પ્રભાવથી પ્રાપ્ત થયેલ સંપત્તિનું ફળ પામ્યા છે. વળી હે મહાભાગ! વિવેકથી નિર્મળ સ્વભાવવાળા એવા તમે પણ શુભ વર્ણવાળી પ્રતિમાઓ યુક્ત નવાં જિનચૈત્યો કરાવી, અનેક ચૈત્યોના જીર્ણોદ્ધાર કરાવી, સ્વામિવાત્સલ્ય, દીન જનોની અનુકંપા, જિનબિંબોની પ્રતિષ્ઠાઓ અને તીર્થયાત્રાદિક-મહોત્સવોથી પુણ્યવંત પ્રાણીઓના ભવતાપને હરતા સતા મારા નિવાસનું સમ્યગ્ ફળ મેળવ્યું છે. હે મહાભાગ! હાલ આ કળિકાળમાં સૂર્યની જેમ જિનશાસનને દીપાવનાર અને ઇંદ્ર સમાન તેજસ્વી એવો વસ્તુપાલ

મંત્રી ભાગ્યના સિંધુરૂપ પોતાના બંધુ સહિત શ્રી શત્રુંજયની યાત્રા કરવા જતાં આજે આ નગરની બહાર સરોવરને તીરે આવીને રહેલો છે. આ ભરત ક્ષેત્રમાં અત્યારે એના સમાન જિનશાસનનો પ્રભાવક બીજો કોઇ નથી, કારણ કે પૂર્વે શ્રી ભરત તથા સગર ચક્રવર્ત્તી, પાંડવો, કૃપાવંતમાં તિલક સમાન ચૌલુક્ય ભૂપતિ કુમારપાળ, મંત્રી જાવડશાહ અને વાગ્ભટ વિગેરે જે જે પ્રસિદ્ધ સંઘપતિઓ થઇ ગયા છે તેમની સદૃશજ અત્યારે આ શ્રી વસ્તુપાલ સંઘપતિ છે, માટે હે બુદ્ધિના નિધાન! સર્વથા ગુણવાન્ તથા સુપાત્રરૂપ એ અતિથિનો સત્કાર કરવા માટે મને આગળ કરીને તમે તમારા આત્માને પુણ્યગરિષ્ઠ કરો. અર્થાત્ મને તેમના હસ્તમાં અર્પણ કરો, કારણ કે સુપાત્રનો યોગ, મહાશ્રદ્ધા, અવસરે યથોચિત દાન અને ધર્મસાધનની સામગ્રી-એ અલ્પ પુણ્યથી પ્રાપ્ત થતાં નથી."

આ પ્રમાણેનું શંખાધિષ્ઠાયક દેવનું વચન સાંભળીને તે રત્ન શ્રેષ્ઠી જાગ્રત થયો અને પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતો સતો વિચારવા લાગ્યો કે-"આ સ્વપ્ન ખરેખર! મને સાક્ષાત્ એક ઉપાલંભરૂપ છે, માટે હવે મારે પુણ્યકાર્યમાં વિશેષે ઉદ્યમ કરવો યોગ્ય છે, કારણ કે— ધર્મમાં જેનું મન અવિચ્છિન્ન દૃઢ હોય તેને દેવો પણ વશવર્ત્તી રહે છે, વિઘ્નો વિનાશ પામે છે અને ઇષ્ટ સંપત્તિ પ્રાપ્ત થાય છે." આ શંખની સહાયથી મેં પૂર્વે બહુવાર યાત્રાઓ કરીને ક્લિષ્ટ કર્મથી બંધાયેલાં પાપનું સારી રીતે શોધન કર્યું છે, વળી અહીં વર્ધમાન (વઢવાણ) નગરમાં માણિક્યની પ્રતિમાયુક્ત શ્રીવર્ધમાન સ્વામીનું નવું ચૈત્ય મેં કરાવ્યું છે કે જે બાવન મોટી દેવકુલિકાયુક્ત અને સુવર્ણના દંડ અને કળશથી ગગનમંડળને પ્રકાશિત કરતું શોભી રહ્યું છે. વળી પોતાની શક્તિ પ્રમાણે જીર્ણ જિનચૈત્યોનો અને સ્વજનાદિકનો મેં ઉદ્ધાર પણ કર્યો છે, અને એના પ્રભાવથી પુત્ર પૌત્રાદિક સંતતિને ઔઢ મહોત્સવપૂર્વક વિશુદ્ધ વંશની કન્યાઓ સાથે પાણિગ્રહણ કરાવ્યાં છે, પરંતુ સજ્જનોને પણ શ્લાઘનીય અને પોતાના મન માનતું એવું શ્રી સંઘવાત્સલ્ય ઉંચા પ્રકારનું મેં પૂર્વે કદાપિ કર્યું નથી, તેથી પ્રશસ્ત કીર્ત્તિયુક્ત એવા સમસ્ત શ્રી સંઘના લોકોની સાથે અત્યારે શ્રી વસ્તુપાલ મંત્રીનું વાત્સલ્ય કરવું મને ઉચિત છે." આ

પ્રમાણે વિચાર કરીને શય્યામાંથી ઉઠી નિર્મળ પુણ્યથી આઢ્ય અને પવિત્રાત્મા એવા રત્ન શ્રેષ્ઠીએ પ્રથમ ષટ્વિધ આશ્યક ક્રિયા આચરી અર્થાત્ પ્રતિક્રમણ કર્યું. પછી ભગવંતની પ્રતિમાની અષ્ટવિધ પૂજા કરીને તેણે સ્નિગ્ધ દુગ્ધથી દક્ષિણાવર્ત્ત શંખનું મજ્જન કર્યું, ત્યારપછી કાર્યકુશળ એવા ભાગ્યવંત જનોથી પરવરેલો રત્ન શ્રેષ્ઠી અશ્વરત્ન પર આરૂઢ થઇને મંત્રીની સન્મુખ આવ્યો, અને ગંગાનો પ્રવાહ જેમ સાગરને મળે તેમ સંઘરૂપ સાગરમાં રહેલા સુજ્ઞ જનોને મળીને તેણે સર્વને પ્રસન્ન કર્યા. મંત્રિરાજે પણ ગુણોથી ગરિષ્ઠ, જ્ઞાતિસંપત્તિથી જ્યેષ્ઠ અને ભક્તિથી નમ્ર એવા તે શ્રેષ્ઠીને યોગ્ય સન્માન આપ્યું, એટલે શ્રીમાન્ મંત્રીરૂપ સૂર્ય પાસેથી પ્રસાદ પામીને રત્ન શ્રેષ્ઠી કલાવાન્ (ચન્દ્ર)ની જેમ સદાચારી (નક્ષત્ર) મંડળમાં ગૌરવને પામ્યો. પછી અવસર મેળવીને સંઘપતિ શ્રાવકોમાં અગ્રેસર એવા શ્રી મંત્રીશ્વરને તેણે વાત્સલ્ય માટે નિમંત્રણ કર્યું. ગુણના ભંડારરૂપ તે શેઠનો આગ્રહ જોઇને મતિમાન્ તથા સર્વ જનોમાં અગ્રેસર એવા શ્રી વસ્તુપાલ મંત્રીશ્વરે પ્રૌઢ સંઘપતિ શ્રાવકોની સંમતિ લઇને તેના ઘરે ભોજન કરવાનું કબૂલ કર્યું "સજ્જનો કદાપિ કોઇની પ્રાર્થનાનો ભંગ કરતા નથી."

પછી પુણ્યવાન્ અને મનમાં પ્રસન્ન થયેલા એવા રત્ન શ્રેષ્ઠીએ પોતાના ઘરે જઇને સંઘના વાત્સલ્ય માટે તૈયારી કરાવવા માંડી. તે કાર્યમાં તેના અસાધારણ સૌજન્યગુણથી વશ થયેલા એવા સુજ્ઞ પૌરજનોએ તેને પૂરતી સહાયતા કરી. એટલે શ્રીસંઘના વાત્સલ્યને માટે કરવાની સામગ્રી તરતમાંજ તૈયાર થઇ ગઇ, કારણ કે 'ઉદાર પુરૂષોને સર્વ જનો બધા પ્રકારની સહાયતા આપે છે.' તે વખતે સંઘભક્તિના કાર્યમાં,પુણ્યવાન્ એવા તેણે ધન ખરચવાનો કંઇ હિસાબજ ન રાખ્યો, કારણ કે તેવી ગણના તો પરિમિત ધનવાળાનેજ હોય છે, અનર્ગળ ઋદ્ધિવાળાને હોતી નથી.

બીજે દિવસે પ્રભાતે ઉત્સાહથી શ્રીસંઘને પોતાને ઘરે બોલાવીને રત્ન શ્રેષ્ઠીએ આ પ્રમાણે તેમની નિર્દોષ ભક્તિ કરીઃ—પ્રથમ તો પોતાના ગૃહાંગણે આવેલા શ્રીસંઘપતિ શ્રાવકોને મુક્તિના અભિલાષી એવા તેણે મુક્તાફળથી વધાવ્યા. પછી સુગંધી જળથી તે

શ્રાવકવર્યોના તેણે ચરણ ધાયા અને પાતાના આત્માને નિર્મળ બનાવ્યો. પછી યાત્રાળુ શ્રાવકોને તેણે સર્વ શક્તિ અને યુક્તિપૂર્વક પુષ્કળ ઘૃત નાખીને તૈયાર કરવામાં આવેલાં પકવાન્નો જમાડ્યા. શર્કરાયુક્ત અને ચાર પ્રકારના મસાલાથી મિશ્ર એવા સ્વચ્છ અને ઉકાળેલા દુધથી તેણે શ્રીસંઘના લોકોને તાપવર્જિત કર્યા. ભોજનાનંતર દિવ્ય તાંબૂલથી તેણે સંઘના લોકોને સુવાસિત મુખવાળા અને શીતલ ચંદનદ્રવના વિલેપનથી શીતલ દેહવાળા કર્યા. ત્યારપછી કલ્યાણના નિવાસરૂપ શ્રેષ્ઠીએ સુગંધી પુષ્પમાળાથી અને વસ્ત્રોથી ભક્તિપૂર્વક સર્વના સત્કાર કર્યો, કારણ કે 'વસ્ત્ર, અન્ન, જળ અને પુષ્પાદિકથી જેઓ યાત્રિક જનોનો સત્કાર કરે છે તેમને ઘરે બેઠાં તીર્થયાત્રાનું ફળ મળે છે.'

હવે વસ્તુપાલ અને તેજપાલ મંત્રીની રત્ન શ્રેષ્ઠીએ કેવી રીતે ભક્તિ કરી તે કહે છેઃ-પ્રથમ તે બંને મંત્રીઓને સુવર્ણાસન પર બેસારીને સ્નિગ્ધ મનવાળા એવા તેણે પોતે જાણે ક્ષીરસમુદ્રમાંથી આણેલ હોય તેવા દુધથી જગતની આપત્તિને દલિત કરનાર એવા તેમના ચરણ ધાયા, પછી ઉષ્ણ ગંધોદકથી તેમને ન્હવરાવ્યા અને ધોયેલાં દિવ્ય વસ્ત્ર તેમને ભક્તિપૂર્વક પહેરાવીને પોતાના જિનચૈત્યમાં લઇ જઇ તેમના હાથે વિધિપૂર્વક જિનપૂજા કરાવી. પછી આદેશ પ્રમાણે તરતમાંજ તૈયાર કરવામાં આવેલ, જગતમાં અદ્ભુત, સ્વાદિષ્ટ, શ્લાઘ્ય અને ભાગ્યહીન જનોને દુષ્પ્રાપ્ય એવી વસ્તુઓ સુવર્ણ, રજત અને માણિક્યના ભાજનમાં પીરસીને તેણે સાર પરિવાર સહિત ભાગ્યવંત એવા તેમને ગૌરવપૂર્વક ભોજન કરાવ્યું. ભોજનાનંતર તેમને સિંહાસન પર બેસારી દિવ્ય પટકુળાદિકથી તેમનો સત્કાર કરીને રત્ન શ્રેષ્ઠીએ દુગ્ધપૂર્ણ મણિસ્થાળમાં સ્થાપન કરીને રાજહંસ સમાન ઉજ્જ્વળ એવો દક્ષિણાવર્ત્ત શંખ તેમની દૃષ્ટિએ કર્યો, અને વિનયથી અંજલિ જોડીને તેણે કહ્યું કે-'મારા પર અનુગ્રહ કરીને આ દક્ષિણાવર્ત્ત શંખને તમે ગ્રહણ કરો.' એટલે દૃષ્ટિને ઉત્સવરૂપ અને પૂર્ણેંદુ સમાન નિર્મળ એવા તે શંખને જોઇને ચકોરની જેમ વસ્તુપાલ મંત્રી પરમ હર્ષને પામ્યો. પછી શ્રેષ્ઠીના શંખ લેવા માટે પૂર્ણ આગ્રહ છતાં તેને નહીં સ્વીકારવાથી તેને કંઇક દુભાયેલ જાણીને મંત્રીશ્વરે સમ-

રત ઉદાર જનોમાં મુગટ સમાન અને નિર્મળ ગુણોથી ઉજ્જવળ એવા શ્રી રત્ન શ્રેષ્ઠીને ગૌરવ સહિત પોતાના અર્ધાસન પર બેસારી સરલતાપૂર્વક સુધા સમાન મધુર વચનથી કહ્યું કે—"હે શ્રેષ્ઠિન્! સર્વ રાજાઓમાં અગ્રેસર એવો શ્રી વીરધવલ રાજા મહોત્સવરૂપ પુણ્યથી પોતાની પ્રજા પર બહુજ પ્રેમ ધરાવે છે. તેના અમે દુર્જન કે પિશુન સેવકો નથી, પણ ભાગ્યવંત પૂર્વજોના વંશમાં ઉત્પન્ન થયેલા અને જિનાગમને જાણનારા શ્રાવકો છીએ. વળી અત્યારે તો દંભરહિતપણે અમે વધારે લોભમુક્ત બન્યા છીએ, કારણ કે કુલીન અને ઉત્તમ સેવકો રાજાને અનુસરીનેજ ચાલે છે, તેથી પુણ્યકર્મથી માનનીય એવા આપના આ ઉત્કૃષ્ટ સંપત્તિને આપનારા દક્ષિણાવર્ત્ત શંખને અમે ગ્રહણ કરનાર નથી. હે પુણ્યાત્મન્! તમેજ એની સહાયતાથી ઘણાં પુણ્યકાર્યો કરતાં સંપત્તિથી સદા વૃદ્ધિ પામો. વળી સમ્યગ્દૃષ્ટિ જનોમાં મુગટ સમાન એવા આપનાથી શ્રી જિનશાસનરૂપ સમુદ્ર પરમ વૃદ્ધિને પામો. 'મહાપુરૂષો પણ પોતાના ઘરની સંપત્તિને ઇચ્છે છે.' વળી વસુધા પર દાનધર્મના આધારરૂપ એક તમેજ છો, માટે હે રત્નશ્રેષ્ઠિન્! પૂર્વજોથી પૂજિત એવા આ શંખરત્નને ગૃહદેવતાની જેમ પ્રયત્નપૂર્વક તમારા ઘરમાંજ સ્થાપન કરો." આ પ્રમાણે તેમના વચનરસથી અંતરમાં આનંદ પામેલા રત્ન શ્રેષ્ઠીએ સ્વપ્નમાં શંખે કહેલ ઉપાલંભરૂપ બધો વૃત્તાંત તેમને કહી સંભળાવીને કહ્યું કે—"આ કળિયુગમાં આપના સમાન કોઇ પાત્ર નથી અને દક્ષિણાવર્ત્ત શંખ સમાન આપવા લાયક બીજી ઉત્તમ વસ્તુ પણ નથી. વળી હે મંત્રિન્! હવે એ મારા આવાસમાંથી જવાની ઇચ્છા કરે છે અને વિષ્ણુના હસ્ત સમાન વિશાળ લક્ષણવાળા એવા તમારા ભવનમાં આવવાને ઇચ્છે છે, માટે હે સ્વામિન્! મારાપર પ્રસાદ કરીને એનો તમે સ્વીકાર કરો, અને મારી પ્રાર્થનાનો ભંગ ન કરો." આ પ્રમાણેના રત્ન શ્રેષ્ઠીના અત્યંત આગ્રહથી સમુદ્ર પાસેથી વિષ્ણુની જેમ શ્રી વસ્તુપાલ મંત્રીએ તેની પાસેથી પાંચજન્ય સમાન ઉજ્જવળ એવા તે શંખરત્નનો પ્રયત્નપૂર્વક સ્વીકાર કર્યો. તે વખતે હાથમાં રહેલા તે શંખથી મંત્રીશ્વર સત્યભામા સહિત વિષ્ણુ સમાન શોભવા લાગ્યા. પછી મંત્રીએ વિનયપૂર્વક તેમને બહુ-

માન આપી યાત્રાનું નિમંત્રણ કરીને તેની પાસેથી રજા લીધી. ઔચિત્યપૂર્વક નિષ્કપટ ભાવે શ્રી સંઘનું વાત્સલ્ય કરીને રત્ન શ્રેષ્ઠીએ બહુ પુણ્ય ઉપાર્જન કર્યું. ત્યારપછી વિધિપૂર્વક સંઘપૂજા કરતાં તેણે વિવિધ દેશોથી આવેલા એવા યતિજનોને ઉચિત પવિત્ર વસ્ત્ર પાત્રાદિક તથા શીતને અટકાવે તેવાં કંબળો આપીને સર્વ ગચ્છોના પ્રત્યેક આચાર્યની ભક્તિ કરી.

. પછી વૃદ્ધગચ્છના સ્વામી અને ઔચિત્યને બરાબર જાણનાર એવા શ્રીદેવપ્રભસૂરિએ ધર્મોપદેશ આપ્યો કે-"શ્રીસંઘનું વાત્સલ્ય, ઉદાર ભાવના, કૃતજ્ઞતા, સર્વ જનો પર અનુગ્રહ, જિનભક્તિ અને ગુણવંત જનોનું ગૌરવ-એ ગુણોથી મનુષ્યો તીર્થંકરપદને પ્રાપ્ત કરે છે. જિનેશ્વર કરતાં અન્ય દેવ, સુસાધુ કરતાં અન્ય ગુરૂ અને શ્રીસંઘ કરતાં અન્ય પવિત્ર ક્ષેત્ર ત્રણ જગતમાં કોઈ ઠેકાણે નથી. શ્રીસંઘના અનઘ વાત્સલ્યનું ફળ વાણીદ્વારા કહી શકાય તેમ નથી, કારણ કે સમસ્ત પુણ્યકાર્યોમાં તે અનુપમ ગણાય છે. પૂર્વે શ્રીઋષભ સ્વામીના વંશમાં શ્રીમાન્ દંડવીર્ય રાજાએ તીર્થયાત્રાએ જતા યાત્રિક શ્રાવકોનું બહુજ ઉંચા પ્રકારનું વાત્સલ્ય કર્યું હતું, તેજ પ્રમાણે અત્યારે સંઘમાં આવેલા સાત લાખ મનુષ્યોની પરમ ભક્તિ કરતાં શ્રીરત્ન શ્રેષ્ઠીએ તેની કીર્ત્તિને પુનઃ નવપલ્લવિત કરી છે." આ પ્રમાણેની ગુરૂની વાણી સાંભળીને પ્રસન્ન થયેલો અને સુકૃતી એવો રત્ન શ્રેષ્ઠી સંઘ સહિત શ્રીવસ્તુપાલ સંઘપતિની સાથે તીર્થયાત્રા કરવા ચાલ્યો.

વર્ધમાનપુરમાં શ્રીવસ્તુપાલ મંત્રીશ્વરે કૈલાસગિરિ સમાન ઉન્નત, ચારે બાજુ બાવન દેવકુલિકાથી પરિવૃત અને સુવર્ણના કુંભ અને દંડથી વિભૂષિત એવું શ્રીવર્ધમાન સ્વામીનું વિધિપૂર્વક ચૈત્ય કરાવ્યું. વળી સુજ્ઞ એવા તેણે સંઘરક્ષા નિમિત્તે એ માર્ગે જનારા યાત્રાળુઓને માટે એક વિશ્રામસ્થાન હોય એવો કિલ્લો કરાવ્યો અર્થાત્ કિલ્લાવાળું મકાન કરાવ્યું. તીર્થયાત્રાએ જતા યાત્રિકોની તૃષા દૂર કરવા નિમિત્તે તેણે પવિત્ર જળયુક્ત અને સુંદર આકારવાળી એવી એક વાવ કરાવી, તેમજ વસુંધરાને ધારણ કરવામાં એક વરાહાવતારરૂપ એવા વીરપાળ રાજાના પુરાતન મંદિરનો તેણે જીર્ણોદ્ધાર કરાવ્યો. વળી નાના પ્રકારનાં ભોજન વિગેરે સમસ્ત સામગ્રી-

યુક્ત ક્ષુધા, તૃષાને દૂર કરનાર એવી બે પવિત્ર દાનશાળાઓ કરાવી. પછી ત્યાં સર્વ ચૈત્યોમાં વિધિપૂર્વક મજ્જનોત્સવ કરાવી, ધ્વજારોપણ કરી અને અર્થીજનોને દાનથી આનંદ પમાડીને વાજિત્રોના ધ્વનિથી દિક્પતિઓને પણ ભય પમાડતો, છત્રોથી માર્ગમાં સર્વત્ર છાયાને પ્રસરાવતો તથા કુશળ અને સુખશાળી એવા સંઘલોક સહિત શત્રુંજય તીર્થ તરફ પ્રયાણ કરતો એવો તે કુશળ મંત્રીશ્વર ધૂધૂકપુર (ધંધુકા) સમીપે આવ્યો. એટલે ત્યાંના રાજાએ નિયુક્ત પુરૂષોના હાથે વસ્તુપાલ મંત્રીને મણિ માણિક્યના ભેટણાં મોકલાવીને હસ્તીના સ્કંધ પર જિનાલયોને પધરાવી સર્વ સંઘલોકને આનંદકારી એવો પુર-પ્રવેશમહોત્સવ કર્યો. ત્યાં પણ પૌરજનોના સંતોષને માટે અને પોતાના સુકૃત નિમિત્તે તેણે જિનચૈત્યાદિક અનેક ધર્મકાર્યો કર્યાં. એ ધૂધૂકપુરમાં આપત્તિને નષ્ટ કરનાર એવા વસ્તુપાલે અષ્ટાપદ ચૈત્યમાં ચોવીશ જિનબિંબોની સ્થાપના કરી. વળી પ્રાણીઓના પાપ-સંતાપને શાંત કરવા તેણે તેજ ચૈત્યમાં એક વીર પ્રભુના બિંબની પણ સ્થાપના કરી. વળી કુમારપાળ રાજાના દેરાસરમાં મૂળનાયકની સ્થાપના કરીને તેણે તેની ઉપર એક સુવર્ણમય કુંભ કરાવ્યો. તેમજ ચતુર જનોમાં અગ્રેસર એવા તેણે જન્મવસહીનો* પણ ઉદ્ધાર કરાવ્યો અને તેના શિખર પર એક નવીન સુવર્ણકુંભની સ્થાપના કરી. વળી તેજપાલ મંત્રીએ શ્રીમોઢવસહીમાં દિવ્ય પૂતળીઓયુક્ત, નિર્મળ (આરસ) પાષાણનો એક નવીન રંગમંડપ કરાવ્યો. વળી તે નગરના પરિસરમાં તે મંત્રીશ્વરે ધર્મનિમિત્તે ત્રણ ધર્મશાળા, બે વિદ્યામઠ અને ત્રણ દાનશાળાઓ કરાવી. તેમજ તેજપાલ મંત્રીએ પોતાના સ્વામીના સુકૃત નિમિત્તે ધંધુકા અને અડાલા વચ્ચે એક પરબ સહિત તળાવ કરાવ્યું.

વળી ગુંદી ગામમાં કળિકાળને મંદ કરનાર એવા તેજપાલ મંત્રીએ પ્રપા અને વાવ કરાવીને ત્યાંના મનુષ્યોની જળચિંતાને દૂર કરી. તેમજ શ્રીવસ્તુપાલ મંત્રીશ્વરે ત્યાં સુવર્ણના કળશયુક્ત એવું શ્રી પાર્શ્વનાથ પ્રભુનું પ્રતિમા સહિત એક મંદિર કરાવ્યું, અને ત્યાં

* વસહી શબ્દ દેરાસર અથવા ટુંકવાચક છે ખરતરવસહી, છીપાવસહી વિગેરેમાં વસહી શબ્દ વસહીનો અપભ્રંશ છે.

પણ સર્વ ચૈત્યોપર ધ્વજારોપણ કરીને સુજ્ઞ એવા તેણે ત્યાંના આસ્તિક લોકોનું વાત્સલ્ય કર્યું.

આશ્રિતોના સંતાપને હરનાર એવો તે મંત્રીશ્વર માર્ગમાં જેટલાં જિનબિંબો અને જિનચૈત્યો આવતાં તેની પૂજા કરીને પછીજ આગળ પ્રસ્થાન કરતો હતો, સર્વના ભોજન કર્યા પછી ભોજન કરતો હતો, સર્વ યાત્રિકોના સુતા પછી તે શયન કરતો હતો અને સર્વની પહેલાં તે જાગ્રત થતો હતો. આ પ્રમાણે શ્રી વસ્તુપાલ મંત્રી સંઘપતિનું વ્રત આચરતો હતો. અતિ વિષમ માર્ગમાં પણ તેનાં પ્રયાણો બહુ અન્ન, જળ અને ગોરસ મળવાથી તથા ઘણા મજબુત માણસો રસ્તો દુરસ્ત કરનારા હોવાથી એક ઉદ્યાનની લીલા સમાન થતાં હતાં. યાત્રા નિમિત્તે જે નગરમાં તે જતો ત્યાંના અધિકારીઓ ઉંચાં તોરણો બાંધીને તેને સવિશેષ માન આપતા હતા, અને મંત્રી પણ તેમનો યોગ્ય સત્કાર કરતો હતો. માર્ગમાં ઘણા મુસાફરો તેની પાસે અનેક વસ્તુઓ માગતા, એટલે તેમને ઘણી વસ્તુઓ આપતાં પણ વસ્તુપાલ મંત્રી કદી અહંકાર કે ક્રોધ કરતો નહોતો. આગળ, પાછળ અને બંને બાજુ હાથમાં તીક્ષ્ણ શસ્ત્રો સહિત ચાલતા તેના અશ્વારૂઢ સુભટો યાત્રિકોની નિરંતર રક્ષા કરતા હતા. તેનો પ્રસ્થાનમાર્ગ જીર્ણોદ્ધાર કરેલાં અને નવીન જિનચૈત્યોથી તથા કમળોથી રમ્ય એવાં સરોવરોથી અજાણ લોકોને પણ જાણીતો થઇ પડ્યો હતો.

ધર્મધુરંધર, શત્રુઓનો જય કરનાર અને નિર્વિઘ્નપણે બધાં સાધનો પૂરા પાડીને સંઘમાંહેના લોકોને આનંદ આપનાર એવો તે મંત્રીશ્વર ધંધુકે પહોંચ્યા પછી પાંચ છ પ્રયાણોમાંજ શ્રી શત્રુંજય ગિરિ સમીપે આવી પહોંચ્યો. શ્રી શત્રુંજય પર્વતને જોઇને મંત્રીશ્વર પોતે આનંદથી નૃત્ય કરવા લાગ્યો અને અર્થી જનોને યથારુચિ દાન આપવા લાગ્યો. વિકસ્વર કમળ સમાન લોચનવાળા તેણે ઉચ્ચ જાતિના અશ્વોનું દાન આપવાથી સૂર્યને પણ પોતાના અશ્વને સંભાળવાનો યત્ન કરવો પડ્યો. તે વખતે શ્રીસંઘમાં પણ સર્વત્ર સિદ્ધાચલ મહાતીર્થના દર્શન થવાથી આનંદ ઉત્સવ થવા લાગ્યા. કેટલાક શ્રાવકો અત્યંત આનંદ થવાથી અર્થી જનોને ઇચ્છિત દાન આપવા લાગ્યા, કેટલાક ઉદાર અંતઃકરણના લોકો શ્રી સંઘની પરમ ભક્તિ કરવા

લાગ્યા, કેટલાક શ્રાવકો ગુણવંત જનોનું વાત્સલ્ય કરવા લાગ્યા અને કેટલાક આનંદમાં નિમગ્ન થઈ આદરપૂર્વક વર્ધાપન કરવા લાગ્યા.

પછી શ્રી તીર્થમાહાત્મ્યને સાંભળતાં અને અનુત્તર દાન આપતાં તે મહામંત્રી શ્રીસંઘ સાથે ગિરિરાજ પર ચડવા લાગ્યા. સ્વર્ગ કરતાં પણ સુંદર એવા એ ગિરિરાજ પર આરોહણ કરીને પાપરહિત મનવાળા તે મંત્રીશ્વર પ્રથમ ઇંદ્રાએ પૂજિત એવા શ્રી શાંતિનાથ પ્રભુના ભવનમાં આવ્યા. ત્યાં પૂજ્ય એવા જિનેશ્વર ભગવંતની મૂર્તિને ફળ, પુષ્પ અને પવિત્ર ચંદનથી પૂજીને તેણે નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ-એ ચાર ભેદોવાળા જિનેશ્વરોને વંદન કર્યું. પછી ગજરાજ સમાન ગતિવાળા તેણે ગજાધિરૂઢ અને ભરતેશ્વરે કરેલા અવતરણથી વિરાજિત એવી યુગાદિનાથની જનનીને વંદન કર્યું. પછી જાણે પરમ ઐશ્વર્ય પ્રાપ્ત કરેલ હોય તેમ આનંદ પામીને પગે ચાલતાં પાપવૃત્તિરહિત એવા મંત્રી નિર્મળ ચંદ્ર સમાન શુભ્ર અને પોતે ઉદ્ધાર કરાવેલ એવા કપર્દી યક્ષના મંદિરમાં આવ્યા. ત્યાં પૂજાને માટે લાવેલા ચંદનથી ત્રિલોકને પૂજ્ય એવા કપર્દી યક્ષની મૂર્તિનું વિલેપન કરી વિવેકી એવા મંત્રીએ પુષ્પો અને ફળોથી તેની પૂજા કરી. એવામાં શ્રાવકોમાં ચક્રવર્ત્તી સમાન એવા શ્રી વાગ્ભટે શ્રી સંઘની સ્થિતિને માટે નીમેલા તથા તીર્થના સમસ્ત ચૈત્યોની સંભાળ રાખનારા એવા સુશ્રાવકોએ ચંદન અને સુગંધી પુષ્પોથી અર્ચિત અને દિવ્ય છત્ર તથા ચલાયમાન મહાચામરોથી સુશોભિત એવા યુગાદિજિનના અદ્ભુત સુવર્ણબિંબને આગળ કરી વાજિંત્રોના મનહર ધ્વનિથી લોકોને વિસ્મય પમાડતા સંઘલોક સહિત મંત્રીની સન્મુખ આવીને વિધિપૂર્વક સંઘ સહિત મંત્રીને મુક્તાફળોથી વધાવ્યા. એટલે જગતને પૂજ્ય એવા શ્રી યુગાદિદેવની કુસુમ અને ફળથી ભક્તિપૂર્વક પૂજા કરીને મંત્રિરાજે ચાર લક્ષ દ્રમ્મ આપી તેમને આનંદિત કર્યા. વળી ત્યાં વિધિની મર્યાદા પ્રમાણે વર્તતાં પૂજા અને ઉત્સવોથી દેવોને પણ આનંદ પમાડનાર એવા મંત્રીશ્વરે સિદ્ધાચલની સેવા કરનારા યાચક જનોને ઇચ્છિત દાન આપીને કૃતાર્થ કર્યા.

ત્યારપછી આમ રાજા સમાન મહામંત્રી અનુક્રમે પ્રથમ પ્રભુના ત્રૈલોક્યસુંદર નામના ચૈત્યમાં આવ્યા. ત્યાં જગતને આનંદ આપ-

નારા એવા ભગવંતનાં દર્શન કરીને યોગીની જેમ તન્મય ભાવને ધારણ કરતા મંત્રીશ્વર પરમ આનંદને પામ્યા. પછી આનંદરસથી પવિત્રાત્મા એવા તેણે પ્રથમ ફળાદિકથી શિવશ્રીને વરવારૂપ પ્રભુની અગ્રપૂજા કરી. વળી પાંડવોએ સ્થાપિત કરેલા અને જગતને આનંદ આપનારા એવા મૂળનાયક શ્રી આદિદેવને પ્રથમ સમસ્ત પૂજાનાં ઉપકરણોથી પૂજીને પોતાના અનુજ બંધુ સહિત વસ્તુપાલે શ્રીયુગાદીશ તથા પુંડરીક સ્વામીના નવાંગે નવ રત્નોથી પૂજન કર્યું. પછી રાયણ વૃક્ષને પ્રદક્ષિણા કરતાં આપત્તિને દળનાર એવી પ્રથમ પ્રભુની પાદુકાને તેણે વંદન કર્યું. તે વખતે વર્ધાપનોત્સવથી પ્રસન્ન થયેલ રાયણ વૃક્ષે શ્રીસંઘ પર અત્યંત સ્નિગ્ધ દુધની વૃષ્ટિ કરી. ત્યારપછી વિસ્તારથી ભગવંતનો મજ્જનોત્સવ કરવાની ઇચ્છાથી જિનપ્રતિમાઓને નમન કરીને તે ઉત્તારક ગૃહમાં આવ્યા. પછી ભગવંતના સ્નાત્રજળના સંયોગથી પવિત્ર થયેલ જળથી મનોહર સૂર્ય નામના કુંડમાં કલ્યાણવિધિથી સ્નાન કરી, માણિક્યની કળી સમાન પ્રભાયુક્ત બે અગ્નિશૌચ વસ્ત્ર પહેરી, લલાટ પર એક વિકસિત તિલક કરી, કાનમાં ચંદ્ર અને સૂર્ય સમાન બે તેજસ્વી કુંડલ, હૃદયમાં સર્વાંગસુંદર હાર, જમણા હાથમાં રત્ન સમાન પ્રભાયુક્ત બાજુબંધ તથા પાપને દૂર કરનાર મુદ્રિકા પહેરીને અંતરશત્રુને હરાવનાર એવા વસ્તુપાલ મંત્રીશ્વર જિનમંદિરમાં આવ્યા. ત્યાં અન્ય શ્રાવકોએ વિધિપૂર્વક શ્રીમૂળનાયક પ્રભુને સ્નાત્ર કરવાની બધી સામગ્રી તૈયાર કરી, એટલે તેમાંના એક સુજ્ઞ શ્રાવકે સુગંધી ચંદનથી લલાટમાં તિલક કરી, બંને હાથનાં કાંડાં પર ચંદનનાં બે કંકણ કરી, શિર પર પુષ્પ ધારણ કરી, ધૌત વસ્ત્ર, સદાચાર તથા અલંકારયુક્ત થઇ, ભગવંતની આગળ જળપૂર્ણ કળશ ધારણ કરી, ધૂપ ઉવેખતાં સૂત્રપાઠપૂર્વક જગદ્ગુરુનું સ્નાત્ર કર્યું, કારણ કે—સ્નાત્રમાં પ્રથમ નિરોગી અને અક્ષતાંગ શ્રાવકે સ્નાતાનુલિપ્ત થઇ, શ્વેત વસ્ત્ર ધારણ કરી, સૂત્રપાઠ સાથે કર્પૂરપૂરથી સુગંધી એવા ધૂપથી ગગનમંડળને વ્યાપ્ત કરી, સ્ફુરાયમાન ઘંટાના ટંકારથી અંદર રહેલા સર્વ શ્રાવકોને બોલાવીને પૂર્ણ ઘોષથી આઘોષણા કરવી એવો વિધિ છે. પછી મૂળનાયકની પ્રતિમાને કળશજળથી સ્નાત્ર કરી સંક્ષેપથી પૂજીને તેણે ચૈત્ય-

વંદન કર્યું. પછી કરપંકજને જળથી શુદ્ધ કરી વિધિપૂર્વક કંકણવિધાન રચીને તેણે કર્પૂર અને કેશરમિશ્ર ચંદનથી ભાલસ્થળે વિસ્તૃત અને ઉન્નત તિલક કર્યા. એટલે શ્રીવસ્તુપાલે ગુણોથી ઉજ્જવળ એવા પ્રત્યેક આસ્તિક (શ્રાવક)ને કહ્યું કે—'હે શ્રાવકવર્યો! તમે પ્રસન્ન મનથી તમારી કરાંજલિને ધૂપથી અત્યંત વાસિત કરીને તેમાં પંચ વર્ણનાં મનોહર પુષ્પો ધારણ કરો.' આ પ્રમાણે પ્રભુના અભિષેકસમયે શ્રીવસ્તુપાલ મંત્રીનાં અમૃત સમાન મધુર વચન સાંભળીને બધા શ્રાવકોએ મનમાં આનંદ પામી તે પ્રમાણે કર્યું. પછી પ્રથમ પ્રભુને સ્નાન કરવા માટે મંત્રીશ્વરે પવિત્ર જળથી સ્નાત્રપીઠને પ્રથમ શુદ્ધ કર્યું. પછી ત્યાં સ્વસ્તિ નિમિત્તે ચંદનવતી સ્વસ્તિક કર્યાં અને તેના પર પુષ્પ અને અક્ષતાદિક મૂક્યાં. ત્યારપછી પૂર્વપૂજિત પ્રતિમા તેના પર સ્થાપન કરી, વસ્ત્રના અષ્ટપુટથી મુખકોશ બાંધી, અંજલિ જોડી આસ્તિક શ્રાવકો સાથે સદ્વ્રતશાળી વસ્તુપાલ મંત્રી તે પ્રતિમાની આગળ વિધિપૂર્વક ચૈત્યવંદન કરતો સતો આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યોઃ—

"શ્રીયુક્ત પાવન પુણ્યરૂપ, વિપુલ ફળને આપનાર, મંગળના નિદાનરૂપ, અરિષ્ટ, ઉપસર્ગ, અહગતિ અને વિકૃતિ સ્વપ્નાદિને નાશ કરનાર, ઉત્પાતને નષ્ટ કરનાર, કૌતુકોના સંકેતરૂપ, સમસ્ત સુખના સુખરૂપ, સર્વ ઉત્સવોના પર્વરૂપ અને સર્વ ગુણોના પાત્રરૂપ એવા આ પ્રભુને જે પુરૂષ સ્નાત્ર કરે છે તે ધન્ય છે. ભગવંતના ચરણોમાં અભિષેક કરનારા શ્રાવકો સુરાસુર, નર, નાગેંદ્ર અને વિદ્યાધરોના સ્વામી થઇ, અનુપમ સુખસંપત્તિનો અનુભવ કરી, કામદેવના પરાક્રમને જીતનાર એવા યમના શાસનને ઉલ્લંઘીને અનંત અને અવિનાશી એવા શિવમંદિરમાં બિરાજમાન થાય છે. આ જગતમાં એક ભગવંતજ આશ્રિત જનોના વત્સલ છે, એકદેશી મહિમાયુક્ત અન્ય કોઇ દેવ તેમની રમણીયતાની તુલના કરી શકે તેમ નથી. 'ભગવંત સમસ્ત લોકને સાધારણ છે' એમ ધારીને સુમેરૂ પ્રભુના સ્નાત્રપીઠભાવને પામ્યો છે. રૂપ, વય, પરિવાર, પ્રભુતા, પટુત્વ, આરોગ્યાતિશય અને કલાકલાપ—આ બધા વૈભવો સંસારનું મર્દન કરનાર એવા ભગવંતને સ્નાત્ર કરવાથી પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે સ્તુતિ કરીને શ્રાવકો સાથે

પ્રથમ પુષ્પાંજલિ કરી દ્વિગુણ ઉત્સાહી અને શ્રદ્ધાવાસિત એવા મંત્રીશ્વર આ પ્રમાણે બોલ્યા-"અંતરમાં જાગ્રત થયેલા ભક્તિના ભરથી પૂરિત ભાવપણે, વૃદ્ધિ પામેલા અત્યંત હર્ષાવેશથી તેમજ કુતૂહળથી ઉદ્ભવતા આકુળપણે ભગવંતનો જન્માભિષેક કરતા દેવતાઓ એક મુહૂર્તનો વિલંબ પણ સહન કરી શક્યા નહોતા. જન્માવસરે સુમેરુના શિખર પર અને રાજ્યાવસરે ભૂમંડળ પર ભક્તિભરથી નમ્ર એવા સુરાસુરના ઇંદ્રોએ આદિનાથ ભગવંતનો અભિષેક કર્યો હતો ત્યારથી ભાગ્યવંત, ભાવિક એવા ધીમંત મનુષ્યો પણ તેમનું અનુકરણ કરવા લાગ્યા છે, કારણ કે મહાપુરુષોના માર્ગનું સર્વે અનુકરણ કરે છે." આ પ્રમાણે કહીને ગંધોદકથી જિનબિંબને સ્નાત્ર કરી નિર્મળતાપૂર્વક તેમણે યથાવિધિ પુષ્પાદિકથી પ્રભુની પૂજા કરી.

પછી મૂળનાયક ભગવંતને વિસ્તારથી સ્નાત્ર કરવા માટે મંત્રીશ્વરે મધુર વાણીથી શ્રાવકોને આદેશ કર્યો કે-'હે શ્રાવકો! છત્ર, ઉજ્જવળ ચામર, સુગંધી પુષ્પો, તીર્થોદક, ચંદનદ્રવનું ભાજન, દહીં, દુધ અને ઘૃત, ધૂપધાની, નાંદી, મંગળ ગીત, નૃત્ય કરનારા, સ્તોત્ર અને મંત્રધ્વનિ કરનારા, પકવાન્નો, ફળો અને પૂર્ણ કળશો-એ બધાં વાનાં સત્વર તૈયાર કરો.' વળી 'હે સુરાસુરો, મનુષ્યો, નાગેંદ્રો અને વિદ્યાધરો! જગતના એક વિભૂષણરૂપ એવા ભગવંતના મોક્ષાભ્યુદયરૂપ અને સત્ફળના પૂર્ણપાત્રરૂપ સ્નાત્રમાં તમે બધા એકત્ર થઇને સંનિહિત થાઓ.' આ પ્રમાણે આઘોષણા કરી હાથમાં પુષ્પો લઇને મંત્રીશ્વરે પવિત્ર વાણીથી સર્વ દિક્પતિઓને આમંત્રણ કર્યું કે-'શ્રીમાન્ ઇંદ્ર, અગ્નિ, યમ, વરુણ, નૈઋત, વાયુ, કુબેર, ઇશાન, નાગેંદ્ર અને બ્રહ્મ એ સર્વ દિગીશ્વરો શ્રીસંઘને મંગળકારી થાઓ.' આ પ્રમાણે કહીને મંત્રીશ્વરે મંત્રોચ્ચારપૂર્વક જિનેંદ્રપદમાં લીન એવા દિક્પતિઓની પુષ્પાદિકથી પૂજા કરી. ત્યારપછી—

मुक्तालंकारविकार, सारसोमत्वकांतिकमनीयम् ।
सहजनिजरूपनिर्जित–जगत्रय पातु जिनबिंबम् ॥

'અલંકારરૂપ વિકારથી મુક્ત, સાર સૌમ્યતાવાળી કાંતિથી મનોહર અને પોતાના સહજ રૂપથી ત્રણે જગતને જીતનાર એવું જિન-

બિંબ અમારૂં રક્ષણ કરો.' આ પ્રમાણે બોલતા શ્રાવકોએ મંત્રીશ્વરના આદેશથી શ્રીમૂળનાયકના બિંબ પરથી ભક્તિપૂર્વક પુષ્પ અને અલંકાર ઉતાર્યા. પછી 'હે સ્વામિન્! ભવ્ય જનોને ભવસાગર તરવામાં એક દ્રોણિરૂપ, લક્ષ્મીને આપનાર, નિરંતર સત્ફળને આપવામાં કલ્પલતા સમાન, મોક્ષના એક પરમ માર્ગરૂપ અને સૌરભ્યના અતિશયથી મહિમાને પ્રાપ્ત થયેલી એવી ધૂમશ્રેણી શ્યામ છતાં આપના પ્રભાવથી સ્વર્ગભૂમિ પ્રાપ્ત કરવાને તે ગગનમાં ચાલી જાય છે.' આ પ્રમાણે કહીને શ્રાવકોએ શ્રીયુગાદિ જિનની આગળ કર્પૂર અને અગરૂમિશ્ર ધૂપ ઉખેવ્યો. પછી 'હે લોકનાથ! આ આપનો મહા પ્રભાવ છે, લોકોની કાર્યકુશળતા છે, કિંવા પુષ્પોમાં એવા કોઇ અદ્ભુત ગુણ છે કે જે આપના મસ્તક પર આવતાં અતિશય શોભે છે.' આ પ્રમાણે કહીને દેવવંદન કરનારા લોકોના શ્રેય નિમિત્તે તેણે ભગવંતના મસ્તક પર કુસુમારોપણ કર્યું. પછી ભગવંતની આગળ વિધિપૂર્વક પાંચ, સાત કે નવ પુષ્પાંજલિ કરીને વાજિંત્રોના મહાનાદથી મનોહર અને ગીતગાનથી સુંદર એવો ભગવંતનો જન્માભિષેક (કળશ) સર્વ શ્રાવકો સાથે સુધા સમાન મધુર વાણીથી બોલ્યા, અને સુવર્ણ રજતના કળશોને હાથમાં ધારણ કરતા, મંત્રિયુગલથી અધિક શોભાને પામતા, સર્વ લોકોને દર્શનીય, ઘણાં ભૂષણોને ધારણ કરતા, ગુણવંત, અંતરમાં આનંદ પામતા, સદ્ધૂપની ધૂમલહરીથી દિશાઓને સુવાસિત કરતા તથા ગંભીર વચનોથી મિથ્યાત્વીઓને પણ જિનધર્મમાં દૃઢ કરતા એવા શ્રાવકોએ કળશાભિષેક કર્યો. પછી જિનશાસનની પ્રૌઢતા દર્શાવતાં ઇંદ્ર સમાન અને સંઘપતિ એવા શ્રીવસ્તુપાલ મંત્રીશ્વરે પોતાના બંધુ સહિત જ્યાં હજારો સ્ત્રીઓ નૃત્ય કરી રહી છે, ચામર ઢળી રહ્યાં છે, અનેક વાદ્યો વાગી રહ્યાં છે, સમસ્ત લોકો આશ્ચર્ય પામી રહ્યા છે, બધા દેવો જ્યાં અમિત આનંદમાં નિમગ્ન થઈ રહ્યા છે એવું દુરિતને દૂર કરનાર ભગવંતનું સ્નાત્ર કર્યું. સુગંધી જળથી પ્રભુનું સ્નાત્ર કરતાં તેમણે પોતાના દેહને પાવન કર્યો—એ આશ્ચર્યની વાત છે. પછી 'ધ્યાનમંડળની ધારા સમાન પવિત્ર એવી આ અભિષેકની જળધારા પુનઃ ભવ—ભવનના ભિત્તિભાગનું ભેદન કરો.' એ પ્રમાણે બોલતા શ્રાવકોએ સંતાપની ઉપ-

શાંતિ નિમિત્તે શ્રીજિનબિંબ ઉપર શુદ્ધ જળની ધારા કરી. પછી સુગંધી કાષાયિક વસ્ત્રથી રત્નાદર્શની જેમ ઉજ્જ્વળ એવા ભગવંતનું ઉન્માર્જન કર્યું. ત્યારપછી મંત્રીશ્વરે કર્પૂર અને કેશરમિશ્ર ચંદનથી ભગવંતના અંગે વિવિધ રચનાથી રમ્ય વિલેપન કર્યું. એ રીતે અષ્ટ પ્રકારે શ્રી ઋષભ પ્રભુનું પૂજન કરીને તેમણે ભગવંતની આગળ તંદુલના અષ્ટ મંગળ આલેખ્યા. પછી સર્વ ભોજ્ય વસ્તુ સહિત નૈવેદ્ય, નાગરવેલના પાન તથા વિવિધ ફળો તેણે પ્રભુ આગળ ધર્યાં. એ પ્રમાણે પૂજનીય એવા આદિનાથ ભગવંતનું સ્નાત્ર તથા પૂજન કરીને પ્રમોદથી રંગિત થયેલા મંત્રીએ પ્રભુની આગળ રમ્ય રમણીઓ પાસે નૃત્ય કરાવ્યું. તે વખતે પૂજ્યતમ એવા ભગવંતનો પૂજાવિધિ રચતાં સત્કુંકુમ અને સ્નાત્રજળના મિષથી જાણે પોતાનો ભોગરાગ ગળતો હોય-એમ મંત્રીશ્વરના જોવામાં આવ્યું. વળી પરિપુષ્ટ શુશ્રૂષાથી જિનેશ્વર ભગવંત કેવળ તેના હૃદયરૂપ ચક્રમાંજ રમતા નહોતા, પરંતુ તેનું અંતઃકરણ પણ પ્રભુમાં રમતું હતું. કસ્તૂરી પ્રમુખ ઉત્કૃષ્ટ પૂજા ઉપચારોથી પ્રસન્ન થયેલા ભગવંત પોતે સ્વભાવથી વીતરાગ છતાં તે મંત્રીશ્વર પર જાણે રાગી બની ગયા હોય એવો ભાસ થતો હતો. પછી કસ્તૂરી, અગરૂ અને ઉદાર ઘનસાર વિગેરેના મનોહર ધૂપથી આખા સિદ્ધગિરિને સર્વત્ર વાસિત કરવા લાગ્યા. પછી ચારે બાજુનાં સર્વ ચૈત્યોમાં શ્રીજિનપ્રતિમાઓની પૂજા કરીને આરતી વખત થતાં મંત્રીશ્વર પુનઃ મંડપમાં આવ્યા. ત્યાં ભગવંતના ચૈત્યમાં જીર્ણ થઇને પડી જતા સ્થાનને સમારવા માટે તેણે એક હજાર તોલા સુવર્ણ આપ્યું. પછી લવણ જળથી સમસ્ત વિધિ કરી, રત્નના મનોહર થાળમાં ચંદનનો સ્વસ્તિક આલેખી અને સ્વસ્તિક પર પુષ્પાદિક મૂકી તે પર સાત દીવાયુક્ત સુવર્ણની આરતી સ્થાપન કરી. પછી ચંદન અને પુષ્પથી તેને પૂજી, ભગવંતને પ્રણામ કરીને વિધિપૂર્વક પ્રદક્ષિણા કરતાં મંત્રીશ્વર આરતી ઉતારવા લાગ્યા. તે વખતે હાથમાં કળશ લઇને બંને બાજુ ઉભેલા શ્રાવકો ભવસંતાપની શાંતિ નિમિત્તે જળધારા કરવા લાગ્યા, હાથમાં સ્ખલના પામતા કંકણયુક્ત ચાર સધવા સ્ત્રીઓ ચાર ચામર લઇને આનંદપૂર્વક ઢાળવા લાગી, કેટલાક ભક્તિમંત શ્રાવકો જાણે પોતાના અંતરની રજશ્રેણીને દૂર કહાડતા હોય તેમ વસ્ત્રોત્ક્ષેપ કરવા

લાગ્યા, અને કેટલાક ભાવિક શ્રાવકો જાણે ગગનગામી દેવોને પ્રસન્ન કરતા હોય તેમ આકાશમંડળમાં વિચિત્ર પુષ્પો ઉછાળવા લાગ્યા. પછી ગજેંદ્ર પર સ્થાપન કરેલ, ઉજ્જ્વળ અને ચંદનાદિક ચર્ચિત એવો મંગળદીવો મંત્રીશ્વરે હાથમાં લીધો, એટલે ચંદનાદિકથી મંત્રીનાં નવે અંગ પૂજીને શ્રાવકોએ તેના લલાટ પર મંગલકારી એવું કુંકુમનું તિલક કર્યું. પછી અર્થી જનોના મનોરથને પૂરનાર અને રોમાંચિત થયેલા એવા તેમણે શુભ્ર અને અખંડ અક્ષત તે તિલક પર સ્થાપન કર્યા. વળી પ્રૌઢ શ્રાવકોએ તેમના કંઠમાં આરોપણ કરેલી અને ઢીંચણ સુધી લટકતી એવી પુષ્પમાળાઓ જાણે શિવલક્ષ્મીને વરવાની માળાઓ હોય તેવી શોભવા લાગી. તે વખતે વસ્ત્રાલંકારોથી વિભૂષિત થયેલી અને લજ્જાયુક્ત એવી સધવા કુળસ્ત્રીઓ મુક્તાફળ સમાન ઉજ્જ્વળ એવા અક્ષતથી તેને વધાવવા લાગી.

એવામાં ઉચિતાવસરને જાણનાર કોઇ કવિ વિસ્મય પમાડે તેવી આમ્રદેવની સ્તુતિ કરતો બોલ્યો કે-'પૂર્વે શ્રી ભરુચ તીર્થમાં શ્રી મુનિસુવ્રત ભગવંત આગળ મંગલદીપ કરતાં પ્રભુના સદ્ગુણની કીર્ત્તનામાં જેણે અર્થી જનોને બત્રીશ લક્ષ દ્રમ્મ દાનમાં આપ્યા તે ઇંદ્રાથી સ્તૂયમાન અને દાનવીરોમાં અગ્રેસર એવો શ્રીમાન્ આમ્રદેવ જગતમાં જયવંત વર્ત્તો.' પછી બીજા એક કવીશ્વર બોલ્યો કે-'શ્રી શત્રુંજય તીર્થ પર ભગવંતને સ્થાપન કરતી વખતે તથા શ્રીમૂળનાયક પ્રભુના ચૈત્યનો ઉદ્ધાર કરતાં સર્વ જનોની સમક્ષ જેણે અર્થી જનોની તૃપ્તિ નિમિત્તે ત્રણ લક્ષ ન્યૂન ત્રણ કોટી દ્રવ્ય અર્પણ કર્યું હતું એવો વાગ્ભટ મંત્રીશ્વર જયવંત વર્ત્તો.' તે વખતે સોમેશ્વર કવિરાજ બોલ્યો કે-'જે સરસ્વતી, સુકૃત અને કીર્ત્તિના પવિત્ર જંગમ સંગમરૂપ છે તે શ્રીજિનધર્મની ધુરાને ધારણ કરવામાં ધુરંધર એવો શ્રીવસ્તુપાલ મંત્રી કેમ શ્લાઘનીય ન હોય?' એટલે હરિહર કવીશ્વર બોલ્યો કે- 'રણમાં શૂર (રવિ), ચરણે નમ્ર થનારમાં વત્સલ (સોમ), વક્રપણે ચાલનાર પર વક્ર (મંગળ), અર્થબોધમાં સુજ્ઞ (બુધ), નીતિમાં બૃહસ્પતિ (ગુરૂ), કવિજનોમાં કવિ (શુક્ર), અને અક્રિયામાં મંદ (શનિ), છતાં વસ્તુપાલ ગ્રહમય નથી.' પછી મદન કવિ બોલ્યો કે-'શ્રીસોજ

રાજાના વદનકમળના વિયોગથી વ્યાકુળ થયેલી ભારતી અત્યારે શ્રીવસ્તુપાલના મુખકમળમાં વિનોદ કરે છે.' એવામાં શ્રીવીકલ કવીશ્વર બોલ્યો કે-'જેનું મુખ લક્ષ્મીના નિવાસરૂપ કમળ સમાન છે, પાંચે કલ્પવૃક્ષો જેના દક્ષિણ હાથમાં અંગુલિના મિષથી પાંચ શાખારૂપ થઈને રહ્યાં છે અને જેની રસના (જીભ) અર્થી જનોની વાંછા પૂરવામાં ચિંતામણિ સમાન છે એવા શ્રીવસ્તુપાલમાં એ કરતાં હવે વધારે પ્રશસ્ત શું જોઇએ?' એ પ્રમાણેનાં કવિઓનાં વર્ણનથી પ્રસન્ન થયેલા અને કલ્પવૃક્ષ સમાન એવા મંત્રીશ્વરે ધર્મોન્નતિ નિમિત્તે પ્રત્યેક કવીશ્વરને એક એક લક્ષ દ્રમ્મ આપ્યા. કહ્યું છે કે-'પ્રાગ્વાટ વંશના મંડનરૂપ અને જિનશાસનરૂપ આકાશમાં સૂર્ય સમાન એવા શ્રીવસ્તુપાલ મંત્રીશ્વરે શત્રુંજય તીર્થ પર શ્રીઆદિનાથ પ્રભુની આગળ મંગળદીપ કરતાં કવીશ્વરોને બાવીશ લક્ષ દ્રમ્મ બક્ષીસ આપ્યા.' પછી 'હે વિભો! ત્રણે જગતમાં તમેજ એક દીપક છો' એ પ્રમાણે ઉચ્ચાર કરતાં તેણે મંગળદીવો ઉતાર્યો. પછી વિધિપૂર્વક શ્રીવૃષભ પ્રભુને વંદન કરી પરમ પ્રણિધાન કરતાં તેણે આ પ્રમાણે સ્તુતિ કરી:—

"હે ભગવન્! મેં કોનું મુખ ન જોયું? કોની સેવા કે સ્તુતિ ન કરી? અને તૃષ્ણાપૂરથી પરાભવ પામેલા મેં કોની કોની પાસે અભ્યર્થના ન કરી? પરંતુ વિમલાચલરૂપ નંદનવનના કલ્પવૃક્ષ સમાન એવા હે વિભો! આપને પામીને હવે મારે એ કદર્થના પુનઃ કદાપિ સહન કરવી પડશે નહીં" આ પ્રમાણે સ્તુતિ કરી ઉત્સવપૂર્વક ચારે બાજુ ચૈત્યપરિપાટી કરીને શાસનની સર્વ મર્યાદાને જાણનાર એવા સર્વ આચાર્યોને તેણે વંદન કર્યું, એટલે વિનયથી નમ્ર એવા મંત્રીશ્વરને નરચંદ્ર સૂરિએ આનંદરસના કલ્લોલરૂપ ઉપદેશ આપ્યો કે— "હે વસ્તુપાલ! ધર્મનો ઉપકાર કરનાર તું અને તારો ઉપકાર કરનાર ધર્મ-એમ તમારો બંનેનો સમાગમ યુક્તજ છે." પછી રાત્રે સમસ્ત ચૈત્યોમાં મહાપૂજા કરી, કર્પૂર, કસ્તૂરી અને અગરૂના ધૂપથી સર્વત્ર વિમલાચલને વાસિત કરતાં અને શ્રીઋષભ પ્રભુ આગળ એકાગ્ર ધ્યાનમાં લીન થતાં ઉપવાસી, પવિત્રાત્મા અને ઉંચા પ્રકારની ધર્મવાસનાથી વાસિત એવા શ્રીવસ્તુપાલ મંત્રીશ્વર ચિદાનંદના સ્વાદ સમાન પરમ આનંદને પામ્યા.

પ્રગટ પ્રભાયુક્ત અને સૂર્યના બિંબ સમાન એવો સુવર્ણ અને માણિક્યનો મુગટ ભગવંતને પહેરાવીને તેજપાલ મંત્રીએ પ્રભુનાં નવે અંગે અદ્દભુત નવ રત્નોથી પૂજા કરી અને પૂજારી લોકોને તેણે નવ લક્ષ દ્રમ્મ આપ્યા. જૈત્રસિંહે ભગવંતના કર્ણમાં બે રત્નનાં કુંડળ પહેરાવ્યાં, લલિતા દેવીએ પ્રભુને મોતીનો વિજયહાર પહેરાવ્યો અને સતીઓમાં તિલક સમાન અનુપમા દેવીએ ભગવંતના ભાલસ્થળે લક્ષ મૂલ્યનું માણિક્યનું તિલક સ્થાપન કર્યું, સૌખ્યની લતારૂપ તેણીએ ચંદ્ર સમાન ઉજ્જ્વળ, દિશાઓના મુખને પ્રકાશિત કરનાર તથા રત્નના તોરણયુક્ત એવું મનોહર સુવર્ણ છત્ર પણ મૂક્યું અને પોતાનાં છત્રીશ લક્ષનાં તમામ આભૂષણો માંહેનાં રત્ન, સુવર્ણ અને મુક્તાફળોથી શ્રી ઋષભ પ્રભુની પૂજા કરી. પછી ચૈત્યની બહાર આવીને પુનઃ તેણે તેટલીજ કિંમતનો નવો શણગાર ધારણ કર્યો. અહો! કેવું અદ્દભુત પુણ્ય! લલિતા દેવીએ પણ તેવીજ રીતે પોતાનાં અલંકારોથી શ્રી જિનપૂજન કરીને તેવાજ પ્રકારના દિવ્ય નવાં અલંકાર ધારણ કર્યા. તે વખતે એક ભૂપલા નામની દાસીએ પણ પોતાના અંગ પર ધારણ કરેલ લક્ષ મૂલ્યનું ભૂષણ આનંદપૂર્વક ઉતારીને તેના વડે જિનપૂજા કરી.

પછી બીજે દિવસે ઇંદ્રોત્સવ કરવા પોતાના તેજપાલ બંધુ સહિત પવિત્ર વસ્ત્રને ધારણ કરી, આદિનાથ પ્રમુખ જિનેશ્વરોની પૂજા કરીને ઇંદ્રમાળ ધારણ કરવા નિમિત્તે મહામંત્રી રંગમંડપમાં આવ્યા, અને ત્યાં શ્રી નરચંદ્રાદિ આચાર્યો તથા સર્વ સંઘપતિઓને તેણે બોલાવ્યા, એટલે તેઓ પોતપોતાના સંઘ (પરિવાર) સહિત ત્યાં આવ્યા. પછી તીર્થના અધિકારીઓએ પુષ્પમાળા લઇને પ્રભુની સમક્ષ તેમને બતાવી, એટલે અમૂલ્ય છતાં તે માળાનું મૂલ્ય મંત્રીશ્વર ચોવીશ લક્ષ દ્રમ્મ બોલ્યા. પછી ધનવંતોએ તે મૂલ્યમાં પરસ્પર ચડાવો કર્યો. તે વખતે બીજાની શી વાત? પરંતુ પોતે વસ્તુપાલ પણ આશ્ચર્ય પામ્યો. એવામાં ગુણશ્રીના પાત્રરૂપ, દરિદ્રોના દૃષ્ટાંતરૂપ, શત્રુંજયની નજીકના ટીમાણક નામના ગામમાં વસનાર અને ન્યાયનિષ્ઠ એવો ટીલા નામનો કોઈ શ્રીમાળી ઘી વેચવા નિમિત્તે ત્યાં આવેલો હતો, તે ત્યાં સર્વની અંદર આવીને બોલ્યો કે 'મારા

પર અનુગ્રહ કરી મારા ગૃહનું સર્વસ્વ લઇને સ્ફુરાયમાન ભાગ્યની એક શાળારૂપ આ માળા મને અર્પણ કરો.' આ પ્રમાણેનું તેનું વચન સાંભળીને સ્વચ્છ મનવાળા મંત્રીએ તેને પૂછ્યું કે-'હે મહાભાગ! તું કોણ છે? અને તારા ઘરમાં કેટલું ધન છે?' એટલે તે બોલ્યો કે-'હે મંત્રીશ્વર! અત્યારે મારા ઘરમાં ઘી વેચતાં પ્રાપ્ત થયેલા બાર સ્ફુર્દ્રક (દ્રવ્ય વિશેષ) નગદ છે. માટે હે વિભો! મુજ પામર પર પરમ પ્રસાદ કરીને શિવલક્ષ્મીને વરવારૂપ આ ભગવંતની માળા મને આપો, કારણ કે-સિદ્ધ ક્ષેત્ર, ઉત્તમ સમાધિ, શ્રીસંઘ અને પુષ્કળ સંપત્તિ એ પૂર્વના વિશુદ્ધ પુણ્યથીજ પ્રાણીઓને પ્રાપ્ત થાય છે.' એ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળીને વિશ્વવત્સલ એવો મંત્રી વિસ્મય પામીને વિચારવા લાગ્યો કે-'અહો! ધનહીન પુરૂષના પણ ભાવ અને સત્ત્વ કેવા ઉત્તમ છે? માટે ગુણોથી ગરિષ્ઠ એવા એ પુરૂષની મનોવાંછા મારે પૂર્ણ કરવી, કારણ કે પ્રાણીઓને પોતાના દ્રવ્ય કરતાં અધિક દાન દુષ્કર છે. કહ્યું છે કે-સંપત્તિમાં નિયમ, શક્તિ છતાં ક્ષમા, યૌવનમાં વ્રત અને દરિદ્રપણામાં દાન-એ અલ્પ છતાં પણ વધારે લાભદાયક થાય છે.' આ પ્રમાણે ચિંતવીને મંત્રીશ્વરે સર્વ સંઘની સંમતિથી ઇંદ્રલક્ષ્મીની સખીરૂપ તે માળા તેને અપાવી. પછી મંત્રીએ પોતે તેના લલાટ પર તિલક કરીને પ્રણામપૂર્વક પોતાના હસ્તકમળથી તે માળા તેના કંઠમાં આરોપણ કરી, એટલે મંત્રીન્દ્રના પ્રસાદથી અહીંજ ઇંદ્રપદ પામીને તે શ્રેષ્ઠી દેવભવનમાં સજ્જનો(દેવો)ને શ્લાઘનીય થયો. પછી માગ્યા વિનાજ તેણે ત્યાં કહેલ પોતાનુ સર્વ દ્રવ્ય અર્પણ કર્યું અને શ્રી યુગાદીશ તથા શ્રીસંઘની પૂજા કરીને તેણે પ્રણામ કર્યા.

હવે ઉપવાસી એવો તે શ્રેષ્ઠી બીજે દિવસે પારણા નિમિત્તે પોતાને ઘરે આવ્યો, અને બધો વૃત્તાંત તેણે પોતાની સ્ત્રીને કહી સંભળાવ્યો. પછી પોતાના ગૃહચૈત્યમાં વિધિપૂર્વક ભગવંતની પૂજા કરીને પારણાને માટે બેસતાં તેણે આ પ્રમાણે મનોરથ કર્યો કે-'સુંદર ચારિત્રથી પવિત્રાત્મા એવા જો કોઇ મહાત્મા અત્યારે આવે તો તેમને દાન આપીને હું ભોજન કરૂં.' એ રીતે તે ચિંતવે છે એવામાં સાક્ષાત્ નિધાન સમાન, કાળ અને ક્ષેત્રાનુસારે મૂળ અને

ઉત્તર ગુણોના ભંડારરૂપ શ્રીજગચ્ચંદ્ર ગુરૂના શિષ્ય એવા શીલકેશરી નામે સાધુ અઠ્ઠમને પારણે ગોચરીએ ફરતાં ત્યાં આવી ચડ્યા. એટલે તેમને જોઇ ભક્તિપૂર્વક પ્રણામ કરીને અંતરમાં આનંદ પામતા તેણે પોતાની પત્નીને કહ્યું કે–'હે પ્રિયે! આપણા ગૃહોચિત વિશુદ્ધ અન્નપાનાદિક એમને પુણ્ય નિમિત્તે વ્હોરાવ અને પોતાના જન્મને કૃતાર્થ કર.' એ પ્રમાણે તેણે પોતાની સ્ત્રીને ભલામણ કરી, કારણ કે ભોજનના સંબંધમાં સ્ત્રીઓનો અધિકાર હોય છે. આ પ્રમાણે કહ્યા છતાં ઘરના સર્વસ્વના વ્યયથી અંતરમાં ખેદ પામેલી હોવાથી તેણે પતિને કંઇ પણ જવાબ ન આપ્યો, તેમજ મુનિને દાન પણ ન આપ્યું, એટલે પોતાના વદનકમળને વિકસ્વર કરી પોતે ઉઠીને તે મહાત્માને પુરૂષોદધિ સમાન ઉજ્જવળ અને પ્રાસુક એવું દહીં વ્હોરાવ્યું. આથી કલહ કરતી અને ક્રૂર કોપાટોપને દર્શાવતી એવી તે સ્ત્રીએ પારણું કરતાં તે શ્રેષ્ઠીની આ પ્રમાણે તર્જના કરી કે 'અહો! દુર્વિદગ્ધ એવા તમે પ્રથમ ઘરની બધી મિલકત પર્વત પર ખરચી આવ્યા અને અત્યારે ઘરમાં દહીં હતું તે પણ આપી દીધું. આ પ્રમાણે મૂળધનનો નાશ કરીને વ્યય કરતાં ધર્મમૂઢ એવા તમે હવે ભવિષ્યમાં ઘરનો નિર્વાહ કેમ ચલાવી શકશો? સર્વત્ર યોગક્ષેમને જાણનાર એવા ધનવંતો પણ પોતાની આવકમાંથી માત્ર ચોથો ભાગજ ખરચે છે.' આ પ્રમાણેનાં પોતાની પ્રિયાનાં વચન સાંભળીને વિચારવાન્ એવા શ્રેષ્ઠીએ તેને શાંત વચનથી સમજાવી કે 'હે પ્રિયે! તારે લેશ પણ ખેદ ન કરવો. હે ભદ્રે! અગણિત પુણ્યના ઉદયથી અત્યારે મને આ સમય પ્રાપ્ત થયો કે જેથી સિદ્ધક્ષેત્રમાં ન્યાયોપાર્જિત ધનબીજ હું વાવી શક્યો. હે પ્રિયે! આ ક્ષેત્રમાં ન્યાયોપાર્જિત દ્રવ્ય સ્વલ્પ પણ વાપરવામાં આવે તો તે ઉભય લોકમાં સુખકારી થાય છે અને કોટિ ભવો સુધી અક્ષય થાય છે. એ સુકૃતના ઉદયથી હવે પછી આપણા ઘરમાં શુકલ પક્ષના ચન્દ્રની જેમ લક્ષ્મીની વૃદ્ધિ થશે. અલ્પ ધનવાન પુરૂષ જો મહત્ પુણ્ય કરે તો તેનું તેને મહાફળ મળે છે. આ સંબંધમાં ઉભય લોકમાં સુખકારી એવું દૃષ્ટાંત સાંભળઃ—

રાજગૃહની નજીકમાં શાલિગ્રામ નામના ગામમાં સદાચારમાં

તત્પર, પુણ્યના સાગરરૂપ, સમ્યક્ત્વીઓમાં મુગટ સમાન અને બાર વ્રતોને પાળનાર એવો સાગર નામે શેઠ રહેતો હતો. તેને તેવાજ ગુણવાળી સુલક્ષણા નામે સ્ત્રી હતી. અન્યદા અંતરાય કર્મના ઉદયથી તે નિર્ધન થઈ ગયો, છતાં ધર્મ પરની દૃઢતા તેના મનમાં તેવીજ સતેજ રહી. એટલે 'વિપત્તિમાં પ્રાણીને આર્હત્ ધર્મજ આલંબનરૂપ છે' એમ ચિંતવીને ધીમાન્ એવા તેણે કેટલાક અભિગ્રહ ગ્રહણ કર્યા કે 'એકાંતરે ઉપવાસ કરવો, દરરોજ ત્રણ વાર જિનપૂજન કરવું, સચિત્ત વસ્તુઓનો ત્યાગ કરવો, પ્રાસુક જળપાન કરવું, રાત્રે ચારે આહારનો ત્યાગ કરવો અને એક હજાર ને આઠ નવકારનો દરરોજ જાપ કરવો.'

એકદા ભોજનાવસરે તીવ્ર તપના સાક્ષાત્ ભંડારરૂપ કોઇ મહાત્મા(મુનિ) તેના ઘરે પધાર્યા, એટલે અત્યંત ભક્તિથી તેમને નમસ્કાર કરી અંતરમાં આનંદ પામતા તે શ્રેષ્ઠીએ પોતે ઉઠીને મધુર અને સ્નિગ્ધ સદ્વસ્તુઓથી વઘારેલ શુભ સક્થુ (સાથવો) તેમને વિધિપૂર્વક વહોરાવ્યો. તે દાનથી તેણે વિપુલ ભોગફળ ઉપાર્જન કર્યું.

હવે એક દિવસે દારિદ્રયરૂપ અગ્નિથી સંતપ્ત થયેલી તે શેઠની સ્ત્રીએ તેને કહ્યું કે–'હે નાથ! મારા પિતાના ભવનમાં અગણિત સંપત્તિ છે, માટે આ કષ્ટ આપનારા સ્થાનનો સત્વર ત્યાગ કરીને સુખનિર્વાહને માટે આપણે ત્યાં જઇએ.' એટલે શેઠ બોલ્યો કે–'અત્યારે હું ધનહીન થયેલો છું, તેથી ત્યાં જતાં મને લેશ પણ સન્માન મળવાનું નથી, કારણ કે શ્રીમંતોજ સર્વત્ર સન્માન પામે છે.' આથી પુનઃ તે સ્ત્રીએ કહ્યું કે 'હે આર્યપુત્ર! ત્યાં નિવાસ કરવા જવાને તમે ન ઇચ્છતા હો, તોપણ કંઇક દ્રવ્ય લાવવા નિમિત્તે તમે જાઓ.' એ પ્રમાણેનાં તે સ્ત્રીના આગ્રહથી ધર્માત્મા શ્રેષ્ઠી એકલો પગે ચાલીને કંઇક ધનની આશાએ પોતાના સસરાના ઘરે ગયો, પરંતુ નિર્ધનપણાથી ત્યાં કોઇએ તેને સન્માન પણ ન આપ્યું, કારણ કે 'મહાદેવ દિગંબર હોવાથી શૂલી કહેવાય છે અને વિષ્ણુ લક્ષ્મીયુક્ત હોવાથી પુરૂષોત્તમ કહેવાય છે.' પછી વિલક્ષ થઇને ત્યાંથી પાછા ફરી પોતાના ઘર તરફ આવતાં ગામની નજીક નદીના તટ પર તે રાતવાસો રહ્યો; ત્યાં ઉપવાસી તથા પવિત્ર મનવાળો એવો તે અક્ષમાળાના અભાવે નિર્મળ કાંક-

રાથીજ નમસ્કારની ગણુના કરવા લાગ્યો અને મૌન ધારણ કરી પંચ પરમેષ્ઠીનું ધ્યાન કરતાં યોગીની જેમ તન્મય ભાવને પ્રાપ્ત થયેલ એવો તે શ્રેષ્ઠી અત્યંત ધૃતિને પામ્યો. પછી પરમેષ્ઠી મહામંત્રના શુદ્ધ જાપથી પવિત્ર થયેલા તેજ કાંકરા પોતાની ગાંઠે બાંધીને તે ઘરે આવ્યો, અને 'આ તારા પિતાને ત્યાંથી લાવ્યો છું તે લે' એમ કહીને પ્રીતિનિમિત્તે પોતાની સ્ત્રીને તે ગ્રંથી તેણે અર્પણ કરી, એટલે નિર્દોષ એવી તે સતી પણ પોતાના પતિ પાસેથી તે ગ્રંથી લઇને 'એમાં શું છે?' તે જોવાની ઇચ્છાથી એકાંતમાં ગ્રંથી છોડીને જોવા લાગી. તેમાં સૂર્ય સમાન તેજસ્વી એવાં રત્નો જોઇને મુખને વિકસિત કરતી તે સતી વિસ્મય પામી પોતાના પતિને કહેવા લાગી કે–'હે આર્ય! તેજસ્વી અને અમૂલ્ય એવાં આટલાં બધાં રત્નો મારા પિતાએ એક સાથે તમને કેમ અર્પણ કર્યાં?' એટલે તે શેઠ સાક્ષાત્ રત્નો જોઇને વિસ્મયપૂર્વક વિચારવા લાગ્યો કે–'અહો! આ બધો ધર્મનોજ અનિર્વચનીય પ્રભાવ જણાય છે.' પછી તેણે બધું યથાસ્થિત સ્વરૂપ પોતાની સ્ત્રીને કહી સંભળાવ્યું, એટલે તેણે પણ અંતરમાં તે ધર્મજન્ય ફળ માની લીધું.

એ અવસરે પાસેના રાજગૃહ નગરમાં ગુણસાગર નામના શ્રુતજ્ઞાની આચાર્ય પધાર્યા, એટલે પોતાની સ્ત્રી સહિત સાગર શ્રેષ્ઠીએ ત્યાં જઇ ભક્તિપૂર્વક તેમને નમસ્કાર કરીને પૂછ્યું કે:–

'હે સ્વામિન્! નદીના કાંકરા રત્નો કેમ થઈ ગયાં?' એટલે ગુરૂ મહારાજ બોલ્યા કે–'હે મહાભાગ! પૂર્વે માસખમણુના પારણે મુનિને ભક્તિપૂર્વક તેં સક્થુનું દાન દીધું હતું, તે સત્પાત્રદાનથી પ્રસન્ન થયેલા શાસનદેવતાએ દૃઢધર્મી એવા તારા કાંકરાને રત્ન બનાવી દીધાં. હે ભદ્ર! તારા પાત્રદાનનું અત્યારે મળેલું આ ફળ તો શું માત્ર છે? પણ એથી ભવાંતરમાં તું કર્મરજથી રહિત થઇ મોક્ષે જઇશ.' આ પ્રમાણેનાં ગુરૂ મહારાજનાં વચન સાંભળીને આનંદ પામેલ સાગર શ્રેષ્ઠી પોતાને ઘરે આવીને અનેક પ્રકારનાં પુણ્યકાર્ય કરવા લાગ્યો.

'હે ભદ્રે! એ રીતે ધનહીન પ્રાણીએ કરેલ અલ્પ પુણ્ય ઉભય લોકમાં ઉત્કૃષ્ટ ફળને આપે છે.' આ પ્રમાણે પોતાની સ્ત્રીને સ્નેહ-

પૂર્વક સમજાવીને શુદ્ધાત્મા એવા ટીલા શ્રેષ્ઠીએ રસગારવરહિત પારણું કર્યું.

હવે તેજ દિવસે સાંજે પોતાની ગાયને બાંધવાને સ્થાને જમીનમાં ખાડો ખોદતાં શુદ્ધાત્મા એવા તે શ્રેષ્ઠીના પુણ્યપ્રભાવથી સર્વ આપત્તિને ત્રાસ પમાડનાર એવું નિધાન પ્રગટ થયું. 'અહો! ભાવથી કરવામાં આવેલ ધર્મનો કેવો અચિંત્ય પ્રભાવ છે?' પછી પુંડરીકાચલના સ્વામી શ્રીઋષભ પ્રભુનું સ્મરણ કરીને તે દંપતી રાત્રીએ તે નિધાનને પોતાના ઘરમાં લઇ ગયા. આ વખતે સાક્ષાત્ પોતાના ભાગ્ય સમાન તે નિધાનને જોઇને તે શેઠની સ્ત્રીને જિનધર્મ પર અત્યંત રાગ ઉત્પન્ન થયો. પછી ત્યાં આવેલા વસ્તુપાલ મંત્રીને પોતાને ઘરે તેડી લાવી યથાયોગ્ય વાત્સલ્ય કરીને શ્રેષ્ઠીએ તે નિધાન તેને બતાવ્યું, એટલે તે નિધાન જોઇને શિષ્ટ જનોમાં અગ્રેસર એવા મંત્રીશ્વરે સંતુષ્ટ થઇને તે ગામનું સમસ્ત ઐશ્વર્ય તેને અર્પણ કર્યું. એ પ્રમાણે મંત્રીના પ્રસાદથી તે ગામનુ સ્વામિત્વ પામીને તે શ્રેષ્ઠીએ ત્યાં શ્રીમાન્ પાર્શ્વ પ્રભુનો મહાશ્રેષ્ઠ પ્રાસાદ કરાવ્યો.

પછી મંત્રિરાજે જાણે પોતાના યશનો સમૂહ હોય તેવા ધ્વજારોપથી સમસ્ત જિનમંદિરોને મંડિત કર્યાં. કહ્યું છે કે–'કમળોના પરાગથી વ્યાપ્ત અને શ્રી શત્રુંજયા નદીના પ્રવાહને જીતે તેવી ભગવંતના મંદિર પર શ્વેત અને પીત વસ્ત્રોની તેણે મહાપતાકા કરાવી.'

એકદા સર્વાભરણથી ભૂષિત થઇને પોતાના શરીરની દીપ્તિથી સૂર્યની જેમ સમસ્ત દિશાઓને દીપાવતો અને સર્વ ઉદાર જનોમાં ઇંદ્ર સમાન એવો મંત્રીશ્વર વિશ્વપ્રદીપ એવા યુગાદિજિનને અષ્ટ પ્રકારે પૂજીને સંઘપતિ શ્રાવકોથી પરિવૃત થઇ અન્ય શ્રાવકોએ મહામંગલ કરવાપૂર્વક વિધિ સહિત સંબંધી આરતી મહોત્સવ કરતો હતો, એવામાં કારીગરોમાં અગ્રેસર એવા શોભન નામના શિલ્પીએ આરસપાષાણથી નવીન બનાવેલી મંત્રીની માતુશ્રીની મૂર્તિ સુસ્થાને સ્થાપન કરવાનો આદેશ લેવા માટે પ્રગટ કરી. તે મૂર્ત્તિને જોઇને પોતાના મુખકમળને મ્લાન કરી મંત્રીશ્વર અત્યંત રૂદન કરવા લાગ્યો. એટલે રૂદન કરતા મંત્રીને જોઇને તેના દુઃખની અસર થતાં પાસે રહેલો બધો-પરિવાર પણ ખિન્ન થઈ ગયો. તે વખતે શ્રીનરચંદ્ર ગુરૂએ

મંત્રીશ્વરને કહ્યું કે 'હે મંત્રિન્! આ હર્ષના સ્થાને તમારા અંતરમાં વિષાદ કેમ થાય છે? નળ રાજાને જેમ શ્રુતસંપત્તિથી વિખ્યાત એવો શ્રુતશીલ નામે મંત્રી હતો, વાસુદેવને ઉદ્ધવ હતો અને શ્રેણિક રાજાને જેમ અભયકુમાર મંત્રી હતો, નંદ રાજાને કલ્પક, વનરાજને જાંબક, જયંતને વિદ્યાધર અને સિદ્ધરાજને જેમ ઉદયન મંત્રી હતો, અને કુમારપાલ રાજાને જેમ મહામતિ એવો વાગ્ભટ્ટ મંત્રી હતો; આ બધા મંત્રીઓ જેમ સમસ્ત જંતુઓના જીવનરૂપ હતા તેમ હે ભુવનોત્તમ! પરોપકાર અને કારુણ્યરૂપ પુણ્યના સુધાસાગર સમાન એવો તું શ્રી વીરધવલ રાજાનો મહામંત્રી છે. પર્વતો જેમ ભયભીત થઇ નદીઓના સ્વામી સાગરનો આશ્રય લે છે તેમ હે મંત્રીશ! વિપત્તિથી ભય પામેલા રાજાઓ સંપત્તિના સ્થાનરૂપ અને સમર્થ એવા જે તમે તેનો આશ્રય કરે છે. ગરૂડથી સર્પોની જેમ તમારાથી ભય પામેલા શત્રુરાજાઓ પર્વતની ગુફાઓમાં જઇને શયન કરે છે. ચકોર પક્ષીઓ જેમ ચંદ્રના ઉદયને ઇચ્છે તેમ તમારા બાંધવો પ્રેમપૂર્વક વિશ્વવ્યાપક સૌભાગ્યરૂપ તમારા ઉદયને ઇચ્છે છે. જેમ ગંગા નદી હિમવંત પર્વતમાંથી પ્રગટ થઇને ત્રણે જગતને આનંદ આપી રહી છે તેમ વીરધવળ રાજાની રાજનીતિ તમારાથી વિસ્તૃત થઇને જગતને આનંદ આપે છે. જેમ પદ્માકરો ચક્રવાક પક્ષીઓને આનંદ આપનાર એવા સૂર્યના દર્શનને ઇચ્છે છે તેમ સજ્જનોને આનન્દ આપનાર એવા સર્વ મંડલેશ્વરો તમારા દર્શનને ઇચ્છે છે. મેઘ જેમ સમુદ્રની સહાયતાથી બહુ ધાન્ય નીપજાવી જગતને ઉપકાર કરનાર થાય છે તેમ બહુધા અન્યને ઉપકાર કરનારા સર્વ ધર્મો અત્યારે તમારી સહાયતાથીજ પ્રવર્ત્તે છે. હે મંત્રિન્! સદ્દ્રવ્ય અને ગુણશાળી એવા વૈશેષિક મતમાં જેમ તત્ત્વજ્ઞ જનો રક્ત થાય છે તેમ સદ્દ્રવ્ય અને ગુણશાળી એવા તમારામાં તત્ત્વજ્ઞ સુજ્ઞ જનો રક્ત થાય છે. બહુમાનને પ્રકાશનારા પંડિતો જેમ જૈમનીય મતના સંયોગને ઇચ્છે છે તેમ બહુમાનને આપનારા એવા રાજાઓ પણ અત્યારે તમારા અનુજ બંધુના સંયોગને ઇચ્છે છે. *વળી પૃથ્વી પર એવી કોઇ સદ્વસ્તુ નથી કે* જે તમારા ભવનમાં ન હોય, માટે અત્યારે તમારે વિષાદ કરવો કોઇ રીતે ઉચિત નથી.'

આ પ્રમાણેનાં તેમનાં વચનો સાંભળીને મંત્રી બોલ્યો કે 'હે સ્વામિન્! આ સંઘપતિપણાની સંપત્તિનું મારી માતાને દર્શન ન થયું, એ વિચારથીજ મને અંતરમાં દુઃખ થાય છે. બાળપણે માતાનું મરણ, યૌવન વયે પ્રિયાનું મરણ અને વૃદ્ધ વયે સુપુત્રનું મરણ-એ ખરેખર! ઘોર પાપરૂપ વૃક્ષનાં ફળ છે. આ સંઘપતિપદનું ઐશ્વર્ય જો મારી માતા જુએ તો તેને કેટલો બધો આનંદ ઉપજે તે આપણે સમજી પણ ન શકીએ. વળી પુંડરીક ગિરિ પર તેમને મારા પોતાના હાથે તિલક કરતાં મને પણ અનિર્વચનીય સુખ ઉત્પન્ન થાય.' એટલે ગુરૂ મહારાજ પુનઃ બોલ્યા કે "હે મંત્રિન્! આ સંસારમાં કોના સર્વ મનોરથ પરિપૂર્ણ થયા છે? કહ્યું છે કે-'આ જગતમાં કોણ સ્ખલના નથી પામ્યું? કોના સર્વ મનોરથ સિદ્ધ થયા છે? કોને સંસારમાં નિત્ય સુખ પ્રાપ્ત થયું છે? અને દૈવથી કોણ ખંડિત થયું નથી?' જેમ તું અત્યારે પ્રધાનોમાં પ્રધાનત્વ ભોગવે છે તેમ પૂર્વે અહીં ગુજરાતમાં સર્વ રાજાઓમાં સિદ્ધરાજ પ્રધાનત્વ ભોગવતો હતો. કહ્યું છે કે-'સંગ્રામાંગણને પંકિલ કરનાર એવા મદોન્મત્ત શત્રુઓરૂપ હસ્તીઓનો જય કરવામાં સિંહ સમાન એવો જયસિંહ રાજા હતો અને તેજ પાછો સિદ્ધરાજ થયો હતો કે જેણે ચિત્ર ચરિત્રના આધારરૂપ એવા ભગીરથ, પૃથુ અને કર્ણ રાજાના જીર્ણ થયેલા પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. સુવર્ણસંપત્તિ તથા અસાધારણ સૌમ્યરસરૂપ પાકને પ્રગટ કરનાર એવો જે કાવ્ય અને ધાતુર્વાદ તેમાં તે આચાર્યત્વને ધારણ કરતો હતો. નરવર્મ રાજાની ધારા નગરી લેતાં જેણે ત્યાંની હજારો નવોઢાઓને અશ્રુધારા અર્પણ કરી હતી. એવો કોઇ રાજા નહીં હોય કે વિશ્વમાં એક વીર એવા તેણે જેનો જય ન કર્યો હોય, અને એવી કોઇ દિશા નહીં હોય કે જે તેના યશથી શોભિત થઇ ન હોય. વળી અતિશય પરાક્રમી એવા માલવાધીશનો જય કરીને વિક્રમાદિત્ય સમાન એવા તેણે સમસ્ત અર્થી જનોને દાનથી પ્રસન્ન કર્યા હતા.' તે સિદ્ધરાજના પણ સર્વ મનોરથ સિદ્ધ થયા નહોતા, માટે કરોડો વર્ષો પર્યંત તું રાજ્ય કર અને દીર્ઘાયુષી થઈ ચિર કાળ જય પામ." એ પ્રમાણે ગુરૂ મહારાજે કહેલી સુધા સમાન મધુર વાણી સાંભળતાં માતાના વિયોગજન્ય શોકથી દુઃખિત

થયેલ મંત્રીશ્વર ચાર વર્ણના વૃદ્ધોએ મંગળકર્મ કરતાં ગદ્ગદ સ્વરે બોલ્યો કે-'હે જનની! માતાના મૃત્યુ પછી જે મહાસંપત્તિને પામે એવા પુત્રને તું જન્મ આપીશ નહીં.' પછી પુનઃ ગુરૂ મહારાજે કહ્યું કે-'હે મંત્રિન્! આ સંસારમાં તથા પ્રકારના પુણ્યના અભાવથી પ્રાણીઓના સર્વ મનોરથ સંપૂર્ણ થતા નથી.' આ પ્રમાણે કરૂણાના સાગર એવા ગુરૂ મહારાજનાં વચનોથી આશ્વાસન પામેલા મંત્રીએ આનન્દ પામીને આરતી અને મંગળદીવો કર્યા.

એ રીતે આઠ દિવસ પર્યંત ત્યાં વિવિધ પૂજા મહોત્સવો કરતાં અને વાગ્ભટે મૂકેલા દેવદ્રવ્યમાં સવિશેષ વૃદ્ધિ કરતાં શ્રીવસ્તુપાલે પુંડરીક ગિરિ પર યોગ-ક્ષેમ કરીને દેવદ્રવ્યને સંભાળવા માટે ચાર સુશ્રાવકોની નીમણુક કરી. પછી વિવેકી જનોમાં અગ્રેસર એવા મંત્રીએ રાજાની આજ્ઞાથી ચૈત્યપૂજા નિમિત્તે ચાર ગામ દેવભંડારમાં આપ્યાં. ત્યારપછી પ્રાર્થના કરતાં પણ અધિક દાન આપવા વડે યાચકોના દારિદ્ર્યને દૂર કરીને તથા શ્રીસંઘપૂજા અને અન્નપ્રદાનાદિ શુભ ક્રિયાઓ કરીને, જિતેન્દ્રિય તથા ભક્તિભાવયુક્ત એવા મંત્રીશ્વરે અંજલિ જોડી શ્રીયુગાદિનાથને વિજ્ઞપ્તિ કરી કે-'હે ભગવન્! આપના પ્રાસાદ પર બનાવેલ માળામાં રહેતાં જો તમારા ગુણો શ્રવણ કરવામાં આવે તો સંઘદર્શનથી પવિત્રાત્માયુક્ત એવો હું વિહગ (પક્ષી) પણ ભલે થાઉં. દાવમાં જેવું દ્યૂતકાર (જુગારી)નું ધ્યાન, વિયોગીને જેવું પ્રિયામાં ધ્યાન અને રાધાવેધ સાધનારને જેવું લક્ષ્યમાં ધ્યાન હોય તેવું ધ્યાન આપના મતમાં મને પ્રાપ્ત થાઓ.' આ પ્રમાણે શ્રીયુગાદિ જિનની વિજ્ઞપ્તિ કરીને તથા ઉજ્જ્વળ પુષ્પમાળાઓથી શ્રીગિરિરાજની પૂજા કરીને કપર્દી યક્ષે કરેલી સહાયતાથી સંતુષ્ટ થયેલા મંત્રીશ્વર સંઘપતિ શ્રાવકો સહિત ગિરિરાજ પરથી નીચે ઉતરીને પાદલિપ્તપુરમાં આવ્યા. ત્યાં શ્રીકુમારપાળ રાજાના કરાવેલા મંદિરમાં મજ્જનોત્સવ કરીને ધ્વજારોપ તથા નવીન સુવર્ણકુંભની તેણે સ્થાપના કરી.

પછી આનંદપૂર્વક તે લલિત નામના સરોવરની શોભાને જોતો હતો, એવામાં સોમેશ્વર કવિ તે વખતે સમયોચિત બોલ્યો કે-'હે મંત્રીશ્વર! જગતમાં પ્રશંસા પામેલા હંસોથી જ્યાં કમળો તરલિત

થઇ રહ્યાં છે, અને ચક્રવાક પક્ષીઓ જ્યાં ગમનાગમન કરી રહ્યાં છે એવું આ સરોવર, ઉંચા તરંગોથી, ગંભીર જળથી, શ્વેત બગલાઓના કવળરૂપ થતા મત્સ્યોથી, પાળ પરનાં વૃક્ષો નીચે સુતેલી સ્ત્રીઓનાં ગીતોથી અને આપની ક્રીડાથી અત્યંત શોભે છે.' એટલે પદના અનુપ્રાસથી રંજિત થયેલા ચતુર મંત્રીએ તે કવિને સોળ હજાર સુવર્ણદ્રવ્ય બક્ષીશ આપ્યું. એવા અવસરમાં કોઇ બીજા કવિએ ત્યાં આવીને કહ્યું કે-'હે દેવ! સમુદ્રે પ્રસન્ન થઇને આ પત્ર તમને મોકલેલ છે.' મંત્રીના આદેશથી સોમેશ્વર ગુરૂ સર્વ વિદ્વાનોની સમક્ષ તે પત્ર વાંચવા લાગ્યો કેઃ—

'સ્વસ્તિશ્રી ભૂમિસીમા અને વિપિનના પરિસર (સમીપ ભાગ)થી ક્ષીર નીરનિધિ, વસુધા પર રહેલા વીરધવલ રાજાના મંત્રીશ્વર શ્રીવસ્તુપાલને આદરપૂર્વક જણાવે છે કે-આ અમારી પુત્રી (લક્ષ્મી)ને કોઇ કુપુરૂષના સંગથી ચાપલ્યદોષ લાગી ગયો છે, માટે હે લોકપ્રિય! એ સમસ્ત દોષ એના ભાળ પરથી તમારે ભુંસી નાખવો.' એ પ્રમાણેની તેની ઉક્તિથી અધિક પ્રસન્ન થયેલા એવા સોમવંશી વસ્તુપાલે એ સમુદ્રનો પત્ર લાવનારને ચાર લક્ષ દ્રમ્મ આપ્યા. 'અહો! આ મેઘ શ્રાવણ મહીનામાં વરસીને પુનઃ શરદૃઋતુમાં વરસતો નથી, ફળેલ વૃક્ષોનાં ફળો લઇ લેતાં પુનઃ તરતમાં તે ફળતાં નથી, અને પૂર્વે દોહવાયલી ગાયો પુનઃ તરતમાં કદાપિ દુધ આપતી નથી, પરંતુ આ મંત્રીશ્વરની ઉદાર મતિ તો દાન કરવામાં કદાપિ વિરામજ પામતી નથી.'

પાદલિપ્તપુરથી આગળ ચાલતાં અને શ્રીમાન્ નેમિનાથ સ્વામીને વંદન કરવાની ઇચ્છાથી ગિરનાર તરફ જતાં મંત્રી સર્વ શ્રીસંઘ સહિત માર્ગમાં તાલધ્વજપુરે આવ્યા. ત્યાં તાલધ્વજ પર્વતના ઉન્નત શિખર પર મુગટ સમાન એવો શ્રીઋષભ પ્રભુનો તેણે પ્રાસાદ કરાવ્યો. પછી તે તે દેશના અધિકારી રાજાઓથી નમન કરાતા એવા તે મંત્રી અનુક્રમે મધુમતી પુરી (મહુવા)માં આવ્યા. ત્યાં જાવડશાહે કરાવેલા શ્રીવીર પ્રભુના મંદિરમાં ધ્વજારોપ સહિત નવીન સુવર્ણકુંભ સ્થાપન કર્યો. ત્યાં સ્તંભતીર્થનિવાસી ભીમ નામના સંઘપતિએ ભક્તિપૂર્વક સ્વામિવાત્સલ્ય કર્યું. ત્યાંથી આગળ ચાલતાં અજ નામના રાજાથી

સત્કાર પામેલા મંત્રીશ્વર અજાહરપુર (અજાર)માં આવ્યા અને ત્યાં નવનિધિ પાર્શ્વનાથનાં તેણે દર્શન કર્યાં. ચતુરશિરોમણિ એવા તેણે તે જિનમંદિરનો ઉદ્ધાર કરીને તેના શિખર પર આનન્દપૂર્વક સુવર્ણ-કલશ સ્થાપન કર્યો, અને તેની પૂજાનિમિત્તે નગરની બહાર ચંપક, અશોક, પુન્નાગ, કેતકી અને પાટલ વિગેરે વૃક્ષોયુક્ત એક બગીચો તેણે કરાવ્યો. વળી જિનસ્નાત્ર કરનારાઓની સુગમતા માટે તે બગીચાની નજીકમાં તેણે તાપી નદીના જેવા સ્વાદિષ્ટ જળવડે પૂર્ણ એક વાવ કરાવી અને ત્યાંના રાજાની આજ્ઞાથી તેણે તે ગામના સીમાડાની સર્વ ઇક્ષુવાટિકાઓ દેવદ્રવ્ય નિમિત્તે અપાવી. ત્યાં પૂજામહોત્સવોમાં એક લક્ષ દ્રમ્મનો વ્યય કરીને કોટીધ્વજોના ગૃહોથી યુક્ત એવા કોટીનારીપુર (કોડીનાર)માં તે આવ્યો. ત્યાંના વ્યવહારીઆઓએ કરેલો નવીન પ્રવેશોત્સવ જોઇને સુજ્ઞશિરોમણિ એવો વસ્તુપાલ પણ આશ્ચર્ય પામ્યો. ત્યાં ધ્વજ સહિત શ્રીનેમિ પ્રભુનું ચૈત્ય કરાવીને તેણે વસુધાને વિભૂષિત કરી, અને સત્પ્રભાવયુક્ત શ્રીઅંબિકા દેવીનું ભક્તિપૂર્વક પૂજન કરીને સમસ્ત શ્રીસંઘનાં વિઘ્નો તેણે દૂર કર્યાં. વળી નવા ઉદ્ધાર કરાવેલા તે દેવીના ચૈત્ય પર સુવર્ણકળશ સ્થાપીને તેના પૂજારીઓને તેણે સાત વર્ષાસનો બાંધી આપ્યાં. ત્યાંથી દેવપત્તન (દીવ)માં આવતાં દેવોને પણ દુર્લભ એવી શ્રીચંદ્રપ્રભ ભગવંતની તેણે ભક્તિપૂર્વક પૂજા કરી. કહ્યુ છે કે-'દેવપત્તનમાં ઇંદ્રોથી સ્તૂયમાન એવા ચંદ્રપ્રભ પ્રભુની પૂજા કરતાં ઉચિત ચતુરાઇયુક્ત એવા તેણે પોતાના આત્માને પુણ્યશાળી કર્યો.' દેવપત્તનમાં તેજપાલ મંત્રીએ કૈલાશગિરિના શિખર સમાન શ્રીઆદિનાથનું નવીન ચૈત્ય કરાવ્યું અને શ્રીચંદ્રપ્રભ સ્વામીના પ્રાસાદની પાસે ચોવીશ જિનેશ્વરોનું અષ્ટાપદ નામે ચૈત્ય કરાવ્યું. તેમજ સુજ્ઞ એવા તેણે આકાશમાં સુધાસારથી ઉજ્જવળ એવી ચંદ્રમૂર્ત્તિ સમાન અને લોકોના તાપને દૂર કરનાર એવી એક પૌષધશાળા કરાવી. વળી અષ્ટાપદ ચૈત્ય અને પૌષધશાળાની આવકને માટે તે મંત્રીએ ત્યાં દુકાનશ્રેણિ અને ગૃહશ્રેણિ કરાવી.

પછી વીરધવલ રાજાના મનને સંતુષ્ટ રાખવા મંત્રીએ પ્રભાસપાટણ જઇને સોમેશ્વર મહાદેવની પૂજા કરી. તેમજ રાજાના હુકમથી તેણે સોમનાથ મહાદેવની માણિક્યયુક્ત એક મુંડમાળા

કરાવી, અને સૌખ્યલતાના પુણ્યનિમિત્તે તેણે ત્યાં ત્રણસો ચોસઠ ગદીયાણા સુવર્ણનું એક આભરણ કરાવ્યું. તેજપાલ મંત્રીએ સોમનાથની આગળ પોતાની કીર્ત્તિના ક્રીડાપર્વત સમાન મોટા પાષાણના બે હસ્તી કરાવ્યા. વળી લોકોના ભોજનનિમિત્તે વસ્તુપાલે તે નગરની ચારે બાજુ દાનશાળાઓ કરાવી. તેમજ ત્યાં વસતા લોકના યોગ-ક્ષેમને કરનાર એવા તેણે બ્રાહ્મણોના વેદપાઠને માટે મનોહર બ્રહ્મશાળાઓ કરાવી આપી. ત્યાં સોમેશ્વરના પૂજનમાં નિષ્ઠાવાળા અને વંશહીન એવા પૂજારીઓ હાથમાં નજીવી વસ્તુઓ લઇને મંત્રી પાસે આવ્યા, એટલે મંત્રીએ તેમને બહુમાનથી કહ્યું કે-'તમે બધા ભવ્ય ભક્તિથી ભવાનીપતિની સેવા કરો છો?' એટલે તેઓ બોલ્યા કે—હે વસ્તુપાલ! મહાદેવ તમારા કર્પૂરપૂરને સંભારતા સતા અમારા કનકકુસુમ (ધત્તુરાના પુષ્પ)ને સ્વીકારતા નથી, તમારા રેશમી વસ્ત્રોની પ્રશંસા કરતા સતા કૌપીન (લંગોટી) પર કોપાયમાન થાય છે, તમારા ઉત્તમ દુગ્ધરસથી સિંચાયેલા તે અમારા તીર્થજળનો અનાદર કરે છે તથા તમારા કર્પૂર અને અગરૂથી પ્રમુદિત થયેલા પશુપતિ અમારા ગુગળને સુંઘતા પણ નથી.' મંત્રીએ 'એ પાઠ પુનઃ મારી આગળ બોલો' એમ કહેવાથી વારંવાર તેનો ઉચ્ચાર કરતાં તે પૂજારીઓ અત્યંત કંટાળી ગયા એટલે ધાર્મિક એવા મંત્રીશ્વરે તેમને (૯૩૦૦૦) દ્રમ્મ આપ્યા અને તેટલાંજ વર્ષાસન બાંધી આપ્યાં.

એક દિવસે સપર્યારહિત એવા સમુદ્રની સર્વતઃ સંપત્તિ જોઇને પોતાના અનુજ બંધુ સહિત મુદ્રાયુક્ત એવા મંત્રી બોલ્યા કે-'માણિક્યના ભંડાર, પારિજાતકને પેદા કરનાર, વિષ્ણુના ક્રીડાગૃહરૂપ, અમૃતના એક નિવાસરૂપ, વાસવ નદી અને સીતાના દીક્ષાગુરૂ એવા હે ક્ષારજળસાગર! તારા આ સમસ્ત રૂપને ધિક્કાર થાઓ, કેમકે ક્ષુધિત, ચરાચર જગતના ગુરૂ તથા અભ્યાગત એવા દિગંબર દેવ (મહાદેવ)ને તેં વિષપાન કરાવ્યું.' એ વખતે તેજપાલ મંત્રી બોલ્યો કે-હે રત્નાકર! જે રત્નોથી રાજાઓની રાણીઓનાં સ્તન વિભૂષિત થાય છે એવાં રત્નો પણ તારા કિનારે કાદવમાં રગદોળાય છે.' એ પ્રમાણેની તેમની ઉક્તિથી પ્રસન્ન થયેલા સમુદ્રના અધિષ્ઠાયક દેવે તેમને સુખકારક એવો દક્ષિણાવર્ત્ત શંખ આપ્યો.

ત્યાંથી આગળ ચાલતાં મંત્રીશ્વરે પરાજય પમાડીને પુનઃ રાજ્ય પર બેસાડેલા એવા સાંગણેશના પુત્ર સિંહસેન રાજાએ સત્વર ત્યાં આવીને પિતાની જેમ જેનો સત્કાર કરેલો છે એવા મંત્રીશ્વર શ્રીસંઘ સહિત સરલ માર્ગે જ્યાં અનેક ધ્વજાઓ ફરકી રહી છે એવી વામનસ્થલી (વણથલી) નગરીમાં આવ્યા. ત્યાં પણ તેણે જિનમતમાં ફરમાવેલાં અને મુક્તિસુખને આપનારા જિનચૈત્ય કરાવવા વિગેરે પુણ્યકાર્યો કર્યાં. પછી સિંહસેન રાજાને સન્માનદાનથી આનંદ પમાડીને યાદવી નેત્રને ચન્દ્રમારૂપ એવા મંત્રીશ્વર જીર્ણદુર્ગપુર (જુનાગઢ) આવ્યા. ત્યાં તેમની પ્રતિપત્તિ કરનારા યાદવેંદ્ર રાજાએ નામીચા અશ્વો તેને ભેટ કર્યા. ત્યાં મનુષ્યલોકમાં પરમતીર્થ, સિદ્ધપુરૂષોથી સેવ્યમાન, મુનીશ્વરોથી સ્તુયમાન અને જ્યાં દેવો ક્રીડા કરી રહ્યા છે એવાં ઉન્નત શિખરોથી જાણે આકાશને આલેખતો હોય તેવો, તથા નેત્રના ઉત્સવરૂપ ઉજ્જયંત ગિરિરાજને જોઇને મંત્રી પરમ પ્રમોદ પામ્યા અને નૃત્ય કરવા લાગ્યા. ત્યાં સુવર્ણના પર્યાણથી વિભૂષિત એવા અશ્વોનું દાન કરતાં અર્થી જનોને તેણે એક ક્ષણવારમાં રાજા જેવા બનાવી દીધા. તેમજ સંઘલોકો પણ જાણે વિશ્વનું આધિપત્ય પામ્યા હોય તેમ ઉત્સાહથી વિવિધ ઉત્સવો કરવા લાગ્યા. એ પ્રમાણેની તેમની ભક્તિથી જાણે પ્રસન્ન થયો હોય તેમ ગિરિરાજ માગ્યા વિના ફળો અને પુષ્પોથી તેમનો સત્કાર કરવા લાગ્યો. 'જે આ જગતમાં પ્રાણીઓના આશ્રયરૂપ છે અને જે પોતાની શક્તિથી કોઇને કંઇ પણ ઉપકાર કરે છે તેજ ઉન્નતાત્મા છે.' આ પ્રમાણેના મહાવાક્યથી તેનાં વૃક્ષો ભક્ત જનોને મનોહર પુષ્પો અને ફળો સતત આપ્યા કરે છે. 'મહાજનોની ઉપાસનાથી અવશ્ય મહાલક્ષ્મી પ્રાપ્ત થાય છે.' શ્રી નેમિનાથ પ્રભુથી પાવન થયેલ એવા તે ગિરિરાજ પર હજારો હિંસક પ્રાણીઓ પણ પોતાના સ્વાભાવિક વૈરભાવને તજી દે છે.

આ પ્રમાણેના તીર્થભૂમિના પ્રભાવને શ્રવણ કરતા અને કવિઓને અપરિમિત દાન આપતા ક્ષિતિપાલ સમાન મંત્રીશ્વર ક્ષમા (પૃથ્વી)ને ધારણ કરનાર એવા ગિરિરાજ પર ચડવા લાગ્યા, એટલે ઉંચા પર્વત પર ચડતાં ગળીયા બળદોને ધોંસરીથી છુટા કરીને ગાડાં-

એને નીચેજ મુકી દીધાં, કારણ કે વૃષ (ધર્મ અને બળદ) રહિતને ઊર્ધ્વ ગતિ હોઇ શકે નહીં.

પર્વત પર ચડી રહ્યા એટલે બ્રહ્મ દેવલોકના ઇંદ્રે રત્ન શ્રાવકનાં અગણિત સુકૃત્યોથી એ તીર્થ પર પ્રગટ કરેલી, વજ્રરત્નથી નિર્મિત, ભરતક્ષેત્રની ભૂમિને પાવન કરનાર, નેત્રોને આનંદ આપનાર, સંસાર-સાગરથી તારનાર અને દૃષ્ટિને અસાધારણ મહોત્સવરૂપ એવી શ્રીનેમિનાથ ભગવંતની નિર્મળ મૂર્ત્તિ જોઇને સર્વાંગે સ્ફુરાયમાન પ્રમોદ-લહરીથી જેનો અંતરાત્મા નિર્મળ થયો છે એવા મંત્રિરાજે સતતભક્ત એવા પોતાના બંધુ તેજપાલ સાથે પ્રથમ ભગવંતનાં નવે અંગે પાપને દૂર કરનારી એવી અગ્રપૂજા કરી. પછી ગજેંદ્રપદ કુંડના નિર્મળ જળથી સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરીને મંત્રી રમ્ય ધ્વનિથી આ પ્રમાણે બોલ્યા કે-'પાતાલથી સુરાલય સુધી પ્રતિસ્થાને વિવિધ યાન અને વિમાનોમાં બેસીને અપ્રતિહતપણે સંચાર કરનારા દેવતાઓએ આવીને પ્રવર્તાવેલો તથા મેરૂ ગિરિ પર પ્રતિદિશાએ સ્નાત્રજળના પૂરથી નિર્ઝરણાં રચનારો એવો શ્રીજિનજન્મનો સ્નાત્રમહોત્સવ તમારા સુખ-નિમિત્તે થાઓ. તથા હર્ષોત્કર્ષને વશ થઇ સર્વ ઇંદ્રોએ, મણિ, સુવર્ણ અને રૌપ્યાદિના બનાવેલા, યોજન પ્રમાણ દીર્ઘ મુખવાળા તથા પ્રત્યેક જાતિના એક હજાર ને આઠ આઠ કળશોથી જ્યાં શ્રી જિનેશ્વરનો જન્મમહોત્સવ કર્યો-તે જન્મપર્વ તમારા કલ્યાણનિમિત્તે થાઓ.' એ રીતે ગંભીર ધ્વનિ કરતા મંત્રીએ પૂર્વની જેમ સર્વને આશ્ચર્ય ઉપજાવે તેવું શ્રીનેમિનાથનું સ્નાત્ર કર્યું. પછી અર્થી જનોને અપરિમિત દાન આપતાં તીર્થોદકથી ભગવંતનું સ્નાત્ર કરીને નિર્મળ થયેલા મંત્રીએ અગરૂ અને ચંદનાદિકથી પ્રભુને વિલેપન કર્યું. પછી વિકસ્વર એવાં અગણિત અક્ષત પુષ્પો, કમળના પવિત્ર પત્રો, શુભ વાસથી પૂરિત એવાં પ્રધાન અન્ન અને ફળો, કસ્તૂરિકાદિ ગંધ પદાર્થો, શુભ અક્ષત, વિચિત્ર નૃત્ય અને મનહર ગાનથી તથા અક્ષત ભાવથી તેજસ્વી તથા શ્રદ્ધાસમૃદ્ધ એવા મંત્રીશ્વરે અગણિત દાન આપતાં વિધિપૂર્વક ભગવંતની પૂજા કરી, તે વખતે ચારે બાજુ પ્રસરતા કર્પૂરના ધૂપથી તેણે ગિરિરાજને સુવાસિત કરતાં પોતાના યશથી સમસ્ત દિશાઓને પણ સુવાસિત બનાવી દીધી. તે વખતે કર્પૂર અને કૃષ્ણાગરૂ ધૂપનો ધૂમ્ર

શ્રીનેમિનાથ પ્રભુના મંદિરમાં ફરી વળતાં આ કળિકાલ ભાગતો ભાગતો એક મશક (મચ્છર) જેવો થઇ ગયો. ઇંદ્ર સમાન તેજસ્વી તથા પાપરહિત એવા મંત્રીએ ભગવંતની આગળ તારાઓ સમાન ઉજ્જ્વલ અક્ષતોથી ઉપદ્રવને વારનારા એવાં અષ્ટમંગળ આલેખ્યાં. પછી પ્રભુની સન્મુખ આરાત્રિકોત્સવ કરતી વખતે દાન લેવાને માટે સસંભ્રમથી આમ તેમ ભમતા અર્થી જનોને જોઇને કંઇક જાણે પોતાનું મન દુભાયું હોય તેમ મંત્રીએ વક્ર ભ્રુકુટીથી તેમની તર્જના કરી. આ અવસરે મંત્રીનો મનોગત ભાવ જાણીને તેમના મનની પ્રસન્નતાને માટે સોમેશ્વર કવિએ કહ્યું કે-'કલ્પવૃક્ષો ઇચ્છાસિદ્ધિયુક્ત એવા દેવતાઓના નિવાસમાં જતા રહ્યા છે, લોકો નિરાગી મુનિઓને વિશુદ્ધ આહાર આપનાર હોવાથી બલિ રાજા કષ્ટ પામીને પાતાળમાં ચાલ્યો ગયો છે અને મનોવાંછિત પૂરનાર ચિંતામણિ રત્ન પણ ક્યાંક ચાલ્યું ગયું છે, માટે હે શ્રી વસ્તુપાલ મંત્રીશ્વર! તમે અર્થી જનોની કદર્થનાને સહન કરો.' એ પ્રમાણેની તેની ઉક્તિથી અંતરમાં પ્રસન્ન થયેલા અને કુબેર સમાન સમૃદ્ધિવાળા ચતુર મંત્રીએ તેને સવા લક્ષ દ્રવ્ય બક્ષીશ આપ્યું. પછી આરતી ઉતારીને મંત્રીએ ત્યાં જળધારાપૂર્વક વિધિથી મંગળદીવો કર્યો. ત્યારપછી ભગવંતને નમસ્કાર કરીને અને ચૈત્યવંદન કરીને યાચક જનોને દાનથી આનંદ પમાડી તેણે મુનિજનો પાસે જઈ તેમને વંદન કર્યું, કારણ કે-'સદ્ભાવપૂર્વક કરવામાં આવેલ જિનપૂજા, મુનિવંદન અને સુપાત્રદાન એ પ્રાણીઓને અવશ્ય આસન્નસિદ્ધપણું આપે છે.' એ રીતે સુખના સ્થાનરૂપ એવું માલોદ્ઘટ્ટનકર્મ, પંચામૃતથી મજ્જન, તીર્થની પવિત્ર ભૂમિને નમન, સર્વ પ્રકારનું અન્નદાન, ગુણીજનોનું વાત્સલ્ય અને વસ્ત્રાદિકથી આચાર્ય મહારાજોનો સત્કાર ઇત્યાદિ ધર્મકાર્ય યાત્રિક લોકો સહિત કરીને મંત્રીશ્વરે પોતાની લક્ષ્મીને સફળ કરી.

પછી મંત્રીશ્વરના પુત્ર જૈત્રસિંહે એક લક્ષ દ્રવ્યવડે ઇન્દ્રમાળા લઇને અહીં પૃથ્વી પરજ તેણે પ્રાણીઓને ઇન્દ્રપદની પ્રતિષ્ઠા સાક્ષાત્ કરી બતાવી.

તે વખતે જાણે પ્રત્યેક પર્વતના સન્માનપત્રો હોય તેવાં ચૈત્યશિખરો પર ઉછળતા પંચવર્ણના ધ્વજથી એ ગિરિરાજ શોભવા લાગ્યો.

એ અવસરે ભટ્ટજનોના જયજયરવ, ગંધર્વોનાં ગીત તથા વિવિધ વાજિંત્રોના નાદથી સર્વ શબ્દમય ભાસવા લાગ્યું. વળી પુષ્પમાળાઓથી સુવાસિત થયેલી બાલિકાઓ જિનાલયમાં સમકાળે તાળ દઈને રાસડા રમવા લાગી, તેમજ ચારે બાજુ પ્રસરતો કર્પૂર, અગરૂ અને કસ્તૂરીનો ધૂપ તે વખતે અધિષ્ઠાયક દેવોને આનંદ આપનાર થઇ પડ્યો. પરિમલથી ખ્હેકતા અને ભગવંતની આગળ ધરવા લાયક એવા કર્પૂરના પૂરથી સર્વ સંઘપતિઓ ત્યાં ચારે બાજુ સુવાસ ફેલાવવા લાગ્યા.

આ વખતે શ્રી વસ્તુપાલે અનર્ઘ્ય રત્ન અને સુવર્ણથી પ્રગટ પ્રભાયુક્ત એવો મુગટ શ્રી નેમિનાથ પ્રભુના મસ્તકપર સ્થાપન કર્યો અને લલિતા દેવીએ પોતાની લક્ષ્મીના સારરૂપ એવો સ્થૂલ મુક્તાફળોનો હાર આનંદપૂર્વક પ્રભુના હૃદય પર પહેરાવ્યો. રોમાંચિત થતી સૌખ્યલતાએ ભગવંતના વિશાળ ભાલ પર માણિક્યનું તિલક કર્યું. તેજપાલ મંત્રીએ સૂર્ય અને ચન્દ્રમંડળની કાંતિને જીતનાર એવાં બે દિવ્ય કુંડળ ભગવંતના કાનમાં પહેરાવ્યાં. પોતાની ગુણસંપત્તિથી સ્ત્રીઓમાં રત્ન સમાન અનુપમા દેવીએ ભક્તિ અને ઉત્સાહપૂર્વક ભગવંતના કંઠમાં રત્નાવલી હાર પહેરાવ્યો. વિચક્ષણ એવા જૈત્રસિંહ મહામંત્રીએ ભગવંતના બાહુને બાજુબંધ પહેરાવીને સુશોભિત કર્યા. મલ્લદેવે કચ્છ દેશના રાજા પાસેથી પ્રાપ્ત થયેલ, સ્વચ્છ ચંદ્રકાંત સમાન નિર્મળ અને મનોહર એવો શ્રીવત્સ પ્રભુના હૃદય પર સ્થાપન કર્યો. તેમજ ઇતર જનો પણ દર્પણ, તોરણ, કંઠાભરણ, આતપત્ર, ચામર, દીપ્ત દીપક, ચન્દ્ર સમાન તેજસ્વી નવા નવા કળશ, તિલક, હાર અને શ્રેષ્ઠ એવાં વિવિધ ફળોથી ભગવંતની પૂજા કરવા લાગ્યા. પછી પોતાના અનુજ બંધુ સહિત વસ્તુપાલ મંત્રીએ ચૈત્યપરિપાટી કરતાં વિશ્વના અલંકારરૂપ એવી સર્વ ચૈત્યમાંહિની જિનપ્રતિમાઓને સ્નાત્રપૂર્વક ચંદન અને કુસુમાદિકથી પૂજીને સુવર્ણ અને મણિમય અલંકારોથી અલંકૃત કરી.

પછી સંતુષ્ટ અને રોમાંચિત થયેલા મંત્રીએ ભક્તિપૂર્વક અંજલિ જોડીને જગતને વંદનીય એવા ભગવંતની આ પ્રમાણે સ્તુતિ કરીઃ—

"વૃક્ષ તો કલ્પવૃક્ષ અને અન્ય વૃક્ષો બધાં જેમ નામનાં છે અને

મણિ, તો ચિંતામણિ—અન્ય મણિ બધાં જેમ નામનાં છે, તેમ દિવસ તો તેજ કે જે દિવસે, શ્રી નેમીશ્વર ભગવંતના દર્શન થયાં—અન્ય દિવસો તો બધા નામના છે. હે યદુવંશરત્ન! અભંગ વૈરાગ્યતરંગોથી પરિપૂર્ણ એવા આપના હૃદયમાં અનંગ (કામદેવ)ને પણ સ્થાન ન મળ્યું, તો પછી કૃશાંગી (સ્ત્રી)ઓ તો શી રીતે સમાઇ શકે?" પછી મંત્રીશ્વરે દોષરૂપ અંધકારને ભેદનાર તથા જિનમતના સૂર્ય સમાન એવા સર્વ આચાર્ય મહારાજાઓને વિધિપૂર્વક વંદન કર્યું, એટલે ગુણવંત તથા નાગેન્દ્ર ગચ્છના સ્વામી એવા શ્રીમાન્ વિજયસેન સૂરિએ મંત્રીને ધર્માશીષ આપી કે-'જ્યાં શ્રી સંઘની ભક્તિ છે, જ્યાં ત્રિભુવનના તિલક સમાન એવા જિનેશ્વર ભગવંતની સપર્યા (પૂજા) છે, જ્યાં સત્પાત્રદાન છે, જ્યાં ન્યાય અને વિનય પ્રમુખ ગુણો છે, જ્યાં અવિધિનો નિષેધ છે, જ્યાં ગુણી જનો પર પરમ પ્રીતિ છે, અને ગુણકર એવો જ્યાં પરોપકાર છે-તેજ પ્રણયી જનોને આનંદ ઉપજાવનાર એવું સંઘાધિપત્ય જગતમાં શ્લાઘનીય છે.'

ત્યારપછી મંત્રીશ્વર પોતાના બંધુ વર્ગ સાથે રંગમંડપમાં આવ્યો અને અર્થી જનોને બોલાવીને ત્રેતાયુગની રીત પ્રમાણે દાન આપવા લાગ્યો. એટલે તેના સદ્ગુણોનું કીર્તન કરતાં કવીશ્વરો કવીન્દ્રોને કલ્પવૃક્ષરૂપ મંત્રીશ્વરની યથાયોગ્ય સ્તુતિ કરવા લાગ્યા. "પૂર્વે શ્રીમાન્ રૈવતગિરિ પર જતા લોકોને દુરારોહ (કષ્ટે જવા લાયક) માર્ગ જોઇને જેણે બહોંતેર લક્ષ દ્રવ્ય ખરચીને શિવમંદિરના સેતુ સમાન નવો સુમાર્ગ બંધાવ્યો, એવા શ્રી જિનશાસનના સૂર્ય સમાન અને શિષ્ટ જનોમાં અગ્રેસર શ્રી વાગ્ભટ મંત્રીશ્વર વિજયવંત વર્ત્તો. બે માસના ઉપવાસથી મુદિત થયેલ એવા જેણે અંબિકા દેવીના આદેશથી હૈમબલાનક પર જઇને પૂર્વે બ્રહ્મેંદ્રે કરાવેલી શ્રી નેમિનાથની પ્રભાવિક પ્રતિમા લાવીને નારાયણે (કૃષ્ણે) કરાવેલા આ ચૈત્યમાં સ્થાપન કરી એવા શ્રી રત્નશ્રેષ્ઠી શ્રાવક જયવંત વર્ત્તો. શ્રી સિદ્ધરાજના આદેશથી ઔદત્યયુક્ત એવું અધિકારી પદ પામીને સૌરાષ્ટ્ર દેશની સર્વ આવકનો વ્યય કરી હંસરાહિત અંતરવાળા જેણે શ્રી રૈવતાચલ પર દિવ્ય પાષાણોનું નવીન શ્રી નેમિનાથનું મંદિર બંધાવ્યું એવો શ્રી સજ્જન મંત્રીશ્વર જય પામો, પરંતુ અમૃત કરતાં પણ

રસિક, ચંદ્રમાની ચળકતી ચાંદની કરતાં પણ સ્વચ્છ, નવીન આમ્રવૃક્ષની મંજરી કરતાં પણ વિકસિત, સુગંધયુક્ત અને વાગ્દેવીના વિશદ ઉદ્ગાર કરતાં પણ સરલ એવી શ્રી વસ્તુપાલ મંત્રીની ઉક્તિ (વાણી) કોના મનને આનંદ ઉપજાવતી નથી? હે વસ્તુપાલ! પૂર્ણિમાની રાત્રિથી ગર્વિત થયેલ ચંદ્રમાની જ્યોતિને છતનાર એવો તમારો યશ, ક્ષીરસાગરરૂપ વસ્ત્રને ધારણ કરનાર વસુધાના એક ઉત્તરીય વસ્ત્ર સમાન ભાસે છે." ઇત્યાદિ સ્તુતિ સાંભળતાં કર્ણ ભૂપ સમાન વિચક્ષણ એવા મંત્રીશ્વરે સર્વ કવીશ્વરોના મનોરથ પૂર્ણ કર્યા. કહ્યું છે કે-'સર્વ જનોમાં અગ્રેસર અને ગુણવંતોમાં વિખ્યાત એવા શ્રીવસ્તુપાલ મંત્રીશ્વરે તીર્થોત્તમ એવા શ્રી રૈવતગિરિ પર શ્રી નેમિનાથ ભગવંતની, આગળ મંગળદીવો કરતાં સ્તોત્ર રચનારા એવા આર્હત્ જનો તેમજ અન્ય અર્થી જનોને પ્રસન્નતાપૂર્વક ચોવીશ લક્ષ દ્રવ્ય દાનમાં આપ્યું.' તે વખતે એ ગિરિરાજ પર દાન આપતાં તેજપાલ મંત્રીએ તો લક્ષ કે કોટિ દ્રવ્યના વ્યયની ગણનાજ ન કરી. વળી જૈત્રસિંહે ત્યાં આનંદ સહિત ધનનો એવો વરસાદ વરસાવ્યો કે જેથી કવિવરોએ તેને હેમાંબુદ એવું બિરૂદ આપ્યું. તે વખતે રત્ન શ્રાવકે શ્રી નેમિનાથના ચૈત્યના દ્વાર પર શિવદ્વારની દીપિકા સમાન રત્નોની પરિધાપનિકા કરાવી આપી. વળી ધનવંતોમાં અગ્રેસર એવા ભીમ શ્રાવકે આર્ય જનોને ઉચિત એવા અગણિત પુણ્ય કાર્યોથી મંત્રિરાજને પણ આશ્ચર્ય ચકિત બનાવી દીધા. વળી તે વખતે લલિતા દેવીની દાનલીલા સાંભળતાં ઇંદ્રાણી પણ મંત્રીશ્વરની ગૃહસ્થિતિને ઇચ્છવા લાગી. તે અવસરે પાત્રદાન, જિનપૂજા તથા ઉદ્યાપન વિગેરે સુકૃત્યોથી અનુપમા દેવીએ પોતાના નામને યથાર્થ કરી બતાવ્યું. 'વિવેકી જનો સર્વોપચારથી વિશદ પ્રકારે જિનપૂજા રચતાં સર્વાંગ સુખાધિપત્ય પામીને અનુક્રમે મોક્ષસુખના ભાજન થાય છે.' એમ ધારીને અતિશય ભક્તિમંત એવા અન્ય સંઘપતિ શ્રાવકોએ પણ શ્રીનેમિનાથ પ્રભુની સર્વ પ્રકારે પૂજા કરીને સર્વ ઉપદ્રવની શાંતિ નિમિત્તે ત્યાં આરાત્રિકોત્સવ અને મંગળ નિમિત્તે મંગલદીપ કર્યો. પછી અમિત દાનથી અર્થી જનોને આનંદ પમાડીને સાધુજનોને સત્કારપૂર્વક અનિવાર્ય આહારદાન આપતાં

તે મંત્રીશ્વરે મુક્તિકાંતાના મનોજ્ઞ સુખને પરિપુષ્ટ બનાવ્યું. ત્યારપછી પૂજારીઓનો યોગ્ય સત્કાર કરીને તથા અંબિકા, પ્રદ્યુમ્ન અને શાંબની ભક્તિપૂર્વક પૂજા કરીને સુકૃતશાળી એવા મંત્રી પર્વત પરથી નીચે ઉતર્યા.

હવે શત્રુંજય તીર્થ પર સુરાસુર અને મનુષ્યોને પણ શ્લાઘનીય એવાં જે પુણ્યકાર્યો મંત્રીએ કર્યાં તે સર્વ સંક્ષેપથી યથાશ્રુત હું કહું છું, કારણ કે પરપુણ્યના અનુમોદનથી પણ મહાપુણ્ય થાય છે. કહ્યું છે કે–'ધર્મકૃત્ય કરનાર, સંતુષ્ટ મનથી બીજા પાસે કરાવનાર, અનુમોદન આપનાર અને બીજા પ્રાણીને સહાય આપનાર એ સર્વને સમાન ફળ મળે એમ તત્ત્વવેત્તાઓ કહે છે.' કળિકાળનો તિરસ્કાર કરનાર એવા મંત્રીએ પ્રથમ શ્રી શત્રુંજય ગિરિ પર ઇંદ્રમંડપ કરાવ્યો. તેમજ ત્યાં અંબિકાના અવલોકન નિમિત્તે શાંબ અને પ્રદ્યુમ્નનાં શિખરો સહિત તેણે શ્રી નેમિ પ્રભુનું ચૈત્ય કરાવ્યું. વળી ત્યાં કરાવેલ શ્રીસ્તંભતીર્થનાયકના ચૈત્યમાં પોતાના રાજાની, પોતાની, પોતાની સ્ત્રીની, પોતાના ગુરૂની અને પોતાના બંધુની મૂર્ત્તિઓ કરાવી. તેમજ ત્યાં ઇંદ્રાણી સહિત ઇંદ્રની જેમ શ્રીજયતલ્લ દેવી સહિત પોતાના સ્વામી વીરધવલ રાજાની ગજેંદ્રારૂઢ મૂર્ત્તિ કરાવી. વળી નિરંતર વિદ્વાનોને દ્રવ્યદાન આપનાર એવા તેણે ત્યાં પોતાની અને પોતાના બંધુની આરસ પાષાણની અશ્વપૃષ્ઠ પર સ્થાપિત એવી મૂર્ત્તિ કરાવી. વળી ત્યાં મંત્રીદ્રિ જાણે જગતની રક્ષા કરનાર યામિક (પહેરેગીર) હોય એવી બે અજિતનાથ તથા શાંતિનાથની કાયોત્સર્ગી મૂર્ત્તિ કરાવી. 'આંતર શત્રુઓને જીતનાર, અંતરાયને દૂર કરનાર, જાણે કર્પૂરપૂરથી ઘટિત હોય તેવા નિર્મળ અને જિતશત્રુ રાજાના પુત્ર એવા તે શ્રી અજિતનાથ પ્રભુ તથા શ્રી શાંતિનાથ પ્રભુને જોઇને કોના મનમાં આશ્ચર્ય ન થયું?' વળી ત્યાં પાંચ પ્રકારની ભોગલક્ષ્મીના જાણે નિધાનકળશ હોય તેવા પાંચ સુવર્ણકુંભ સ્થાપન કર્યા. વળી સાતે દુર્ગતિનો જય કરીને જાણે જયસ્તંભ રોપ્યા હોય તેવી ત્યાં સાત દેવકુલિકા કરાવી. વળી ઇંદ્રમંડપમાં પશ્ચિમ દ્વાર આગળ ચંદ્રકળા સમાન શ્વેત એવા સેંકડો પાષાણોનું તેણે તોરણ રચાવ્યું. તે વખતે ધર્મે ઇંદ્રને કહ્યું કે–'હે વત્સ! બહુ ખેદની વાત છે કે હું (ધર્મ)

ચિરપરિચિત છતાં તું મને ઓળખતો નથી, અને કળિકાળની રુચિને દલન કરનાર એવા મને જોયા છતાં તું હર્ષિત થતો નથી, તેનું ખરૂં કારણ તો મને એ લાગે છે કે-વસ્તુપાલે મારા કળિકાલ શત્રુનો નાશ કર્યો, અને યાત્રા કરીને મારામાં અપૂર્વ તેજને સ્થાપન કર્યું, તેમજ શત્રુંજયના શિખર પર ઉત્સવ નિમિત્તે એક મંડપ ઉભો કર્યો. વળી તીર્થલક્ષ્મીના મંડનરૂપ એવા ઇંદ્રમંડપને કરાવતાં શ્રી વસ્તુપાલ મંત્રીએ કલ્પવૃક્ષને પોતાને સ્વાધીન કર્યું, ચિંતામણિ રત્નને મનમાં સ્થાપન કર્યું, પોતાની વાણીને કામધેનુ બનાવી, પોતેજ નિધાન સ્વરૂપને ધારણ કર્યું, મંદિરને લક્ષ્મીમય બનાવી દીધું અને ધર્મનો પુનરૂદ્ધાર કર્યો.'

આ વખતે ઇંદ્રવિમાન સમાન ચામર, તથા શ્વેત છત્રાદિ સંપત્તિયુક્ત, ગીત તથા અસ્ખલિત વાજિંત્રોથી શબ્દાયમાન તથા ઉલ્લાસપૂર્વક જ્યાં નૃત્ય થઇ રહ્યું છે એવો દેવો સમાન મનુષ્યોએ રચેલો નવીન સ્નાત્રોપક્રમ જોઇને મંત્રીએ નિમંત્રણ કરેલ ઇંદ્રને ક્ષણભર એ રાજ્યની શંકા થઈ પડી. વળી શ્રી આદિનાથ પ્રભુના ચૈત્યની આગળની ભૂમિમાં તેણે પ્રાકાર સહિત એક પ્રતોલી કરાવી તેમજ ત્યાં ભગવંતના સ્નાત્ર નિમિત્તે મંત્રીએ સુધાકુંડનો તિરસ્કાર કરનાર એવો ગજપદ નામે કુંડ કરાવ્યો. વળી બંને પ્રાસાદ પર જાણે લક્ષ્મી અને કીર્ત્તિરૂપ કંદના પ્રગટ થતા નવા અંકુરા હોય તેવા બે સુવર્ણના દંડ સ્થાપન કર્યા. તે વખતે શ્રી વીરધવલ રાજા પાસેથી સુજ્ઞ એવા તેણે ભગવંતની પૂજા નિમિત્તે ત્યાં અંકપાલિતક (અંકેવાળીયું) નામે ગામ અપાવ્યું. પોતાના વડીલ લૂણીગ અને મલ્લદેવની બે મૂર્ત્તિ આદિનાથ ભગવંતના મંદિરમાં પ્રવેશ કરવાના માર્ગે ડાબી અને જમણી બાજુએ પૃથક્ મંડપિકામાં હસ્તી પર બેઠેલી તેણે સ્થાપન કરાવી. વળી શ્રી યુગાદિજિનના દ્વાર પર અત્યંત વિશદ અને મોક્ષમંદિરનું જાણે એક સોપાન હોય તેવું આરસ પાષાણનું એક મોટું તોરણ રચાવ્યું. ત્રણે જગતની સૌંદર્યશોભાને જોવાના દર્પણરૂપ એવા જે તોરણને દેવો પણ અત્યારે ત્રિલક્ષ તોરણના નામથી ગાય છે. જ્યાં શ્રીસંઘપતિઓની સૌભાગ્યસંપત્તિને જોવાને ઇચ્છતી હોય એવી દેવાંગનાઓ પણ જાણે પાંચાલિકા ( પૂતળી )ઓના મિષથી આવીને ઉભી રહી હોય

એમ જણાતું હતું. વળી હાથમાં વીણા લઇને દેવાંગનાઓ આનંદપૂર્વક જાણે નિરંતર તીર્થમાહાત્મ્યને ગાતી હોય તેવી લાગતી હતી. તે તોરણની પાસે ઉન્નત મત્તવારણ (ઓટલા)થી મંડિત• અને જાણે પોતાની સેના હોય તેવી એક તેણે જગતી રચાવી. ભગવંતની આગળ તેણે બે પ્રશસ્તિ-ચતુષ્કિકા કરાવી, તે જાણે તોરણને જોનાર ચૈત્ય-લક્ષ્મીનું નેત્રયુગલ હોય તેવી શોભતી હતી. આદિનાથ ભગવંતના બલાનકમંડપમાં પ્રવેશ કરતાં દક્ષિણ બાજુએ પોતાની પત્ની લલિતા દેવીના પુણ્યનિમિત્તે સુજ્ઞ એવા તેણે વિવિધ બિંબોથી વિરાજિત તથા મંડપો સહિત વીર પ્રભુની પ્રતિમાયુક્ત સત્યપુર તીર્થ રચાવ્યું, અને ડાબી બાજુએ પોતાની બીજી સ્ત્રી સૌખ્યલતાના શ્રેય નિમિત્તે તેણે શ્રી મુનિસુવ્રત ભગવંતની પ્રતિમાયુક્ત, સમવસરણ, અશ્વ, શકુની, વટવૃક્ષ, મુનિયુગ તથા શિકારીની મૂર્ત્તિ સહિત અશ્વાવબોધ તીર્થ કરાવ્યું. તેમજ ત્યાં જિતશત્રુ, શિલામેઘ રાજા, વણિક, સુદર્શના દેવી, સૌખ્યલતા તથા પોતાની મૂર્ત્તિઓ પણ તેણે સ્થાપન કરાવી. વળી તેની આગળ પોતાના દાદા ચંડપ્રસાદના પુણ્યનિમિત્તે વિજયી એવા તેણે અજિતનાથ તથા સંભવનાથની મૂર્ત્તિ સ્થાપન કરાવી. તેમજ પોતાના અને લલિતા દેવીના શ્રેય નિમિત્તે સ્ફટિકનાં દ્વારયુક્ત એવી ઉત્તર દિશાભિમુખ બે દેવકુલિકા કરાવી. વળી શ્રી આદિ જિનના ચૈત્યમાં દક્ષિણ અને ઉત્તર બાજુએ તેણે ચાર ચાર ચતુષ્કિકા કરાવી. તેમજ શ્રી આદિનાથના મૂળચૈત્ય પર કાંચનનો કળશ તથા શ્રીમરુ-દેવીગૃહ પર સુવર્ણના દંડ સહિત કળશ સ્થાપન કરાવ્યો. શ્રી યુગાદિ-દેવના ચૈત્ય પર પોતાના પૌત્ર પ્રતાપસિંહના પુણ્યનિમિત્તે સુજ્ઞ એવા તેણે ત્રણે મંડપોના ત્રણ સુવર્ણ કુંભ કરાવ્યા. વળી પુણ્યા-ભિમુખ એવા શ્રી તેજપાલ મંત્રીએ પોતાના પુણ્યનિમિત્તે શ્રીપાર્શ્વ-નાથની મૂર્ત્તિ સહિત પવિત્ર પ્રભાયુક્ત એવું શંખેશ્વરાવતાર નામે ચૈત્ય કરાવ્યું, અને મંડપની પાસે યશસ્વી એવા તેણે નંદીશ્વર દ્વીપની રચના કરાવી. વળી કુલીન એવા તેણે પોતાની સાતે બ્હેનોના કલ્યાણ-નિમિત્તે તેની પાસે સાત દેવકુલિકા કરાવી. તેમજ મલ્લદેવની સ્ત્રી લીલૂપા અને અનુપમા તેના પુત્ર અને પૌત્ર પૂર્ણસિંહ તથા પેથડ એમના પુણ્યનિમિત્તે ચાર દેવકુલિકા તથા મંત્રીના મિત્ર યશોરાજ

શ્રેષ્ઠીના શ્રેય નિમિત્તે ત્રણ દેવકુલિકા કરાવી. વળી અનુપમ મતિવાળા તેણે પોતપોતાના દેહમાન પ્રમાણ અનુપમા દેવીની તથા પોતાની આરસ પાષાણની બે મૂર્ત્તિ કરાવી. તેમજ સુજ્ઞ એવા તેણે પોતાની અનુપમ પ્રિયાના અનુપમ પુણ્યની સિદ્ધિ નિમિત્તે એક અનુપમાસર નામે સરોવર અને જિનપૂજન નિમિત્તે તે સરોવરની પાસે આવેલા કુંડ આગળ નંદન વનની શોભાને આપનાર એવી એક વાટિકા કરાવી. વળી તે સરોવરના કિનારા પર તેણે કપર્દી યક્ષ અને અંબિકા દેવીના મંદિરના મિષથી વેલાશૈલ કરાવ્યો. તેમજ તે સરોવરરૂપ તિલક પર કપર્દીયક્ષના મંદિરની લક્ષ્મીના સીમંત સમાન પદ્મબંધ(પરથાર)કરાવ્યો. વળી એ પર્વત પર પ્રથમના જીર્ણ થઈ ગયેલા કપર્દી યક્ષના ભવનનો તેણે ઉદ્ધાર કરાવ્યો, ડાબી બાજુએ એક તોરણ અને તેની ચારે બાજુ આરસની જગતી (કોટ) કરાવી, અને ગર્ભગૃહની પાસે તેણે શ્રી પાર્શ્વ પ્રભુનો એક લેખ કરાવ્યો. વળી સુવર્ણ, વિદ્રુમ, મૌક્તિક અને ઇંદ્રનીલમણિની મૂર્ત્તિઓથી અલંકૃત, ઉંચાં તોરણોથી મનોહર અને અદ્ભુત પ્રભાયુક્ત એવું અષ્ટાપદ તીર્થ તેણે કરાવ્યું. જેમાં કસોટીના પાષાણના સ્તંભયુક્ત અને સુવર્ણ રચનાથી મનોહર એવી ઉદ્ધાર ભૂમિ વીજળીયુક્ત મેઘમાળા સમાન શોભે છે.

શ્રી શત્રુંજય ગિરિની નીચે શ્રી વાગ્ભટપ્રપા છે, ત્યાં શ્રી સંઘની તૃષાને દૂર કરનાર જળ પૂર્વે ન હતું, એટલે નગરની આગળ સુજ્ઞ એવા વસ્તુપાલ મંત્રીએ પોતાની પ્રિયા લલિતા દેવીના શ્રેયનિમિત્તે અતિશય જળથી વિરાજિત, નિર્મળ અને હંસશ્રેણિથી સુશોભિત એવું લલિતાસર કરાવ્યું, જેને જોઇને લોકોના મનમાં માનસરોવરનો ભ્રમ થવા લાગ્યો. ધાર્મિક એવા તેણે લલિતાસરની પાળપર સૂર્ય, શંકર, સાવિત્રી, વીર જિન, અંબિકા અને કપર્દી યક્ષનાં મંદિર કરાવ્યાં. વળી પ્રથમ પ્રભુની પૂજાનિમિત્તે તેણે પત્થરથી બાંધેલા વિશાળ કૂપથી મનોહર એવી પોતાના અને ગિરિના નામથી પ્રસિદ્ધ વાટિકા કરાવી. વળી શત્રુંજય મહાતીર્થના ઘંટાપથના વિભૂષણરૂપ શ્રી આદિનાથ મંદિરનો તેણે ઉદ્ધાર કરાવ્યો. તેમજ શંખ સમાન ઉજ્જવળ કીર્ત્તિવાળા એવા તેણે ત્યાં સુધાના કુંડરૂપ અને વિસ્તૃત કમળોયુક્ત એક કુવો કરાવ્યો અને પરબ મંડાવી. તેમજ એ મંત્રીશ્વરે વટવૃક્ષ, કૂપ અને

મંડપિકા સહિત વાલાક ગામ તથા ગુંડપદ્ર ગામ શત્રુંજયને આધીન કર્યાં. વીરજય નામના ગામમાં વસ્તુપાલના નામથી એક ચૈત્ય અને યાત્રિકોની સગવડતાને માટે પરબ તથા દાનશાળા તેણે કરાવી. વળી ભક્તિથી ભાવિત એવા તેણે વીરજય ગામની બધી આવક શત્રુંજયની પૂજાનિમિત્તે અર્પણ કરી. વળી ત્યાં સંઘને ઉતરવાની સગવડનિમિત્તે તેણે પ્રતોલી અને વસ્ત્ર સહિત પાંચ મઠ કરાવ્યા. 'સર્વ દાનોમાં અન્નદાન વધારે શ્રેષ્ઠ છે અને તેમાં પણ તીર્થભૂમિમાં તે વધારે ફળદાયક થાય છે' એમ ધારીને નાના પ્રકારના ભોજનની સામગ્રી સહિત અને શ્રમને દૂર કરનાર એવી ત્યાં બે દાનશાળાઓ કરાવી કે જ્યાં તીર્થયાત્રિકોને તથા તીર્થની રક્ષા કરનારા લોકોને ગૌરવપૂર્વક યથારુચિ અન્નદાન નિરંતર આપવામાં આવતું હતું.

વળી અર્કપાલ નામના ગામમાં પવિત્ર આશયવાળા તેણે પોતાના પિતાના શ્રેયનિમિત્તે જિનભવન, માતાના શ્રેયનિમિત્તે પરબ, માતપિતાની સમૃદ્ધિને નિમિત્તે દાનશાળા અને પોતાના શ્રેયનિમિત્તે સરોવર, મહાદેવનું મંદિર તથા મુસાફરોને રહેવા માટે સ્થાન વિગેરે કરાવ્યાં. એમ નાનાં મોટાં જિનચૈત્ય, જિનબિંબ તથા મહોત્સવોમાં ધર્માર્થી એવા તેણે શ્રી શત્રુંજય ગિરિ ઉપર સુરાસુર અને મનુષ્યોની સમક્ષ સર્વ મળીને અઢાર કોટિ અને ત્રેસઠ લક્ષ દ્રવ્યનો વ્યય કર્યો. તે શ્રીમાન્ વસ્તુપાલ મંત્રીશ્વર જગતમાં જયવંત વર્તો.

હવે અદ્ભુત ભાગ્યવંત એવા તે બંને મંત્રીઓએ શ્રી ગિરનાર તીર્થમાં જે ધર્મકૃત્યો કર્યાં તે હવે સંક્ષેપથી કહું છું. શ્રી રૈવતાચલના શિખર પર શ્રી નેમિ પ્રભુના ચૈત્યની પાછળ પોતાના શ્રેયનિમિત્તે શ્રી શત્રુંજયપતિ આદિનાથનું ચૈત્ય પાપને દૂર કરનાર એવું વસ્તુપાળવિહાર નામનું વાસ્તુના પતિ વસ્તુપાળે કરાવ્યું. દેદીપ્યમાન એવા સુવર્ણ કુંભ તથા ફરકતી પતાકાયુક્ત, કૈલાસ ગિરિ સમાન ઉન્નત, દેવોને પણ આશ્ચર્ય પમાડે તેવું તે શ્રીમાન્ યુગાદિનાથનું ચૈત્ય જોતાં કયા મનસ્વી પુરુષના અંતરમાં પરમ આનંદ ન ઉભરાયો? વળી તે ચૈત્યમાં અત્યંત પવિત્ર કાંતિયુકત અને દૃષ્ટિને એક મહોત્સવરૂપ એવી આદિનાથ પ્રભુની મૂર્ત્તિ જોતાં 'શું આ મૂર્ત્તિ ઉજ્જવળ સુવર્ણના અથવા ચંદ્રમંડળના પરમાણુ દળ લઇને બનાવવામાં આવી

છે કે ક્ષીરસાગરના ઉદાર કલ્લોલ લઇને બનાવવામાં આવી છે ?' એવા વિકલ્પ થતા હતા. વળી પોતાના પૂર્વજોના શ્રેયનિમિત્તે મંત્રીશ્વરે શ્રી અજિતનાથ અને વાસુપૂજ્ય ભગવંતની મૂર્ત્તિ સ્થાપન કરી, અને તેના રંગમંડપમાં તેણે મોટા પ્રમાણ યુક્ત ચંડપની મૂર્ત્તિ, શ્રી વીર જિનનું બિંબ અને અંબિકાની મૂર્ત્તિ કરાવી. ગર્ભગૃહના દ્વાર આગળ દક્ષિણ અને ઉત્તર બાજુએ પોતાની અને પોતાના અનુજ બંધુની ગજારૂઢ મૂર્ત્તિ સ્થાપન કરાવી. તેની ડાબી બાજુએ લલિતા દેવીના શ્રેયનિમિત્તે તેણે પોતાના પૂર્વજોની મૂર્ત્તિઓ સહિત સંમેતશિખરની રચના કરાવી અને દક્ષિણ બાજુએ સૌખ્યલતાના શ્રેયનિમિત્તે પોતાની માતા અને બ્હેનની મૂર્ત્તિઓ સહિત અષ્ટાપદની રચના કરાવી. વળી ત્રણે વિદ્યાના આશ્રયરૂપ એવા તેણે એ ત્રણે પ્રાસાદના ત્રણે જગતને આશ્ચર્ય પમાડે તેવાં ત્રણ તોરણ કરાવ્યા. વળી સુજ્ઞ એવા તેણે વસ્તુપાલવિહારની પાછળ અનુત્તર વિમાન સમાન કપર્દી યક્ષનું એક મંદિર કરાવ્યું. વળી મરૂદેવી માતાના મંદિરમાં માતૃભક્ત એવા તેણે પોતાની માતાની ગજેંદ્રસ્થ મૂર્ત્તિ સ્થાપન કરાવી. તેમજ શ્રી નેમિનાથના ચૈત્યમાં ત્રિદ્વારમંડપના દરેક દ્વાર પર ચંદ્ર સમાન નિર્મળ પાષાણનાં ત્રણ તોરણ રચાવ્યાં. મંત્રીશ્વરે શ્રી નેમિનાથ ભવનના દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દ્વારને તોરણોવડે એવાં તો સુશોભિત કરાવ્યાં કે તેની શોભા જોતાં જગતની દૃષ્ટિ અન્યત્ર વિશ્રામજ ન પામે. શ્રી નેમિ પ્રભુના ચૈત્યના ગર્ભગૃહમાં ઉત્તર અને દક્ષિણ બાજુએ તેણે પોતાના પિતાની અને પિતામહ (દાદા) ની અશ્વસ્થ મૂર્ત્તિ કરાવી અને ત્યાં પોતાના માતપિતાના શ્રેયનિમિત્તે શ્રીશાંતિનાથ તથા અજિતનાથ ભગવંતની કાયોત્સર્ગસ્થ મૂર્ત્તિ કરાવી. વળી તે ચૈત્યના ચંડપમાં જિનસ્નાત્રને માટે અગવડ પડતી જોઇને તેણે એક વિશાલ ઇંદ્રમંડપ કરાવ્યો. જ્યાં શ્રી નેમિ પ્રભુની મહા અદ્‌ભુત મૂર્ત્તિ જોઇને સ્નાત્ર કરનારા આનંદમગ્ન થઇ ક્ષણભર બ્રહ્મસુખનો સ્વાદ લેતા હતા. 'જ્યાં નિર્ભય થઇને લીલાપૂર્વક નૃત્ય કરતી એવી ભાગ્યવતી દેવાંગનાઓ પોતાના સ્વામીનું રૂપ અને સૌભાગ્ય હરણ કરે છે અને વિનય સહિત જિનેશ્વરોને વંદન અને પ્રણામ કરતા મુનિઓ જ્યાં પોતાનાં કોટિભવનાં પાપ

અપાવે છે, માટે ત્રણે જગતમાં આ તીર્થ સમાન બીજું તીર્થ નથી.' એમ પોતાનો હાથ ઉંચે કરીને જાણે કહેતી હોય એવી સ્તંભસ્થ પૂતળીઓ ભાસતી હતી. વળી શ્રી નેમિનાથ તથા પોતાના વંશજોની મૂર્ત્તિઓ યુક્ત તેણે એક મુખોદ્ઘાટનક સ્તંભ કરાવ્યો. વળી ત્યાં પોતાના પિતા આશરાજની અને સોમવંશ પિતામહની અશ્વસ્થ મૂર્ત્તિ તેણે કરાવી. વળી કુળરૂપ કૈરવને ચન્દ્રમા સમાન એવા તેણે પ્રપામઠની પાસે સરસ્વતીની પ્રતિમા સહિત, પ્રશસ્તિયુક્ત અને પોતાના પૂર્વજોની મૂર્ત્તિઓ સહિત ત્રણ દેવકુલિકા કરાવી. વળી ઉન્નત એવા શ્રી નેમિમંડપ પર પોતાના વિશાલ કુળમાં શ્રીમાન્ એવા તેણે કલ્યાણકળશ (સુવર્ણ કળશ) આરોપણ કર્યો. શ્રી અંબિકા દેવીના મંદિરમાં તેણે મંડપ કરાવ્યો અને ત્યાં આરસની એક દેવકુલિકા કરાવી. તેમજ પોતાના નિર્મળ યશ સમાન ઉજ્જવળ આરસથી તેણે ત્યાં અંબિકાનો પરિકર કરાવ્યો. તેના શિખર પર ચંડપના શ્રેયનિમિત્તે તેણે શ્રી નેમિ પ્રભુની મૂર્ત્તિ, ચંડપની રમ્ય મૂર્ત્તિ અને મલ્લદેવની સુંદર મૂર્ત્તિ કરાવી. વળી ચંડપ્રસાદના પુણ્યનિમિત્તે તેણે અવલોકના શિખર પર શ્રી નેમિ પ્રભુની, ચડપ્રસાદની અને પોતાની મૂર્ત્તિ સ્થાપન કરી. પ્રદ્યુમ્ન શિખર પર સોમના શ્રેયનિમિત્તે તેણે શ્રી નેમિનાથની, સોમની અને તેજપાલની મૂર્ત્તિ કરાવી, અને શાબ શિખર પર તેણે પોતાના પિતાના શ્રેયનિમિત્તે શ્રી નેમિ પ્રભુની, પિતાની અને માતાની મૂર્ત્તિ ભક્તિપૂર્વક સ્થાપન કરાવી. વળી શ્રી તેજપાલ મંત્રીએ કલ્યાણત્રિતય એવા નામથી પ્રસિદ્ધ શ્રી નેમિનાથભવનને આરસથી ઉન્નત કરાવ્યું, અને વિશેષજ્ઞ એવા તેણે તેના શિખર પર સાતસો ચોસઠ ગદીયાણા સુવર્ણનો નવો અને પ્રૌઢ કલશ સ્થાપન કરાવ્યો. ત્યાં ત્રિરૂપે રહેલા શ્રીનેમિસ્વામી પ્રણામથી દુર્ગતિને દૂર કરે છે અને સ્તુતિથી નિર્વૃતિ આપે છે. ત્યાં શ્રીનેમિનાથનુ પંચામૃતથી સ્નાત્ર કરતાં પ્રાણી પરભવમાં પ્રૌઢ અને ઉદાર પદવીને પ્રાપ્ત કરે છે. ત્યાં બલાનક પર બિરાજમાન શ્રીનેમિ પ્રભુ ત્રણ ઉપવાસ કરીને તેમની પાસે કાયોત્સર્ગે રહેનારને સાક્ષાત્ પોતાનુ સ્વરૂપ દર્શાવે છે. ત્યાં તીર્થયાત્રિકોને જળની અગવડ જોઇને મંત્રીશ્વરે સર્વત્ર જળકુંડ કરાવ્યા.

શ્રી ઉજ્જયંત ગિરિની નીચે નવાં હાટ, પ્રપા, વાપી અને સંઘપતિ ગૃહથી સુશોભિત એવું નવીન તેજપાલપુર વસાવ્યું, અને તેના અનુજ બંધુ સુજ્ઞ તેજપાલ મંત્રીએ નિષ્કપટ ભાવે સંઘવાત્સલ્યનિમિત્તે ત્યાં દાનશાળાઓ કરાવી. આ નવીન નગરમાં રહેનારા લોકો કુબેર સમાન શ્રીમંત, સર્વદા કરવર્જિત, સંઘનું વાત્સલ્ય કરનારા અને પુણ્યકાર્યમાં સદા તત્પર હતા. વળી પોતાના પિતાના શ્રેયનિમિત્તે સુજ્ઞ એવા તેણે એ નગરમાં આસરાજવિહારના નામથી શ્રી પાર્શ્વચૈત્ય કરાવ્યું, અને પોતાની માતાના સુકૃતનિમિત્તે તે નગરની બહાર ઉછળતા કલ્લોલ યુક્ત કુમારદેવીસર એ નામનું વિશાલ સરોવર કરાવ્યું. વળી ત્યાં ચૈત્યમાં મમ્માણિ ખાણના નવીન ચંદ્રકાંતિ સમાન મનોહર પાષાણની શ્રી પાર્શ્વ પ્રભુની પ્રૌઢ પ્રતિમા તેણે સ્થાપન કરી, અને શ્રી પાર્શ્વ પ્રભુની પૂજાનિમિત્તે આનંદિત એવા તેણે ત્યાં નિર્મલ અને અત્યંત રમણીય એવું એક ઉદ્યાન રચાવ્યું. વળી શ્રી તેજપાલ મંત્રીએ મુસાફરોની અગવડ દૂર કરવા પોતાની પુરી અને વામનપુરી (વણથળી)ના મધ્ય ભાગમાં એક પુષ્કળ જળયુક્ત વાવ કરાવી. તેમજ વામનસ્થલી (વણથળી)માં તેણે જગતને આનંદ આપનાર તથા વસુધાને એક ચંદ્રોદય સમાન રમ્ય વસતિ (સ્થાન) કરાવી અને તેની સાર સંભાળ માટે અમુક રકમ અનામત મૂકી.

સુજ્ઞ એવા મંત્રીએ વૃક્ષાદિકથી અભિરામ અને તપોવનના આધારરૂપ એવું કુટેડી નામે ગામ ત્યાં વ્યવસ્થાપૂર્વક વસાવ્યું અને તીર્થે તરફ જતા સંઘલોકને વસ્ત્રાપથમાં રાજાની આજ્ઞાથી દુષ્કર કરથી મુક્ત કરાવ્યા. વળી દ્વારિકા પાસે ગોમતી નદીના અને સમુદ્રના સંગમ આગળ તેણે એક ઉન્નત શ્રીનેમિચૈત્ય કરાવ્યું, તેમજ શંખોદ્ધાર દ્વીપમાં મિથ્યાત્વીઓને સમ્યક્ત્વ પમાડવા તેજપાલે પ્રથમ પ્રભુનું મંદિર કરાવ્યું, અને રાજાના મનને સંતુષ્ટ રાખવા તેણે ત્યાં જૈનેતર શંખેશ્વરગૃહનો ઉદ્ધાર કરાવ્યો. વળી એ મંત્રીશ્વરે રૈવતાચલના શિખર પર દાનશાળા, મઠો અને સંઘના ઉતારા માટે મકાનો કરાવ્યાં. તેમજ ત્યાં સર્વ દાનશાળાઓમાં તેણે અભ્યાગતોને યથેચ્છ અન્નદાન અપાય તેવી વ્યવસ્થા કરી. 'મહાતીર્થમાં જો સુપાત્રોને અન્નદાન આપવામાં આવે તો શિવલક્ષ્મી સ્વયમેવ હસ્તકમળમાં

આવીને પ્રાપ્ત થાય છે' એમ ધારી શ્રીજિનેશ્વરોને પૂજી, સાધુઓને શુદ્ધ અશન પાનાદિ આપી, દીન જનોનો ઉદ્ધાર કરી અને ધાર્મિક જનોને સહાય આપીને તીર્થયાત્રાથી તેણે પરમ પવિત્રતા પ્રાપ્ત કરી.

હવે અહીં સંગ્રહ શ્લોકની હકીકત આપવામાં આવે છે.

'શ્રી ગિરનારતીર્થના શિખર પર જે સુકૃતશાળીએ પોતાના શ્રેય-નિમિત્તે જિનમંદિર, જિનબિંબ, મઠો અને આવાસાદિ કરાવતાં બાર કોટી અને ત્યાશી લક્ષ દ્રમ્મ ખરચ્યા એવો શ્રીમાન્ વસ્તુપાલ મંત્રીશ્વર કોને પ્રશંસનીય ન હોય?'

ભૂમિમંડળ પર આળોટતા ગોહિલવાડના રાજાઓએ સેવકોની જેમ અનેક ભેટણાં આપીને મંત્રીશ્વરનો સત્કાર કર્યો. પછી ઇંદ્ર સમાન પ્રભાયુક્ત એવા મંત્રીશ્વર શ્રીસંઘ સહિત શ્રીઅંબીકા દેવીની સહાયથી પોતાના નગર તરફ ચાલ્યા. એટલે આગળ જળવડે પૂરવામાં મેઘ સહાય કરનાર હોવાથી અત્યંત ભીષ્મ એવી ગ્રીષ્મ ઋતુમાં પણ પગલે પગલે પોતાની કીર્ત્તિની જેવી ભવ્ય નદીઓને તે જોવા લાગ્યા. એ રીતે પોતાની પ્રતિજ્ઞાને યથાર્થ પાળનાર, કીર્ત્તિરૂપ નવીન પ્રિયાને વરનાર તથા વિધિને જાણનાર એવા તે મંત્રીશ્વર આનંદના કલ્લોલ સાથે ધવલક્કપુરમાં આવી પહોંચ્યા. એટલે આનંદ પામતા સમસ્ત પૌરજનો સહિત વીરધવલ રાજા તેની સન્મુખ આવ્યો. ત્યારપછી શ્રીસંઘ સહિત મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરી પોતાના ભવનમાં આવી રથ પરથી ભગવંતને ઉતારીને મંત્રીશ્વરે અશન, વસ્ત્રાદિકથી શ્રીસંઘનો સત્કાર કર્યો. તેના પુરપ્રવેશોત્સવ વખતે ઉપર બાંધેલ તોરણોથી સુશોભિત પૌરજનોની ગૃહશ્રેણિ ભટશ્રેણિ સમાન ભાસવા લાગી તથા આનંદ આપનાર વિસ્તૃત મહોત્સવોયુક્ત તથા ફરકતી ધ્વજાઓ સહિત સર્વ જિનાલયો સન્નંદનોની જેવા શોભવા લાગ્યાં. સમસ્ત રાજમાર્ગ સદા નક્ષત્રથી મંડિત એવા પૂર્ણિમાના આકાશ સમાન દીપ્ત ચંદ્રમાના ઉદ્યોતમય ભાસવા લાગ્યો, ભોગસ્થિતિ રહિત કૃપણની લક્ષ્મીની જેમ આકાશમાં શોભતી પતાકાઓથી ચારે બાજુ દુકાનોની શ્રેણિ શોભવા લાગી અને અર્થી જનોને પ્રસન્ન કરનાર સુશ્રાવકોની શ્રેણિ ગંગાની જેમ પુણ્યથી પરને આનંદ આપનારી થઇ પડી. પછી સમસ્ત સંઘ તથા સર્વ બંધુઓ સહિત મંત્રીશ્વરને બહુમાન-

પૂર્વક બોલાવીને શ્રીવરધવલ રાજાએ પોતે પોતાના બંધુના જેમ તેને પોતાના પવિત્ર રાજમંદિરમાં યુક્તિપૂર્વક ભોજન કરાવ્યું. તે વખતે રાજાએ યુક્તિપૂર્વક કરેલ ભકિતને જોઇને સમસ્ત સંઘ આશ્ચર્ય પામીને ચિંતવવા લાગ્યો કે– 'અહો! આ વીરધવલ રાજાનો વિનયભાવ, સંઘવાત્સલ્ય અને તેની ઔચિત્યકારિતા કેવી છે? એ રાજા ધન્ય પુરુષોમાં મુગટ સમાન અને પુણ્યવંત જનોમાં અગ્રેસર છે. વળી પરમ બોધિબીજ ખરેખર એને પ્રાપ્ત થયું હોય એમ લાગે છે, કારણ કે શ્રીસંઘ, તીર્થંકર, આચાર્ય, સાધુ અને ગુણવંત જનોનું જે બહુમાન કરે તેમને સમ્યક્ત્વ શુદ્ધ હોય છે.' ભોજન પછી વિશેષ પુણ્યની ઇચ્છાથી રાજાએ વિવેકપૂર્વક શ્રીસંઘની કુસુમાદિકથી પૂજા કરી અને સર્વ સંઘપતિ તથા બંધુ સહિત મંત્રીશ્વરને ઘણાજ ગૌરવ સાથે પટકુળાદિ વસ્ત્રો પહેરાવ્યાં.

પછી મંત્રીશ્વરે સંઘપતિઓને પૂછ્યું કે 'તમારે યાત્રામાં કેટલો વ્યય થયો?' એટલે તેઓમાં પ્રથમ રત્ન શ્રેષ્ઠી બોલ્યો કે 'હે સ્વામિન્! ધર્માર્થે સમસ્ત કૃત્યો કરતાં બંને તીર્થમાં મારે કોટી દ્રમ્મનો વ્યય થયો.' પછી ભીમ શ્રેષ્ઠી બોલ્યો કે 'હે મંત્રિન્! મારે સિદ્ધાચલ પર સત્યાશી હજાર અને રૈવતાચલ પર એક લક્ષ દ્રમ્મનો વ્યય થયો.' એટલે આંભડશાહ બોલ્યો કે 'હે મંત્રીશ્વર! તીર્થયાત્રા કરતાં મારે એક કોટી અને સોળ લાખનો ખર્ચ થયો.' પછી આભડશાહનો પુત્ર આસપાલ બોલ્યો કે 'હે પ્રભો! શ્રીશત્રુંજય પર્વત પર ચાલીશ હજાર, રૈવતાચલ પર સાઠ હજાર અને શ્રીદેવપતનમાં એક લક્ષનો મારે વ્યય થયો.' એટલે મંત્રિરાજે તેને પૂછ્યું કે 'હે ભદ્ર! દેવપતનમાં એક લક્ષનો વ્યય શી રીતે થયો?' એટલે મુગ્ધ સ્વભાવવાળો તે બોલ્યો કે "સર્વ શાસ્ત્રનો અભ્યાસી એવો એક બ્રાહ્મણ મારો ગુરૂ છે, તેણે પ્રભાસમાં સ્નાન, દાનાદિમાં તત્પર એવા મને કહ્યું કે 'જૈનતીર્થમાં થયેલ વ્યયના પ્રાયશ્ચિત્તનિમિત્તે લક્ષ દ્રમ્મ જળથી ધોઇને પ્રથમ જો બ્રાહ્મણોને દાનમાં આપવામાં આવે તો પ્રિયમેલક તીર્થમાં વિધિપૂર્વક સ્નાન થઇ શકે.' આથી હે મંત્રિન્! મારે ત્યાં વધારે વ્યય થયો." એ પ્રમાણેની કાનને કરવત સમાન તેની વાણી સાંભળીને મંત્રી અત્યંત ખિન્ન થઇને તેને નિષ્ઠુર વચ-

નથી કહેવા લાગ્યા કે "અરે દુષ્ટ! દુરાચાર! સુજ્ઞ જનોથી બહિષ્કૃત! પોતાના આત્માને તેં વૃથા ભવસાગરમાં નાખ્યો. ત્રણે જગતમાં શત્રુંજય અને ગિરનાર સમાન કોઇ તીર્થ નથી. એ બંને તીર્થ સ્વ-પર આગમમાં વિખ્યાત અને કર્મરજને દૂર કરનારાં છે. કહ્યું છે કે 'અડસઠ તીર્થોની યાત્રા કરતાં જે ફળ થાય તેટલું ફળ એક આદિનાથ પ્રભુનું સ્મરણ કરતાં થાય છે. ત્રણે જગતમાં નમસ્કાર સમાન મંત્ર, શત્રુંજય સમાન ગિરિ અને ગજેંદ્રપદના જળ સમાન અન્ય જળ નથી. શ્રીસંઘનો સર્વ ભાર ધારણ કરવામાં ધુરંધર તથા સુશ્રાવકોમાં મુગટ સમાન એવા તારા પિતાએ શત્રુંજયને ગિરનાર તીર્થમાં કોટિ દ્રમ્મનો વ્યય કર્યો અને તેં તેનો પુત્ર થઇને એ બંને તીર્થની યાત્રા કરીને પણ કુગુરૂના કથનથી આવું મહાપાપ કર્યું? અંધકારથી ઘેરાયેલો અંધ જેમ અંધકૂપમાં પડે છે, તેમ કુગુરૂથી મૂઢ બનેલો તું ભવકૂપમાં પડ્યો. હું તો કોઇ કોઇ વખત જે લોકકૃત્ય કરૂં છું તે રાજાના મનને પ્રસન્ન કરવા અને સ્વધર્મની સ્થિરતા માટે કરૂં છું." પછી અધર્મીઓના દૃષ્ટાંતરૂપ એવા તે બ્રાહ્મણને બોલાવી કર્કશ વાકયોથી તેની નિર્ભ્રંછના કરીને મંત્રીશ્વરે તેને કહ્યું કે "અરે વિપ્ર! તું આસપાલનો ગુરૂ બની લક્ષ દ્રમ્મ લઇને લોભાંધ બન્યો છું. અત્યારે જો ગુરૂ સહિત યજમાનનો હું દંડ કરૂં તો લોકમાં મને અવર્ણવાદ લાગે તેમ નથી, કેમકે તું બ્રાહ્મણ છતાં ઉભય લોકવિરૂદ્ધ કર્મ કરે છે અને મુગ્ધ લોકોને છેતરીને અંધ એવા ભવકૂપમાં નાખે છે. આજથી આ દુરાશય આસપાલને હું જ્ઞાતિ બહાર કરૂં છું અને તેનો ગુરૂ એવો તું પણ કદાપિ મારી નજરે ચડીશ નહીં એમ આજ્ઞા કરૂં છું. વળી હવે પછી પ્રભાસમાં સ્નાન કરતાં શત્રુંજયાદિ તીર્થ પર કરેલ વ્યયના શોધનનિમિત્તે જે કોઇ મૂઢાત્મા પ્રાયશ્ચિત્ત આપશે તેને બ્રાહ્મણોએ સર્વત્ર જ્ઞાતિબહાર કરવો એવો હુકમ કરૂં છું." એ રીતે મંત્રીશ્વરે ત્યાં સર્વ બ્રાહ્મણોને બોલાવીને તેની પાસે વ્યવસ્થા કરાવી. પછી આસપાલના પિતાના આગ્રહથી લક્ષ દ્રમ્મના વ્યયપૂર્વક મંત્રીએ આસપાલને પાછો જ્ઞાતિમાં લીધો.

પછી શ્રી સંઘ સમસ્તનો ગૌરવ સહિત સર્વ પ્રકારે વસ્ત્રાદિ તથા ચંદન, કુસુમાદિથી સત્કાર કરીને તેને યથાસ્થાને રવાને કર્યો

અને શ્રીવીરધવલ રાજાને રાજવર્ગ સહિત પોતાના ઘરે બોલાવી, અત્યંત ભક્તિપૂર્વક સ્વાદિષ્ટ ભોજન કરાવી, નવાંગે નવ અદ્ભુત રત્નોથી તેનું પૂજન કરી, પૂર્વે સમુદ્ર પાસેથી પ્રાપ્ત થયેલ દક્ષિણાવર્ત્ત શંખ તથા તેજદાર અશ્વો ભેટ આપીને મંત્રીશ્વરે વસ્ત્રાદિકવડે સપરિવાર તેને અત્યંત સંતુષ્ટ કર્યો. 'અહો ! તીર્થયાત્રાના મિષથી દિગ્જયોત્સવ કરતાં જેણે બલિષ્ઠ એવા કલિરૂપ શત્રુનો પણ પરાભવ કર્યો એવા મંત્રીને ધન્ય છે.'

પછી શત્રુંજય તથા ઉજ્જયંત તીર્થને વંદન કરવાના દિવસે દર વર્ષે ધવલકકપુરના મંડનરૂપ શત્રુંજયાવતાર તથા ઉજ્જયંતાવતાર ચૈત્યમાં મજ્જનોત્સવપૂર્વક ઉપવાસ કરીને પોતાના બંધુ સહિત શીલવાન્ એવા વસ્તુપાલ મંત્રી પારણાને દિવસે સંઘવાત્સલ્ય તથા પવિત્ર વસ્તુદાનથી મુનિજનોની ભક્તિ કરવા લાગ્યા.

એ રીતે તીર્થદર્શનના દિવસે બંને તીર્થની સમ્યગ્ રીતે વંદનવિધિ કરતાં અંતરમાં આનંદ પામતા એવા શ્રીમાન્ વસ્તુપાલ મંત્રીશ્વરે તે બંને ચૈત્યમાં અભિષેકોત્સવ કરીને સર્વ ચૈત્યો પર મહાધ્વજ ચડાવ્યા તથા શ્રાવકજનોનો અને મુનિજનોનો સવિસ્તર સત્કાર કર્યો.

इति महामात्यश्रीवस्तुपालचरित्रे धर्ममाहात्म्यप्रकाशके श्रीतपागच्छाधिराजश्रीसोमसुंदरसूरिश्रीमुनिसुंदरसूरिश्रीजयचंद्रसूरिशिष्यपंडितश्रीजिनहर्षगणिकृते हर्षांके षष्ठः प्रस्तावः ॥ ६ ॥

---

## સપ્તમ પ્રસ્તાવ.

હવે એક દિવસ પ્રભાતે શૌચક્રિયા કરીને શ્રીવીરધવલ રાજા રાજલીલાપૂર્વક પોતાની રાજસભામાં આવીને સિંહાસન પર બેઠો હતો, એવામાં રાજાઓથી સેવ્યમાન અને બંને મંત્રીઓથી પરિવૃત્ત એવા તેને ચરપુરૂષોએ આવીને વિજ્ઞપ્તિ કરી કે "હે સ્વામિન્ ! ઉત્તર દિશામાં અસંખ્ય ગુણોના સ્થાનરૂપ અને સમસ્ત સંપત્તિના ધામરૂપ એવી યોગિની નામે પ્રખ્યાત નગરી છે. જ્યાં સર્વ પુરૂષો સમર્થ, પુણ્ય અને લાવણ્યથી ગંભીર, ધીમાનોને પ્રિય, કુળપરંપરાથી સંપત્તિને ભોગવનારા તથા લક્ષણવંત છે. ત્યાં સમુદ્રની જેવો દુસ્તર

બહુજ સત્ત્વશાળી અને પોતાની સેનાથી પરિવૃત એવો શ્રીમાન મોજદીન નામે રાજા છે. તે યવનેશ્વર વેગવંત અશ્વોથી બલિષ્ઠ અને પોતાના જાતિસ્વભાવથી અન્યાયનો પરમ અવધિ છે. અર્જુનના વેગવંત બાણોની જેમ જેના કરોડો સુભટો એક ક્ષણવારમાં રણભૂમિને આચ્છાદિત કરી મૂકે છે. જેની સેનાપતિ સહિત સેનાથી રણભૂમિમાં ત્રાસ પામેલા શત્રુઓને માત્ર તૃણ ભક્ષણ કરવાથીજ દયાપૂર્વક છોડી મૂકવામાં આવે છે. સમુદ્રના ચલાચલ કલ્લોલની જેમ જેની સેનાના મદોન્મત હાથીઓ આ અચલા (વસુંધરા) ને ચારે બાજુ આર્દ્ર કરી મૂકે છે. હે સ્વામિન્! તેના આદેશથી શૂરવીર રાજાઓથી પ્રચંડ એવી તેની સેના ગુર્જરભૂમિ તરફ વેગથી ધસી આવે છે." આ પ્રમાણેની ચરપુરૂષની વાણી સાંભળતાં ચિંતાથી દિગ્મૂઢ બની ગયેલા રાજાએ વસ્તુપાલ મંત્રીશને કહ્યું કે "દૈન્ય અને દયાથી વર્જિત એવું દિલ્લીપતિનું સૈન્ય આપણા દેશ પર વેગથી ધસી આવે છે એમ આ ચરપુરૂષો કહે છે. ગંગાના પ્રવાહની જેમ એનો અત્યંત પ્રચંડ વેગ અટકાવવાને આ ધરાતલ પર કોઇ પણ રાજા સમર્થ નથી. એ ઉન્મત્ત યવનકુંજરોએ વિદ્વાનોમાં અગ્રેસર એવા ગર્દભિલ્લ રાજાનું સરિતાને કાંઠે રહેલા વૃક્ષની જેમ મૂળથી ઉન્મૂલન કરી નાખ્યું, વળી સૂર્યમંડળના અશ્વ જેવા અત્યંત સમર્થ અને ઉન્નત અશ્વપર આરોહણ કરીને જે અશ્વક્રીડા કરતો હતો એવા અનેક રાજાઓથી સેવ્યમાન અને અસહ્ય તેજવાળા શીલાદિત્ય રાજાનું પણ એ યવનોએ એક ચવના છોડવાની જેમ ક્ષણવારમાં ઉચ્છેદન કરી નાખ્યું. વળી સૂર્ય સમાન તેજસ્વી જે રાજાની આજ્ઞા વસુધા પર સાતસો યોજનમાં રાજહંસીની જેમ ક્રીડા કરી રહી હતી એવા અને ચંદ્રસમાન ઉજ્જ્વળ યશવાળા જયંતચંદ્ર રાજાનો પણ એ યવનોએ બાણો વરસાવીને ક્ષણવારમાં નાશ કર્યો. વળી શહાબુદ્દીન બાદશાહને સમરાંગણમાં વીશ વાર બાંધીને ધર્મના મિષે જેણે છોડી મૂક્યો હતો તેવા ક્ષત્રિયોમાં અગ્રેસર પૃથ્વીરાજને પણ રાવણ સમાન એવા તેણે પોતાની કીર્ત્તિ અને વીર્યની જેમ બાંધી લીધો, માટે એ દુરાશયો દેવોને પણ અતિ દુર્જય થઇ પડ્યા છે, તો હે બુદ્ધિનિધાન મંત્રિન્! આપણે અત્યારે શું કરવું? તે કહો." એટલે મંત્રીશ્વરે કહ્યું કે 'હે

સ્વામિન્ ! એ સંબંધી તમારે ચિંતા ન કરવી, આપની આજ્ઞાના પ્રભાવથી એમને પણ હું જીતી લઇશ.' પછી પ્રસાદપૂર્વક રાજાનો આદેશ મેળવીને ચતુરંગ સેનાના ભારથી વસુંધરાને કંપાવતા અને પગલે પગલે દાન આપતા એવા તે સાહસી અને વીરકેસરી મંત્રીશ્વરે જયને સૂચવનારાં શુભ શકુનો જોઇને જયયાત્રા નિમિત્તે તે યવન રાજા પર ચડાઇ કરી, એટલે રણાતુર એવા બાહુદંડથી અનેક શત્રુઓને ત્રાસ પમાડનાર એવા સામંતપાલ વિગેરે સામંત રાજાઓ પણ તેની સાથે આવવા તૈયાર થયા. પછી પ્રજાના ઉપદ્રવનો પ્રતીકાર કરનાર, સજ્જનોને માન્ય અને શ્રેયના અર્થી એવા તેણે આગળ ચાલતાં સેરીસકપુર (સેરીસા)માં આવીને સાક્ષાત્ નાગેંદ્રથી સેવ્યમાન અને સેવકોને અભીષ્ટ આપનાર એવા શ્રીપાર્શ્વ પ્રભુની પ્રૌઢ સામગ્રી સહિત પૂજા કરી અને તે ચૈત્ય પર તેણે ઉત્સવપૂર્વક સુવર્ણકુંભ સ્થાપન કર્યો. તેમજ ચાર ચતુષ્કિકા અને એક ધર્મશાળા ત્યાં કરાવી. વળી જિનપૂજાનિમિત્તે સુજ્ઞ મંત્રીશ્વરે એક નવી વાટિકા તથા વાપી અને પ્રપાયુક્ત એક દાનશાળા કરાવી. એ રીતે ધર્મનિમિત્તે ત્યાં એક લક્ષ દ્રમ્મનો વ્યય કરીને મંત્રી ઉંચી ધ્વજાઓથી ભૂષિત એવા પત્તન (પાટણ)માં આવ્યા. ત્યાં તેના ભાગ્યભરથી આકર્ષાયેલી મહણલા નામની દેવીએ નિદ્રાધીન થયેલા તેને રાત્રે સ્વપ્નમાં કહ્યુ કે 'હે વત્સ ! યવનસેનાની તું ચિંતા કરીશ નહીં, કારણ કે વીરધવલ રાજાનું અને તારૂં ભાગ્ય હજી જાગ્રત છે. વેગવંત અને ઉન્નત અશ્વોથી શીઘ્રગામી યવનો અર્બુદાચલના માર્ગે મારી હદમાં પ્રવેશ કરશે, તેની સેનાને ઓળંગવાના ઘાટ (પર્વતના માર્ગ) ઘણાજ દુર્ગમ છે, માટે વીર રાજાઓને લઇને તારે પ્રયત્નપૂર્વક ત્યાં આવી તેનો નિરોધ કરવો, અને જ્યારે એ યવનો સર્વે નિઃશંક થઇને પોતાની છાવણીમાં વાસ સ્વીકાર કરી અન્નપાકાદિ ક્રિયામાં વ્યાકુળ હોય તે વખતે ધીમાન્ એવા તારે સેનાની આગળ થઇ સર્વ સામગ્રી સાથે યુદ્ધ કરવાનો આરંભ કરવો. હે મંત્રિન્ ! મારા પ્રભાવથી રાજહંસીની જેમ જયલક્ષ્મી સત્વર લીલાપૂર્વક તારા કરકમળમાં આવીને નિવાસ કરશે.' એ રીતે દેવીના આદેશને પામીને તે તરતજ જાગ્રત થયો અને મંગલધ્વનિપૂર્વક

પલંગથી નીચે ઉતર્યો. પછી આવશ્યકાદિ આચાર તથા જગદ્ગુરૂની પૂજા કરીને પ્રબલ ઉત્સાહ યુક્ત એવો તે અર્બુદગિરિ તરફ ચાલ્યો. આગળ ચાલતાં પ્રલ્હાદનપુર (પાલણપુર)માં આવીને આનંદી એવા તેણે પ્રલ્હાદનચૈત્યમાં પરમ ભક્તિપૂર્વક શ્રીપાર્શ્વ પ્રભુને વંદન કર્યું. ત્યાં જિનચૈત્ય પર સુવર્ણના ત્રણ કુંભ સ્થાપીને તેણે ડાબી બાજુએ શ્રીનેમિનાથનું મોટું બિંબ સ્થાપન કરાવ્યું. વળી તેના બલાનક-મંડપનો તેણે ઉદ્ધાર કરાવ્યો અને ત્યાં પૂજાનિમિત્તે સોપારી બજારની સર્વ આવક અર્પણ કરી.

પછી ચંદ્રાવતી નગરીમાં આવતાં અર્બુદગિરિના ઐશ્વર્યયુક્ત ધારાવર્ષ રાજા મંત્રીશ્વરની સન્મુખ આવ્યો, અને ભેટણાથી તેને સંતુષ્ટ કરીને અર્બુદગિરિના સ્વામીએ મ્લેચ્છ સેનાના આગમનનો વૃત્તાંત તેને નિવેદન કર્યો. પછી કલ્પાંત કાળના સમુદ્ર સમાન દુસ્તર, ભયંકર અને ગગનમાં ઉડતી રજથી સર્વ દિશાઓને આચ્છાદિત કરનાર એવું યવનોનું સૈન્ય પર્વતની નજીકમાં આવેલ પોતાના ચરપુરૂષો દ્વારાએ જાણીને ત્યાંના રાજા સહિત મંત્રીશ્વર સૈન્ય લઇને તરતજ તેની સન્મુખ ગયો, અને દેવીના આદેશ પ્રમાણે ઇંદ્ર સમાન પરાક્રમી એવો વીર મંત્રી ઉદ્ધત યવનોની સાથે યુદ્ધ કરવાને માટે ધસ્યો. ત્યાં ભીમ અને અર્જુનની જેમ પાછળ ધારાવર્ષ રાજા અને આગળ મંત્રીશ્વર બંને સખ્ત રીતે યવન સેનાને હણવા લાગ્યા, એટલે મહા ઓજસ્વી એવા મંત્રીથી પીડાતી યવન સેના બાળ અબળાની જેમ બહુજ આક્રંદ કરવા લાગી. તે વખતે બિચારા તુર્કીઓ પોતાના મુખમાં આંગળી નાખીને ખુંખારવ સહિત તોબા પોકારવા લાગ્યા. કેટલાક યવનો લજ્જા રહિત થઇ તેમના પગે પડીને પોતાનાં વસ્ત્રો અને અસ્ત્રો તેમને આપવા લાગ્યા. વળી જમીન પર પડેલા વીર પુરુષોનાં ધડ જાણે દેવાંગનાના મુખકમળના પરિમળથી પ્રમુદિત થયાં હોય તેમ નૃત્ય કરવા લાગ્યાં.

વારંવાર મૂર્છા પામતી કોઇ વીરાંગના ભૂમિ પર આળોટતા પોતાના પ્રાણનાથના મુખકમળને ચુંબન આપવા લાગી. કોઈ પતિવ્રતા લલના રાગથી સ્વામીના ધડને પોતાના ખોળામાં લઇને તેના યશોગાન કરવા લાગી. કોઇ મોહમૂઢ વીરાંગના મરણ પામેલા છતાં

પોતાના સ્વામીના મુખમાં દહીંથી મેળવેલો શીત કરંબો નાખવા લાગી. કોઇ વીર નારી પૃથ્વી પર પડેલા પોતાના સ્વામીને કોમળ પાણિપદ્મથી જાણે શાંત કરતી હોય તેમ ભક્તિપૂર્વક તેના ચરણ ચાંપવા લાગી. કોઇ મૃગેક્ષણા રણભૂમિમાં પોતાના પતિને વિમુખ થયેલ જોઇને રોષથી રક્ત બની તેના પર તીક્ષ્ણ કટાક્ષ ફેંકવા લાગી. કોઇ પ્રબળ યવનાંગના પોતાના મૃત પતિથી વેષ્ટિત થઇ શત્રુસુભટો પર બાણો વરસાવવા લાગી. કોઇ શીલવતી પ્રમદા પોતાના સ્વામીને કર્પૂરથી વાસિત શીતલ જળનું પાન કરાવવા લાગી, કારણ કે સંકટસમયે સ્ત્રી એ સાચા મિત્ર સમાન છે. આ વખતે રણભૂમિમાં લાખો વીર યવનોને જમીન પર ઢળી પડેલા જોઇને પાવન કરૂણા રસથી પૂરિત એવો તે મંત્રીશ્વર યુદ્ધથી વિરામ પામ્યો, એટલે હતશેષ રહેલા યવનો રણભૂમિને તજી પોતાના પ્રાણ મુષ્ટિમાં લઇને ભાગી ગયા.

એ રીતે દેવીના પ્રસાદથી જયલક્ષ્મી મેળવીને મંત્રીશ્વરે તે વખતે યવનોનાં સેંકડો અશ્વો, બખ્તરો અને આયુધો ગ્રહણ કર્યાં. પછી રણકર્મમાં સહાય કરનાર એવા પરમાર રાજાને અપરિમિત સન્માન અને દાનથી આનંદ પમાડીને નીતિમાન્ એવો મંત્રિરાજ વાદ્યમાન અગણિત વાજિત્રોના નાદથી શત્રુઓને ત્રાસ આપનાર તથા તોરણો અને ધ્વજાઓથી સુશોભિત એવા પત્તનપુર પાસે આવ્યો, એટલે હર્ષિત થયેલા નગરજનો હાથમાં પ્રૌઢ ભેટણાં લઇ, આનંદપૂર્વક સામે આવીને સત્કૃત્યોમાં સજ્જનોને સહાય કરનાર મંત્રીશ્વરને નમ્યા. પછી મંત્રીએ પંચાસર પાર્શ્વનાથના ચૈત્યનો મૂળથી ઉદ્ધાર કરીને સુવર્ણકુંભ સહિત તે ચૈત્ય નવીન બનાવ્યું. વળી ગજને અશ્વોની રચનાયુક્ત તથા ચારે બાજુ બહોંતેર ઉન્નત એવી દેવકુલિકાઓથી પરિવૃત અને કર્પૂરપૂર સમાન ગૌર એવી શ્રીશાંતિનાથની પ્રતિમાયુક્ત આસરાજવિહાર નામના ચૈત્ય પર તેણે સત્તોતેર સુવર્ણ કળશ આરોપણ કર્યા અને તેની ડાબી બાજુએ કુમારદેવીના પુણ્યનિમિત્તે સુધાસમાન ઉજ્જવળ એવું શ્રીઅજિતનાથ પ્રભુનું પવિત્ર મંદિર કરાવ્યું.

તેજપાલ મંત્રીએ ત્યાં પોતાની માતા કુમારદેવીની અત્યંત

નિર્મળ એવી ગજાધિરૂઢ મૂર્ત્તિ સ્થાપન કરાવી. વળી કુમારપાલના ચૈત્ય પર તેણે સુવર્ણમિશ્ર સાત ઘડી તામ્રમય એક કળશ* ચડાવ્યો. તથા ચાહડદેવના કરાવેલા ચૈત્યના મુખમંડપમાં તેણે શ્રીનેમિનાથની ધાતુમય મૂર્ત્તિ સ્થાપન કરાવી. તેમજ કોરંટવાલ ગચ્છના ચૈત્યમાં ચંદ્રપ્રભ જિનની અને ખંડેરવાલ ગચ્છના ચૈત્યમાં બે કાયોત્સર્ગી જિનેશ્વરની મૂર્ત્તિ સ્થાપન કરી. વળી તે મંત્રીશ્વરે શ્રીસાંતૂ ચૈત્યનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેના શિખર પર સુવર્ણકુંભ સ્થાપન કર્યો. તથા શ્રીમલ્લિનાથ પ્રભુનું તેણે એક નવીન ચૈત્ય કરાવ્યું અને ઉકેશ ચૈત્યમાં એક મોટું જિનબિંબ સ્થાપન કરાવ્યું. વીરાચાર્ય ચૈત્યમાં તેણે એક ગજશાળા કરાવી અને તેના મધ્યમાં અષ્ટાપદાવતાર નામે એક ઉન્નત ચૈત્ય કરાવ્યું. વળી સમસ્ત રાજમંદિરોમાં તેણે સુવર્ણના નવીન કળશો કરાવ્યા અને મૂળનાયક જિનોની સ્થાપના કરી. વળી શીલશાળી મુનિઓના નિવાસમાં ઉપયોગી થાય તેવી પોતાના પુણ્યાર્થે તેણે સેંકડો વિશાળ ધર્મશાળાઓ કરાવી. વળી આશ્રિત-વત્સલ એવા તેણે નાગેંદ્ર ગચ્છના સાધુઓનિમિત્તે ત્રણ ભૂમિની એક ઉન્નત ધર્મશાળા કરાવી આપી તથા દીનાર્ત્ત જનોની ક્ષુધા તૃષાની શાંતિનિમિત્તે તેણે ત્યાં યુક્તિવાળી દાનશાળાઓ કરાવી. વળી સજ્જનોને શ્લાઘ્ય એવું સંઘવાત્સલ્ય કરીને તેણે સર્વ સાધુઓને પ્રતિલાભ્યા.

એ રીતે અનેક પ્રકારનાં ધર્મકૃત્યો કરીને આગળ ચાલતાં માર્ગમાં લોકોથી સ્તૂયમાન અને સ્થાને સ્થાને જેનો વર્ધાપનોત્સવ કરવામાં આવે છે એવો તે મંત્રીશ્વર અનુક્રમે જ્યાં અનેક ધ્વજાઓ લટકાવી દેવામાં આવી છે એવા ધવલક્કપુરમાં આવ્યો અને યવનો સાથે યુદ્ધ કરતાં જય પામીને મેળવેલા અનેક પ્રકારની વસ્તુઓનાં ભેટણાંપૂર્વક વિકસ્વર મુખકમળવાળા શ્રીવીરધવલ રાજા પાસે આવીને તેણે પ્રણામ કર્યા, એટલે તેના પર પંચાંગ પ્રસાદ કરીને પ્રસન્ન થયેલા એવા વીરધવલ રાજાએ તે વખતે તેની સ્તુતિ કરી કે 'હે વસ્તુપાલ! તું વિકટ માર્ગે ચાલતો નથી, ગર્વથી મુખ ઉંચે રાખતો નથી, અભિમાનથી ખુરપુટવતી પૃથ્વીને ખોતરતો નથી અને અવજ્ઞા-

* જેના મુખદ્વારે મોટો હસ્તી હોય તેવી શાળા.

પૂર્વક બોલતો નથી, પરંતુ વસુધાતલના એક તિલકરૂપ એવો તું વિષમ માર્ગવાળા અને ઉચ્ચ સ્થળમાં આવેલા તીર્થોનો ઉદ્ધારજ કરતો રહે છે.' પછી ગજરાજ સમાન ગતિવાળો, સુવર્ણછત્રથી વિરાજિત અને પૌરજનોથી પૂજ્યમાન એવો તે મંત્રીશ્વર રાજાની આજ્ઞાથી ઉત્સવપૂર્વક સ્વભવને આવ્યો. ત્યા સ્નેહાળ બ્હેનોએ તેનુ વર્ધાપન કર્યું એટલે વાચ્છાધિક દાનથી તેણે તેમને સતુષ્ટ કરી. સમસ્ત રાજવર્ગે આનંદી એવા પૌરજનો સાથે પ્રજાના ઉપદ્રવને હરનાર એવા તેને વિવિધ ભેટોથી પ્રસન્ન કર્યા. તે વખતે મંત્રીના પ્રવેશમહોત્સવમા એક દ્રમ્મનુ એક પુષ્પ પણુ લોકોને મળી ન શક્યું અહો! મત્રીનો કેવો મહિમા!

તે વખતે મંત્રીએ બલાત્કારથી અટકાવ કર્યા છતાં ઉપદ્રવરહિત થયેલા પૌરજનોએ એ મહા દુસ્તર આપત્તિને ધ્યાનમા લઇને અનેક પ્રકારના મહોત્સવોની પ્રવૃત્તિ કરી, એટલે ઘેર ઘેર ચારે બાજુ કુકુમ વિગેરેના છાટણા, સ્વસ્તિકો અને વાજિત્રોના સ્વરને અનુકૂળ એવા કુલીન કાંતાઓના મગળગીતો ગવાવા લાગ્યા, દેવોના મંદિરોમા વિશેષ પ્રકારે પૂજા થવા લાગી, રાજમાર્ગોમા જળસિંચન, પૌરજનોમા વિશેષ હર્ષ અને વધૂજનોમા ઉત્તમ વેષ જોવામા આવ્યો. કવીશ્વરોની વાણી કર્ણસમાન એવા મત્રીના કર્ણને આનદ આપવા લાગી અને ઉદાર એવો તે પણુ તેમના અંતરને આનંદ પમાડવા લાગ્યો અદ્ભુત કીર્તિમાન્ એવા મત્રીશ્વરે તે કવિઓને પુષ્કળ દ્રવ્ય આપ્યુ, અને પોતે સુજ્ઞ હોવાથી તેમણે કરેલી સ્તુતિને લીધે અતરમા લેશ પણુ ગર્વિષ્ઠ ન થયા તે મંત્રીશ્વરની કીર્ત્તિરૂપ રાજહંસી, કવીંદ્રોરૂપ ગિરિરાજમાથી નીકળતી સરસ્વતી (નદી)ના વિસ્તૃત પ્રવાહ પર આરૂઢ થઇને સમસ્ત ભૂમંડળમા સચાર કરતી સમુદ્ર પર્યંત પહોંચી ગઇ.

એકદા ગુરૂત્વને લીધે કવિઓથી સ્તૂયમાન એવા મન્ત્રિરાજે લજ્જાને લીધે પોતાનું મુખ નીચુ કર્યું, એટલે સોમેશ્વર કવિ બોલ્યો કે-હે વસ્તુપાલ વિભો! તું એકજ ભુવનોપકારક છે-એવુ સજ્જનોનું કથન સાભળતા લજ્જાથી નમ્ર મુખ કરી તું જે આ ધરાતલને જુએ છે, તેથી હું ધારૂ છુ કે હે સરસ્વતીવદનકમળના તિલક! પાતાલમાથી બલિ રાજાનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી વારવાર તું તે માર્ગની

શોધ કરે છે.' આ પ્રમાણેની સ્તુતિથી પ્રસન્ન થઇને તેણે તેના સેવકોને વર્ષાસન બાંધી આપ્યાં અને તેને એક લક્ષ દ્રમ્મ આપ્યા.

તીર્થયાત્રાના અવસરે મંત્રીએ અલંકારશાસ્ત્રીઓમાં મુખ્ય એવા શ્રીમાન્ માણિક્ય સૂરિને બોલાવ્યા હતા, પરંતુ તે કાવ્યપ્રકાશ-સંકેત બનાવવામાં વ્યગ્ર હોવાથી આવી શક્યા નહોતા, તેમજ તેમણે કોઈ પોતાના શિષ્યને પણ મોકલ્યો નહોતો, એટલે શ્રી વસ્તુપાલના આદેશથી તેજપાલ મંત્રીએ તેમને કંઇક વક્રોક્તિગર્ભિત એક લેખ મોકલ્યો. તેમાં લખ્યું કે-

"उत्लुत्योत्लुत्य पुनर्निपतति तत्रैव तत्रैव ।
घटकूपकूपमध्ये, निवसति माणिक्यमंडूकः ॥"

'વટકૂપરૂપ કૂપમાં માણિક્ય મંડૂક (દેડકો) વસે છે, કૂદે જે વારંવાર કૂદકા મારીને પુનઃ ત્યાંને ત્યાંજ પડે છે.' આ પ્રમાણેની તેની ઉક્તિથી માણિક્ય સૂરિ અત્યંત વિસ્મય પામ્યા, એટલે નિઃસ્પૃહવૃત્તિવાળા એવા તેમણે પણ એક શ્રાવકના હાથે લેખ મોકલ્યો. તેમાં લખ્યું કે-

"गुणालिजन्महेतूनां, तुलानां हृद्विपाटयन् ।
वंशार्धार्धपरिस्फूर्त्या, किं हि जन विजृंभसे ? ॥"

'ગુણશ્રેણિને ઉત્પન્ન કરવામાં હેતુરૂપ એવા તુલા (કાંટા)ના હૃદયને ભેદતાં વંશની અર્ધ અર્ધ પરિસ્ફૂર્તિથી હે જન! શા માટે ઉદ્ધત બને છે?' આવી તેમની ઉક્તિથી મંત્રીનું અંતર અત્યંત ભેદાઇ ગયું. પછી તેમને જોવાની ઇચ્છાથી મંત્રીએ સ્તંભતીર્થપુરમાં ગુપ્ત રીતે આવી તેમના પૌષધાગારને લુંટાવીને બાધી વસ્તુઓ એકત્ર કરીને ક્યાંક મૂકાવી દીધી. એવામાં મંત્રીનું એકદમ તત્ર આગમન સાંભળીને તે આચાર્ય પણ અંતરમાં ખેદ પામ્યા. પછી મંત્રીના ગુરૂ શ્રી ઉદયપ્રભ સૂરિ સાથે મંત્રી પાસે આવીને તેમણે આશીષ આપી કે-'તીર્થોદ્ધારમાં ધુરંધર, જગતમાં એક ચિંતામણિ સમાન, શ્રી ચૌલુક્ય નરેંદ્રની રાજ્યરચનાને વ્યવસ્થિત કરવામાં દીક્ષાગુરૂ અને રાજ્યવ્યાપાર ચલાવવામાં સમર્થ એવા હે વસ્તુપાલ! રાજસમાન ન્યાયી એવા તારામાં આ ધર્મસ્થિતિનો વિપ્લવ શો?' એટલે

મંત્રીએ હસીને કહ્યું કે-'હે ભગવન્! આપના ધર્મકાર્યને જોવાની ઇચ્છાથી એ વિપ્લવ થયો છે.' પછી માણિક્યચંદ્ર સૂરિએ પોતાના અનાગમનનો હેતુ તેને યથાસ્થિત કહી બતાવ્યો, એટલે મંત્રીએ તેમને ખમાવીને બધી વસ્તુઓ પાછી સોંપી, અને વિવિધ શુદ્ધ વસ્ત્રોથી મંત્રીએ તેમનો સત્કાર કર્યો. 'સત્પુરૂષો પોતાના ઔચિત્યને મૂકતા નથી.' એ અવસરે આચાર્ય બોલ્યા કે-'સેંકડો સુકૃતોને કરનાર એવા ઇંદ્રોએ ભગવંતને જન્માવસરે એક વસ્ત્ર અને દીક્ષાવસરે એક વસ્ત્ર તથા મુનિઓને એક ધર્મધ્વજ આપેલ છે, વળી વિધાતાએ પણ સૂર્યાદિ ગ્રહોને એકજ અંબર (વસ્ત્ર અથવા આકાશ) આપ્યું છે, પરંતુ આ અવસરે સત્પાત્રોને બહુ વસ્ત્રો આપવાથી ઇદ્ર કરતાં અધિક થયેલા એવા શ્રી વસ્તુપાલ મંત્રી ચિરકાળ આનંદ પામો.' એ રીતે શાસ્ત્રજ્ઞ એવા તેમના કથનથી સંતુષ્ટ થઇને મત્રીએ તેમને 'સર્વ ધર્મશાસ્ત્રોના એક આદર્શ' એવું બિરૂદ આપ્યું

એ અવસરે કોઇ દીન બ્રાહ્મણે કરૂણાના સાગર એવા મંત્રી પાસે આવીને યાચના કરી કે-'હે વિભો! મને પણ એક વસ્ત્ર આપો.' એટલે મંત્રીના આદેશથી વસ્ત્રાધિકારીએ તેને એક સ્થૂલ અને જીર્ણ વસ્ત્ર આપ્યું. આથી તેણે મંત્રીની સ્તુતિ કરી કે-'હે દેવ! મને મળેલ આ વસ્ત્ર આપની રિપુનારીઓની ઝુપડી સમાન છે-કે જેમાં એક બાજુ રૂ, એક બાજુ તંતુ અને અન્ય બાજુ કપાસ જોવામાં આવે છે.' એ રીતે મંત્રીના આદેશથી તે સત્તર વાર બોલ્યો, એટલે મંત્રીએ પ્રસન્ન થઇને તેને સત્તર હજાર દ્રમ્મ બક્ષીશ આપ્યા.

એકદા કંઇક વિશેષ કાર્યાર્થી એવા બાલચદ્ર કવીશ્વરે રાજસભામાં આવી મંત્રીશ્વરની સ્તુતિ કરી કે-'હે મંત્રીશ્વર! તારા પર ગૌરી (સરસ્વતી અથવા પાર્વતી) રાગવતી છે, વૃષ (ધર્મ અથવા વૃષભ) આદરયુક્ત છે, અને ભૂતિ (ભસ્મ અથવા સંપદા)થી તારો ગુણગણ ઉલ્લસાયમાન છે-વધારે શું કહેવું? હે મંત્રિન્! ખરેખર તું ઈશ્વરની કળાથી યુક્ત છે, માટે ચિર કાળના બાલેંદુ (બાલચંદ્ર)ને ઉન્નતિ પર લાવવા તારા સિવાય અન્ય કોણ સમર્થ છે?' આ પ્રમાણેની તેની ઉક્તિથી પ્રસન્ન થયેલ શ્રીમાન્ વસ્તુપાલે સર્વ રાજાઓની સમક્ષ મહોત્સવપૂર્વક તેમને રાજકવિનું પદ આપ્યું.

સપાદલક્ષ દેશની લક્ષ્મીના એક શૃંગારતિલક સમાન, પ્રવર પુરુષોથી ઉદયયુક્ત અને પવિત્ર એવા નાગપુર નગરમાં ઉકેશ વંશનો ભૂતલને આનંદ પમાડનાર આચરણવાળો, પુરુષોમાં મૌક્તિક સમાન, મહા તેજસ્વી, પૃથ્વીરૂપ મહિલાના મંડન સમાન, સત્પુરુષોમાં ઉત્તમ, ઇંદ્રની જેમ સદા સુમનસ (સુજ્ઞ)જનોથી સેવિત, મોજદીન બાદશાહની પટ્ટરાણીનું અતિ ગૌરવ કરવાથી તેના બાંધવપણે સ્વીકારાયેલ તથા અભંગુર ભાગ્યયુક્ત દેલ્હાશાહનો મોટો પુત્ર શ્રીમાન્ પુણાશાહ નામે શ્રાવક હતો. અશ્વાધીશ, ગજાધીશ અને નરાધીશ રાજાઓ જેના ઘરના દ્વાર આગળ નિરોધ પામીને દાસ જેવા થઇ બેસી રહેતા હતા. વળી જે પુણ્યાત્માએ પ્રથમ શાસ્ત્રોક્ત વિધિથી નેત્રોને આનંદ આપનાર એવી વિચ્ચેર નગરની તીર્થયાત્રા કરી હતી. તે પાદશાહના આદેશથી રાજચિહ્નોયુક્ત અને વાજિંત્રોના નાદપૂર્વક ઘણા સંઘપતિઓ સાથે શત્રુંજય અને રૈવતાચલ તીર્થની યાત્રા કરવા માટે નીકળ્યો. તે અનુક્રમે ચૌલુક્ય રાજાના દેશમાં આવી પહોંચ્યો, પરંતુ વીરધવલ રાજાને પાદશાહના શત્રુરૂપ ધારીને તેની રાજધાનીનો માર્ગ પડતો મૂકી તે બીજે રસ્તે શત્રુંજય તરફ ચાલ્યો. તે હકીકત જાણવામાં આવતાં વિવેકી એવા વસ્તુપાલે પોતાના અંતરમાં ખેદ પામીને વિચાર કર્યો કે—"અહો! અત્યારે મારાં કુકર્મોનો ઉદય થયો હોય એમ લાગે છે, કારણ કે અતિશય ગુણોના સાગરરૂપ અને તીર્થંકરોને પણ માનનીય એવો શ્રીસંઘ અહીંના અધિકારીઓના ભયથી શ્રીદેવગુરુથી શોભિત એવા આ નગરનો ત્યાગ કરીને અન્ય માર્ગે જાય છે. અહો! અધિકારી પુરુષોના જીવનને ધિક્કાર થાઓ! કે જેમને શાકિની જેવા દુષ્ટબુદ્ધિ માનીને તેમનાથી સજ્જન પુરુષો શંકા પામે છે. એટલા માટેજ શાસ્ત્રમાં અધિકારી પુરૂષોને દુર્ગતિ પ્રાપ્ત થવાનું કહેલ જણાય છે, કારણ કે દુષ્ટ અધિકારીઓ પ્રાયઃ પુણ્યવંત પુરુષોનો પણ દ્રોહ કરે છે. રાજ્યલીલા કરનાર એવા રાજાથી લોકોને કંઇ ભીતિ રહેતી નથી, પણ લોકનાં છિદ્રો જોનાર એવા દુષ્ટ અધિકારીથી લોકોને ભય રહે છે. આ શ્રીસંઘ મહાપુરુષોને પણ પૂજનીય છે અને દૂર દેશથી તીર્થયાત્રાએ આવતાં એ વિશેષે પૂજનીય છે. તીર્થયાત્રાએ જતા સર્વ ગુણોના ભંડારરૂપ શ્રીસંઘ પોતાના ચરણ-

કમળથી કોઇ ભાગ્યવંતનાજ ગૃહાંગણને પાવન કરે છે. અહો! શ્રીસંઘના ચરણકમળના રજપુંજથી આ મારાં ગૃહાંગણની ભૂમિ ક્યારે પવિત્ર થશે?"

આ પ્રમાણે વિચાર કરીને નિત્યભક્ત એવા પોતાના બંધુ તેજપાલને તેણે શ્રીસંઘને બોલાવવા માટે તરતજ મોકલ્યો, એટલે સૂર્ય સમાન તેજસ્વી અને નમ્ર એવો તે વાયુવેગી રથોથી ક્ષણવારમાં જઇને શ્રીસંઘને મળ્યો. ત્યાં લોકોનાં નેત્રોને ચંદ્રમા સમાન એવા તેજપાલને જોઇને પૂર્ણસિંહ ચકોરની જેમ પરમ પ્રમોદ પામ્યો. તે વખતે અન્યોન્ય ભેટેલા એવા તે બંને જગતમાં અદ્ભુત આકારવાળા એવા પ્રદ્યુમ્ન અને પુરુષોત્તમ (કૃષ્ણ) જેવા શોભવા લાગ્યા. પછી તેજપાલ મંત્રી બહુજ આગ્રહથી પ્રતિપત્તિપૂર્વક શ્રીસંઘ સહિત તેને રાજધાની તરફ લઇ આવ્યો. પૂર્ણસિંહને નગરની બહાર આવેલ સાંભળતાં વસ્તુપાલ મંત્રી ઘણા નામીચા અશ્વો સહિત તેની સન્મુખ ચાલ્યો. એ વખતે કોઇ સેવકે કહ્યું કે-'આ દિશામાં સંઘની રજ બહુ ઉડે છે, માટે આપ અન્ય માર્ગે ચાલો.' એટલે મંત્રીએ તેને કહ્યું કે-'હે ભદ્ર! પુણ્યના પુંજની જેમ એ રજ જેના શરીરનો સ્પર્શ કરે તેનું ઘોર પાપ પણ તરત નષ્ટ થઇ જાય. કહ્યું છે કેઃ—

श्रीतीर्थपांथरजसा विरजीभवंति ।
तीर्थेषु बंभ्रमणतो न भवे भ्रमंति ॥
तीर्थव्ययादिह नराः स्थिरसंपदः स्युः ।
तीर्थेश्वरार्चनपरा जगदर्चनीयाः ॥ १ ॥

'તીર્થયાત્રિકની રજથી પુરૂષો કર્મ-રજરહિત થાય છે, તીર્થોમાં ભ્રમણ કરવાથી ભવભ્રમણથી મુક્ત થાય છે. તીર્થમાં દ્રવ્યનો વ્યય કરવાથી સ્થિર સંપત્તિવાળા થાય છે, અને તીર્થેશ્વરની પૂજા કરવાથી પ્રાણી જગતને પૂજનીય થાય છે.'

પછી જગજ્જીવોના તાપને ઉપશાંત કરવામાં મેઘ સમાન એવા મંત્રીશ્વરને જોઇને સંઘપતિ મયૂરની જેમ અત્યંત આનંદ પામ્યા, અને પગે ચાલી સામે આવીને તેણે મંત્રીશ્વરને પ્રણામ કર્યાં, એટલે અશ્વરત્ન પરથી નીચે ઉતરીને જાણે પોતાના હૃદયમાં સ્થાપન કરવા

માગતા હોય તેમ મંત્રીશ્વરે સ્નેહપૂર્વક બહુમાનથી તેને આલિંગન કર્યું. પછી ગુણોથી જ્યેષ્ઠ અને સંઘમાં મુખ્ય તથા દર્શનોત્કંઠિત એવા અન્ય જનો પણ અનુક્રમે જગતમાં પુણ્યોથી અત્યંત મહાન્ એવા તેમને નમ્યા. પછી ક્ષણભર મંગલાલાપ કરી, સર્વ ઋતુઓનાં વૃક્ષોથી શોભાયમાન એવા સરોવરના કાંઠે સંઘને ઉતારો આપી, ભોજનાદિ નિમિત્તે બહુમાનપૂર્વક નિમંત્રણ કરીને ધર્મરાજ સમાન મંત્રીશ્વર પોતાના ઘરે આવ્યા. પછી એકજ દિવસમાં મંત્રીને ઘરે સર્વ પ્રકારનાં પકવાન્નો અને સર્વ જાતિનાં શાકો સત્વર તૈયાર કરવામાં આવ્યાં. તેમજ ભોજન કરવા નિમિત્તે બેસાડવા સારૂ દિવ્ય ધ્વજાઓથી રમ્ય અને રત્નોથી ચંદ્ર સમાન ભાસુર એવો એક મંડપ તૈયાર કરવામાં આવ્યો. ત્યાં પ્રથમ ચંદન સહિત જળથી ભૂમિ સિંચન કરવામાં આવી, ધૂપના ધૂમ્રથી સુગંધિત કરવામાં આવી અને પુષ્પમાળાઓથી અલંકૃત કરવામાં આવી. પછી નગરના મુખ્ય દ્વારથી માંડીને મંત્રીશ્વરના ઘર પર્યંત સર્વ માર્ગ ઉંચે બાંધવામાં આવેલ નવીન ચંદ્રવાઓથી એક સરખો છાયાયુક્ત કરવામાં આવ્યો. પછી બીજે દિવસે પ્રભાતે રાજહંસો સમાન ઉભય પક્ષમાં ઉજ્જવળ તથા સદાચારી એવા તે સર્વ સંઘપતિઓને પોતપોતાના પરિવાર સહિત ત્યાં બોલાવવામાં આવ્યા, એટલે સંઘના અઢારસેં માણસો પદ્માકરપણાથી પ્રસિદ્ધ થયેલ એવા મંત્રીના ગૃહાંગણે આવ્યા. એટલે લજ્જાયુક્ત લલિતા દેવીએ લાજ, મુક્તાફળ તથા વિવિધ ફળોથી પોતાના ગૃહાંગણે આવેલા શ્રીસંઘને વધાવ્યો. પછી વસ્તુપાલે આનંદિત થઇને દુધ તથા કંઇક ઉષ્ણ સુગંધી જળથી તે પ્રત્યેકના ચરણ ધોયા. પાદપ્રક્ષાલન કરતાં વધારે વખત લાગતો જોઇને નિત્યભક્ત એવા તેજપાલે કહ્યુ કે—'હે ભ્રાતા! સંઘભક્તિ કરતાં દુઃખ અને શ્રમને નહીં જાણનાર તેમજ દુઃખ અને શ્રમને દૂર કરવામાં સુધાસરોવર સમાન એવા આપને હવે ભોજનાદિકને માટે અસુર થાય છે, તો હવે આપની આજ્ઞાથી શેષ શ્રાવકોના પાદપ્રક્ષાલન હું કરૂં, જેથી આપના પ્રસાદવડે એટલું પુણ્ય મને પણ ભલે પ્રાપ્ત થાય.' એ અવસરે નરચંદ્ર ગુરૂ બોલ્યા કે—'હે મંત્રિન્! તેજપાલને પણ એ પુણ્યનો કંઇક વિભાગ આપો.' એટલે નિખાલસ ઉત્સાહયુક્ત એવા વસ્તુપાલે

ગુરૂમહારાજને કહ્યું કે—'હે વિભો! એ પુણ્યને હું કોઇ રીતે ખંડિત કરનાર નથી, કારણ કે અસ્થિર શરીરથી સ્થિર એવા શ્રીસંઘના ચરણની અર્ચા કરતાં મારે માટે ધર્મના કલ્પવૃક્ષરૂપ ગુરૂમહારાજ પોતાના અંતરમાં શામાટે વૃથા ખેદને ધારણ કરે છે? આજે મારા પિતાની આશા સફળ થઇ તથા મારી માતાની આશીષ અંકુરિત થઇ કે જેથી યુગાદિ જિનના સમસ્ત યાત્રિક લોકોની ભક્તિપૂર્વક અર્ચા કરવાનો મને શુભ અવસર પ્રાપ્ત થયો. આવો સંયોગ મહાન્ સુકૃતથીજ પ્રાપ્ત થઇ શકે છે, કેમકે ચિંતામણિ રત્ન પ્રાયઃ પુણ્યહીનના ઘરે ટકતું નથી, માટે નિર્દોષ એવા સર્વ સંઘની હું પોતેજ પાદપ્રક્ષાલનાદિકથી ભક્તિ કરીશ.' એ રીતે નિર્મળ વિનયથી ઉજ્જ્વળ એવી મંત્રીશ્વરની ભક્તિ જોઇને ક્ષમાવાન્ સર્વ સંઘપતિઓ અત્યંત વિસ્મય પામ્યા. સર્વ યાત્રાળુઓનુ પાદપ્રક્ષાલન કરી રહ્યા પછી ઉત્તમ ઘૃતયુક્ત અને મનોહર એવા વિવિધ ભોજ્ય પદાર્થોથી ગૌરવ સહિત સર્વ સંઘપતિઓને તેણે ભોજન કરાવ્યું. તે વખતે વિનયી એવો તે ભોજન કરતા એવા સંઘપતિઓને ચંદનદ્રવથી સસિક્ત પંખાથી પવન કરવા લાગ્યો.

બંધુઓની જેમ તે સર્વને એક પંક્તિમાં બેઠેલા જોઇને મંત્રી વિસ્મયથી વિચારવા લાગ્યો કે—'ઉભય પક્ષે વિશુદ્ધ અને વિવેકથી વિશદ એવા આ રાજહંસોની સદ્ગતિ થવામાં કંઇ પણ સંશય નથી, કેમકે કયાક કેવળ શીલ હોય, કયાક કેવળ કુળ હોય અને કયાંક માત્ર વિત્ત હોય, પણ આ કલિકાળમા કુલ, શીલ અને વિત્ત એ ત્રણે ગુણયુક્ત પુરુષો માત્ર ગણ્યા ગાઠ્યાજ હોય છે.'

ભોજન કરી રહ્યા પછી તેમને પુષ્પાદિકથી પૂજીને મંત્રીએ વિવિધ વસ્ત્રોથી તેમનો સારી રીતે સત્કાર કર્યો. પૂર્ણસિંહ સંઘપતિએ પણ ત્યાં સર્વ ચૈત્યોમા મજ્જનોત્સવપૂર્વક ધ્વજારોપણાદિ સત્ક્રિયાઓ કરાવી. પછી વસ્તુપાલે તે પૂનડ શ્રેષ્ઠીને સ્વહસ્તે તિલક કરીને તેના સંઘપતિપદનો મહોત્સવ કર્યો, અને વીરધવલ રાજા પાસેથી તેને વિવિધ વાજિત્રો, ધ્વજ અને છત્રાદિ અપાવીને તેનો મહિમા વધાર્યો. પછી મંત્રીશ્વર પણ સંઘાધિપ થઇને શ્રી પૂર્ણસિંહની સાથે તીર્થયાત્રા કરવા ચાલ્યો. રસ્તામા શ્રીસંઘની ભક્તિ કરતાં અનુ-

ક્રમે શ્રીશત્રુંજય ગિરિ પર આવ્યા ત્યાં શ્રીમૂળનાયક પ્રભુનો સવિસ્તર સ્નાત્રોત્સવ કરતાં મજ્જનોત્સુક થયેલા લોકોના કળશોના ઘસારાથી ભગવંતની નાસિકાને કંઇક ઘસાયેલ જોઇને મંત્રીએ વિચાર કર્યો કે—'જગતમાં અદ્ભુત તેજસ્વી એવા આ શ્રીમૂળનાયકના બિંબને વખત પર કંઇ અમંગળ થશે, અને સમ્યગ્દૃષ્ટિ જીવોની દૃષ્ટિને સુધાંજનરૂપ તથા મહા તેજસ્વી એવું આવા પ્રકારનું નવીન રત્નબિંબ તો તરતમાં બની નહીં શકે વળી સેનાપતિ વિનાની સેનાની જેમ શ્રીમૂળનાયકજીના આવા અપૂર્વ બિંબ વિના આ ગિરિરાજ મનુષ્યોને વિશેષ હર્ષજનક નહીં થાય, માટે જો પ્રથમથીજ હું આવું નવીન બિંબ કરાવું તો આ મહાન્ તીર્થમાં પૂજાનો અંતરાય કદિ પણ ન થાય' આ પ્રમાણે ચિંતવીને વસ્તુપાલે પૂર્ણસિંહને કહ્યું કે—'આ બિંબ સમાન મમ્માણિ—પાષાણનું એક બિંબ કરાવવાની મારી ઇચ્છા છે, પરંતુ રાજાઓને માન્ય તથા પરકાર્યમાં ધુરંધર એવા તમારી સહાયથીજ એ મનોરથની સિદ્ધિ થાય તેમ છે, કેમકે મોજદીન બાદશાહ ભાગ્યશાળી એવા તમને જ્યેષ્ઠ બંધુના સ્થાને સમજીને ગૌરવ સહિત માન આપે છે' આ પ્રમાણેના મંત્રીના વચનથી અંતરમાં પ્રસન્ન થઇ, તે વાતનો સ્વીકાર કરીને રૈવતાચળની યાત્રા કરી પૂનડશાહ નાગપુર ગયા, અને નિર્દોષ એવા વસ્તુપાલ મંત્રીશ્વર પોતાની રાજધાનીમાં આવી પોતાના સદ્ગુણોથી રાજાને રંજન કરતા છતા પૃથ્વીનું પાલન કરવા લાગ્યા

એકદા વામનસ્થલીના નિવાસી અને કરુણાર્ત્ત એવા એક કવીશ્વરે રાજસભામાં આવીને મંત્રીશ્વરની સ્તુતિ કરી કે—

विद्वद्दौस्थहरः प्रपूजितसुरः सौजन्यरत्नाकरः ।
शश्वन्नीतिवरः प्रियंवदवरः प्रोद्यत्त्रिवर्गस्थिरः ॥
दानोपेतकरः सुहृद्धितकरः कल्कावलीकातरः ।
प्रीतिप्रीतनरः सुधर्मरुचिरः सत्योऽस्तु मन्त्रीश्वरः ॥ १॥

'વિદ્વાનોના દારિદ્ર્યને હરનાર, દેવતાઓવડે પૂજિત, સૌજન્યના રત્નાકર, નિરંતર નીતિયુક્ત ચાલનાર, મધુર બોલનાર, પ્રબળ ત્રિવર્ગમાં સ્થિર, મિત્રજનોને હિતકર, પ્રીતિવડે પુરુષોને પ્રસન્ન રાખનાર,

સુધર્મથી રૂચિર, પાપથી ભીરૂ, અહર્નિશ દાન કરનાર અને ભગવંતના ભક્ત એવા મંત્રીશ્વર જગતમાં અધિક પ્રસિદ્ધિને પામો.' આ પ્રમાણેની અનુપ્રાસવાળી સ્તુતિ સાંભળીને અનુપ્રાસ જેટલા લક્ષ તેને આપતાં મંત્રી ભોજરાજ એવા બિરૂદને પામ્યા.

એકદા તેજપાલ મંત્રી મોટા સંઘ સહિત ભૃગુકચ્છ મહા તીર્થની યાત્રા કરવા ચાલ્યા. ત્યાં શ્રી મુનિસુવ્રત પ્રભુને વિધિથી મજ્જનોત્સવપૂર્વક પૂજીને ત્યાં રહેલા સાધુઓને તેણે વંદન કર્યું. તે અવસરે વાયડગચ્છના આચાર્યે તેને કહ્યું કે-'હે મંત્રિન્! એક સંદેશો સાંભળીને આત્માને કૃતાર્થ કર.' એટલે મંત્રીએ કહ્યું કે-'હે ભગવન્! ફરમાવો.' આચાર્ય બોલ્યા કે-'કોઇ સ્ત્રીએ રાત્રે અમને કહ્યું કે કૃપાળુ જનોમાં અગ્રેસર અને નિર્મળ એવા પ્રાગ્વાટ વંશમાં ધ્વજ સમાન એવા હે તેજપાલ! અંબડદેવની કીર્ત્તિ આજે મારા મુખે તને કહેવરાવે છે કે-જન્મથી આજ પર્યંત વંશયષ્ટિના આધારે મેં એકાકી ભ્રમણ કર્યું, હે પુણ્યપુંજ! હવે હું વૃદ્ધ થઇ છું અને તારી પાસેથી સુવર્ણ દંડ લેવાની મારી ઇચ્છા છે.' આ પ્રમાણે સાંભળતાં અંતરમાં આનંદ પામીને પાપહારી એવા અંબડદેવ મંત્રીના ચૈત્યની બહોંતેર દેવકુલિકા પર તેજ વખતે મંત્રીશ્વરે ધ્વજ અને દંડયુક્ત તથા વિકસિત કાંતિયુક્ત એવા સુવર્ણના ૭૨ કળશો સ્થાપન કર્યા. પછી વિધિપૂર્વક ચૈત્યપરિપાટી કરીને મુનિઓના વાત્સલ્ય સાથે તેણે સંઘપૂજાનો મહોત્સવ કર્યો. ત્યાં મંત્રીએ ગુરૂમહારાજ પાસે સોપારક મહાતીર્થની સ્નાત્રપૂજાનું ફળ સાંભળ્યું કે-"સોપારક તીર્થમાં જે ભવ્ય પ્રાણી વિશુદ્ધ શ્રદ્ધાથી જીવંત યુગાદીશ સ્વામીની અષ્ટ પ્રકારે પૂજા કરે તે સાત કે આઠ ભવોમાં અવશ્ય મોક્ષે જાય, એટલુંજ નહીં પણ દુર્ગતિમાં તો તેને કદાપિ જવુંજ ન પડે, કારણ કે જિનશાસનમાં પાપનો નાશ કરવાવાળી એ તીર્થભૂમિ શત્રુંજયનોજ ઉપરિતન ભાગ કહેલ છે. અહીં શ્રીયુગાદીશને જોતાં અંતરમાં આનંદ થાય તો કરોડો જન્મનાં કરેલાં પાપ બધાં ધોવાઇ જાય. એ તીર્થની ચારે બાજુ પાંચ કોશ પ્રમાણ ક્ષેત્રમાં વિકાળ પ્રાણીઓ પણ કોઇને હરકત કરતા નથી. અહીં પૂર્વે યુગપ્રધાન એવા શ્રીનાગેંદ્ર પ્રમુખ આચાર્યોએ શ્રીઋષભસ્વામીની મૂર્તિ પ્રતિષ્ઠિત કરી છે. અહીં બ્રહ્મચારી

અને જિતેંદ્રિય થઈ એક રાત્રિ રહેતાં આગામી જન્મમાં એકાતપત્ર ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે."

આ પ્રમાણેની ગુરૂમહારાજની વાણી સાંભળતાં તેજપાલ મંત્રી આદિનાથ ભગવંતને વંદન કરવા સોપારકપુર તરફ ચાલ્યા. ત્યાં શ્રી ઋષભ પ્રભુની સવિસ્તર અર્ચા કરીને તે ચૈત્યના શિખર પર તેણે સુવર્ણના દંડયુક્ત મહાધ્વજ ચડાવ્યા, અને યાચકજનોને ઇચ્છિત દાનથી આનંદ પમાડીને તેણે ત્યાં દક્ષિણ અને ઉત્તર ભાગમાં બે નવીન દેવકુલિકા કરાવી. વળી ત્યાં સુવર્ણના ત્રણ કુંભ સ્થાપન કરાવ્યા અને મજ્જન નિમિત્તે સ્નાનપીઠ પર એક ધાતુનું બિંબ સ્થાપન કર્યું. વળી ત્યાં નાગેંદ્ર પ્રમુખ આચાર્યોની લેપ્યમય મૂર્તિઓ પોતાના ગુરૂ પાસે મહોત્સવ સહિત પ્રતિષ્ઠા કરાવીને તેણે સ્થાપન કરી. પછી નવસારીપુરમાં બાવન દેવકુલિકાઓથી વિરાજમાન એવું એક શ્રી પાર્શ્વનાથનું પવિત્ર નવું મંદિર કરાવ્યું. વળી ધનદિવ્યાપુરીમાં શ્રીનેમિનાથનું પ્રૌઢ ચૈત્ય અને સૂર્યાદિત્યપુરમાં શ્રી ઋષભ પ્રભુનું ચૈત્ય કરાવ્યું. ત્યારપછી સ્તંભતીર્થપુરમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુને વંદન કરીને તેજપાળ જ્યાં અનેક મહોત્સવો થઇ રહ્યા છે એવી પોતાની રાજધાનીમાં આવ્યા.

એકદા મોજદીન બાદશાહની માતા હજયાત્રા કરવા નિમિત્તે જતાં યોગિનીપુરથી સ્તંભતીર્થપુરે આવી, અને તે તરફ જતા કોઇ સાર્થની રાહ જોતી તે પોતાની બહોળી સંપત્તિ સહિત ગુપ્ત રીતે એક વહાણવટીના ઘરમાં રહી. આ વાત મંત્રીના જાણવામાં આવતાં તેણે વિચાર કર્યો કે-'દિલ્લીપતિની માતાને સ્વેષ્ટસિદ્ધિના નિમિત્તે મારે માન આપવું જોઇએ.' પછી સ્તંભતીર્થપુરમાં આવીને કુશળ એવા તેણે ગુપ્ત રીતે પોતાના માણસો પાસે તેનું બધું ધન લુંટાવી લીધું; એટલે તે નિર્ધન થઇ કરૂણ સ્વરે રૂદન કરતી વસ્તુપાલ પાસે આવી અને તેણે પોતાનું સ્વરૂપ તેને નિવેદન કર્યું. તે સાંભળીને માયાવડે અંતરનો ખેદ દર્શાવતાં તેણે તેનું બહુમાન કર્યું અને સત્પુત્રની જેમ તેની સરભરા કરીને બધી વસ્તુઓ મંગાવી તેને પાછી સમર્પણ કરી. પછી બહુ પરિવાર સહિત તેની સાથે જઇને સમર્થ એવા મંત્રીએ ઉપાસના કરવાપૂર્વક તેને હજયાત્રા કરાવી.

ત્યાં ધર્મચક્રસ્થાનના દ્વાર પર મંત્રીએ જગતનાં નેત્રને ઉત્સવરૂપ એવું એક આરસનું દિવ્ય તોરણ કરાવ્યું અને ત્રણ લક્ષ દ્રમ્મનો વ્યય કર્યો; કારણ કે 'સજ્જનો અન્યને સંતોષ પમાડવા સદા ઉદ્યમી રહે છે.'

પછી મોજદીનની માતાને પોતાને ઘરે લાવીને માતાની જેમ તેનો સત્કાર કરતાં તેણે દશ દિવસ પોતાને ઘરે રાખ્યા. ત્યારપછી તેને સ્થૂલ મુક્તાફલનો એક મનોહર હાર આપી સંતોષ પમાડીને પરિવાર સહિત વિસર્જન કર્યા. તે વખતે તેણે મંત્રીને પોતાની સાથે આવવા કહ્યું, એટલે વીરધવલ રાજાના આદેશથી અન્ય રાજાઓ તથા સૈન્ય સહિત વિજયી એવો મંત્રીશ્વર મોજદીનની માતાની સાથે યોગિનીપુર તરફ ચાલ્યો. રસ્તામાં પગલે પગલે સસ્પૃહ કવિવરોથી સ્તૂયમાન અને વિનયી રાજાઓથી સર્વત્ર સત્કાર પામતો મંત્રી દિલ્હીના નિકટ પ્રદેશમાં આવી મોજદીનની માતાના આદેશથી ભીમ સમાન નિર્ભયપણે યુદ્ધમાં ઉદ્ધત એવા યોધાઓથી પરિવૃત થઇ નગરની દૂર પડાવ નાખીને રહ્યો.

મોજદીનની માતાએ બાદશાહે કરેલા મહોત્સવ સહિત દિલ્હીમાં પ્રવેશ કર્યો. મોજદીને માતાને ચરણમાં પ્રણામ કરીને પૂછ્યું કે–'હે માતા! રસ્તામાં શત્રુઓનું આક્રમણ કરીને તમે શી રીતે યાત્રા કરી?' એટલે વિકસિત મુખ કરીને તે બોલી કે 'હે સ્વચ્છાશય વત્સ! જેમ સર્વ કાર્યોમાં સમર્થ અને શ્રીમાન્ એવો તું મારો પુત્ર છે, તેમ લક્ષ્મીમાં તારા કરતાં અધિક, વૃક્ષોને વસંતની જેમ સમસ્ત પ્રાણીઓને આધારરૂપ, પરોપકારમાં તત્પર, બુદ્ધિમાન્, પવિત્ર અને ચૌલુક્ય રાજાનો મંત્રી એવો વસ્તુપાલ મારો ધર્મપુત્ર છે, તેની સહાયથી નિર્વિઘ્નપણે મેં યાત્રા કરી છે. તેણે મારી જે ભક્તિ કરી છે તેનું ઇંદ્ર પણ યથાર્થ વર્ણન કરી શકે તેમ નથી.' આ પ્રમાણે કહીને કૃતજ્ઞ એવી તે હૃદયને ઉલ્લાસ પમાડનાર એવું મંત્રીશનું યથાસ્થિત સ્વરૂપ બાદશાહ પાસે નિવેદન કરીને વિરામ પામી, અને સુધાસાર સમાન ઉજ્જ્વળ એવો મંત્રીશ્વરે આપેલો મુક્તામય હાર તેણે બાદશાહને બતાવ્યો. તે જોઇને વિસ્મય પામેલા મોજદીને પોતાની માતાને કહ્યુ કે–'હે માતા! તમે ગુણોના ભંડાર-

રૂપ એવા તે મંત્રીશ્વરને તમારી સાથે અહીં કેમ ન લાવ્યા કે જેથી સમસ્ત વિશ્વના ઉપકારી એવા તેના દર્શન કરીને પ્રત્યુપકારથી હું કૃતકૃત્ય થાત.' એટલે તે બોલી કે 'હે રાજેંદ્ર! સાહસના સાગરરૂપ એવા તે મંત્રીને અતિ ગૌરવ સહિત સાથે લાવીને મેં અહીં નગરીની બહાર રાખ્યો છે.' એવી સુધારસ સમાન માતાની વાણીનું કર્ણાંજલિથી પાન કરીને બાદશાહ ચતુરંગ સૈન્ય સહિત વસ્તુપાલની સન્મુખ જવા ચાલ્યો. નીતિમાં બૃહસ્પતિ સમાન મંત્રીએ તેને આવતાં સાંભળીને પોતાની સેના સજ્જ કરાવી, કારણ કે 'શત્રુઓનો વિશ્વાસ કેમ કરાય?' એવામાં પૂર્વની પ્રીતિથી આભારી થયેલા અને સુજ્ઞ એવા પૂર્ણસિંહે બાદશાહની આજ્ઞાથી પ્રથમ આવીને મંત્રીને પ્રણામ કર્યા. પછી તેના કહેવાથી બાદશાહ પાસે આવીને યથોચિત પ્રતિપત્તિથી અને પ્રણામપૂર્વક ભેટણાથી મંત્રીએ બાદશાહને પ્રસન્ન કર્યો. દિગ્ગજોનો તિરસ્કાર કરે એવા દશ હાથી અને સો અશ્વો તથા એક માણિક્ય ચાંદરૂપ પ્રાભૃત જોઇને પ્રસન્ન થયેલા બાદશાહે મંત્રીને આલિંગનપૂર્વક ભેટીને મોટું સન્માન આપ્યું. પછી યથાયોગ્ય વસ્તુદાનથી રાજમંડળને પણ પ્રસન્ન કરતાં મંત્રી પૂનડશાહને ઘરે આઠ દિવસ રહ્યા, અને મોજદ્દીનના આદેશથી દિલ્હીની નજીકમાં તેણે ગોમટાકારનું એક નવીન ઉન્નત ચૈત્ય કરાવ્યું. ત્યાં ભક્તામરસ્તોત્રના જાપથી વશ થયેલ ચક્રેશ્વરી મહાદેવીએ સમેતશિખરથી એક વજ્રરત્નનું જિનબિંબ લાવી આપ્યું, એટલે મંત્રીએ મહોત્સવપૂર્વક તેને તે મંદિરમાં સ્થાપન કર્યું. 'ધર્મના પ્રભાવથી સજ્જનોને કંઇ પણ દુઃસાધ્ય નથી.' પછી મંત્રીને પ્રમોદ પમાડવા માટે બાદશાહે તે ચૈત્યમાં પ્રદીપ પૂજા નિમિત્તે શાકબજારનો સર્વ કર અર્પણ કર્યો.

મંત્રીશ્વરના ગમનાવસરે પાદશાહે પ્રસન્ન થઇને તેને કહ્યું કે-'હે મંત્રિન્! કંઇક અભીષ્ટ વર માગ.' એટલે તે બોલ્યો કે-"હે દેવ! ચૌલુક્ય રાજા સાથે તમારા જન્માવધિ પ્રજાને આનંદકારી અને નિર્મળ એવી પ્રીતિ થાય, અને હે રાજેંદ્ર! મમ્માણિખાણના સ્વચ્છ પાંચ પાષાણ મને મળે." આ પ્રમાણે કહેવાથી રાજાએ કંઇક સ્મિત ભર્યા મુખે તે સ્વીકાર્યું અને તેમાં પૂનડશાહ સાક્ષીરૂપે રહ્યો. પછી પાદશાહથી તથા તેની માતાથી સત્કાર પામેલ મંત્રી શ્રીવીર ભગ-

વંતને વંદન કરવાની ઇચ્છાથી ગોપગિરિ પર આવ્યો, અને ત્યાં આમ રાજાએ સુવર્ણના અઢાર ભારથી કરાવેલી જિનમૂર્ત્તિ જોઇને તે અત્યંત આનંદ પામ્યો. પછી પૂર્ણસિંહ સહિત ઇંદ્ર સમાન કાંતિયુક્ત વસ્તુપાલે ત્યાં સ્નાત્રમહોત્સવ કરતાં દેવતાઓને પણ આનન્દમગ્ન બનાવી દીધા, અને એક લક્ષ દ્રમ્મના વ્યયથી જગતને વિસ્મય પમાડનાર તથા શુભોદયના એક સ્થાનરૂપ એવી શ્રીમાન્ વીર પ્રભુની તેણે પૂજા કરી. પછી મહાધ્વજારોપાદિ ઉત્સવો કરીને તેણે તે ચૈત્યના શિખર પર દંડ સહિત સુવર્ણનો કળશ સ્થાપન કર્યો. આમ રાજાના સરોવરની પાળ પર તેણે પોતાના હિતનિમિત્તે ધર્મચક્ર તથા ધાતુબિંબ સહિત શ્રી શાંતિનાથ પ્રભુનું ઉન્નત ચૈત્ય કરાવ્યું, અને ત્યાં યુક્તિપૂર્વક તેણે શ્રીજૈન મુનીંદ્રોને પ્રતિલાભ્યા તેમજ શ્રીસંઘનું વાત્સલ્ય કર્યું.

પછી ઇષ્ટદાતા આદ્ય પુરુષને ઇંદ્ર બોલાવે તેમ નાગપુરના રાજાએ મંત્રીશ્વરને બોલાવતાં તે ત્યાં આવ્યા, અને સૂર્ય સમાન તેજસ્વી એવા તેણે તેમના સમસ્ત શત્રુઓને જીતી દઇને ત્યાંના રાજમંડળને મહા ઉદય તથા કળાયુક્ત કર્યું. પછી જગતમાં અન્નદાતા એજ પ્રાણદાતા છે એમ ધારીને મંત્રીશ્વરે ત્યાં બે દાનશાળા કરાવી. ત્યાં નિયુક્ત કરેલા પુરુષો લોકોને ભક્તિપૂર્વક અન્નદાન આપવા લાગ્યા, કારણ કે 'મહાપુરુષો સર્વત્ર યથારુચિ પરોપકારજ કરે છે.' પછી મંત્રીશ્વરે પોતાના જન્મને સફળ કરવા નિમિત્તે ત્યાં ચોવીશ જિનોની પ્રતિમાઓ યુક્ત શ્રી પાર્શ્વ પ્રભુનું એક નવીન મંદિર કરાવ્યું, સર્વ સંઘનું પૂજન કર્યું અને દીનાદિ જનોને યથારુચિ દાન આપ્યું. પછી સુકૃતી એવા તેણે પૂર્ણસિંહનો સત્કાર કરીને તેને વિસર્જન કર્યો, અને પોતે પૃથ્વીના લોચન સમાન ચિત્રકૂટપુર (ચીતોડ)માં આવ્યો.

કોટિધ્વજ કહેવાતા શ્રેષ્ઠીઓનાં ભવનોની ધ્વજાઓથી વિરાજિત એવા તે નગરમાં પર્વત ઉપર તેણે શ્રી યુગાદિ પ્રભુનું ઉદાર મંદિર કરાવ્યું, અને લાખો લક્ષાધિપતિઓના આવાસોથી મંડિત એવી તે પર્વતની મેખલા ઉપર તેણે ચંદ્ર સમાન નિર્મળ એવું શ્રીનેમિનાથ ભગવંતનું ચૈત્ય કરાવ્યું. ત્યાં પણ સંઘવાત્સલ્ય તથા સાધુપૂજાદિ સત્કર્મ કરતાં તેણે પોતાના યશરૂપ પરિમલથી પૌરજનોને અત્યંત પ્રસન્ન કર્યા.

પછી કામ સમાન વિકરાળ એવા કપિલકોટ્ટના રાજાને તેણે પોતાના રણવાદ્યોના પ્રતિધ્વનિથી જાગ્રત કર્યો અને સૈન્ય સહિત તેમજ દૈન્યરહિત અસહ્ય પરાક્રમવાળા એવા મંત્રીશ્વરે તેની સાથે વિગ્રહ કરી રણભૂમિમાં તેને જીતીને તેની પાસેથી કોટિ દ્રમ્મ દંડના લીધા. પછી નાગહ્રદાદિ વિવિધ તીર્થોને જિનચૈત્યોથી વિભૂષિત કરતો અને વિધિપૂર્વક પૂજન કરતો, કોઇ સ્થળે જિનચૈત્ય, કયાંક શિવાલય, કોઇ જગ્યાએ નવીન ધર્મશાળા, કયાંક સંન્યાસીઓ નિમિત્તે મઠ, કોઇ સ્થળે વાપી સહિત સરોવર અને કોઈ ગામમાં ત્યાંના લોકોને સંતુષ્ટ કરવા માટે દાનશાળા કરાવતો તેમજ સમસ્ત સજ્જનોને આનંદ પમાડતો એવો તે મંત્રીશ્વર, જ્યાં દરેક ભવનમાં મહોત્સવો થઇ રહ્યા છે એવા પત્તનનગર (પાટણ)માં આવ્યો. ત્યાં ધર્મકર્મમાં સહાયરૂપ એવા પોતાના કુટુંબને બોલાવીને સર્વ જ્ઞાતિજનોનો તેણે સત્કાર કર્યો.

ત્યાં શ્રી વર્ધમાનસૂરિ પાસે મંત્રીએ શ્રી શંખેશ્વર-તીર્થનું માહાત્મ્ય સાંભળ્યું કે-"મહર્ષિઓથી સેવ્યમાન એવું એ તીર્થ બહુજ પુરાતન છે, અને એની સેવાથી પૂર્વે અનેક મુનિઓ મુક્તિને પામ્યા છે. પૂર્વે જનાર્દન (કૃષ્ણ) અને જરાસિંધુના સંગ્રામ વખતે શ્રીનેમિનાથના વચનથી અને વિષ્ણુના તપથી એ શ્રી પાર્શ્વ પ્રભુની મૂર્ત્તિ મહીતળમાંથી સ્વયમેવ પ્રગટ થઇ છે,* અને એ મૂર્ત્તિ પ્રાયઃ શાશ્વત પ્રતિમા સમાન ગણાય છે. એના સ્નાત્રજળના સિંચનથી પૂર્વે જરાના ઉપદ્રવથી તાપિત થયેલ કૃષ્ણ વાસુદેવની સર્વ સેના સજીવન થઇ હતી અને જય પામી હતી. વળી એ ભૂમિ પર પૂર્વે પરમ ઓજસ્વી એવા શ્રી નેમિ પ્રભુએ શંખ પૂર્યો હતો, તેથી એ ભૂમિ શંખેશ્વર એવા નામથી જગતમાં પ્રસિદ્ધ થઇ છે. દરેક પર્વના દિવસે નાગરાજ પદ્માવતી સહિત ત્યાં આવીને એ મૂર્ત્તિની કલ્યાણકારી પૂજા કરતા હતા. એ પ્રતિમાના ધ્યાનથી વિષમ વ્યાધિઓ પણ વિલય પામે છે અને પગલે પગલે અભીષ્ટ સંપત્તિ પ્રાપ્ત થાય છે. અહીં શ્રીનેમિનાથ પ્રભુ અનેક મહર્ષિઓ સહિત પધાર્યા હતા અને શ્રીકૃષ્ણે એક ઉન્નત ચૈત્ય કરાવ્યું હતું. જે પ્રાણી અહીં છ મહીના

* ધરણેન્દ્રે પાતાળમાંથી લાવીને આપેલી હોવાથી આ પ્રમાણે કહેવાય છે.

એકાગ્ર ભાવથી પૂજા કરે છે તે મનોભીષ્ટ એવી અનુત્તર સંપત્તિને પામે છે."

આ પ્રમાણેનું શંખેશ્વર તીર્થનું માહાત્મ્ય સાંભળીને મંત્રી શ્રીસંઘ સહિત વિધિપૂર્વક શ્રી શંખેશ્વર જિનાધીશને વંદન કરવા ચાલ્યો, અને ત્યાં પહોંચી શ્રી પાર્શ્વનાથનું સવિસ્તર સ્નાત્ર કરીને તેણે સંઘપતિનાં સમસ્ત કૃત્યો કર્યાં. વળી શ્રી પાર્શ્વનાથના ચૈત્યનો પુનઃ ઉદ્ધાર કરીને તેણે તે નવીનજ કરાવ્યું, અને દરેક દેવકુલિકાઓ પર સુવર્ણમય કુંભો સ્થાપન કર્યા.

પછી ત્યાંથી પોતાની રાજધાનીમાં આવીને મંત્રીશ્વરે નેત્રને આનંદ આપનાર એવા શ્રી વીરધવલ રાજાને પ્રણામ કર્યા. એટલે તેના દર્શનની સતત ઉત્કંઠા યુક્ત એવા રાજાએ પોતે મંત્રીશને આલિંગન આપીને અત્યંત આનંદ ઉપજાવ્યો. પછી દિલ્લી ગમનનો વૃત્તાંત જો કે વીરધવળ રાજાએ પૂર્વે સાંભળ્યો હતો, છતાં મંત્રીના વદનકમળથી તેણે પુનઃ સાંભળ્યો; અને તેથી અધિક પ્રસન્ન થયેલા રાજાએ તેને દશ લાખ સોનામહોર આપી આનંદ પમાડીને વિસર્જન કર્યો, એટલે મંત્રીશ્વર પોતાને ઘરે આવ્યો. રાજાએ આપેલ સુવર્ણ તો ઘરે આવતાં રસ્તામાંજ દયાવાન્ એવા તેણે દીન જનો અને કવિઓને દાનમાં આપી દીધું. પછી સમસ્ત પૌરજનો વિવિધ ભેટણાં લઇને અહંપૂર્વિકાથી પ્રભાના સ્થાન એવા તે મંત્રીને નમસ્કાર કરવા આવ્યા, એટલે સુયશશાળી એવા તેણે તે સમસ્ત જનોનો સત્કાર કર્યો, કારણ કે 'સુજ્ઞ જનો ઔચિત્યને કદાપિ તજતા નથી.'

આ અવસરે સોમેશ્વર ભટ્ટ વિગેરે કવીશ્વરો અભીષ્ટ સિદ્ધિની ઇચ્છાથી આપત્તિને દળનાર એવા મંત્રીશ્વરની સ્તુતિ કરવા લાગ્યા કે-"અહો! કલ્પવૃક્ષો સહિત સુવર્ણગિરિ અગોચર થઇ ગયો, કામધેનુ સ્વર્ગમાં ચાલી ગઇ, અને ચિંતામણિરત્ન સાગરમાં સંતાઈ ગયું, તો પછી આ અવસરે યાચકોના મોટા સૈન્યને જોઇને અન્ય તો કોણજ ટકી શકે? પરંતુ તેવે અવસરે ટકી રહેનારા દાનવીર એવા વસ્તુપાલ મંત્રી કેમ વર્ણનીય ન થાય? યોગીની જેમ એણે કરણ (ઇંદ્રિય) ગ્રામને જીતીને પરમાર્થરૂપ મહાતેજ ઉપાર્જન કર્યું છે. અહો! એક દ્વિજરાજ (ચન્દ્ર)ને જોઇને વિકસિત પદ્મો સંકોચ પામે છે, અને લક્ષ

દ્વિજરાજ (બ્રાહ્મણો) આવતાં પણ હે મંત્રીન્! તમારૂં પાણિપદ્મ તો સદા વિકસિતજ રહે છે. શત્રુઓનું ઉચ્ચાટન કરવામાં, લક્ષ્મીનું આકર્ષણ કરવામાં અને સ્વામીના અંતરને વશ કરવામાં હે વસ્તુપાલ મંત્રિન્! તમારા સિદ્ધમંત્રનો પ્રભાવ સદા જાગ્રત છે."

અહીં શ્રી પૂર્ણસિંહ શ્રેષ્ઠીએ મોકલેલા મમ્માણિ-પાષાણના પાંચે કટકા મંત્રીને ઘરે આવ્યા, એટલે ચન્દ્રમાને જોઇને ચકોર પ્રમોદ પામે તેમ કર્પૂરના પૂર સમાન ગૌરવર્ણી તે પાંચે દળને જોઇને મંત્રી પરમ પ્રમોદને પામ્યો. પછી તે પાંચે કકડામાંથી તેણે શ્રી પુંડરીક ગિરિ પર પધરાવવા માટે શ્રીમૂળનાયક, પુંડરીક ગણધર, કપર્દી યક્ષ અને ચક્રેશ્વરી મહાદેવીની મૂર્ત્તિઓ તથા તેજપાલપુરના ચૈત્ય નિમિત્તે શ્રીપાર્શ્વનાથ ભગવંતની મૂર્ત્તિ કરાવી.

એકદા શ્રીનાગેંદ્રાચાર્ય પાસે મંત્રીએ શ્રી જગચ્ચન્દ્ર મુનીંદ્રનું માહાત્મ્ય સાંભળ્યું કે-"હે મંત્રીંદ્ર! અત્યારે શ્રી સ્તંભતીર્થપુરમાં વૃદ્ધગચ્છ*ના સ્વામી ચન્દ્રશાખાવાળા શ્રીજગચ્ચંદ્રસૂરિ વિચરે છે. જે જ્ઞાન, ચારિત્ર, તપ, શીલ અને ક્રિયાવંત મુનિઓમાં પ્રથમ નિઃસંગ વૃત્તિવાળા તથા સદા આંબિલનો તપ કરવામાં રક્ત છે. વળી ત્રસ-સ્થાવર જંતુઓની ત્રિધા દયા પાળનાર, પંચાચારમાં તત્પર, પંચ સમિતિયુક્ત તથા સમયાનુસારે સદા ચતુર્ધા વિશુદ્ધ પિંડને ગ્રહણ કરનાર એવા તે આચાર્યની સદૃશ અત્યારે અન્ય કોઈ યતિ નથી." આ પ્રમાણેની હકીકત સાંભળીને તેમના ગુણોથી આકર્ષાયેલ એવો મંત્રીશ્વર ઘણા શ્રાવકો સહિત તેમને વંદન કરવાને શ્રીસ્તંભતીર્થપુર તરફ ચાલ્યો. ત્યાં જઇને યથાસ્થિત સદ્ગુણયુક્ત, તપથી સર્વાંગે કૃશ, અંગોપાંગના અર્થને જાણનાર તથા વાચકેશ્વરોના શૃંગારરૂપ એવા શ્રી દેવભદ્રગણિ પાસે સંપદા સહિત આગમના અર્થને ગ્રહણ કરતા એવા તેમને વસ્તુપાલ મંત્રીએ વંદન કર્યું. એટલે સદ્ભક્તિથી નમ્ર એવા તેને ધર્માશીષપૂર્વક તેમણે ભવક્લેશનો નાશ કરનાર એવી દેશના આપી કે-"સુકૃતને લીધે લક્ષ્મી જો કે પ્રાપ્ત થાય, તથાપિ વિવિધ સ્થાને ભમવાનો પોતાનો ચિરકાલીન સ્વભાવ એ (લક્ષ્મી)

* તપગચ્છનું નામ તે વખતે વૃદ્ધગચ્છ હતું અને તેમણે જંદગી પર્યંત આંબિલનો તપ કરવાથીજ તપગચ્છ નામ પડ્યું છે.

મૂકે તેમ નથી માટે કુશાગ્ર બુદ્ધિ પુરુષોએ દાનશાળા, જિનચૈત્ય, જિનબિંબ, પુસ્તક, ઉપાશ્રય તથા ઉદ્યાપનાદિ સુકૃત્યોથી તેના વશ્ય બીજને* પુષ્ટ કરવું, એ સિવાય તેને સ્થિર રાખવાનો બીજો એકે ઉપાય નથી."

પછી તેમના પાદપદ્મ પર અત્યંત ભક્તિરાગને ધારણ કરતા એવા મંત્રીએ વિધિપૂર્વક તેમને દ્વાદશાવર્ત્ત વંદન કર્યું, અને દેવતાઓને પણ માનનીય એવી તેમની અસાધારણ દુસ્સહ તપસ્થિતિ જોઇને મંત્રીશ્વરે (૧૨૮૫) ના વર્ષે મહોત્સવપૂર્વક વૃદ્ધગચ્છનું તપાગચ્છ એવું સત્યાર્થ પ્રસિદ્ધ નામ રાખ્યું. કહ્યું છે કે (૧૧૫૯) માં પૂર્ણિમાગચ્છ, (૧૨૦૪)માં ઔષ્ટ્રિકગચ્છ, (૧૨૧૪)માં અંચલગચ્છ, (૧૨૩૬) માં સાર્ધપૂર્ણિમાગચ્છ, (૧૨૫૦) માં ત્રિસ્તુતિકગચ્છ અને (૧૨૮૫) માં તપાગચ્છ નામ સ્થાપન થયું. 'જે કાળમાં મુનિઓમાં જે આચાર અધિક જોવામાં આવતો તે કાળે તેવા નામથી લોકોમાં તે ગચ્છ પ્રસિદ્ધ થતો.'

તે અવસરે ગણિસંપદાથી ભૂતલ પર વિખ્યાત એવા શ્રી દેવેંદ્ર તથા શ્રી વિજયચંદ્ર નામે તેમના બે શિષ્યો હતા. પંચમ કાળના પ્રભાવે એમની સામાચારીના વિભેદથી અનુક્રમે ગચ્છની ભિન્ન ભિન્ન સ્થિતિ થઇ. તે વખતે સમર્થ પુરુષો તથા સદાચારી જનોમાં અગ્રેસર અને સૌવીર્ણ શાખામાં કલ્પવૃક્ષની જેમ પ્રખ્યાત થયેલા એવા ભીમે શ્રીમાન્ પાર્શ્વ પ્રભુની પ્રતિમાના આદેશથી શ્રી દેવેંદ્ર મુનીશ્વરને ગુરુપણે માન્યા. તેમની સુધા સમાન ધર્મદેશનાનું પાન કરીને વસ્તુપાલ મંત્રી શ્રી જિનધર્મનો સારી રીતે જ્ઞાતા થયો.

એકદા શ્રી નાગેંદ્ર ગુરૂ પાસે તેણે અભીષ્ટ ફળને આપનાર એવું પંચમીવ્રતનું માહાત્મ્ય સાંભળ્યું કે "જે સમ્યગ્દૃષ્ટિ પ્રાણી સદાચારમાં તત્પર રહી, દેવ ગુરૂની ભક્તિથી તરંગિત થઇ, પાંચ વર્ષ અને પાંચ માસ શુક્લ પંચમીને દિવસે ત્રિધાશુદ્ધ ઉપવાસ કરે તે પંચમજ્ઞાન (કેવળજ્ઞાન) પામીને પંચમી ગતિ (મોક્ષ)ને મેળવે છે. તે પંચમીના પર્વને દિવસે સુજ્ઞ જનોએ ત્રિધાશુદ્ધ શીળ પાળવું, કુસંગતિનો ત્યાગ કરવો, શ્રુતજ્ઞાનની પૂજા કરવી, બે ટંક આવશ્યક (પ્રતિક્રમણ)

* સ્વવશપણાને.

કરવાં અને શ્રુતજ્ઞાનીઓની ભક્તિ કરવી. બીજે દિવસે મુનિઓને યથાયોગ્ય દાન આપીને ઉપવાસનું પારણું કરવું. એ રીતે યથાવિધિ અખંડ પંચમીતપ કરતાં પ્રાણી સર્વાતિશયવાળી સૌભાગ્યસંપત્તિને પામે છે. વળી એ પંચમીવ્રત સંપૂર્ણ થાય ત્યારે શ્રી દેવ ગુરૂની અને સુશ્રાવકોની યથાવિધિ ભક્તિપૂર્વક સદ્ગુરૂના ઉપદેશથી પ્રશસ્ત એવી વિવિધ વસ્તુઓ મૂકીને શ્રુતજ્ઞાનનું ઉદ્યાપન કરવું."

આ પ્રમાણે પંચમીતપનું માહાત્મ્ય સાંભળીને મંત્રીશ્વરે ઘણા શ્રાવકો સાથે આનંદ અને મહોત્સવપૂર્વક પંચમીવ્રતનો સ્વીકાર કર્યો. અને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેનું આરાધન કરીને સમસ્ત વિશ્વને આશ્ચર્ય પમાડે તેવું તેનું ઉદ્યાપન પણ કર્યું. ઉદ્યાપનમાં મંત્રીએ રત્ન, સ્ફટિક, વૈડૂર્ય અને સુવર્ણાદિકની જૂદી જૂદી પાંચ પાંચ નવીન પ્રતિમાઓ ભરાવી, સ્તંભતીર્થપુરાદિ નગરોમાં ઉંચા પ્રકારના સુવર્ણ-કુંભ તથા તોરણોથી મંડિત એવા ઉન્નત પાંચ નવીન ચૈત્યો કરાવ્યાં, પત્તનાદિ નગરોમાં પાંચ વિશાળ ધર્મશાળાઓ કરાવી અને ધાતુનાં તથા દિવ્ય પાષાણનાં પાંચ સમવસરણ કરાવ્યાં. બાર કોટિ દ્રવ્ય ખરચીને તેણે છએ દર્શનોના લેખિત ગ્રંથોથી પ્રપૂરિત એવા સાત* ભારતીભંડાર કરાવ્યા, પાંચ ઉત્તમ માણિક્યથી પુસ્તકોની પૂજા કરી અને પાંચ શ્રાવકોને ભક્તિપૂર્વક વર્ષાશન બાંધી આપ્યાં. વળી પોતાનું ધન આપીને તેણે પાંચ સમ્યગ્દૃષ્ટિ શ્રાવકોને કોટીશ્વર અને પાંચને લક્ષાધિપતિ બનાવ્યા. ભગવંતના લલાટ પર તેણે પદ્મરાગ મણિના પાંચ તિલક સ્થાપન કર્યા તથા પ્રભુના મસ્તક પર મણિ અને સુવર્ણના પાંચ મુગટ ચઢાવ્યા. તે વખતે બીજા શ્રાવકોએ પણ પોત-પોતાની શક્તિ પ્રમાણે પાંચ પાંચ શ્લાઘ્ય વસ્તુઓ ધરીને જિન-પ્રતિમાઓની ભક્તિ કરી. પછી ઉજ્જવળ એવા સમસ્ત શ્રી સંઘનું તથા વિવિધ પાત્ર અને વસ્ત્રાદિકથી મુનિઓનું તેણે સારી રીતે વાત્સલ્ય કર્યું. એ રીતે સુયુક્તિપૂર્વક પંચમીવ્રતનું ઉદ્યાપન કરીને મંત્રીશ્વરે શ્રી જિનશાસનનો પ્રભાવ વધાર્યો.

એકદા મંત્રીએ વિચાર્યું કે–"જગતને પવિત્ર કરનાર એવા શ્રી જિનશાસનમાં જે શ્રાવકો પોતાની સંપત્તિથી સમયાદિ અનુસારે

* પાંચ સંભવે છે. અન્ય પ્રતિમાં જોવાની જરૂર છે.

પંચાચારના ધારક, છત્રીશ ગુરૂગુણયુક્ત તથા કાલિક ઉત્કાલિક સૂત્રના યોગોદ્વહનપૂર્વક સૂત્રાર્થરૂપ ઉભય પ્રકારે શ્રી જિનાગમને જાણનારા એવા મુનિઓનો આચાર્યાદિ પદારોપનો મહોત્સવ કરે છે તે ભાગ્યવંતનો આચાર્યાદિકોથી કરાતા અનેક પુણ્યકાર્યના અનુમોદનથી સદા સુકૃતસમૂહ વધ્યા કરે છે." આ પ્રમાણે વિચારીને સુજ્ઞ શ્રાવકોમાં અગ્રેસર એવા મંત્રીએ સુમુહૂર્ત્તે શ્રી ગુરૂના આદેશથી તેને લગતી બધી સામગ્રી તૈયાર કરી. પછી અનેક નગર અને ગામમાં વસનારા શ્રાવકોને બહુમાનપૂર્વક ધવલક્કપુરમાં બોલાવીને વિશેષ મહોત્સવપૂર્વક રાજાએ તથા મુનિઓની સમક્ષ શ્રી નાગેંદ્રાચાર્ય પાસે મંત્રીશ્વરે શ્રી ઉદયપ્રભસૂરિની જગતને આશ્ચર્યકારક અને પ્રાણીઓના મનોરથને પૂરનાર એવી આચાર્યપદારોપની પ્રતિષ્ઠા કરાવી. તે વખતે તે ઉત્સવ જોવાની ઇચ્છાથી ત્રણસો આચાર્યો પોતપોતાના પરિવાર સહિત ત્યાં આવ્યા. એટલે સુજ્ઞ એવા મંત્રીએ પરિવાર સહિત તે સર્વેનો વિશુદ્ધ વસ્ત્ર પાત્રાદિકથી વિધિપૂર્વક સત્કાર કર્યો. પછી ઉત્તમ ભક્તિપૂર્વક તેણે સમસ્ત શ્રાવકોને ભોજન કરાવીને ગૌરવથી તેમને પંચ વર્ણનાં વસ્ત્રોની પહેરામણી કરી. વળી સુવર્ણ-રત્નાદિકના અલંકારોથી રાજમંડળનો સત્કાર કરીને વાંછિત દાનથી તેણે અર્થી જનોને પણ આનંદિત કર્યા. પછી મંત્રીએ નગરનાં સર્વ ચૈત્યોમાં ધ્વજારોપનો મહોત્સવ કરીને અનેક સુવસ્તુઓથી ભક્તિપૂર્વક સ્વગુરૂનો સત્કાર કર્યો. તે વખતે મંત્રીશ્વરે સદ્ગુરૂપદને યોગ્ય એવા જૂદા જૂદા ગચ્છના ૨૪ મુનિઓને મહોત્સવપૂર્વક આચાર્યપદ અપાવ્યાં.

એ અવસરે મંત્રીના દર્શનનો અભિલાષી છતાં દ્વારપાળે અટકાવેલ, ઉત્સાહી તથા દૂર દેશાંતરથી આવેલ એવા કોઇ કવીશ્વરે એક વિપ્રના હાથે દેવપૂજા કરતા એવા મંત્રીશ્વરને એક કાવ્યની ભેટ કરી, એટલે તે બ્રાહ્મણે આવીને મંત્રીને કહ્યું કે-'હે દેવ! કોઇ કવિએ આ સાવદ્ય પદ્ય આપને અર્પણ કરેલ છે, તેનો સ્વીકાર કરો.' એટલે:—

"वस्तुपालस्य राज्ञोऽस्य, तैरेव परिभुज्यते ।
पारिजातस्य सौरभ्य-मर्मरैरेव नेतरैः" ॥

'જેમ પારિજાતના સૌરભ્યનો દેવો સિવાય બીજા ઉપભોગ કરી

શકતા નથી તેમ વસ્તુપાલ મંત્રિરાજના યશસૌરભ્યનો પણ તેઓજ ઉપભોગ કરે છે. આ પ્રમાણેનો શ્લોક વાંચીને મંત્રીએ પેલા વિપ્રને કહ્યું કે 'આમાં કંઇ દૂષણ નથી, તને વૃથા ભ્રાંતિ થઈ લાગે છે.' એમ કહી તે કવીશ્વરને ત્યાં બોલાવીને ગૌરવથી સત્કાર કરી દશ હજાર સુવર્ણના દાનથી તેને સંતુષ્ટ કર્યો.

એક દિવસે દારિદ્ર્યથી પીડિત એવા કોઇ કવિએ દરેક વિદ્વાનને કલ્પવૃક્ષરૂપ એવા મંત્રીશ્વરની સ્તુતિ કરી કે 'હે મંત્રિન્! આ કળિકાળમાં કવિઓ સાધુજન પર સ્નેહ ધરાવે છે, પણ ભોજન પર નહીં, દેહના આવરણ માટે તેમની પાસે વાસ (વસ્ત્ર) નિવાસ નથી, પણ પર્ણકુટીમાં વાસ (નિવાસ) છે, તેમના કેશકલાપ પર પુષ્પ નથી, પણ નેત્રમાં છે, તથા તેમને અર્થ (દ્રવ્ય) ગ્રંથિમાં નથી, પણ તેમનાં રચેલ નવીન કાવ્યોમાં છે અને તેમની વૃત્તિ જીવનમાં નથી, પણ પઠનમાં છે.' આ પ્રમાણેનું તેનું કથન સાંભળીને તેના દુઃખને દૂર કરવા મંત્રીએ તેને ત્રણ લક્ષ દ્રમ્મ આપ્યા અને ત્રણ વર્ષાશન બાંધી આપ્યાં.

એક દિવસે સમુદ્ર કિનારે અશ્વોનાં વહાણો આવ્યાં, તે જોવાને મંત્રી સમુદ્રને કીનારે આવ્યા. તે વખતે વહાણના માણસો યત્નપૂર્વક અશ્વોને વહાણમાંથી ઉતારતા હતા. એટલે તે તેજસ્વી અશ્વોને જોઇને દાનવીર એવા મંત્રીએ કવિઓને કહ્યું કેઃ—

"प्रावृट्काले पयोराशिः कथं गर्जितवर्जितः"

'વર્ષાકાળમાં સમુદ્ર કેમ ગર્જના રહિત છે?' તે સાંભળીને સોમેશ્વર નામના શીઘ્ર કવિએ તેની પૂર્તિ કરી કે–

"अंतःसुप्तजगन्नाथ निद्राभंगभयादिव ॥"

'અંદર સુતેલા જગન્નાથ (શ્રીકૃષ્ણ)ની નિદ્રાના ભંગનો એને ભય લાગતો હોય એમ જણાય છે.' આ પ્રમાણે સમસ્યા પૂરવાથી પ્રસન્ન થયેલા વસ્તુપાલ મંત્રીએ તે કવિને સોળ નામીચા અશ્વો ભેટ આપ્યા. પછી આનંદની ખાતર મંત્રીએ કવીશ્વરોની આગળ સમસ્યાનું એક પદ કહ્યું કેઃ—

"काकः–किंवा क्रमेलकः"

એટલે એક કવીશ્વરે તેની પૂર્ત્તિ કરી કે:—

"येनागच्छन्ममाख्यातो येनानीतश्च मे पतिः ।
प्रथमं सखि कः पूज्यः काकः किंवा क्रमेलकः" ॥

'હે સખિ! કાગડાએ મારા પતિના આગમનનો મને સંદેશો આપ્યો અને ઉંટ મારા પતિને અહીં લઇ આવ્યો, માટે પ્રથમ મારે કોનો સત્કાર કરવો? કાગડાનો કે ઉંટનો?'

એ અવસરે સ્પૃહાયુક્ત કોઇ કવિએ મંત્રીને કહ્યું કે—"હે વિભો! ધર્મપુત્ર સમાન પ્રભાવાળા તમને સરસ્વતી આ પ્રમાણે કહે છે કે—'સમસ્ત પ્રાણીઓને કલ્પવૃક્ષ સમાન એવો ભોજ રાજા અત્યારે નથી, માટે જગતમાં સીદાતા એવા આ કવિઓનું તમારેજ પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું.' આ કાર્ય સદાને માટે નિવેદન કરીને ત્રિભુવનની જનનીરૂપ શ્રીમતી બ્રહ્મપુત્રી (સરસ્વતી) સ્વસ્તિશ્રી ધર્મપુત્ર એવા વસ્તુપાલ મંત્રીને કુશળ પૂછે છે." આ પ્રમાણેનો સરસ્વતીનો સંદેશો સાંભળીને દયાના સાગરરૂપ મંત્રીએ પ્રસન્ન થઇને તે કવિને એક લક્ષ દ્રમ્મ આપીને પ્રસન્ન કર્યો. ત્યારપછી સીદાતા લોકોને સહાય કરવા માટે મંત્રીએ એવો અભિગ્રહ લીધો કે:—

'હવે પછી વિભવ છતાં સીદાતા જનોને સહાય આપવા માટે મારે પ્રતિવર્ષે કોટિ દ્રમ્મનો વ્યય કરવો,' કારણ કે સર્વ ધાતુઓમાં સુવર્ણની જેમ અનુકંપા દાન સર્વ દાનમાં ઉત્તમ કહેલ છે.

આ રીતે વીરધવલ રાજાની સામ્રાજ્યલક્ષ્મીના સુરભિરૂપ અને જિનમતમાં સૂર્યસમાન એવા વિવેકી શ્રી વસ્તુપાલ મંત્રીશ્વરે વિશ્વને શ્લાઘ્ય એવા વિવિધ પુણ્યકૃત્યથી સર્વ લોકોને આનંદિત કર્યા.

इति महामात्यश्रीवस्तुपालचरित्रे धर्ममाहात्म्यप्रकाशके श्रीतपागच्छाधिराजश्रीसोमसुंदरसूरिश्रीमुनिसुंदरसूरिश्रीजयचंद्रसूरिशिष्यपंडितश्रीजिनहर्षगणिकृते हर्षांके सप्तमः प्रस्तावः ॥ ७ ॥

## અષ્ટમ પ્રસ્તાવ.

એકદા મંત્રીએ શ્રીનાગેંદ્ર ગુરુ પાસે સુરાસુરને પૂજ્ય એવા શ્રી અર્બુદગિરિનું માહાત્મ્ય સાંભળ્યું કે–"વિવિધ મહર્ષિઓથી સેવિત એવો એ ગિરિરાજ શૈવ અને જિનશાસનમાં અતિશય પ્રખ્યાત છે. પૂર્વે શ્રી આદિનાથના ઉપદેશથી ભરત ચક્રીએ એ ગિરિના શિખર પર ચાર દ્વારવાળું સુવર્ણચૈત્ય કરાવ્યું હતું. સમસ્ત પાપને ખંડિત કરનાર એવા એ ગિરિનું યથાર્થ માહાત્મ્ય કહેવાને તો માત્ર કેવલી ભગવાનજ સમર્થ છે. એ તીર્થ પર પૂર્વે અનેક મહર્ષિઓ તપ તપી કેવલજ્ઞાન પામીને સમાધિપૂર્વક મોક્ષે ગયા છે. અહીં શુભ ભાવથી દાન, શીલ અને તપ આચરતાં સમસ્ત પાપનું વિશેષ શોધન થાય છે. એ ગિરિની ઉપલી ભૂમિકાને પ્રતિમા ધારી એવા જગદ્ગુરુ શ્રીમાન્ વર્ધમાન સ્વામીએ સર્વતઃ પાવન કરેલ છે. જે પુરુષો અહીં એક વર્ષ પર્યંત શ્રી ઋષભ પ્રભુના ચૈત્યમાં દીપક કરે છે તેઓ કોટીશ્વર થઇને ઇંદ્રપદને પામે છે. અહીં ચૈત્રાષ્ટમીના દિવસે ભગવંત આગળ ફળો સહિત લક્ષ અક્ષત ધરવાથી લક્ષ ગામોનું ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. શ્રી નાગેંદ્રસૂરિ વિગેરે આચાર્યોએ પ્રતિષ્ઠિત કરેલા શ્રીયુગાદિ પ્રભુની છ મહીના પર્યંત સેવા કરતાં છ ખંડનું ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. એ તીર્થ પર કૂટ પ્રયોગથી જેઓ યાંત્રિકોને છેતરે છે તેઓ ભવાંતરમાં હીન અંગવાળા તથા હીન જાતિવાળા થાય છે.

એ ગિરિની નજીકની ભૂમિકાના ભૂષણરૂપ, દૂષણરહિત તથા ગુણગરિષ્ઠ એવી ચંદ્રાવતી નામે નગરી છે. ત્યાં પ્રાગ્વાટ વંશના મંડનરૂપ તથા ભુજલીલામાં વિષ્ણુ સમાન વિમલ નામે દંડપતિ થયા હતા. જે સમ્યગ્દૃષ્ટિ જનોમાં મુગટ સમાન, શત્રુઓરૂપ વૃક્ષોનું ઉન્મૂલન કરવામાં હસ્તી સમાન અને શ્રીભીમ ગુર્જરપતિના પરમ પ્રસાદરૂપ હતા. અર્થાત્ તેની તેના પર બહુ મહેરબાની હતી. વળી સિંધુ રાજાના દારુણ સંગ્રામમાં જે વીરરત્ને પોતાના રાજાને પરમ સહાય આપી હતી, પરમાર રાજા પણ જેના પરાભવની શંકાથી પોતાની રાજધાનીના સુખનો ત્યાગ કરી ગિરિદુર્ગમાં જઇને રહ્યા હતા તથા સિંહ સમાન ઉદ્દામ પરાક્રમના ધામરૂપ અને અત્યંત સાહસિક એવા જેણે માલવીય મહીપાલના કાળરૂપ સંગ્રામમાં ભીમ રાજાના સેના-

પતિપદને પામીને શત્રુઓનું ભંજન કરી રણભૂમિમાં લીલા માત્રમાં વિજયલક્ષ્મીને પ્રાપ્ત કરી હતી. ભોજનના અભિગ્રહથી બલિ રાજાને હરિની જેમ જેણે ત્રણ દિવસમાંજ સ્થટ્ટ નામના રાજાને હરાવીને બાંધી લીધો હતો. વળી નદ્દલ નગરના રાજાએ જેને સુવર્ણનું સિંહાસન આપ્યું હતું તથા યોગિની ( દીલ્હી ) પતિએ જેને પવિત્ર છત્ર આપ્યું હતું તથા શ્રી વિમલાચલની યાત્રામાં ચાર કોટિ સુવર્ણનો વ્યય કરીને જેણે સંઘપતિપદ મેળવ્યું હતું. નામ અને ગુણથી અદ્ભુત એવી શ્રી નામે તેની સ્ત્રી હતી. જે રોહિણીની જેમ સદાચારી (સદા ચાલવાવાળી) છતાં વક્ર સ્થિતિવાળી ન હતી. વિદ્યુત સમાન શીલ તથા લાવણ્ય યુક્ત એવી તે એકજ પત્નીથી દંડપતિ મેઘની જેમ શોભતો હતો. કલ્પલતાની જેમ તે સદા સ્વજનોને અભીષ્ટ આપતી હતી, છતાં પોતાના કુળના આધારભૂત સત્પુત્રરૂપ ફળથી તે વર્જિત હતી. અર્બુદગિરિના શિખર પર મહાન્ આર્હતચૈત્ય કરાવવાની અને પોતાની સુપત્ની શ્રીદેવીથી પોતાના વંશની ઉન્નતિ માટે કામદેવ સમાન પુત્રરત્ન પ્રાપ્ત કરવાની–આ બે ઇચ્છા રાત દિવસ વિમળ મંત્રીના હૃદયમાં રહ્યા કરતી હતી. એટલે પ્રીતિકારી પુષ્પોથી શ્રી નેમિનાથની પ્રતિમાનું પૂજન કરીને વિમળ હૃદયવાળા વિમળશાહે પોતાની સ્ત્રી સહિત સ્વસ્થપણે સર્વનું રક્ષણ કરનાર એવી મહાદેવી અંબિકાનું વિધિપૂર્વક આરાધન કરવા માંડ્યું. ત્રણ ઉપવાસને અંતે અંબિકા દેવી પ્રત્યક્ષ થઈ, કારણ કે 'સત્ત્વવંત જનો પર દેવો સત્વર પ્રસન્ન થાય છે.' પ્રસન્ન મુખવાળા એવા વિમળમંત્રીને અંબિકા દેવીએ કહ્યું કેઃ—'હે મહાભાગ! હું તારા પર પ્રસન્ન થઇ છું, માટે વર માગ.' એટલે દંડપતિ બોલ્યો કે 'સર્વ અભીષ્ટને પૂરનાર એવી હે દેવી! અર્બુદગિરિ પર ચૈત્ય અને વંશની ઉન્નતિરૂપ પુત્રને હું માગું છું.' એટલે દેવી બોલી કે 'હે મંત્રિન્! તેવા પ્રકારના પુણ્યોદયના અભાવે તને બંનેની પ્રાપ્તિ થાય તેમ નથી, માટે એક વર માગ.' એ પ્રમાણેનું દેવીનું વચન સાંભળીને તે વિચારમાં પડ્યો કે "ગિરિરાજ પર પ્રાસાદરૂપ પુણ્ય માગું કે પુત્ર માગું? અથવા તો પુત્ર એ ખરેખર સંસારની વૃદ્ધિમાત્ર ફળરૂપ છે અને જિનચૈત્ય તો ઉભય લોકમાં સુખકારી છે.

વળી પુત્રની પ્રાપ્તિ થતાં પણ જો તે સુકૃતી ન હોય તો વિષાંકુરની જેમ સર્વત્ર અત્યંત દુઃખકારી થાય છે. પુણ્યકર્મમાં પિતા કરતાં પણ અધિક અને પવિત્ર બુદ્ધિમાન્ એવો પુત્ર તો દૂર રહો, પરંતુ પિતા સમાન પુત્ર પણ ભાગ્યયોગે કોઇકનેજ પ્રાપ્ત થાય છે, માટે પુત્રપ્રાપ્તિના અસાર મનોરથનો ત્યાગ કરીને હું દેવી પાસે પ્રાસાદનીજ માગણી કરૂં, કારણ કે ભાગ્ય પ્રમાણે ફળ મળે છે. કહ્યું છે કે 'મહાપ્રયત્ન કરતાં પણ ફળ તો ભાગ્યાનુસારેજ મળે છે.' સુધાનું પાન કરતાં પણ રાહુનું શરીર નવપલ્લવિત થતું નથી. સ્વામીની ચિર કાળ સેવા કરતા પણ ભાગ્ય વિના ફળ મળતું નથી. જુઓ, અરુણ સૂર્યનો આજન્મ ભક્ત છતાં તે ચરણ રહિત રહ્યો છે." આ પ્રમાણે પોતાના મનમાં ચિંતવીને પોતાની પ્રાણવલ્લભાનો વિચાર જાણવા માટે તેણે તેને પૂછ્યું, કારણ કે વખત આવે ત્યારે ઇંદ્ર પણ પોતાની ઇંદ્રાણીની સામે જુએ છે. એટલે સતીશિરોમણિ એવી શ્રીદેવીએ અંજલિ જોડીને કહ્યું કે-"હે પ્રાણેશ! ભવાંકુર સમાન પુત્ર ન માગતાં આર્હતમંદિરજ માગો. હે વિભો! સંસારમાં ભમતાં પ્રાણીઓને પુત્ર, માતા અને કલત્રાદિકના સંબંધો તો ભવોભવમાં ઘણાએ પ્રાપ્ત થાય છે, પરંતુ ઘોર એવા આ સંસારસાગરમાં ચિંતામણિની જેમ સત્કૃત્યોની સામગ્રી કોટિભવમાં પણ પ્રાપ્ત થવી દુર્લભ છે." આ રીતે પોતાની પત્નીનો અભિપ્રાય જાણવામાં આવતાં ભવસ્થિતિને જાણનાર એવા વિમળ મંત્રીએ આપત્તિને દળનાર એવી દેવી પાસે જિનપ્રાસાદનીજ માગણી કરી. એટલે દેવીએ સંતુષ્ટ થઇને કહ્યું કે-'હે પુણ્યવંતમાં અગ્રેસર! તને ઇષ્ટની પ્રાપ્તિ થશે, પરંતુ આ પર્વતની અધિષ્ઠાયિકા શ્રીમાતા દેવીની સંમતિ લઇને હું તારી પાસે આવું ત્યાંસુધી તું રાહ જો.' એટલે વિમળ મંત્રી ધ્યાનમાં લીન થઇને સ્થિર બેસી રહ્યા, એવામાં અંબિકાએ તરતજ આવીને તેને કહ્યું કે:-'સુગંધી અને વિકસિત પુષ્પયુક્ત ગોમયમંડલીને જોઇને શ્રીમાતાના ભવન પાસે પ્રાસાદને યોગ્ય ભૂમિ તારે સમજી લેવી.' એમ કહીને અંબિકા દેવી અંતર્ધાન થઇ અને વિમળ મંત્રીએ સુપાત્ર દાન આપતાં શેષ રહેલ ભોજનથી અઠ્ઠમનું પારણું કર્યું.

પછી પ્રિયંગુ વૃક્ષની પાસે તેવી ભૂમિકા જોઇને આનંદિત થયેલા

તેણે પ્રાસાદ કરાવવાનો પ્રારંભ કર્યો. એવામાં ક્રૂર અંતઃકરણવાળા, પૂર્વના રાજાઓએ અર્બુદ વિગેરે તીર્થોમાં નિયુક્ત કરેલા, અને મિથ્યા-દૃષ્ટિ એવા શૈવમતાનુયાયીઓ ત્યાં પર્વત પર પ્રાસાદનો પ્રારંભ કરતા એવા વિમળ મંત્રીની લોકો સમક્ષ આ પ્રમાણે વ્યર્થ નિંદા કરવા લાગ્યા કે–" અહીં અચલેશ્વર (મહાદેવ) પ્રાણીઓને અચલ પદ આપે છે અને મંદાકિની સરિતારૂપ તીર્થ ભવની મંદતાનું મથન કરે છે. તેમજ અહીં વસિષ્ઠ ઋષિનો આશ્રમ કુંડસ્નાનાદિ ક્રિયાઓથી લોકોને સ્વર્ગમાં લઇ જાય છે. વળી અર્બુદની મહા-શક્તિરૂપ, જગતની માતા સમાન તથા પર્વતની અધિકારિણી એવી શ્રીમાતા પોતાના પ્રભાવને પ્રગટ રીતે બતાવી આપે છે, તેથી આ તીર્થ અનુપમ છે. વળી પૃથુરાજના વખતથી કંઇ પણ નિશાનીના અભાવે પૂર્વે અહીં આર્હતપ્રાસાદ કદાપિ થયેલ નથી." આ રીતે બોલતા દુર્વિદગ્ધ અને નિર્વિવેકી જનોમાં અગ્રેસર એવા તે દુરાશયો ચૈત્ય બાંધવામાં અંતરાય કરવા લાગ્યા.

તે વખતે વિમળ મંત્રીના ભાગ્યભરથી આકર્ષાયેલી અંબિકા દેવી આસુરી ભાવને ધારણ કરી આકાશમાં રહીને બોલી કે–'આ ગિરિ પર પૂર્વે નાગેંદ્રાદિ ચાર આચાર્યોએ પ્રતિષ્ઠિત કરેલી આદિનાથની મૂર્ત્તિ છે. તે હકીકતનો તમને વિશ્વાસ ન હોય તો આ વૃક્ષની નીચે વિધિ-પૂર્વક જમીન ખોદીને જુઓ એટલે પ્રતિમા નીકળશે.' મંત્રીએ બલિ-દાનપૂર્વક તે પ્રમાણે કર્યું, એટલે તરતજ પ્રથમ પ્રભુની પ્રતિમા ત્યાંથી પ્રગટ થઇ. અંબિકા અને ક્ષેત્રપાલ સહિત તે મૂર્ત્તિને જોઇને હૃદયમાં પ્રકંપિત થઇ, નમસ્કાર કરીને મિથ્યામતિ લોકોએ પ્રાસાદ કરવાની અનુમતિ આપી. એટલે મંત્રીએ તેમને કંઇક દ્રવ્ય આપી, આનંદ પમાડીને અર્બુદાચલના શિખર પર શ્રી ઋષભ પ્રભુનું ચૈત્ય કરાવ્યું. પછી વિક્રમ સંવત્ (૧૦૮૮) માં વિમળ મંત્રીએ મહેંદ્રોને પૂજનીય, પાપસમૂહને નષ્ટ કરનાર અને કાંચન સમાન તેજસ્વી એવી શ્રીમાન્ આદિ-પ્રભુની દિવ્ય ધાતુમય પ્રતિમા કરાવી, અને મહા મહોત્સવપૂર્વક બૃહદ્ગચ્છના અધિપતિ એવા શ્રી રત્નસૂરિ પાસે તેની પ્રતિષ્ઠા કરાવી. કહ્યું છે કે 'અંબિકાના આદેશથી વિક્રમ સંવત્ (૧૦૮૮) માં પ્રાગ્વાટ વંશના મંડનરૂપ, શ્રીમાન્ ગુર્જરપતિ ભીમદેવ રાજાના મુખ્ય

પ્રધાન તથા પુણ્યવાન્ એવા શ્રી વિમળ દંડપતિએ પોતાની પ્રિયા સહિત અર્બુદાચલ પર શ્રી આદિપ્રભુનો અનુપમ પ્રાસાદ કરાવ્યો.' શ્રી અંબિકાના આદેશથી જેણે શ્રી અર્બુદાચલ પર ઉન્નત પ્રાસાદ તથા પીતળની મોટી પ્રતિમા કરાવવા વિગેરે સત્કાર્યોમાં આઠ કોટિ દ્રવ્યનો વ્યય કર્યો એવા અને જિનપતિની સમક્ષ લીલાપૂર્વક અશ્વરત્ન પર જે બિરાજેલ છે તથા જે મનના મેલ રહિત છે એવા શ્રીમાન્ વિમળ મંત્રી કોને આશ્ચર્ય ન પમાડે? વળી એ વિમલેશ્વર (ઋષભદેવ) દર્શન કરતાં પ્રાણીઓને દૃષ્ટિફળ (સમ્યગ્દૃષ્ટિપણું) આપે છે, પ્રણામ કરતાં ઇંદ્રની સંપત્તિ આપે છે અને સ્તુતિ કરતાં તીર્થંકરપદનું ઐશ્વર્ય આપે છે. વળી શ્રી વિમલેશની સહાયતાથી મરૂદેશના મંડનરૂપ એવો વિમલ અર્બુદગિરિ પણ, વિમલપણાને પામ્યો છે, માટે હે મંત્રિન્! એ ગિરિ પર તમારે શ્રી નેમિનાથનું ચૈત્ય કરાવવું યુક્ત છે, કારણ કે અત્યારે શ્રીમાન્ ચૌલુક્ય રાજાની રાજ્યલગામ તમારા હાથમાં છે. પુણ્યના પ્રભાવથી પ્રભુતાને પામીને પ્રમાદાધીન થઇ જે પોતાના પદને યોગ્ય સત્પુણ્યકૃત્ય કરતો નથી તે પુરુષ જગતમાં કૃતજ્ઞ કેમ કહેવાય? વળી હે મહામંત્રિન્! ત્યાં ચૈત્ય કરાવવાથી તે પૃથ્વીતલ પર રૈવતાચલની જેમ સ્થિરસ્થાયી થશે."

આ પ્રમાણે ગુરુ મહારાજનો ઉપદેશ સાંભળીને સોમવંશી એવા વસ્તુપાલ મંત્રીએ વિચાર કર્યો કે "અમે જૈન ધર્મના અનુયાયી એવા ચાર ભ્રાતા હતા, તેમાં બે ભાઇ તો દૈવયોગે બાલ્યવયમાંજ સ્વર્ગસ્થ થયા છે, તેમાં પણ મલ્લદેવના નામે તો સજ્જનોને આનંદના કારણરૂપ એવાં કેટલાંક ચૈત્યો હાલ મોજુદ છે, (કારણ કે-મલ્લદેવના શ્રેય નિમિત્તે શત્રુંજય ગિરિ પર મંત્રીએ સાક્ષાત્ અષ્ટાપદ સમાન એવું અષ્ટાપદ તીર્થ કરાવ્યું હતું), પરંતુ લૂણિગના શ્રેય નિમિત્તે એકે ચૈત્ય કરાવેલ નથી. ઉત્તમ પુરુષે સુકૃત સ્થિતિમાં સોદરને કદાપિ ઓછો ગણવો ન જોઇએ, માટે હવે તેના નામે શ્રી નેમિનાથનું ઉજ્જયંતાવતાર એવા નામનું ચૈત્ય અર્બુદાચળ ઉપર કરાવું." આ પ્રમાણે પોતાના અંતરમાં ચિંતવીને તેણે પોતાના વિનીત અનુજ બંધુ તેજપાલને તે વૃત્તાંત કહી સંભળાવ્યો. એટલે અર્બુદાચલ પર શ્રીનેમિનાથનું ચૈત્ય કરાવવાના તેના ઉત્સાહને તેજપાલે પણ માન

આપ્યું. પછી જ્યેષ્ઠ બંધુના આદેશથી પ્રૌઢ રાજાઓ સહિત તેજપાલ પોતે ચન્દ્રાવતીમાં ધારાવર્ષ રાજાને ત્યાં ગયો. એટલે રાજ્યભારની ધુરાને ધારણ કરનાર એવા તેજપાલ મંત્રીને આવેલ જોઇને રાજાએ તરતજ ઉઠીને તેને સ્નેહ સહિત આલિંગન કર્યું. પછી તેને સત્કારપૂર્વક સિંહાસન પર બેસારીને અચાનક આવવાનું તેણે કારણ પૂછ્યું. એટલે તેજપાલ બોલ્યો કે-"મારા જ્યેષ્ઠ બંધુ અર્બુદાચલ પર જિનચૈત્ય કરાવવાને ઇચ્છે છે, તેમાં તે તમારી મદદ માગે છે." તે સાંભળી ધારાવર્ષ રાજા બોલ્યો કે-"હે મહામંત્રિન્! હું તમારા જ્યેષ્ઠ બંધુનો સેવક છું, માટે સર્વ કાર્યમાં મને નિયુક્ત કરવો. અહો! આજે મારુ રાજ્ય સફળ થયું અને ગૃહસ્થિતિ પણ પ્રશમનીય થઇ કે મંત્રીઓમાં ચિંતામણિ સમાન એવા તમે પોતે મારે ઘરે પધાર્યા હે મંત્રિન્! સર્વ જીવોને સુખકારી એવા જિનમાર્ગની જેમ તમારુ દર્શન પણ ભાગ્ય વિના પામી શકાય તેમ નથી, માટે હે મહામને! એ મનોરથ તમારે કૃતાર્થ કરવો અને એ કાર્યમા હુ આપના આદેશને આધીન છુ એમ સમજવું" પછી દાન માનવડે તે રાજાને આનંદ પમાડી સાથે લઇને અન્ય રાજાઓ સહિત મંત્રી પર્વતના શિખર પર આવ્યા અને ઇદ્રની જેમ ધીમાન્ તથા સદુપાયને જાણનાર એવા તેણે ભૂમિભૂપ સમાન અને દુર્ગમાં રહેલા એવા ગોગલિ પ્રમુખ અધિકારીઓને બોલાવી, સામ દાનાદિ ઉપાયોથી તેમને સંતુષ્ટ કરીને પોતાનુ કાર્ય નિવેદન કર્યું. એટલે અંતરમાં આનંદ પામીને તેઓ બોલ્યા કે-'તમારૂ કાર્ય અમે સેવકોની જેમ આદરપૂર્વક કરશુ.' પછી ચૈત્યભૂમિને માટે મત્રીએ તેમના કહ્યા પ્રમાણે સંન્યાસીઓને સંતુષ્ટ કરવા સારૂ ત્રીશ મૂડા દ્રમ્મ આપ્યુ. એટલે તે તપસ્વીઓ પણ અંતરમાં આનદ પામીને બોલ્યા કે-'હે મંત્રિન્! શ્રીમાતાના ઉપદેશથી આ તમારૂ ઔદાર્ય જોઇને અમે આશ્ચર્ય પામ્યા છીએ. તમે આ સર્વ પર્વત લેવાને શક્તિમાન્ છો, માટે તમારી ભક્તિના બદલામાં અમે આ સમસ્ત પર્વત તમને અર્પણ કરીએ છીએ'

પછી શ્રીમાતાના પ્રસાદથી પ્રાસાદભૂમિ મેળવીને અંબિકાના આદેશથી મંત્રી પોતે આરામણ ગામમા આવ્યા, અને આરસ કઢાવવા માંડ્યો. તે વખતે તેના પુણ્યોદયથી ચન્દ્રમડળ સમાન ઉજ્જવળ

અને ચૈત્યને યોગ્ય એવા સુંદર પાષાણદળ નીકળ્યા. પછી પર્વત પર પશુઓ અને મનુષ્યો સુખે આરોહણ કરી શકે તેટલા માટે સુગમ સ્થાન જોઇને એક નવો રસ્તો કરાવ્યો અને પાંચ યોજન સુધીમાં એક એક કોશને અંતરે બંને બાજુ તેણે સારી વસ્તુઓથી પૂર્ણ એવી દુકાનોની શ્રેણી કરાવી. પછી પુણ્યપ્રભાયુક્ત એવા તેજપાલે ગગનચુંબી એવા એ ગિરિના શિખર પર તમામ સામાન તાકીદે અણાવ્યો. પછી યુક્તિમાન્ એવા તેણે વિમળ મંત્રીના ચૈત્ય પર મિથ્યાદૃષ્ટિના કરની સ્થિતિ જાણીને શૈવ મુનિઓને વાંછિતાર્થ આપી, તેમને સંતુષ્ટ કરી, ક્ષેત્રદેવતા એવી શ્રીમાતાને વિપુલ ભોગોથી આનંદ પમાડી, શક્તિ અને યુક્તિપૂર્વક સમસ્ત પૂજારીઓને પણ પ્રસન્ન કરી, સુમુહૂર્ત્તે બલિપૂર્વક નીચે કૂર્મચક્ર સ્થાપી પ્રાસાદને યોગ્ય અને દૃઢ એવી ભૂમિપીઠ તેણે બંધાવી.

પછી શોભન પ્રમુખ પાંચસો કારીગરોને યથાયોગ્ય યુક્તિથી સંતુષ્ટ કરી તેમને કામ ભળાવીને મંત્રી પુનઃ ચંદ્રાવતીમાં ચંપક શેઠને ઘરે આવ્યો. ત્યાં પોતાના કાર્યાર્થે વિનયપૂર્વક તેણે શ્રેષ્ઠીને સ્નેહભાવથી કહ્યું કે 'અમારે અર્બુદગિરિ પર ચૈત્ય કરાવવું છે, અને તમે સુશ્રાવકોમાં શિરોમણિ સમાન અહીંના નગરશેઠ છો, માટે જો તમે મહેનત લઇને સભાળ રાખવાનું કબુલ કરો તો અમે નિશ્ચિંત થઇને સ્વસ્થાને જઇએ.' એટલે દાક્ષિણ્યયુક્ત એવા તેણે મંત્રીનું વચન સ્વીકાર્યું, કારણ કે 'તેવા પ્રતાપી પુરુષના વચનનો કોણ અનાદર કરી શકે?' પછી અર્બુદગિરિ પર કામ કરનારા સર્વ કારીગરોની દેખરેખ રાખવા પોતાના શાળા ઉદાક નામના શ્રાવકને નીમીને ધીમાન્ એવા તેજપાલ મંત્રીએ ચૈત્યકૃત્યાદિ સમસ્ત વૃત્તાંત ધવલકપુર આવી પોતાના વડીલ બંધુને નિવેદન કર્યો. એટલે તે ચૈત્યનિમિત્તે સેંકડો અરિષ્ટને દૂર કરનાર એવું કષપટ્ટપાષાણનું એક શ્રીઅરિષ્ટનેમિનું મોટું બિંબ કરાવી, સુલગ્ને મહોત્સવપૂર્વક પોતાના ગુરુ પાસે તેની પ્રતિષ્ઠા કરાવીને તેણે પોતાના અનુજ બંધુ સાથે તે અર્બુદગિરિ પર મોકલાવ્યું.

ત્યાં જઇને જોતાં ઘણા દિવસોએ શ્રીનેમિનાથના ચૈત્યનો માત્ર એક ગર્ભમંડપજ તૈયાર થયેલ જોઇને તેજપાલે ઉદાકને કહ્યું

કે-'હે મહાભાગ! અત્યારસુધીમાં આટલુંજ કામ કેમ થયું?' એટલે તેણે ખેદ સહિત નિવેદન કર્યું કે-'હે દેવ! આ સૂત્રધારોને હું વારંવાર પ્રેરણા કરું છું, છતાં તેઓ થોડા વખતમાં શ્રમિત થઇ જઇને કામમાં ક્યારે પણ ત્વરા કરતા નથી. વળી વારંવાર હઠ કરી પહેલાંથીજ બહુ દ્રમ્મ લઇને તેનો વિનાશ કરે છે, તેથી કામ ઓછું થયું છે.' આ રીતે કર્ણકટુ એવું તેનું કથન સાંભળીને મંત્રી બોલ્યો કે "શું એ દ્રમ્મ બધા સડી ગયા, બગડી ગયા, કે જેથી 'એ બધા વિનાશ પામ્યા' એમ હે ભદ્ર! તું પોતે ચતુર થઇને મને મોટા સાદે સંભળાવે છે. ચૈત્યકૃત્યના અધિકારી જનોના ઉપકારનિમિત્તે ખરચવામાં આવતા એ દ્રમ્મ ખરેખર અક્ષીણ નિધાનપણાને પામે છે, માટે એ સૂત્રધારોને યથારુચિ દ્રમ્મ આપવા. ધર્મકાર્યમાં વિવેકી જનોએ ઉદારતાજ વાપરવી. જે કુબુદ્ધિજનો ધર્મકાર્યમાં પણ કૃપણતા વાપરે છે તેમને પ્રાપ્ત થયેલ બહુ ધન ભોગનિમિત્તે પણ કામ આવતું નથી. કહ્યું છે કે-સ્નેહદશા (તૈલ) અને ગુણો (વાટ)નો ક્ષય કરીને દીપલેખાની જેમ લક્ષ્મી ચાલી જાય છે અને તેણે કરેલું માલિન્ય આ જગતમાં અવશિષ્ટ રહી જાય છે. ધર્મ, ચોર, અગ્નિ અને રાજા એ ચાર ધનના ભાગીદાર કહેલા છે. તેમાં આદ્ય (ધર્મ)નું અપમાન કરતાં અન્ય ભાગીદારો બળાત્કારથી પુરુષોનું ધન હરણ કરી લે છે."

એક દિવસે તેજપાલ શ્રીનેમિનાથની પૂજા કરવામાં વ્યગ્ર હતા, એવા અવસરે કામ કરવામાં સૂત્રધારોની મંદતા જોઇને ચાતુર્યમાં સરસ્વતી સમાન એવી અનુપમા દેવીએ શિલ્પીઓમાં અગ્રેસર અને શાસ્ત્રજ્ઞોમાં શ્રેષ્ઠ એવા શોભનને કહ્યું કે-"હે ભદ્ર! સ્તંભોદ્ધારના એક કામમાં પણ જો તમને આટલો બધો વિલંબ થશે તો અહીં (પર્વત પર) ચૈત્ય ક્યારે સંપૂર્ણ થશે? સુજ્ઞ જનો કહે છે કે-ધર્મની ત્વરિત ગતિ છે. કોણ જાણે છે કે-પ્રાણીને હવે પછીનો અવસર કેવો આવશે? કારણ કે લક્ષ્મી વીજળી જેવી ચપળ છે અને આયુષ્ય વાયુની જેવું અસ્થિર છે, માટે વિવેકી પુરુષે ધર્મકાર્યમાં વિલંબ કરવો નહીં. તેમાં પણ અધિકારી પુરુષે તો સ્વજન્મ સફળ કરવા વિશેષે ધર્મકૃત્ય કરવું." આ પ્રમાણે સાંભળીને શુભ આશયવાળા અને ચાલાક

એવા શોભને અનુપમા દેવીને કહ્યું કે-"હે સ્વામિની! એક તો આ પર્વત દેવોને પણ દુરારોહ છે. વળી પ્રાતઃકૃત્યમાં વિઘ્ન કરનાર એવી ટાઢ અત્યારે બહુજ પડે છે અને શરીરને કંપાવે તેવો અત્યંત શીતલ વાયુ નિરંતર વાયા કરે છે. વળી બપોરે ક્ષુધાપીડિત દરેક સૂત્રધારને જાતે ભોજનની સામગ્રી તૈયાર કરવી પડે છે. વળી હે દેવી! ભોજનાનંતર જેટલામાં કામે લાગીએ છીએ તેવામાં પાછી સાયંકાળની ટાઢ વિઘ્નકર્ત્તા થાય છે. વળી સૂત્રધારો હમેશાં શાક અને દૂધ-દહીં વિનાનું ભોજન કરે છે. તેથી તેમના શરીરમાં કામ કરવાની જોઇએ તેવી શક્તિ પણ નથી. આવાં કારણને લઇને અહીં પર્વત પર ઓછું કામ થાય છે. પૂરતી સામગ્રી વિના ધનથી પણ કાર્યસિદ્ધિ થતી નથી."

આ પ્રમાણેની તેમની અન્યોન્ય થતી વાત સાંભળીને મંત્રીએ તરતજ બહાર આવી સર્વ સૂત્રધારોમાં મુખ્ય એવા શોભનને કહ્યું કે-'હે ભદ્ર! ભાગ્યવતી અનુપમા દેવી તમને શું કહે છે?' તે બોલ્યો કે-'આપે જે શ્રવણ કર્યું તે.' એટલે મંત્રીએ સ્મિતપૂર્વક પોતાની પત્નીને કહ્યું કે-'સત્કર્મની સ્થિતિને વધારનારી એવી હે ભદ્રે! તેં એમને શું કહ્યું?' એટલે તે લજ્જાસહિત પવિત્ર વચનથી બોલી કે-"હે સ્વામિન્! ચૈત્ય કરાવવામાં વિલંબ કરવો બીલકુલ ઉચિત નથી, અને તેમ કરતાં મહાપુરુષો પણ પોતાના તેજને કદી વધારી શકતા નથી. જુઓ! સાંજે નિસ્તેજ થયેલ સૂર્ય પણ સમુદ્રજળમાં જઇને પડે છે. આ રાજવ્યાપારની પ્રભુતા-દીપકની કલિકા સમાન છે. વળી સંપત્તિ પણ કદાપિ શાશ્વત પદ તો આપતીજ નથી. કહ્યું છે કે-'લક્ષ્મીને જાણે સમુદ્રજળના સંગની અસર થઇ હોય તેમ તે નીચે નીચે ગમન કરે છે, કમલિનીના સંગથી જાણે તેના પગમાં કાંટા વાગ્યા હોય તેમ તે ક્યાંઇ પણ પોતાનો પગ સ્થિર કરી શકતી નથી અને વિષના નિકટપણાથી જાણે તેનામાં ઝેરનો ગુણ આવ્યો હોય તેમ તે પુરુષોના ચૈતન્યને આચ્છાદિત કરી મૂકે છે, માટે સુજ્ઞ જનોએ એને ધર્મસ્થાનમાં વાપરીને તેનું ફળ શીઘ્ર લઇ લેવું.' વળી આ જગતમાં પોતાનો અથવા લક્ષ્મીનો નાશ અને વિયોગ તો અવશ્ય થવાનોજ છે, છતાં લક્ષ્મીના સંબંધમાં વૃથા સ્થિર બુદ્ધિ શું

બાંધવી? અહો! વૃદ્ધોને આરાધતાં છતાં, પૂર્વજોને પિંડ આપતાં છતાં અને નિર્ધનોને જોતાં છતાં પ્રાણીઓ મોહમૂઢ કેમ બને છે? લક્ષ્મી રાજાની ભ્રૂલતાના પલ્લવના પ્રાંતભાગ સમાન નિરાલંબ અને વિલંબિની છે, છતાં સેવકો તેને સ્થિર માને છે, એ ખેદની વાત છે. અહો! એક તરફ વિપત્તિ, એક બાજુ મરણ, એક તરફ જરા અને એક બાજુ વ્યાધિ-એ ચારથી પ્રાણીઓ સતત પીડાયા કરે છે."

આ પ્રમાણેનાં સુધાસિંચન સમાન અનુપમા દેવીનાં વાક્યો સાંભળીને તેજપાલ બોલ્યો કે-"હે કમલાક્ષી! તમારા સિવાય આવું ખરેખરું બોલતાં કોઇને નહીંજ આવડતું હોય. તામ્રપર્ણી સરિતા સિવાય મુક્તામણિને કોણ નીપજાવી શકે? તામ્રપર્ણીના તટ પર ઉત્પન્ન થયેલ મૌક્તિકો અને ઇક્ષુરસની સાથે જાણે સંપૂર્ણ સ્પર્ધા કરવા તૈયાર થયા હોય તેમ તારા વર્ણો પ્રસન્ન અને સ્વાદિષ્ટ છે. તમામ પ્રકારની ગૃહચિંતાને દૂર કરનાર, મતિને આપનાર અને સમસ્ત સત્પાત્રોનો સત્કાર કરનાર એવી ગૃહિણી ગૃહકલ્પલતાની જેમ સુજ્ઞ જનોને શું શું ફળ આપતી નથી? માટે હે વિશુદ્ધબુદ્ધિ! હવે અહીં શ્રીનેમિ પ્રભુનું ચૈત્ય વિના વિલંબે કેમ તૈયાર થાય તેનો મને ઉપાય બતાવો."

આ પ્રમાણેના પોતાના સ્વામીના આદેશથી તે આનંદિત થઇને બોલી કે-"હે સ્વામિન્! રાત્રે અને દિવસે કામ કરનારા સૂત્રધારો પૃથક્ પૃથક્ રાખવા, તેને માટે ભોજનગૃહ ચાલુ કરીને બધા શિલ્પીઓને સર્વદા યથારુચિ અમૃત સમાન ભોજન કરાવવું અને પ્રત્યેક સૂત્રધારને પૃથક્ પૃથક્ અભ્યંગન અને સ્નાન કરાવનાર તેમજ વિશ્રાંતિ આપનાર માણસોની યોજના કરવી. આમ કરવાથી ધારેલું કાર્ય વિના વિલંબે થઇ શકશે, કારણ કે કારીગર લોકોને સંતુષ્ટ રાખવાથીજ તેઓ કામ કરવામાં ઉત્સાહી બને છે." આ પ્રમાણેનાં અનુપમા દેવીનાં વચનો સાંભળીને મંત્રીએ તરતજ તે પ્રમાણે યોજના કરાવી, કારણ કે કાંત એવી કાંતાનો એ ઉપદેશ તેને અમૃત કરતાં પણ સ્વાદિષ્ટ લાગ્યો હતો. મંત્રીએ કરાવેલી તેવી ઉત્તમ યોજના જોઇને સૂત્રધારો વિગેરે સર્વ જનો મનમાં આનંદ પામીને ત્વરાથી યુક્તિપૂર્વક કામ કરવા લાગ્યા, કારણ કે 'ઉદાર જનોને આખી વસુધા એક કુટુંબરૂપ હોય છે.'

પછી મંત્રીશ્વરે પોતાની સ્ત્રી સહિત ચન્દ્રાવતીમાં આવીને એક અનુપમ સાધર્મિવાત્સલ્ય કર્યું. તથા ત્યાંના રાજા સહિત તે નગરીમાં વસનારા સર્વ લોકોને તેણે ભોજન અને વસ્ત્રાદિકથી અત્યંત સંતુષ્ટ કર્યા. પછી પ્રહ્લાદનાધીશ શ્રીપાર્શ્વનાથના દર્શન કરીને શ્રીવીર પ્રભુને વંદન કરવાની ઇચ્છાથી તે સત્યપુરમાં આવ્યો. ત્યાં વિધિપૂર્વક સુવર્ણમય શ્રીવીરબિંબની પૂજા કરીને સુજ્ઞ એવા તેણે સ્વામિવાત્સલ્ય અને મુનિપૂજન કર્યું. પછી શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની યાત્રા પૂજા કરીને અતુચ્છ મહોત્સવપૂર્વક તે ધવલક્કપુરમાં આવ્યો.

ત્યારપછી થોડા વખતમાં 'અર્બુદગિરિ પર શ્રીનેમિચૈત્ય તૈયાર થયું' એવી વધામણી લાવનાર પુરુષને તેણે દશ હજાર સોનામહોરો બક્ષીશ આપી. પછી બહોંતેર રાણાઓ સહિત તથા અંતઃપુરના પરિવાર સહિત શ્રી વીરધવલ રાજાને સાથે લઈને પોતાના બંધુ તથા કુટુંબયુક્ત હર્ષિત થયેલ વસ્તુપાલ મંત્રી પ્રાસાદ અને પ્રતિમાઓ વિગેરેની પ્રતિષ્ઠા કરવા શ્રીઅર્બુદાચલ પર આવ્યો. તે વખતે શ્રીજાબાલિપુરનો સ્વામી, નડ્ડુલનગરનો રાજા અને ચન્દ્રાવતીનો સ્વામી-એ ત્રણ મંડલેશ્વર, તથા બીજા સેંકડો પુર અને ગામોના અધિકારીઓને બોલાવતાં, તેઓ પોતપોતાના પરિવાર સહિત ત્યાં આવીને હાજર થયા. વળી ઉદયસિંહ રાજાની રાજ્યધુરાને ધારણ કરવામાં ધુરંધર તથા બૃહસ્પતિ સમાન બુદ્ધિશાળી યશોવીર મંત્રી પણ આવ્યો. તેમજ તે મહોત્સવ જોવાની ઇચ્છાથી શ્રાવકોમાં અગ્રેસર ગણાતા લાખો મહાજનો ઉત્સાહપૂર્વક ત્યાં આવ્યા. તથા શીલવંત અને પ્રતિષ્ઠિત એવા શ્રીમાન્ વિજયસેન સૂરિ વિગેરે આચાર્યો પણ પોતપોતાના પરિવાર સહિત પ્રતિષ્ઠાનિમિત્તે ત્યાં પધાર્યા. તે અવસરે જૂદા જૂદા ગચ્છોના સાત હજાર સાધુઓ ગરિષ્ઠ મંત્રીશ્વરના આગ્રહથી ત્યાં પધાર્યા. કહ્યું છે કે-'ધર્મકાર્ય કરતાં સજ્જન પુરુષોએ ઉદાર દિલ રાખવું કે જેથી પરભવમાં સમસ્ત પ્રકારની સંપત્તિ પુષ્કળ-અનર્ગળ પ્રાપ્ત થાય. વળી ધીમાન્ પુરુષે પ્રભુત્વ પામીને એવી રીતે ધર્મ *કાર્ય કરવું કે જેથી મિથ્યાદૃષ્ટિ જનોને પણ બોધિબીજનો લાભ થાય.'*

પછી મંત્રીની આજ્ઞા થતાં ઉત્તમ શ્રાવકો પ્રસિદ્ધ ગ્રંથોના અનુસારે પ્રતિષ્ઠાની સમસ્ત સામગ્રી તૈયાર કરવા લાગ્યા. તેમાં જિને-

શ્વરોને અઢાર સ્નાત્ર કરવા યોગ્ય વસ્તુઓ, ગંગા તથા સમુદ્ર વિગેરે સો સ્થાનોનાં નિર્મળ જળ, રૌપ્યપટ્ટ, રત્નજડિત હેમશલાકા, કસ્તૂરી અને ઘનસારમિશ્ર ચંદનદ્રવનો સંચય, અનેક પ્રકારનાં નૈવેદ્ય, વિવિધ જાતિનાં ફળો, નંદાવર્તના પૂજનને લાયક અતિ પવિત્ર મહાન્ ઉપસ્કર, કર્પૂરમિશ્ર વાસ, પાપભરને દૂર કરનાર ધૂપ, વ્યજન (વિંઝણા), આદર્શ (કાચ) અને પંચામૃત, પંચવર્ણનાં પુષ્પોના પર્વત જેવા મોટા ઢગલા, પાંચ રત્ન, પ્રવર કૌસુંભ વસ્ત્રો, ત્રણસો ત્રેસઠ સાર સાર કરીયાણાં, ગોરોચન તથા પ્રિયંગુ વિગેરેનો અનુપમ હસ્તલેપ, નેત્રોન્મીલન માટે ચન્દ્રકાંતનું ભાજન, અને ઘૃતમિશ્ર અદ્ભુત સૌવીરાંજન-ઇત્યાદિ બધી સામગ્રી તેમણે તૈયાર કરી. પછી કુળ, શીલ તથા ગુણોથી ઉજ્જવળ, સારા લક્ષણોયુક્ત અને દિવ્ય અંગસંપત્તિવાળા એવા સુશ્રાવકો (સ્નાત્રીયા) તૈયાર થયા. એટલે વિશ્વના ભૂષણરૂપ મંત્રીએ પોતે તેમના હસ્તકમળને રત્ન તથા સુવર્ણના કંકણોથી વિભૂષિત કર્યા. મંગલકારી ઉદાર શૃંગારયુક્ત તથા સુશોભિત વસ્ત્રોથી વિભૂષિત એવી લલિતા, અનુપમા અને સૌખ્યલતા વિગેરે સ્ત્રીઓ મધુર સ્વરે પ્રતિષ્ઠાનાં પવિત્ર ગાનતાન કરતી પ્રભુને પોંખવા માટે સામેલ થઇ. ઉત્તમ શ્રાવકો દરેક પ્રતિમા પર દિવ્ય સુવર્ણછત્ર અને બંને બાજુ સુંદર ચામર ધારણ કરીને ઉભા રહ્યા. એ રીતે જગતને આશ્ચર્ય પમાડે તેવી સામગ્રીથી પ્રૌઢ ઉત્સવપૂર્વક શ્રીનેમિચૈત્યની તથા હજારો જિનબિંબોની વિધિપૂર્વક શ્રીગુરૂના હાથે પ્રતિષ્ઠા કરાવી. પછી પોતાના અનુજ બંધુ સહિત મંત્રીશ્વરે ચૈત્યના શિખર પર સુવર્ણકુંભ સ્થાપન કર્યો. તે વખતે પ્રાસાદ અને પ્રતિમાદિકનો પ્રતિષ્ઠામહોત્સવ જોઇને સમ્યગ્દૃષ્ટિ દેવોએ આકાશમાંથી કુંકુમજળની વૃષ્ટિ કરી. પછી તે ચૈત્યમાં ચારે બાજુ આવેલી દેવકુલિકાઓ પર મહાધ્વજ ચડાવીને તેણે મંગલદીપ કર્યો. ત્યારપછી તે બંને મંત્રીઓએ ભક્તિ અને યુક્તિપૂર્વક શ્રેષ્ઠ ઘૃતયુક્ત દિવ્ય ભોજન કરાવીને શ્રાવકોને પ્રસન્ન કર્યા. તે વખતે યથેચ્છ ભોજનથી સંતુષ્ટ થઇ સમસ્ત જનો વિના કષ્ટે અહીં પણ નિવૃત્તિસુખ પામ્યા.

તે વખતે લલિતા તથા અનુપમા દેવીએ પણ શુદ્ધ અન્નપાનાદિકથી સાધુઓની ભક્તિ કરી. પછી અનુક્રમે તે બંને મંત્રીઓએ

વીરધવલ વિગેરે રાજાઓને દિવ્ય રત્નાદિના અલંકારો યથાયુક્તિ ભેટ કર્યા. તેમજ યશોવીર વિગેરે મંત્રીમંડળને દેવોને પણ દુર્લભ એવા ઉદાર તથા મનોહર વિપુલ શૃંગાર આપ્યા અને સર્વ શ્રાવકોને વિશેષ રીતે તથા અન્ય જનોને પણ તેમની લાયકાત પ્રમાણે તેમણે પંચવર્ણનાં રેશમી વસ્ત્રો આપ્યાં. વીરશાસનમાં દાનવીર એવા તે બંનેએ પ્રાર્થિત (મોં માંગ્યું) દાન આપવાથી યાચકજનોના મનોરથ પૂર્ણ કર્યા. કહ્યુ છે કે-'અર્બુદગિરિ પર શ્રીનેમિનાથના અદ્ભુત ચૈત્યમાં પ્રૌઢ પ્રતિષ્ઠા-મહોત્સવો કરીને પ્રભુની પાસે મંગલદીપ કરતાં સર્વ રાજાઓને વિસ્મય પમાડનાર એવા શ્રી વસ્તુપાલે યાચકજનોને બાવીશ લક્ષ દ્રવ્યનું દાન કર્યું.'

પછી તે બંને મંત્રીઓએ પોતે ભક્તિપૂર્વક વિશુદ્ધ કંબલ તથા વસ્ત્રાદિક આપીને મુનિઓને પ્રતિલાભ્યા. તે વખતે સુધા સમાન શ્રીનેમિનાથની દૃષ્ટિ સમક્ષ એકત્ર થયેલા, ત્રણે લોકને શોભાકારી સૌભાગ્યસંપત્તિને ધારણ કરનારા એવા વસ્તુપાલ, યશોવીર અને તેજપાલ એ ત્રણેએ સમસ્ત રાજાઓને આશ્ચર્યમગ્ન બનાવી દીધા. એવામાં યશોવીરના ચાતુર્યગુણથી આનંદ પામેલા તથા સદ્ગુણના ભંડારરૂપ વસ્તુપાલે યશોવીર મંત્રીની આ પ્રમાણે સ્તુતિ કરી કે-"શ્રીયશોવીર નામમાં બિંદુઓ ન હોવાથી તે (બિંદુઓ) નિરર્થક જણાય છે, છતાં તે બિંદુઓને (અંકની) આગળ કરવામાં આવતાં તે સંખ્યાવંત (સંખ્યાને વધારનારા) શાથી ગણાય છે? તે સમજાતું નથી. હે યશોવીર! તારૂં નામ યાવચ્ચંદ્ર વિધાતા લખ્યા કરે, છતાં તેમાંના બે આદ્ય અક્ષર ત્રણ ભુવનમાં સમાઇ શકે તેમ નથી. હે યશોવીર! સત્પુરૂષો ચારે બાજુ તારૂં યશોગાન કર્યા કરે છે, તેથી હું ધારૂં છું કે-હે જગત્સજ્જન! તું લજ્જિત થઇને ઘરના ખુણામાંજ છુપાઇ રહ્યો છે. તારા મુખચન્દ્રની જ્યોતિથી મુખમાં સરસ્વતી અને આંગળીમાં રહેલી સુવર્ણમુદ્રાથી તારા હાથમાં લક્ષ્મી રહેલી છે-એમ સજ્જનોને સાક્ષાત્ જણાવી આપે છે."

આ પ્રમાણે સાંભળીને યશોવીર બોલ્યો કે-"હે દાક્ષિણ્યના એક નિધાન! કર્ણપરંપરાથી આવેલી આપની કલ્યાણકીર્ત્તિ સાંભળતાં પ્રસન્ન થયેલા જે અમે તેનું મન તો હવે તમારૂં દર્શન કરવાને ઉત્કંઠિત

નથી, પણ શ્રુતિ (કર્ણ) પર વિશ્વાસ નહીં રાખનારી, સાશંક હૃદયવાળી અને દર્શનથીજ વિશ્વાસ પામનારી એવી કેવળ અમારી આ દૃષ્ટિજ તેને માટે ઉત્કંઠિત છે." એટલે તેજપાલ બોલ્યો કે-"શ્રીમાન્ નેમિચૈત્યના મહોત્સવથી ઉલ્લસિત એવા આ પ્રતિષ્ઠા સમયે ત્રિવિદ્યામાં બૃહસ્પતિ સમાન તથા અનેક નિર્મળ ગુણયુક્ત એવા તમારો અમને સમાગમ થયો તેથી અમારો જન્મ સફળ થયો, કૃતયુગની રીતિ પ્રમાણે બધી ક્રિયાઓ કરવામાં આવી, અમારી લક્ષ્મી સફળ થઇ અને અમારૂં કુળ સત્પુરુષોને પણ શ્લાઘ્ય થયું." આ પ્રમાણે ધર્મરાજ સમાન લક્ષ્મીયુક્ત અને વિશ્વને આનંદ પમાડનાર સંપત્તિવાળા એ ત્રણે મંત્રીઓની વચ્ચે વિસ્તૃત રસયુક્ત વાર્તાલાપ ચાલ્યો.

પછી વસ્તુપાલ મંત્રીએ યશોવીર મંત્રીને પ્રાસાદના ગુણ-દોષાદિનું સ્વરૂપ પૂછ્યું. એટલે તેણે ત્યાં સોપાનની લઘુતા અને પૃષ્ઠ ભાગમાં પૂર્વજોનું સ્થાપન-ઇત્યાદિ દૂષણો કહી બતાવ્યાં અને તેનું ફળ પણ સૂચવ્યું. પરંતુ તેથી ભવિતવ્યતા દુર્લંઘ્ય છે, એમ સિદ્ધ થયું. પછી મંત્રીએ ત્યાં સર્વ રાજાઓની સમક્ષ ચૈત્યપૂજાદિના ખર્ચને માટે યોગ્ય વ્યવસ્થા કરી. સંવત્ (૧૨૮૪)માં ફાગણ માસમાં શ્રીનેમિચૈત્યની મંત્રીએ પ્રતિષ્ઠા કરી. તે વખતે પરમારવંશી સોમસિંહ રાજાએ શ્રીનેમિ પ્રભુની પૂજાનિમિત્તે દેવાડિકા ( દેલવાડા ) ગામ આપ્યું તથા શ્રી ચૌલુક્ય રાજાએ ચૈત્યપૂજાના અધિકારીઓની વૃત્તિનિમિત્તે લુંડપદ્ર નામનું ગામ આપ્યું.

અહીં આવી પ્રશસ્તિ લખાયેલી છેઃ-"શ્રી તેજપાલ મંત્રીએ શંખ સમાન ઉજ્જવળ એવી શિલાઓથી સ્ફુરાયમાન ચંદ્ર તથા કુંદપુષ્પ સમાન વિશદ એવો આગળના ભાગમાં ઉંચો મંડપ, પાર્શ્વ ભાગમાં બાવન જિનાલયો અને સામે બલાનક છે એવું શ્રીનેમિ પ્રભુનું મંદિર કરાવ્યું. શ્રી અર્બુદાચલ પર તેજપાલ મંત્રીએ કરાવેલા શ્રીનેમિચૈત્યમાં શોભીતાં તોરણો, એઠકના ઓટલા, વિચિત્ર કોરણી તથા ચંદ્ર સમાન વિશુદ્ધ પાષાણના વિવિધ મંડપોની રચનાને જોઇને લોકો પોતાની દૃષ્ટિને સહાને માટે સફળ માનવા લાગ્યા."

પછી સમસ્ત સંઘને ઉચિત ભક્તિ અને સત્કારપૂર્વક વિસર્જન કરી અને ગગનગામી અચલેશ્વરને વિવિધ ભોગથી પ્રસન્ન કરી તથા

શ્રીપાટણમાં પંચાસરા પાર્શ્વનાથને વંદન કરીને વસ્તુપાળ મંત્રી વીરધવલ રાજાની સાથે ઉત્સવપૂર્વક પોતાને નગરે આવ્યા.

અર્બુદગિરિ પર તેજપાલ સહિત વસ્તુપાલે અચલેશ્વર વિભુનો મંડપ કરાવ્યો. વળી પોતાનો ઉદ્ધાર કરવાને ઇચ્છતા એવા તેણે શ્રીમાતાના જીર્ણ મંદિરમાં જે કાંઈ પૂર્વે ન્યૂન હતું તે સર્વનો ઉદ્ધાર કર્યો. વળી વિમલ દંડપતિએ કરાવેલા જિનચૈત્યમાં તેણે મલ્લદેવના શ્રેયનિમિત્તે શ્રીમલ્લિદેવનું બિંબ કરાવ્યું. પોતાના બંધુ લાવણ્યસિંહના પુણ્યનિમિત્તે શ્રીતેજપાલે કૈલાસ કરતાં નિર્મળ, મલયાચલ કરતાં સૌરભયુક્ત, હેમાદ્રિ કરતાં પણ ચારે બાજુ ઉન્નત અને હિમાલય કરતાં શીતલ એવું શ્રીમાન્ નેમિનાથનું મંદિર કરાવ્યું. પૂર્વે વિમલ મંત્રીએ એ ગિરિ પર શ્રીઆદિનાથનું મંદિર કરાવ્યું હતું અને આમણે તો આશ્ચર્ય પમાડે તેવું શ્રીનેમિનાથનું ચૈત્ય કરાવ્યું. વળી અન્યૂન લક્ષ્મીયુક્ત એવા તેણે અહીં પ્રદ્યુમ્ન, અંબિકા, સાંબ અને અવલોકના—એ નામનાં ચાર શિખર રચાવ્યાં. વળી [1]ચંડપ, તેનો પુત્ર [2]ચંડપ્રસાદ, તેનો પુત્ર [3]સોમ, તેનો પુત્ર [4]અશ્વરાજ અને તેના પુત્રો શ્રીજિનમતરૂપ આરામને ઉલ્લાસ પમાડવામાં મેઘ સમાન એવા શ્રીમાન્ [5]લૂણિગ, [6]મલ્લદેવ, [7]વસ્તુપાલ અને [8]તેજપાલ, વસ્તુપાલ મંત્રીનો પુત્ર [9]જૈત્રસિંહ અને તેજપાલનો પુત્ર બુદ્ધિમાન્ એવો [10]લાવણ્યસિંહ—આ પ્રમાણેની દશ મૂર્ત્તિઓ જાણે જિનદર્શનને માટે આવતા દશ દિગ્નાયકો હોય તેમ હાથણીના સ્કંધ પર આરૂઢ થયેલી બનાવી. અહીં રંગભૂમિમાં શોભતી નટીનું અનુકરણ કરતી, સ્ફટિક રત્નોથી બનાવેલી અને શોભાયમાન એવા મંડપના મધ્ય ભાગમાં મુગટ તથા કંકણાદિથી વિરાજિત એવી પૂતળીઓ શોભી રહી હતી, અને પ્રતિદિન 'સમસ્ત પાતાળ, સ્વર્ગ, અને પૃથ્વીતલની આઠે દિશાઓમાં શ્રી વસ્તુપાલ મંત્રીની કીર્ત્તિ ચારે બાજુ યથેચ્છ રમણ કરે છે' એમ વાયુથી આંદોલિત પતાકાઓ ચલાયમાન હસ્તથી સાક્ષાત્ દર્શાવતી હતી.

એકદા કોઇ સ્પષ્ટવક્તા ભટ્ટ દૂર દેશથી આવ્યો એટલે મંત્રીએ તેને સ્નેહપૂર્વક કહ્યું કે—'અહીં બેસો ' એટલે તે બોલ્યો કે—'હે મહામંત્રિન્! સ્થાન વિના મારે કયાં બેસવું?' એટલે મંત્રીએ કહ્યું કે 'શી રીતે તમને સ્થાન નથી?' તે બોલ્યો કેઃ—

"अन्नदानैः पयःपानैर्धर्मस्थानैश्च भूतलम् ।
यशसा वस्तुपालेन रुद्धमाकाशमंडलम् ॥"

'અન્નદાન, જળપાન અને ધર્મસ્થાનોથી ભૂતલને અને પોતાના યશથી આકાશમંડળને વસ્તુપાલે રોકી દીધું છે.' એટલે મંત્રીએ કહ્યું કે-'એ શ્લોક વારંવાર બોલો, આથી તે સાત વાર બોલી મનમાં ક્રોધ લાવીને મૌન રહ્યો. એટલે મંત્રીએ વિચાર્યું કે-'એના ભાગ્યમાં એટલુંજ છે;' એમ ધારી તેને સાત લક્ષ દ્રવ્ય અને સાત વર્ષાશન બાંધી આપ્યા.

એકદા સ્તંભતીર્થપુરમાં મંત્રીએ શ્રી દેવેંદ્રસૂરિ પાસે અમૃત સમાન ધર્મદેશના સાંભળી કે-"અરિહંતાદિ વીશ સ્થાનકો વિધિપૂર્વક આરાધવાથી સુજ્ઞ પ્રાણી ત્રણે જગતને શ્લાઘ્ય એવી તીર્થંકર પદવી પામી શકે છે.' કહ્યું છે કે-'[1]અરિહંત, [2]સિદ્ધ, [3]પ્રવચન, [4]આચાર્ય, [5]સ્થવિર, [6]બહુશ્રુત ( ઉપાધ્યાય ), અને [7]તપસ્વી (મુનિ) એ સાતની ભક્તિ કરવી, તથા [8]અભિનવ જ્ઞાનોપયોગ, [9]દર્શન, [10]વિનય, [11]આવશ્યક ( ક્રિયા ), [12]નિરતિચાર બ્રહ્મચર્ય, [13]ક્ષણલવ ધ્યાન, [14]તપોવૃદ્ધિ, [15]પાત્રદાન, [16]વૈયાવચ્ચ, [17]સમાધિ, [18]અપૂર્વ જ્ઞાનગ્રહણ, [19]શ્રુતભક્તિ અને [20]પ્રવચનપ્રભાવના-આ પ્રમાણેનાં વીશ સ્થાનકો સેવવાથી જીવ તીર્થંકરત્વ પામી શકે છે. એ વીશ સ્થાનકોમાં પ્રથમ વિવેકી જને જિનભક્તિ કરવી, એટલે સમ્યકત્વની શુદ્ધિ નિમિત્તે ત્રિકાળ જિનપૂજન કરવું. કહ્યું છે કે-'ત્રિકાળ જિનપૂજા કરતાં સમ્યકત્વ શુદ્ધ થાય છે અને શ્રેણિકરાજાની જેમ પ્રાણી તીર્થંકર ગોત્ર બાંધે છે. હે મંત્રિન્! એ પ્રથમ સ્થાનકના આરાધનમાં ભગવંતનાં નામ સ્મરણ વિગેરેથી વિશેષ રીતે ત્રિધા શુદ્ધ જિનભક્તિ કરવી. દ્રવ્ય અને ભાવ એમ જિનભક્તિ બે પ્રકારે કહેલી છે. તેમાં પ્રથમ દ્રવ્યભક્તિ જિનચૈત્ય કરાવવાથી, પ્રૌઢ જિનબિંબ ભરાવવાથી અને પૂજામહોત્સવ વિગેરે કરવાથી થાય, અને સમ્યગ્રીતે જિનાજ્ઞા પાળવાથી ભાવભક્તિ થાય. ભાવભક્તિ કરવાથી અંતર્મુહૂર્ત્તમાં અવ્યય પદ પ્રાપ્ત થઈ શકે. કહ્યું છે કે-'ઉત્કૃષ્ટ દ્રવ્યભક્તિથી પ્રાણી અચ્યુત દેવલોક સુધી જઈ શકે છે અને ભાવભક્તિથી અંતર્મુહૂર્ત્તમાં નિર્વાણપદને

પામે છે.' વળી સામાન્યતઃ પુષ્પાદિ પાંચ પ્રકારે પણ ભક્તિ કહેવામાં આવેલ છે. તે ભક્તિ યથાર્થ કરવાથી ભવભીતિનું છેદન કરે છે, માટે પ્રથમ સ્થાનકના આરાધનમાં યથાશક્તિ વિધિપૂર્વક જિનભક્તિ કરવી, કે જે બોધિસંપત્તિના બીજરૂપ છે; તથા તૃણાગ્નિ વિગેરે ઉપમાના ભેદોથી જિનભક્તિ આઠ પ્રકારે પણ કહેલી છે. તે ભેદો તરતમ યોગવડે તત્ત્વબોધના કારણરૂપ પ્રકાશને લઇને પાડવામાં આવેલા છે. કહ્યું છે કે-તૃણ, ગોમય, કાષ્ઠ અને દીપકના અગ્નિ સમાન અને રત્ન, નક્ષત્ર, સૂર્ય અને ચન્દ્રમાની પ્રભા સમાન જિનભક્તિ અષ્ટ પ્રકારે છે અને તે અર્ધપુદ્ગલપરાવર્ત સુધીમાં અથવા તદ્ભવે મોક્ષસુખને આપે છે.' વળી રાજસી, તામસી અને સાત્ત્વિકી-એમ જિનભક્તિ ત્રિધા કહેલી છે. તેમાં લોકરંજન નિમિત્તે જિનપૂજા કરવી તે રાજસી ભક્તિ, કષાયથી કલુષિત થયેલા મનથી કંઇક ફળની ઇચ્છાપૂર્વક જાપ પૂજાદિક આચરવાં તે તામસી ભક્તિ અને દ્રવ્ય, ક્ષેત્ર કાળાદિની અપેક્ષા વિના માત્ર શુભ આશયથી ફળની આશંસા રહિત ભક્તિ કરવી તે સાત્ત્વિકી ભક્તિ કે જે મોક્ષને આપે છે. માટે સર્વથા શુદ્ધ ભાવથી ભાવિત થઈ સ્નાત્રોત્સવ, મહાપૂજા, અને ધ્વજારોપાદિ સત્ક્રિયાઓ કરવી. હે મંત્રિન્! એ રીતે પ્રથમ સ્થાનકમાં શિવસાધનરૂપ અનેક પ્રકારે કહેવામાં આવેલી જિનભક્તિ અવશ્ય આચરવી.

હવે બીજા સ્થાનકમાં અનંત ચતુષ્ટય જેમના સિદ્ધ થયા છે, અષ્ટ કર્મોથી જે મુક્ત થયા છે અને લોકાગ્રે જે પ્રતિષ્ઠિત થયેલા છે એવા પંદર પ્રકારના સિદ્ધોની ભક્તિ કરવી. તે તેમનું ધ્યાન, તેમની પ્રતિમાનું પૂજન, સ્વરૂપચિંતવન, નમસ્કાર તથા જાપ વિગેરેથી થઈ શકે છે. ત્રીજા સ્થાનકમાં નિર્મળ એવી પ્રવચનની ભક્તિ કરવી. ચતુર્વિધ શ્રી સંઘ તે પ્રવચન કહેવાય છે. ચોથા સ્થાનકમાં ગુરૂની સમ્યક્ પ્રકારે ભક્તિ કરવી, કારણ કે ગુરૂભક્તિ એ તીર્થંકરપદના પરમ બીજરૂપ છે. પાંચમા સ્થાનકમાં વયોવૃદ્ધ, પર્યાયવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ એમ ત્રણે પ્રકારના સ્થવિરની ભક્તિ કરવી. છઠ્ઠા સ્થાનકમાં બહુશ્રુત એવા સાધુઓની ભક્તિ અને સાતમા સ્થાનકમાં વિવિધ પ્રકારના તપયુક્ત તપસ્વી મુનિઓની ભક્તિ કરવી. આઠમા સ્થાનકમાં સમ્યગ્ જ્ઞાનનો સતત્ ઉપયોગ રાખવો. નવમા સ્થાનકમાં શુદ્ધ સમ્ય-

કત્વ પાળવું. દશમા સ્થાનકમાં ગુણીજનોનો વિનય કરવો. અગીયારમા સ્થાનકમાં છ પ્રકારે આવશ્યક (પ્રતિક્રમણ) કરવું. બારમા સ્થાનકમાં નિરતિચાર બ્રહ્મચર્ય ધારણ કરવું. તેરમા સ્થાનકમાં પોતાના મનને સમતામાં રાખીને ક્ષણે ક્ષણે શુભ ધ્યાન કરવું. ચૌદમા સ્થાનકમાં તપોવૃદ્ધિ કરવી. પંદરમા સ્થાનકમાં ભક્તિપૂર્વક સુપાત્રદાન દેવું. સોળમા સ્થાનકમાં જિનેશ્વરાદિની વૈયાવચ્ચ કરવી. સત્તરમા સ્થાનકમાં સમસ્ત સંઘમાં સમાધિ (શાંતિ) ઉત્પન્ન કરવી. અઢારમા સ્થાનકમાં અપૂર્વ જ્ઞાન ગ્રહણ કરવું. ઓગણીશમા સ્થાનકમાં શ્રુતની ભક્તિ કરવી અને વીશમા સ્થાનકમાં સ્નાત્રોત્સવ, સંઘપૂજા અને સ્વામિવાત્સલ્ય વિગેરે શુભ કૃત્યોથી શ્રી જિનતીર્થની પ્રૌઢ પ્રભાવના કરવી. સર્વ તીર્થંકરો પૂર્વ ભવમાં વિવિધ પ્રકારના તપ કરીને તીર્થંકરપદના કારણભૂત એવા આ વીશ સ્થાનકોને આરાધે છે.”

આ પ્રમાણેનો શ્રી ગુરૂ મહારાજનો ઉપદેશ સાંભળીને સુધર્મના નિધાન એવા મંત્રીએ પ્રૌઢ ઉત્સવપૂર્વક વીશ સ્થાનક-તપનો સ્વીકાર કર્યો. પછી વીશ વીશ ઉપવાસો કરવા પૂર્વક વીશ સ્થાનકોને બરાબર વિધિપૂર્વક આરાધીને જિનભક્તિમાં તરંગિત એવા તેણે મહોત્સવ અને સંઘવાત્સલ્ય તથા ગુરૂભક્તિપૂર્વક તે તપનું એક મહાન્ ઉદ્યાપન કર્યું. તે આ પ્રમાણે:-કર્ણાવતી વિગેરે નગરમાં વીશ જિનચૈત્યો ઉપર તેણે સુવર્ણકુંભ કરાવ્યા અને વીશ પંચવર્ણી પ્રતિમાઓ કરાવીને ઉત્સવપૂર્વક તે ચૈત્યોમાં સ્થાપન કરી. શ્રુતભક્તિ નિમિત્તે તેણે ચોવીશ તીર્થંકરોના જુદા જુદા ચરિત્રોના ગ્રન્થ લખાવ્યા અને બાર વ્રતધારી એવા વીશ શ્રાવકોને વાત્સલ્યપૂર્વક લાખો દ્રમ્મ આપીને પૂજ્યા.

પછી શ્રી યુગાદિ પ્રભુએ ભરતમહારાજાને ઉપદિશેલી ચતુર્દશીરૂપ મહાપર્વ કોટિ પુણ્યફળ આપનાર જાણીને પોતાના શ્રેયનિમિત્તે તેણે બંધુ સહિત ચૌદ વર્ષ પર્યંત ચતુર્વિધ (ચોવિહાર) ઉપવાસ કરીને તે પર્વનું આરાધન કર્યું. અને તેના પારણાને દિવસે તેણે વિવિધ ભોજનપૂર્વક અનેક શ્રાવકોનું વાત્સલ્ય કર્યું. એ રીતે અનેક પ્રકારે સત્કર્મ કરતાં વસ્તુપાલ મંત્રીએ પોતાના જન્મની સાથે પોતાને મળેલી સંપત્તિ-લક્ષ્મીને પણ કૃતાર્થ કરી.

એક દિવસે વિઘ્નસંતોષી કોઈ દુર્જને શ્રીવીરધવલરાજાને એકાં-

તમાં કહ્યું કે-'હે સ્વામિન્! રાજમંદિરમાં સર્વ રાજપુત્રોને ભોજનાવસરે જેટલા ભાત થઈ રહે, તેટલા ભાત તો સર્વ ઐશ્વર્યશાળી વસ્તુપાલના ઘરે દરરોજ અતિથિઓને જમાડતાં અજીઠાં (એઠાં) થાય છે અર્થાત્ પડ્યા રહે છે.' આ પ્રમાણે સાંભળીને અંતરમાં કોપ કરી તે કંઈક અસ્વાસ્થ્યના બ્હાને તે દિવસ અંતઃપુરમાં રહ્યો. પછી કાર્પટિકનો વેષ લઈને મંત્રીનો ગૃહાચાર જોવાને માટે કોપથી જેની દૃષ્ટિ વિકરાળ છે અને જેના હાથમાં કેદારકંકણ છે એવો રાજા તીર્થવાસી જનોની સાથે ભોજન કરવા માટે મંત્રીને ત્યાં આવ્યો, એટલે રક્ત વસ્ત્રોથી શોભાયમાન અને પંક્તિમાં બેઠેલા એવા તે લોકોમાં રાજા પોતાના અતિશય તેજથી ચન્દ્રમા સમાન શોભવા લાગ્યો. પછી સૌખ્યલતાએ આનંદપૂર્વક તે સર્વને આદરથી પ્રિય લાગે તેવી ભોજ્ય વસ્તુઓ પિરસી અને લલિતાદેવીએ લીલાપૂર્વક આનંદી એવા રાજાના વિશાળ થાળમાં સિંહકેશરીયા મોદક મૂક્યા; એટલે સર્વજનો અધોમુખ કરીને ઉત્સાહ સહિત વિવિધ પ્રકારના ભોજન જમવા લાગ્યા. રાજા દેશાંતરથી આવીને એક બાજુ બેઠેલા શ્રાવકોને, પુણ્યદેવતાની જેમ બેઠેલી સુવ્રતધારી શ્રાવિકાઓને, એક તરફ ઉભેલા યતિઓ અને યતિનીઓને તથા યથેચ્છ મનોજ્ઞ ભોજન કરતા દિગંબરોને ચોતરફ જોવા લાગ્યો. એવામાં ભોજન લેવાને (વહોરવાને) માટે આવેલા અનેક સાધુજનોની સંભાળ લેવામાં તત્પર એવી અનુપમા દેવીએ કોઇક યતિને ઉતાવળથી ઘૃત વહોરાવ્યું, એટલે પાત્ર ભરાઈ જતાં ચારે બાજુથી ઘૃતબિંદુ ભૂમિ ઉપર પડ્યા. તે વખતે 'આ પાત્ર નીચ જનોના ઉપહાસ નિમિત્તે થશે' એમ ધારીને અનુપમા દેવી પોતાના પહેરેલા રેશમી વસ્ત્રથી તે પાત્ર સાફ કરવા લાગી, એટલે સાધુએ કહ્યું કે-'હે મહાશયે! દેવદૂષ્ય સમાન આ તારૂં રેશમી વસ્ત્ર ઘૃતની ચીકાશથી બગડી જશે, માટે મેલું વસ્ત્ર લઈને એ પાત્ર સાફ કર; કારણ કે હે વિશુદ્ધ ધર્મજ્ઞ! લોકોમાં ઉચિત ક્રિયા જ શોભે છે.' એટલે અનુપમા દેવી બોલી કે 'હે તપોધન! તમે એમ ન બોલો. કારણ કે અમે તો ચૌલુક્ય રાજાના સેવક છીએ, તેથી આ વસ્ત્રોમાં જે લાગે તે જ અમારૂં અને બાકી સર્વ પુણ્ય તો અમારા સ્વામીનું છે. વળી કદાચ કર્મયોગે જો

કોઈ કંદોઇને ત્યાં મારો જન્મ થયો હોત, તો મારૂં વસ્ત્ર દરરોજ સામાન્ય જનોના ભાજનો સાફ કરતાં ચિકાશથી મલિન જ રહેત; અથવા કુતરીની જેમ પરનું ઉચ્છિષ્ટ અન્ન ખાનારી હું રાંકડી થઈ હોત, તો મારી શી દશા થાત? આ તો શ્રી વીરધવલસ્વામીના પ્રસાદથી અમારા ઘરને આંગણે પરોપકાર નિમિત્તે આટલો લક્ષ્મીનો વ્યય થાય છે અને અમે સર્વે સેવકો વિવિધ પ્રકારના સત્કર્મ કરીને તે રાજાના પુણ્યને વધારીએ છીએ. કારણકે સત્ક્ષેત્ર, સુકુળમાં જન્મ, સદાચારથી ઉજ્વળ સંપત્તિ અને સૌમ્ય દૃષ્ટિવાળો રાજા-એ સુકૃતોદયથી જ પ્રાપ્ત થાય છે. પરાધીન એવા સેવકો જે કાંઈ પુણ્ય કરી શકે છે તેમાં રાજાનો પ્રસાદ જ પરમ કારણરૂપ છે.” આ પ્રમાણે વાગ્દેવી સમાન અનુપમા દેવીનાં વાસ્તવિક વચનો સાંભળીને ભોજન કરતાં એવા રાજાએ વિસ્મયપૂર્વક અંતરમાં વિચાર કર્યો કે-‘અહો! એના વચનની મધુરતા! અહો! એના હૃદયની ગંભીરતા! અહો! એનું પરમ શીલ! અહો! એનો વિનય અને અહો! એની યથાસ્થિત સદ્‌ભાવને પ્રકાશનારી સ્વામિભક્તિ!-એના અંતરમાં મારા પ્રત્યે કેવી અકૃત્રિમ ભક્તિ રહેલી છે? સાક્ષાત્ એક દેવીની જેમ એ વિનયપૂર્વક બોલી છે માટે આ સ્ત્રી ત્રણે કુળને પાવન કરનારી છે.’ આ પ્રમાણે ચિંતવી પોતાના કોપને શાંત કરી જમીને રાજાએ સુગંધી જળથી આચમન કર્યું, પછી સ્વાદિષ્ટ તાંબૂલ લઇને ચંદનદ્રવથી સુરભિયુક્ત થઈ વિકસિત મુખ કરી અનુપમા દેવીની સામે જોઇને રાજાએ કોઇને પૂછ્યું કે ‘આ કોની સ્ત્રી છે?’ એટલે તેણે કહ્યું કે-‘ગૃહદેવી સમાન અને ગુણોથી વિદિત એવી આ તેજપાલ મંત્રીની પત્ની છે.’

એ વખતે કંઇક લક્ષણોથી વીરધવલ રાજાને ઓળખીને પરિવારજને મંત્રીઓને તે વાતનું નિવેદન કર્યું. એટલે બંને મંત્રીઓએ એકદમ ત્યાં આવીને વિનયપૂર્વક નમસ્કારથી રાજાને પ્રસન્ન કર્યો. એટલે પ્રસન્ન થયેલા રાજાએ કહ્યું કે-‘ગૃહસ્થ જનોમાં તમે જ ધન્ય અને અગ્રગણ્ય છો, કે જેમના ઘરે ગૃહશૃંગારના માણિક્યરૂપ અને કલ્પલતાસમાન સર્વ અભીષ્ટાર્થને સાધનારી આ અનુપમા-દેવીનો નિવાસ છે. એના સુવાક્યરૂપ અમૃતના આસ્વાદથી મારૂં ચિત્ત અત્યંત શીતળ

થયું છે અને પિશુનના કહેવા પરથી ઉત્પન્ન થયેલ કોપનો તાપ તદ્દન શાંત થઈ ગયો છે.' પછી હેમાચળ જેવા ઉન્નત સુવર્ણ સિંહાસન પર રાજાને બેસારીને મંત્રીએ ઘરે આવવાનું પ્રયોજન પૂછયું. એટલે તેણે પોતાનું યથાસ્થિત સ્વરૂપ તેમને કહી બતાવ્યું. પછી અનુપમ ભક્તિ દર્શાવતાં મંત્રીએ તેને પ્રેમપૂર્વક રત્નાવલી હાર સાથે પંચરત્ન નામે અશ્વરત્ન ભેટ કરીને પ્રસન્ન કર્યો.

એક દિવસે સામંતોથી પરિવૃત્ત અને રાજસભામાં સિંહાસન પર બિરાજમાન એવા રાજાએ હસતાં હસતાં વસ્તુપાલને કહ્યું કે- "હે મંત્રિન્! મારા કરતાં પણ તમે નિરંતર ધનનો વ્યય વધારે કેમ કરો છો? કહ્યું છે કે 'સર્વ બળ કરતાં સંપત્તિનું બળ અધિક છે, કે જેના અભાવે ગૃહસ્થ સમર્થ છતાં પણ લોકોમાં તૃણ સમાન ગણાય છે. અને જેના ઘરે સંપત્તિ હોય તે નિર્ગુણ છતાં પણ ગુણવંત જનોમાં અગ્રેસર ગણાય છે.' વળી કહ્યું છે કે-'હે લક્ષ્મી માતા! તારા પ્રસાદથી આલસ્ય સ્થિરતામાં, ચાપલ્ય ઉદ્યોગીપણામાં, મૂકત્વ મિત ભાષણમાં, મૂર્ખાઈ આર્જવમાં અને પાત્રાપાત્રનો અવિવેક ઉદારતામાં ખપે છે-એમ દોષો પણ ગુણરૂપ થઈ જાય છે.' માટે કોઈ પણ કાર્યમાં તમારે અધિક ધનનો વ્યય ન કરવો જોઇએ." આ પ્રમાણેનું રાજાનું કથન સાંભળીને મંત્રીએ કહ્યું કે 'હે સ્વામિન્, જે સ્થાને હું આનંદથી નવીન ધર્મસ્થાન કરાવું છું, ત્યાં દિવ્યાનુભાવથી નિધાન પ્રગટ થાય છે અને વળી જ્યાં પણ જમીનપર મારા લલાટની છાયા પડે છે, ત્યાં પણ પ્રાયઃ નિધાન પ્રગટ થાય છે, તેથી હું આપ કરતાં પણ વધારે દ્રવ્યનો વ્યય કરી શકું છું.' આવું શ્રુતિમનોહર તેનું વચન સાંભળીને રાજાએ તેના ભાળસ્થળના ઉદ્યોતથી જ્યાં રજઃસમૂહ કેશરવર્ણી થઈ ગયેલ હતી એવી જમીન ખોદાવી એટલે કપર્દીયક્ષના સાંનિધ્યથી રાજાની પ્રીતિ નિમિત્તે ત્યાંથી હેમપૂરિત નિધાન પ્રગટ થયું. તે જોઇને રાજાએ પોતાના હૃદયમાં નિશ્ચય કર્યો કે 'વસ્તુપાલનું ભાગ્ય અમંદ અને અદ્ભુત છે.'

એક દિવસે પુંડરીકાચલપર શ્રી વસ્તુપાલ કપર્દીદેવનું એક નવીન મંદિર કરાવતો હતો, ત્યાં લોકોએ કહ્યું કે 'અહીં પાષાણમાંથી

નિધાન શી રીતે પ્રગટ થશે?' એવામાં ત્યાં નાગ પ્રગટ થયો. તેને જોઇને લોકો ભય પામતાં આમ તેમ ભાગવા લાગ્યા, પરંતુ પ્રધાન તો સર્પ જોતો નહોતો, તે તો ત્યાં રત્નાવલી જોતો હતો. પછી તેને હાથમાં લઇને આશ્ચર્ય પામતા લોકોને બતાવી પોતાના ભાગ્યને સાક્ષાત્ દર્શાવતો તે કપર્દીયક્ષની સ્તુતિ કરવા લાગ્યો કે-'ચિંતામણિ, કલ્પવૃક્ષ, કામધેનુ કે નવ નિધાનની હું દરકાર કરતો નથી, માત્ર ગુણાતિશય યુક્ત એવા એક કપર્દીયક્ષનીજ હું અહર્નિશ આરાધના કરૂં છું.'

એકદા તેની અસાધારણ દાનલીલા સાંભળીને વૈરિસિંહ કવિરાજ ત્યાં આવ્યો. તેને જોઇને મંત્રીએ પૂછ્યું કે-'તમે ક્યાંથી આવો છો?' તે બોલ્યો કે-'હે દેવ! હું દેવપત્તન (પ્રભાસ પાટણ)થી આવું છું. એટલે પુનઃ મંત્રીએ કહ્યું કે-'સુખસાગરમાં મગ્ન એવા શંકર પાર્વતી ત્યાં બરાબર પ્રીતિથી વર્ત્તે છે?' આથી મંત્રીને પ્રસન્ન કરવા તે કવીશ્વર તાત્કાલિક બુદ્ધિથી એક સુધાસમાન મધુર કાવ્ય બોલ્યો કે-"હે સ્વામિન્! વિશ્વોપકારના વ્રતવાળા એવા કયા પુરૂષને મેં મનમાં ધાર્યો છે? તે તમે કહી દો.' એમ પાર્વતીએ શંકરને કહ્યું એટલે શંકર બોલ્યા કે-'ચંદ્રમા, કલ્પવૃક્ષ, મેઘ કે ચંદન ધાર્યું હશે.' તે બોલી કે-'એમાંનું એકે ધાર્યું નથી.' એટલે શંકર બોલ્યા કે-'ઠીક ત્યારે વસ્તુપાલને ધાર્યો હશે.' આ રીતે શિવ પાર્વતીનો વાગ્વિનોદ તમારૂં રક્ષણ કરો." તે સાંભળતાં વસ્તુપાલે કહ્યું કે-'એ પુનઃ બોલો.' એટલે તે કવીશ્વર ત્રણ વાર બોલ્યો. મંત્રીએ પ્રસન્ન થઇને તેને ત્રણ લક્ષ દ્રમ્મ આપ્યા.

હવે જિનશાસનની શોભા વધારવા લલિતાદેવીએ તપથી પવિત્ર એવું નમસ્કારફળ નામનું ઉદ્યાપન કર્યું. તે આ પ્રમાણેઃ-પ્રથમ વલયમાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ-એમ ચાર પ્રકારના જિનેશ્વરોની શુદ્ધ ભક્તિ કરવા માટે અડસઠ કર્કેતન મહારત્નો તથા પ્રાણીઓને આશ્ચર્ય પમાડનાર એવા ૬૮ સ્થૂલ મુક્તાફલો મૂકયા, બીજા વલયમાં પંદર પ્રકારના સિદ્ધોની ભક્તિ કરવામાટે સિદ્ધોના નિર્મળ પંદર ભેદો હોય તેવાં અત્યંત દેદીપ્યમાન પંદર માણિક્ય મૂકયાં, ત્રીજા વલયમાં સૂરિમહારાજની ભક્તિ કરવામાટે ગોમેધ રત્નસહિત છત્રીશ સોનામહોરો મૂકી, ચોથા વલયમાં દ્વાદશાંગીને ધારણ કરનાર

એવા વાચકોની ભક્તિ કરવા માટે વૈડૂર્યમિશ્રિત બાર પાચિરત્ન મૂક્યાં, અને પાંચમા વલયમાં ગુણસિંધુ સાધુઓની ભક્તિ કરવા પ્રભાયુક્ત સત્તાવીશ મરકતમણિ મૂક્યા, તેમજ ચૂલિકાક્ષર (પાછલા ચાર પદના ૩૩ અક્ષર) પ્રમાણ (૩૩) શ્રીફળ વિગેરે ફળો તથા મોદક વિગેરે પકવાનો મૂક્યા. પછી અર્થીજનોને પ્રસન્ન કરીને જૈત્રસિંહ મંત્રીએ આરતી અને મંગળદીવો કર્યો, અને લલિતા દેવીએ ૯૮૦૦ શ્રાવકોનો અસાધારણ વાત્સલ્યપૂર્વક વસ્ત્રાદિકથી સત્કાર કર્યો તથા ૧૧૦૦ સાધુઓને વસ્ત્રદાન આપતાં તેણે જિનશાસનનો મહિમા વધાર્યો.

હવે નંદીશ્વર દ્વીપના ચૈત્યની આરાધનામાં તત્પર એવી અનુપમા દેવીએ શાસ્ત્રોક્ત વિધિથી તે તપ કર્યું, અને તે તપોવિધિ પૂર્ણ થતાં સુયશથી પવિત્ર અને તેજપાલ મંત્રીના સુખ સામ્રાજ્યમાં મગ્ન એવી તેણે દેવ, ગુરૂ તથા સંઘાદિકની પૂજા કરી અને ગૌરવથી અનેક લોકોને વિસ્મય પમાડે તેવો ઉદ્યાપન-મહોત્સવ કર્યો. તે ઉદ્યાપન નિમિત્તે તેણે ઉદાર પ્રતિમાઓ સહિત, વિવિધ રચનાથી પ્રપૂરિત, દિવ્ય સમવસરણ યુક્ત, જાણે શિવસંપત્તિના સ્થાન હોય, અથવા શુભ ધ્યાનના આસન હોય તેવાં બાવન પવિત્ર દંતસિંહાસન કરાવ્યાં અને તેટલાં જ નિર્મળ બ્રહ્માં નિષ્ઠ એવા ગણધરોનાં રત્ન અને માણિક્યનાં બિંબ કરાવ્યાં. ઋષભાનન, ચન્દ્રાનન, વર્ધમાન અને વારિષેણ એ ચાર શાશ્વત જિનોની ચાર અલંકારયુક્ત ચાર પ્રતિમાઓ કરાવી, આશાપલ્લી મહાપુરીમાં સુવર્ણકુંભની શ્રેણિયુક્ત અને ચન્દ્રાશ્મગર્ભિત એવું નંદીશ્વરાવતાર નામે ચૈત્ય કરાવ્યું તથા રત્ન અને સુવર્ણના જિનેશ્વરોના તિલક કરાવ્યા. પછી ધન્ય એવી તેણે પ્રાસાદમાં ભગવંતની આગળ સદ્યુક્તિપૂર્વક સર્વ પ્રકારના પકવાન, ફળો અને સર્વ પ્રકારના ધાન્ય મૂક્યા, અને મંત્રી વિગેરેએ ત્યાં શ્રીસંઘના આનંદનિમિત્તે સ્નાત્રોત્સવ કર્યો. પછી ધ્વજારોપના ઉત્સવપૂર્વક મંત્રીએ ત્યાં જિનચૈત્યમાં આરતી અને મંગળદીવો કર્યો તથા સંઘવાત્સલ્ય અને સંઘપૂજાદિ સત્ક્રિયાઓ કરીને તેણે રેશમી વસ્ત્રોથી શ્રાવકો અને શ્રાવિકાઓનો સત્કાર કર્યો.

સૌખ્યલતા દેવીએ પણ શ્રીશત્રુંજયાવતાર પ્રાસાદમાં શ્રીઆદિ-

પ્રભુની આગળ નમસ્કાર મહામંત્રના કોટિજાપપૂર્વક, કોટિ અક્ષત, કોટિ મુક્તાફળ, દશ હજાર શ્રીફળ વિગેરે ફળો, કળશો તથા ચારે બાજુ હેમદીપકો મૂક્યાં અને ગગનસ્પર્શી હેમધ્વજથી તે ચૈત્યને ભૂષિત કર્યું. એવું અદ્ભુત ઉદ્યાપન તથા દેવ, ગુરુ અને સંઘપૂજા વિગેરે મહોત્સવો વિધિપૂર્વક કર્યા.

શ્રીવીરધવલ રાજાને અસાધારણ પરાક્રમી તથા અતિશય મહિમાના સાગરરૂપ એવો વીસલ નામે પ્રથમ પુત્ર હતો. જેના ભુજાદંડરૂપ મંડપમાં ભ્રમણ કરતાં અન્યાયરૂપ સૂર્યથી અત્યંત તાપિત થયેલી ન્યાયલક્ષ્મીને વિસામો મળ્યો. બીજો વીર જનોના મુગટ સમાન એવો વીરમ નામે તેને પુત્ર હતો, જેના નામમાત્રથી રણાંગણમાં દુર્દાંત શત્રુઓ પણ ભગ્ન થતા હતા. વળી જે સમરાંગણમાં, રાજવંશ (ગિરિવંશ)માં ઉત્પન્ન થયેલ ધનુષ્યનું તથા શત્રુઓનું યુગપત્ જીવાપકર્ષણ (બાણકર્ષણ અને પ્રાણહરણ) કરતો હતો. વસ્તુપાલ મંત્રી રાજ્યભારની ધુરાને બરાબર ધારણ કરતા હોવાથી વીરધવલ રાજા સર્વાંગ સંપત્તિથી વૃદ્ધિ પામ્યા હતા.

એક દિવસે એકાદશીવ્રતમાં આમળી વૃક્ષને પ્રદક્ષિણા દઈ તે વૃક્ષ નીચે સુવર્ણ નાણું મૂકતા કોઈ ધર્મ અને ન્યાયનિષ્ઠ વણિકને ત્યાંજ રૂપાનાણું મૂકતા એવા વીરમ રાજકુમારે ક્રોધ અને ઈર્ષ્યાથી લપડાક અને લાકડી વિગેરેથી માર માર્યો, એટલે કરુણ સ્વરથી પોકાર કરતો અને દિગ્મૂઢ બનેલો એવો તે વણિક સર્વ જંતુઓના શરણરૂપ અને ન્યાયસભામાં બેઠેલા એવા વસ્તુપાલ પાસે તરતજ આવ્યો. તેના વૃત્તાંતને સાંભળી ન્યાયગામી મંત્રીએ સુધાપાક સમાન મધુર વચનથી રાજકુમારને વાર્યો, એટલે અતુલ ગર્વથી અંધ બનીને દુષ્ટ બુદ્ધિ વીરમ તે બંને મંત્રીઓ ઉપર દ્વેષ ધરવા લાગ્યો. તે વૃત્તાંત કોઈ ઉત્તમ સેવકના મુખથી જાણવામાં આવતાં ન્યાયવંતમાં અગ્રેસર એવો રાજા પોતાના અંતરમાં વિચારવા લાગ્યો કે-'દાન, ભોગ, આધિ કે વિગ્રહથી રાજલક્ષ્મીનો ક્ષય થતો નથી, પણ પ્રજાને સતાવવાથી તેનો ક્ષય થાય છે.' કહ્યું છે કે-'દુર્બળ, અનાથ, બાળ, વૃદ્ધ, તપસ્વી તથા અન્યાયથી પરાભૂત-એ સર્વેને રાજાનોજ આશ્રય હોય છે.' પછી તે પુત્રને બોલાવી આંતર સ્નેહને

દૂર કરીને હૃદયમાં ક્રોધાયમાન થયેલા રાજાએ તેને અત્યંત કઠોર શબ્દોમાં કહ્યું કે-

"અરે દુષ્ટ! દુરાચારી! સદાચારી જનોને સતાવનાર! દુર્મતે! અમારા ન્યાયમાર્ગનું તને ભાન પણ નથી. આ ન્યાયવંત વણિગ્જનો રાજ્યના સારરૂપ ગણાય છે એટલુંજ નહીં, પણ જગતમાં રાજભવનના તે જંગમ ભંડારરૂપ મનાય છે. કહ્યું છે કે-'રાજાઓના સ્થાવર અને જંગમ એમ બે પ્રકારના ભંડાર હોય છે.' તેમાં જંગમ ભંડાર વણિગ્જનો અને સ્થાવર ભંડાર તે ધનસંચય જાણવો. જેના રાજ્યમાં વણિગ્જનો વિવિધ કરને આપનારા હોય તે રાજા કોશહીન હોય તોપણ સદા નિશ્ચિત અને સુખી રહે છે. કહ્યું છે કે-'વણિગ્જનો વ્યવસાય કરે, ક્ષત્રિયો સંગ્રામ કરે, કારીગરો કર્મનિર્વાહ કરે અને યાચકો યાચના કરે.' હું રાજા વિદ્યમાન છતાં એમનો કોણ પરાભવ કરી શકે તેમ છે? અત્યારે જો બીજો કોઇ પુરુષ હોત તો હું તેનો હસ્તચ્છેદજ કરત, પણ ન્યાય અને ધર્મયુક્ત એવા વણિકને નિર્દય રીતે મારનાર એવો તું મારો પુત્ર ઠર્યો, એટલે તને હું વધારે શું કરી શકું? છતાં હવે કદાપિ તારે મારી દૃષ્ટિએ ન આવવું અને આ રાજધાની મૂકીને બીજે ક્યાંક ચાલ્યા જવું."

આ પ્રમાણેના રાજાના અપમાનથી અત્યંત દુભાયેલો એવો તે વીરમાની વીરમ તરત ત્યાંથી નીકળીને નગરની બહાર ચાલ્યો ગયો; અને એક સારા સ્થાને ગુણ લક્ષ્મીથી અભિરામ તથા સરોવર, કૂપ, વાવ અને ઉદ્યાનથી મંડિત એવું વીરમગામ નામનું ગામ વસાવીને બંને મંત્રીઓ પર દ્વેષ ધરતો કેટલાક રાજાઓથી પરિવૃત્ત થઇને રહ્યો, અને તે દુરાશય ત્યાંજ રાજ્યસ્થિતિ ચલાવવા લાગ્યો. કંસની જેમ તે પોતાના તાતને પણ અત્યંત સંતાપકારક થઇ પડ્યો. ખરેખર! એવા કુપુત્રો કુળનો ધ્વંસ કરનારાજ હોય છે. શ્રી રામની જેવો ન્યાયનિષ્ઠ, શિષ્ટ જનોને પ્રિય, પિતૃભક્તિમાં તત્પર, સત્પક્ષના ઉદયયુક્ત, સુજ્ઞ અને સર્વને સંતોષ આપનાર એવો વીસલ રાજ્યને યોગ્ય હોવાથી મંત્રીના માનસમાં રાજહંસની જેમ લીલા કરતો હતો.

હવે મેઘની જેમ વસુધારાની નિરંતર વૃષ્ટિ કરતાં અને સમસ્ત અર્થી જનોને આનંદ પમાડીને વસુધાનું પાલન કરતાં નિર્મળ ગુણ-

યુક્ત એવો શ્રી વીરધવલ રાજા અકસ્માત્ કંઇ રોગાક્રાંત થયો અને અનુક્રમે મરણ પામ્યો. તે અવસરે રાજ્યપ્રાપ્તિ નિમિત્તે વીરમ પોતાના સૈન્ય સહિત મોટા ભાઇને મળવાને ત્યાં આવ્યો, એટલે તેનો દુષ્ટાભિપ્રાય જાણીને મંત્રીશ્વરે ગજ, અશ્વ અને ધનભંડાર પર પોતાના સુભટો બેસારી દીધા, અને અઢારસો સુભટો સહિત બળિષ્ઠ એવો તે પોતે ગુપ્ત બખ્તર ધારણ કરીને સાવધાનપણે રહ્યો, તથા યમરાજ સમાન દુઃસહ એવો તેજપાલ રાજ્યમંદિરનું મુખ્ય દ્વાર રોકીને રહ્યો; એટલે ફાળથી ભ્રષ્ટ થયેલા વ્યાઘ્રની જેમ પોતાની ધારણા પાર પાડવાને અસમર્થ એવો વીરમ વિલક્ષ થઇને સ્વસ્થાને પાછો ચાલ્યો ગયો.

શ્રી વીરધવલ રાજા સ્વર્ગસ્થ થતાં સમસ્ત ભૂમિમંડળ શોકાક્રાંત થઇ ગયું. ક્ષમાધાર (રાજા)ના વિયોગથી પ્રજાના દરેક ઘરે નેત્રોને અંધ બનાવી દે તેવો અંધકાર પ્રસરી રહ્યો. અંતઃપુરની અશ્રુધારાથી સામંત અને મંત્રીઓ સાથે નિરાધાર એવું આ ધરણીતળ સર્વતઃ આર્દ્ર બની ગયું. તે વખતે તે રાજધાની સમસ્ત લોકોના શોકની એક રાજધાનીરૂપ થઇ પડી. અહો! ભવનાટકને ધિક્કાર થાઓ.

તે વખતે સ્વામીધર્મને સત્ય બતાવવામાં તત્પર એવા અનેક સેવકો તે રાજાની સાથે ચિતામાં પડવાને તૈયાર થયા. 'જગતમાં હવે પોતાના દુઃખનો પાર ન રહ્યો' એમ ધારીને રાણીઓ પણ અગ્નિમાં પ્રવેશ કરવાને તત્પર થઇ અને શોકને વશ થયેલ મંત્રીશ્વર પણ કાષ્ઠભક્ષણ (ચિતાપ્રવેશ) કરવા તૈયાર થયો. એ અવસરે રાજમાન્ય અને હિતૈષી એવા વૃદ્ધ પુરૂષોએ મંત્રીને વારી રાખ્યો. તે વખતે શોકાવેગની વ્યથામાં મગ્ન એવા મંત્રીનો જાણે ઉદ્ધાર કરવા ધારતા હોય તેમ સોમેશ્વર રાજગુરુએ કહ્યું કે- 'હે મંત્રિન્! રાજ્યધુરાને ધારણ કરનારા તથા જગતમાં એક ધારાધર સમાન એવા આપ વિદ્યમાન હોવાથી ચૌલુક્ય રાજા વિદ્યમાનજ છે. હે મહામતે! તમે પૃથ્વીનું પાલન કરનાર હોવાથી ગૌર્જરપતિની રાજ્યલક્ષ્મી નિર્નાથ છતાં સનાથ છે, પણ જો તમારો અભાવ થશે તો દુર્જનો અને દુષ્ટોના સર્વ મનોરથ અવશ્ય પૂર્ણજ થશે.' એટલે

મતિમાન્ એવો તે મંત્રીશ્વર મૃત્યુસાહસથી વિરામ પામ્યો અને શોકાર્ત્ત થઈને સભા સમક્ષ ગદ્‌ગદિત ગિરાથી બોલ્યો કે-'અહો! બીજી ઋતુઓ તો અનુક્રમે આવજાવ કર્યા કરે છે, પણ વીરધવલ વીર વિના નેત્રયુગલમાં વર્ષા અને હૃદયમાં ઉષ્ણુ એ બે ઋતુ તો અહીં સદાને માટે કાયમ રહી છે.' પછી મંત્રી, સામંતો અને રાજાઓ સર્વે નિરાશ થઈ યથોચિત કૃત્ય કરીને પોતપોતાના સ્થાને આવ્યા, અને પ્રેતકૃત્ય કરતાં વિશલદેવ રાજા પાસે સુજ્ઞ શિરોમણિ વસ્તુપાલ મહામંત્રીએ વીરધવલ રાજાના સુકૃત નિમિત્તે એક કોટિ સુવર્ણનો ધર્મમાર્ગે વ્યય કરાવ્યો.

ત્યાર પછી સુજ્ઞ એવા મંત્રીશ્વરે પ્રૌઢ મહોત્સવપૂર્વક અષ્ટમીના ચંદ્ર સમાન વિશલના વિશાળ લલાટ પર તિલક કરીને રાજમાન્ય પુરુષો તથા સામંતોને પ્રિય વિશ્વવત્સળ એવા તેને સોમેશ્વર રાજગુરુ પાસે શાંતિમંગળ કરાવવાપૂર્વક રાજ્યાસન પર બેસાર્યો. પછી રાજ્યનાં સાતે અંગોની ચારે બાજુ સંભાળ કરીને પોતાના સદ્‌વૃત્તથી સુશોભિત એવા તે રાજાને સાથે લઈ સર્વાંગ સજ્જ ચતુરંગ સેના સહિત અધિક પૌરુષના તેજથી સેનાની આગળ ચાલતા તેજપાલ વિગેરે બહાદુર વીરોથી ચારે બાજુ પરિવૃત્ત એવો સાહસિક મંત્રી વીરમની સામે ચાલ્યો. બંને સૈન્યો એકત્ર થતાં પરસ્પર દેવતાઓને પણ પ્રલયકાળના પ્રારંભની ભ્રાંતિ કરાવે તેવું અસાધારણ યુદ્ધ થયું. એ અવસરે વ્યાધિઓને ધન્વંતરી વૈદ્ય ત્રાસ પમાડે તેમ વીરવરોમાં અગ્રેસર એવા મંત્રીશ્વરે પ્રાણહારક બાણોથી શત્રુઓને ક્ષણવારમાં ત્રાસ પમાડ્યો, અને વીરમના પરમ સહાયક એવા તેના મામાને કૃપાળુ છતાં તેજપાલે ઘાયલ કર્યો; એટલે બુધથી ચંદ્રમાની જેમ મંત્રીને લીધે રાજાને દુર્જય સમજીને રાહુની જેમ ક્રૂરકર્મી એવા વીરમે નિર્બળ થઈ, રણભૂમિનો ત્યાગ કરી, કેટલાક રાજાઓને સાથે લઈને જાવાલિ દુર્ગમાં આવી પોતાના સસરાનું શરણ લીધું. ત્યાં ચાહુમાન કુળમાં સૂર્ય સમાન એવા ઉદયસિંહ રાજાએ તેને પોતાનો જમાઈ સમજી કેટલાંક ગામ આપવા સાથે સ્થાન પણ આપ્યું; એટલે તેના બળથી ત્યાં રહેલ દુરાત્મા વીરમ ધાડ પાડીને ચૌલુક્ય રાજાના દેશમાં

ઉપદ્રવ કરવા લાગ્યો, અને યોગિનીપુરથી આવતાં માર્ગમાં વણિગ્જનોના સાર્થને નિરંતર દુષ્ટ જનોથી ઉત્સાહિત થઇ લુંટવા લાગ્યો. તેના ભયથી ચૌલુક્ય રાજાની સર્વ પ્રજા કોઇ પણ ગામ કે નગરમાં સ્વસ્થતા પામી શકી નહીં.

પછી મંત્રીએ પોતાના ચરપુરૂષોને હાથે લેખ મોકલીને તેના શ્વશુર રાજાને તેની દુષ્ટતા નિવેદન કરી. આથી તેને વારવાનો અન્ય ઉપાય ન જડતાં પોતાનો જમાઇ છતાં વીરકુંજર વીરમને વિશ્વાસ પમાડીને તેણે મારી નખાવ્યો, એટલે વિશલદેવનું રાજ્ય પૃથ્વી પર નિષ્કંટક અને સમસ્ત પ્રજા, અમાત્ય અને રાજાઓને આનંદ આપનાર થઇ પડ્યું. મંત્રીરાજના પ્રતાપે અનેક રાજાઓને જીતનાર તથા સૂર્ય સમાન તેજસ્વી એવા વીશળદેવથી સર્વ રાજાઓ ખદ્યોતની જેમ પ્રભારહિત થઇ ગયા અને રત્ન, અશ્વો તથા ગજાદિક ભેટ કરીને પ્રજાને પાળનાર એવા તે રાજાની પાસે આવીને નમ્યા, એટલે ગુરુ અને શુક્રથી સૂર્યની જેમ નિરંતર પાસે રહેલા તે બંને મંત્રીશ્વરોને લીધે વિશળદેવ રાજા દિવસે દિવસે અત્યંત પ્રભાના પ્રકર્ષને પામવા લાગ્યો.

હવે સુકૃતી એવા વીશળદેવ રાજાએ અનેક ધર્મસ્થાનોથી મનોહર અને ફરતાં બાર ગામથી અભિરામ એવું પોતાના નામનું એક નવીન નગર વસાવીને ધર્મિષ્ઠ બ્રાહ્મણોને તે નિવાસ નિમિત્તે આપ્યું, એટલે સત્ય, શૌચ અને દયાનિષ્ઠ, વિશિષ્ટાચારમાં તત્પર, આજ્ઞાથી વેદપાઠથી પવિત્ર, નિરંતર ષટ્કર્મમાં તત્પર, રાજાની જ્યારે જોઇએ ત્યારે સ્થાન, વસ્ત્રો અને ભોજન મળવાથી પરિગ્રહ રહિત એવા બ્રાહ્મણો ત્યાં નિશ્ચિત થઇને રહેવા લાગ્યા. પછી રાજાના આદેશથી તેજપાલ મંત્રીએ વીરધવલ રાજાના સુકૃત નિમિત્તે જગતના સૌંદર્યને જીતનાર અને ગજ, અશ્વ તથા મનુષ્યોની ઉદાર રચનાથી વિરાજિત એવું ત્યાં એક બ્રહ્મમંદિર કરાવ્યું. તેમજ શાસનનાયક શ્રી વર્ધમાનસ્વામીનું સુવર્ણકળશયુક્ત એવું એક ઉન્નત ચૈત્ય કરાવ્યું.

હવે શ્રી કર્ણ રાજાનો વંશજ, શત્રુરૂપ હસ્તીઓમાં સિંહ સમાન અને ગર્વના એક પર્વતરૂપ નરસિંહ નામે ડાહલ રાજા વિષ્ણુની

જેમ વિશળદેવ રાજાની આજ્ઞા માનતો નહોતો એટલુંજ નહીં, પણ તે દુર્મતિ ચૌલુક્ય રાજાની સેવા કરનારા અન્ય રાજાઓને પણ ભેદ પડાવવારૂપ દુર્બુદ્ધિ આપતો હતો, એટલે હિતૈષી એવા વસ્તુપાલ મંત્રીએ પોતાના સેવક દ્વારાએ લેખ મોકલીને તેને સામવચનથી શિખામણ આપી કે—"ન્યાય અને ધર્મના આધારરૂપ એવા હે રાજન્! પોતાના શ્રેયને માટે તારે ગૌર્જરપતિની આજ્ઞા શિરસાવંદ્ય કરવી અને તરતમાંજ કંઇક ઉત્તમ ભેટ મોકલવી, તેમજ અન્ય રાજાઓને તારે ભેદની દુર્મતિ ન આપવી; નહીં તો તું સામ્રાજ્યસંપત્તિથી ભ્રષ્ટ થઇશ, કારણ કે મહાપુરુષ સાથે સ્પર્ધા કરવાથી મહા અનર્થ પ્રાપ્ત થાય છે." આ પ્રમાણેનો લેખ વાંચીને સમૃદ્ધ એવો ડાહલેશ્વર અત્યંત ક્રોધાયમાન થયો અને ઘોર રણવાદ્યોના નાદથી દિગ્ગજોને પણ ભય પમાડતો અને પોતાની મોટી સેનાથી કુળપર્વતોને પણ કંપાવતો મોટું સૈન્ય લઇને સત્વર ગૌર્જર દેશ પર ચડી આવ્યો; એટલે ભયંકર યમ સમાન તેને પોતાના દેશના સીમાડા પર આવેલ જાણીને વિશળદેવે વ્યાકુળ થઇને મંત્રીશ્વરને કહ્યું કે:-"હે મહામન્ત્રિન્! સંગ્રામસિંહ વિગેરે રાજાઓથી અધિક પ્રેરાઇને રાહુ જેવો ક્રૂર તે શત્રુ નજીક આવી પહોંચ્યો છે, માટે હવે શું કરવું? તે કહો." તે સાંભળીને વીરકેશરી એવા મંત્રીએ સ્મિતપૂર્વક તેને કહ્યું કે—"હે રાજેંદ્ર! ભય પામવાનું કંઇ કારણ નથી, એ ક્ષુદ્ર શત્રુઓ કોણ માત્ર છે? આપનું પ્રબળ પુણ્ય અદ્યાપિ જયવંતું વર્તે છે." પછી રાજાના અને વસ્તુપાલના આદેશથી મહા તેજસ્વી એવો તેજપાલ અનેક રાજાઓ સહિત તેની સામે ગયો, અને ડાહલ રાજાની સાથે સમસ્ત દેવો અને નાગકુમારોને ભયભ્રાંત બનાવી દે તેવું યુદ્ધ કરવાની તેણે તૈયારી કરી. અત્યંત તાડન કરવામાં આવેલાં રણવાદ્યોનો રૌદ્ર મહાનાદ આકાશ અને પૃથ્વીમાં ચારે બાજુ પ્રસરી ગયો. તે વખતે સ્વામીભક્ત એવા વીર નરો તથા અન્ય જનો પણ પરસ્પર એક બીજાને બોલાવવાપૂર્વક યુદ્ધ કરવા તત્પર થયા. એ અવસરે તેજપાલ મંત્રીએ છોડેલાં બાણરૂપ પ્રસરતા દુર્દિનથી સૂર્યની જેમ ડાહલ રાજા તરતજ નિસ્તેજ બની ગયો; એટલે ભયભ્રાંત થયેલા તેણે

પોતાના મંત્રીના કહેવાથી મંત્રીરાજ તેજપાલને તરતજ લક્ષ સુવર્ણની ભેટ કરી. એ રીતે જયલક્ષ્મીને પ્રાપ્ત કરીને તેજપાલ મંત્રી ધ્વજાઓથી શણગારેલ ધવલક્કપુરમાં આવ્યો, એટલે શ્રીમાન્ વિશળદેવે પોતે તેને આલિંગન કરીને સત્પથને પાળનાર એવા તેજપાલનો પિતાની જેમ ગૌરવપૂર્વક સત્કાર કર્યો, અને લાવેલું બધું સુવર્ણ પ્રીતિપૂર્વક તેને આપીને રાજસભામાં રાજાએ પોતે તેની સ્તુતિ કરી કે-" શ્રી તેજપાલ મંત્રી ચિર કાળ તેજસ્વી રહો. ચિંતામણિની જેમ જેને લીધે લોકો નિશ્ચિત થઇને આનંદ કરે છે."

પછી બૃહસ્પતિ સમાન પ્રતિભાશાળી એવા પોતાના અનુજ બંધુ તથા પોતાના પુત્ર જૈત્રસિંહને રાજ્યભાર સોંપીને શ્રીવસ્તુપાલ મંત્રીએ શત્રુંજય તથા રૈવતાચલની સવિસ્તર યાત્રા કરીને તે સુવર્ણનો ત્યાં વ્યય કર્યો. તે વખતે સમસ્ત વિશ્વને આશ્ચર્ય પમાડનાર એવા સંઘપૂજાના ઉત્સવમાં શ્રી દેવેંદ્રસૂરિએ તેને ઉપદેશ આપ્યો કેઃ- "ભાગ્યથી પ્રાપ્ત થઇ શકે એવી પુણ્યવંત જનોની લક્ષ્મી પ્રાણીઓનું રક્ષણ કરવામાં, જગતનો ઉપકાર કરવામાં, જિનભક્તિમાં, સાધર્મિક વાત્સલ્યમાં, સ્વજનોને આનંદ પમાડવામાં, સુપાત્ર દાનમાં, જીર્ણોદ્ધારમાં, યતિઓને દાન આપવામાં તથા શાસનનો ઉદ્યોત કરવામાં વાપરવાવડેજ સફળ થાય છે."

હવે શ્રી વીરધવલ રાજાના સામ્રાજ્યનો જેટલો વિસ્તાર હતો તેટલોજ વિસ્તાર મંત્રીના પ્રભાવથી અનુક્રમે વિશળદેવને પ્રાપ્ત થયો, છતાં મહીતળ પર પ્રસાર પામવાથી તે રાજા શ્રી વસ્તુપાલ મંત્રીને કેવળ લઘુતાથી જોતો હતો. વિશળદેવને એક સિંહ નામે મામો હતો. રાજાના આદેશથી સમર્થ એવા તેને સર્વ રાજાઓમાં અગ્રેસર અધિકારી બનાવવામાં આવ્યો હતો. તે પિશુનાત્મા પાપીથી પ્રેરાયેલ રાજાએ તેજપાલના હાથમાંથી મુદ્રારત્ન છીનવી લઇને ગર ( વિષ ) ની જેમ લોકોનો સંહાર કરનાર નાગરજાતિના નાગડ મંત્રી પર પ્રસાદ કરીને તેના હાથમાં આપી, એટલે સર્વોલ્લાસથી રોમાંચિત થયેલા તેના હાથમાં તે મુદ્રિકા બોરડીના વૃક્ષ પર આરૂઢ થયેલી કલ્પલતાની જેવી શોભવા લાગી.

ભક્તિમુગ્ધ એવા મંત્રીએ તે નગરમાં પોતાના ગુરુ નિમિત્તે

સાત માળનું એક ઉન્નત પૌષધાગાર કરાવ્યું હતું. ત્યાં કોઇ અગીતાર્થ અણગાર ઉપરની ભૂમિનું પ્રમાર્જન કરતા હતા. એવામાં નીચેથી પસાર થતા રાજાના સિંહ નામના મામાના મસ્તક પર તેની ધૂળ પડી. આથી તેણે ક્રોધાંધ થઇને તે સાધુને નિર્દય રીતે માર માર્યો, કારણ કે 'મદમત્ત જનોના હૃદયમાં વિવેક ક્યાંથી હોય ?' આથી મંત્રીને અત્યંત ગુસ્સો આવવાથી કોઇ વીર મનુષ્યને હાથે તેનો કરચ્છેદ કરાવ્યો; એટલે જ્યેષ્ઠુક વંશના ક્ષત્રિયોમાં મુખ્ય અને પ્રબળ ઓજસ્વી એવો સિંહ રાજા અંતરમાં જૈન મત પર બહુ દ્વેષ ધરવા લાગ્યો. દૈવયોગે રાજપૂજ્ય એવા તે સિંહ રાજાની સાથે વસ્તુપાલને વિષમ વિરોધ ઉભો થયો. મામાના દાક્ષિણ્યને લીધે વિશળદેવે પણ તેનો પક્ષ કર્યો, એટલે સિંહે સૈન્ય સહિત મંત્રીશ્વરના ઘરને ઘેરો ઘાલ્યો. મંત્રીના ઉદ્ધત સુભટો તરતજ યુદ્ધ કરવા તત્પર થઇ ગયા, અને પરસ્પર યુદ્ધ શરૂ થયું તે જોઇને રાજધાનીના બધા લોકો ભયભ્રાંત થઇ ગયા. રાજાએ પણ અત્યત ક્રોધાયમાન થઇને પોતે યુદ્ધ કરવાની ઇચ્છાથી ઇદ્રને પણ ભય પમાડે તેવું પોતાનુ સૈન્ય તૈયાર કર્યું. તે હકીકત જાણવામાં આવતાં સૂર્ય સમાન તેજસ્વી અને અતિરથી એવો મંત્રીશ્વર પણ વીર બંધુઓ સહિત કવચ ધારણ કરીને યુદ્ધ કરવાને સજ્જ થયો.' એવામાં કૃતજ્ઞશિરોમણિ રાજગુરુએ મંત્રીને ઘરે આવીને સંગ્રામોત્સુક મંત્રીને કહ્યું કે-"હે મહામતે! હે મંત્રીરાજ! તમે આ શું કરવા માંડ્યું ? એક નજીવા કારણે આ મહાન્ યુદ્ધ સમારંભ કેવો ? અતિશય ગર્વભરથી ઉદ્ધુર અને મહા ઓજસ્વી એવા જ્યેષ્ઠુક વંશના સર્વ રાજાઓ એકત્ર થઇને તમારી સાથે યુદ્ધ કરવા સજ્જ થયા છે અને તેમના દાક્ષિણ્યથી રાજા પણ કોપથી કૃતાંત જેવો બની ગયો છે, માટે શાંત થાઓ કે જેથી તેમની સાથે તમારો સંધિ થાય."

રાજગુરુનાં આ પ્રમાણેનાં વચનો સાંભળીને અસહ્ય તેજથી સૂર્યની જેવા જાજ્વલ્યમાન મંત્રીએ તેમને કહ્યું કે-"જ્યેષ્ઠુક વંશના એ ક્ષુદ્ર ક્ષત્રિયો મારી આગળ શું માત્ર છે. ? અશ્વરાજનું તેજ કદી બીજાઓથી પરાભૂત થાય તેમ નથી. દેદીપ્યમાન સૂર્ય શું અંધકારથી પરાભવ પામે ? જ્યારે રાજા પણ તેમના પક્ષમાં ભળીને

સંગ્રામ કરવા તત્પર થયો છે, ત્યારે આજે સર્વનો સંહારજ થવાનો એમ સમજો. મને જૈન મુનિઓનો પરાભવ કર્યો તેજ અત્યંત દુઃસહ લાગેલ છે. સિંહને સર્વત્ર સ્વતંત્રતા આપવામાં આવી તેનુંજ આ પરિણામ છે. ઉદ્યમથી ઉપાર્જન કરેલો અને જીવિતવ્યના એક ફળરૂપ યશ જો પ્રથમથીજ લુંટાઇ જાય તો પછી મનસ્વી જનો શરીરરૂપ પલાલનું શા માટે પાલન કરે ?" ઇત્યાદિ વચનોથી મરણ પર્યંત યુદ્ધ કરવાનો તેનો દૃઢ નિશ્ચય જાણીને સોમેશ્વરે રાજા પાસે આવીને સુધા સમાન શીતળ ગિરાથી તેને સમજાવ્યા કે-"હે દેવ ! આ વ્યતિકરમાં સ્ખલિત વીર્યવાન્ એવો એ વીરકુંજર મંત્રી પોતે મરશે અને અન્ય હજારોને મારશે. વળી હે રાજન્ ! સામ્રાજ્ય-દીક્ષામાં એજ તમારો ગુરુ હતો, માટે સમસ્ત વિશ્વનો ઉપકારક એવો એ મંત્રી પિતાની જેમ તમારે સન્માન આપવા લાયક છે. જુના સેવકોના અપરાધને જે બે ત્રણ વાર પણ દરગુજર ન કરે એવા સ્વામીને કૃતઘ્ન જનોમાં અગ્રેસર ગણીને શું સજ્જનો તેની પ્રશંસા કરે ? વળી સદા સેવાપરાયણ એવા મારા જેવા અન્ય સેવકોના મનમાં પણ આમ થવાથી હવે તમારી શી આશા રહેશે ?" ઇત્યાદિ તેની મધુર વાણી સાંભળીને શાંત હૃદયથી રાજાએ તે રાજ-ગુરુને કહ્યું કે-" એને ધીરજ આપી માનપૂર્વક તમે અહીં લઇ આવો કે જેથી પુનઃ આપણે તેનો યથાયોગ્ય સત્કાર કરીએ."

રાજાના આદેશથી રાજગુરુએ મંત્રીશ્વરને ઘરે આવીને રાજાનું કથન તેમને યુક્તિપૂર્વક કહી સંભળાવ્યું. પછી વસ્તુપાલ તેની સાથે રાજા પાસે આવ્યો; પરંતુ વીર સુભટોથી પરિવૃત્ત થઇને ત્યાં તે સાવધાનજ રહ્યો હતો, પણ પ્રથમ કરેલા તેના વિવિધ ઉપકારોનું હૃદયમાં સ્મરણ કરીને પ્રસન્ન થયેલા એવા સુજ્ઞ રાજાએ પિતાની જેમ તેને સન્માન આપ્યું; આથી ઉપશાંત થયેલા મંત્રીએ રાજાને પ્રણામ કર્યા, એટલે રાજાએ પોતે ઉઠીને તેને આલિંગન આપ્યું અને પોતાના અર્ધાસન પર તેને બેસાર્યો. પછી પોતાના મામાને મંત્રીના પગે પડાવ્યો અને પુનઃ તેણે મંત્રી અને માતુલ વચ્ચે સંધિ કરાવી; એટલે મંત્રીએ પ્રસન્ન મુખે રાજાને કહ્યું કે-" હે સ્વામિન્ ! આપના પ્રસાદથી મારે કંઇ ન્યૂન નથી; પરંતુ જે દુષ્ટબુદ્ધિ દેવ

ગુરુનો દ્વેષી થશે તેને તો આપના સમક્ષ પણ હું શિક્ષા કરીશ!" એટલે સર્વના સાંભળતાં રાજાએ કહ્યું કે–" કોઇએ જૈન મુનિઓનું લેશ પણ અપમાન ન કરવું. એ મુનિઓ સત્ય, શીલ અને તપોનિષ્ઠ, સર્વજ્ઞ મતમાં સૂર્ય સમાન તથા જગતમાં સર્વ કરતાં ગરિષ્ઠ હોવાથી સર્વ જનોને તે પૂજનીય છે." આ પ્રમાણે થવાથી જૈન ધર્મની મોટી પ્રભાવના થઇ. પછી રાજાની આજ્ઞાથી હર્ષિત થઇને મંત્રી પોતાને ઘરે આવ્યા. ત્યાં બધા બંધુઓ અને વ્યવહારીઓ મળ્યા અને વર્ધાપન–મહોત્સવ નિમિત્તે મંદિર પર ધ્વજાઓ બાંધવામાં આવી. પછી શત્રુંજયાવતાર ચૈત્યમાં સ્નાત્રોત્સવ કરીને તેમણે શ્રીમાન્ ચતુર્વિધ સંઘની પૂજા કરી.

એક દિવસે સમર નામના પ્રતીહારના પ્રપંચથી પ્રેરિત થઇને વિશલ રાજાએ મંત્રીને કહ્યું કે–" હે મંત્રીશ્વર ! નાગડ મંત્રીને યથાસ્થિત પોતાનો હિસાબ બતાવી રાજ્યસંબંધીનું બધું ધન તેને આપી દો." એટલે તે બોલ્યા કે–"હે રાજન્ ! શ્રી વીરધવલ રાજાની આજ્ઞાને વશ થયેલા તથા સુખેચ્છુ એવા અમે પ્રાપ્ત થયેલ બધું ધન, શત્રુંજય તથા ગિરનાર પ્રમુખ વિવિધ સુતીર્થોમાં, પવિત્ર પાત્રોમાં અને દીન તથા દુઃસ્થિત લોકોમાં વાપરી નાખ્યું છે તેમજ ચૌલુક્ય રાજાના શ્રેયનિમિત્તે યાચક જનોમાં પણ તેનો વ્યય કર્યો છે." એટલે રાજાએ કહ્યું કે–" જો એમ હોય તો આ સંબંધમાં કાંઇક સોગન લ્યો." એટલે સોમેશ્વર રાજગુરુએ કહ્યું કે–" હે વાયુ ! અત્યંત પુષ્ટ પરિમલમાં આસક્ત એવા મધુકરથી મહાન્ પ્રૌઢતા પામીને પણ આ તેં શું કર્યું કે અંધકારને દૂર કરનાર સૂર્ય ચંદ્રનો દૂરથી તિરસ્કાર કરીને ચરણમાં સ્પર્શ કરવા લાયક રજ તેમના સ્થાને આકાશમાં તેં સ્થાપન કરી." આ પ્રમાણેની અન્યોક્તિ સાંભળીને પ્રસન્ન થયેલ રાજા સોગન આપવાથી નિવૃત્ત થયો, અને મંત્રીને સન્માન આપીને વિસર્જન કર્યા, એટલે તે બંને મંત્રી સ્વસ્થાને આવ્યા. પછી તેમણે બહુ વિસ્તારથી સાધર્મિક વાત્સલ્ય કર્યું અને વસ્ત્રાદિકથી સર્વ સાધુઓનો સત્કાર કર્યો.

એકદા પંચાસરા પ્રમુખ ચૈત્યોને વંદન કરવાની ઇચ્છાથી મંત્રીશ્વર ગુજરાત પાટણમાં આવ્યો. ત્યાં સર્વ ચૈત્યોમાં બધી જિન-

પ્રતિમાઓને સમસ્ત પ્રકારે ભાવથી પૂજીને સર્વ ચૈત્ય પર ધ્વજારોપ કર્યો, અને સ્વામિવાત્સલ્ય તથા સર્વ ગચ્છના સાધુઓનું પૂજન કરીને ત્યાંથી તે શંખેશ્વર તીર્થમાં શ્રી પાર્શ્વનાથને વંદન કરવા ગયા. ત્યાં અઠ્ઠાઇમહોત્સવ કરી, માર્ગમાં અનેક તીર્થોને નમસ્કાર કરીને તે પોતાને ઘરે આવ્યો.

એકદા કંઇક જ્વરથી પીડિત થતાં વસ્તુપાલ મંત્રીએ પુત્ર પૌત્ર સહિત તેજપાલ બંધુને તથા પોતાના પુત્ર જૈત્રસિંહને એકાંતમાં બોલાવીને કહ્યું કે-"હે વત્સો ! (૧૨૮૯) ના ભાદ્રપદની દશમીના દિવસે પોતાના પ્રાંતસમયે ત્રિકાલજ્ઞ મુનિઓમાં અગ્રેસર એવા મલ્લગચ્છના શ્રી નરચંદ્ર ગુરુએ મને એકાંતમાં બોલાવીને કહ્યું હતું કે-"હે મહામંત્રિન્ ! જિનમતમાં સૂર્ય સમાન એવા તમારો ૧૨૯૮ ના વર્ષમાં સ્વર્ગવાસ થશે." આ તેમનું કથન કદાપિ અન્યથા થનાર નથી, માટે હવે હું સર્વ પાપથી મુક્ત થવા સર્વ તીર્થોમાં ચિંતામણિ સમાન શ્રી શત્રુંજય તીર્થ પર જવા ઇચ્છું છું. હવે ભવરોગને ભેદવા માટે યુગાદિગુરુ તે વૈદ્ય, તેમનું પ્રણિધાન તે રસાયન (ઔષધ) અને સર્વ પ્રાણીઓની દયારૂપ પથ્ય મને પ્રાપ્ત થાઓ. મેં લક્ષ્મી પ્રાપ્ત કરી, સુખ ભોગવ્યું, પુત્રોનું સુખ જોયું અને જૈન દર્શનની સેવા બજાવી, માટે હવે મને મરણનો કિંચિત્ પણ ભય નથી, કારણ કે-'મનુષ્યજન્મ પામીને જેમણે તીર્થગમન ન કર્યું, સાધુઓની સેવા ન કરી, ચૈત્યોનો ઉદ્ધાર ન કર્યો, જિનમૂર્તિઓની પ્રતિષ્ઠા ન કરી અને સુપાત્રમાં અન્નપાનાદિકનું દાન ન આપ્યું-ખરેખર તે પુરુષો દરિદ્ર થઇને નિરંતર દુઃખિત થાય છે." આ પ્રમાણેનું વસ્તુપાલનું કથન સત્ય સમજીને સકુટુંબ તેજપાલ મંત્રીએ સિદ્ધાચળની યાત્રાનિમિત્તે જવાની સર્વ સામગ્રી તૈયાર કરી, એટલે મંત્રીની સાથે યાત્રાએ જવા મોટો સંઘ એકત્ર થયો. તે વખતે સામંતો સહિત વિશળદેવ રાજા પણ મંત્રીને ઘેર મળવા આવ્યો; એટલે પ્રૌઢ પ્રાભૃતથી રાજાને પ્રસન્ન કરીને મંત્રીએ શત્રુંજયની યાત્રા કરવા માટે જવાની અનુજ્ઞા માગી; એટલે ગૌરવ સહિત પરવાનગી આપીને રાજાએ કહ્યું કે-"હે મંત્રીશ ! તમારા પ્રસાદથી દુર્જય રાજાઓને જીતીને પિતાએ અખંડ ઐશ્વર્ય-

યુક્ત રાજ્ય કર્યું અને હું જે આ સપ્તાંગ સુંદર રાજ્ય પામ્યો છું તેમાં પણ તમારો વિશદ પ્રસાદજ મુખ્ય કારણરૂપ છે; માટે હે મંત્રિન્! આ સર્વ સંપત્તિ તમારીજ છે, તો પૂર્વની જેમ યથારુચિ સર્વ કાર્યોમાં તેનો તમારે વ્યય કરવો; અને સુપાત્રદાનપૂર્વક યાત્રા કરીને પુનઃ શીઘ્ર અહીં આવી તમારે પૂર્વવત્ રાજ્યકારભાર ચલાવવો." આ પ્રમાણે કહીને મંત્રીશ્વરને સ્નેહપૂર્વક તેણે ત્રણ લક્ષ સુવર્ણ બક્ષીશ કર્યું, અને મંત્રીથી પ્રણામ કરાયેલ રાજા પોતાના આવાસમાં આવ્યો.

પછી મંત્રી પોતે નાગડ (નવામંત્રી) ને ઘરે ગયા, એટલે તેણે ભક્તિપૂર્વક પ્રૌઢ આસન આપીને મંત્રીનો સત્કાર કર્યો. પછી મંત્રીશ્વરે તેને કહ્યું કે–"હે મહાભાગ! ભવાંતરની વિશુદ્ધિનિમિત્તે સ્વજનો સહિત અમે જિનાધીશને વંદન કરવા શ્રી વિમલાચલ તીર્થ પર જવાના છીએ; માટે નિર્દોષ અને સરળ એવા આ જૈન મુનિઓનું તમારે દુષ્ટ જનોથી પ્રયત્નપૂર્વક બરાબર સંરક્ષણ કરવું, કારણ કે એઓ જગતના આધારરૂપ ધર્મધુરાને ધારણ કરનારા છે. વનરાજથી માંડીને ગુર્જરભૂમિનું આ રાજ્ય જૈન મંત્રથી સ્થાપિત થયેલું છે, તેમાં ધર્મદ્વેષીનું કદિ પણ શ્રેય થયું નથી." વસ્તુપાળનાં આ પ્રમાણેનાં વચનો સાંભળીને વિનય દર્શાવતાં નાગડ મંત્રીએ કહ્યું કે–"જૈન યતિઓનું હું યથાશક્તિ ગૌરવ કરીશ, માટે તમારે તે સંબંધી કંઇ પણ ચિંતા કરવી નહીં; તમે તમારા સત્કાર્યમાં તત્પર રહી સદા કુશળતાપૂર્વક કાર્ય સાધીને પુનઃ અહીં વહેલા પધારજો. વળી રસ્તામાં તમને કંઇ પણ વિઘ્ન ન આવો, તમારૂં કલ્યાણ થાઓ અને અવસરે પાછા અહીં પધારો. ત્યાં પણ અમને કોઇવાર યાદ કરજો." આ પ્રમાણેનાં તેનાં વચનથી પ્રસન્ન થઇને મંત્રી પોતાને ઘરે આવ્યા, અને પછી બધી સામગ્રી સાથે તે શત્રુંજય તરફ યાત્રા કરવા ચાલ્યા.

પાલખીમાં આરૂઢ થઇને સમાધિપૂર્વક પ્રયાણ કરતાં તેઓ * કાપાલિક નામના ગામે આવ્યા. ત્યાં મંત્રીશ્વરને વધારે અસમાધિ જેવું જણાયું, એટલે સમસ્ત સંઘ તથા બ્રહ્મવ્રતધારી આચાર્ય મહા-

* આ ગામ શત્રુંજયની નજીક જણાય છે.

રાજને બોલાવીને સુજ્ઞ એવા મંત્રીએ સાવધાન મનથી યથાર્થ આરાધના કરી; અને સાતે ક્ષેત્રોમાં સાત લક્ષ સુવર્ણનો વ્યય કરતાં અને વિધિપૂર્વક સર્વ ધર્મકર્મ આચરતાં તથા સર્વ આચાર્યોનાં હિતકારી વચન સાંભળતાં ભગવંતના નિર્મળ ધ્યાનમાં પરાયણ એવા તેણે અનશન અંગીકાર કર્યું. પછી એક પહોર અતિક્રાંત થતાં આત્મ-આરામમાં જેની બુદ્ધિ વિરામ પામી છે અને જેના સંવેગરંગ ધારાધિરૂઢ છે એવા મંત્રીશ્વરે કહ્યું કે—"મેં સજ્જનોને સ્મરણ કરવા લાયક કંઇ પણ સુકૃત્ય ન કર્યું અને મનોરથની માળા ફેરવતાં એમને એમ આયુષ્ય બધું સમાપ્ત થઇ ગયું; પરંતુ જિનશાસનની યત્કિંચિત્ સેવાથી મેં જે પુણ્ય ઉપાર્જન કર્યું છે તેના પ્રતાપે મને ભવોભવ જિનશાસનની સેવાજ પ્રાપ્ત થજો, કેમકે જે રાગી પર પણ વિરાગ ધરાવે તેવી સંસારી સ્ત્રીઓને કોણ ઇચ્છે? હું તો જે વિરાગી પર રાગ ધરાવે છે એવી મુક્તિસ્ત્રીનેજ ઇચ્છું છું. જ્યાં-સુધી મને મોક્ષ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી ભવોભવમાં શાસ્ત્રાભ્યાસ, જિનેશ્વરની સેવા, સજ્જનનો સંગ, સાધુઓનાં ગુણગાન, કોઇના પણ દોષ બોલવામાં મૌન, સર્વને પ્રિય અને હિતવચનનું બોલવા-પણું અને આત્મભાવના મને પ્રાપ્ત થજો." આ પ્રમાણે બોલતાં જૈન મતમાં સૂર્ય સમાન અને જગત્ જીવોના સુદિનોદયના કારણ-રૂપ એવો મંત્રીરૂપ સૂર્ય ક્ષણવારમાં અસ્ત પામ્યો.

તે વખતે સમસ્ત નિર્ગ્રંથો પણ અત્યંત શોક પ્રકટ કરીને સમસ્ત જીવલોકને રોવરાવવા લાગ્યા, અને કવિઓ પણ મોટે સાદે રુદન કરવા લાગ્યા તો પછી સ્વજનોની તો શી વાત? તેજપાલ મંત્રી તે વખતે અત્યંત દુઃખિત થઇને વિલાપ કરવા લાગ્યો કે—"અહો! બહુ ખેદની વાત છે કે—કુમુદાકરને આનંદ ઉપજાવનાર, સુધાઝરણથી સમુદ્રને વૃદ્ધિ પમાડનાર, ઉદ્યોતથી ચકોર, વનિતા-ઓનાં નેત્રને સદા પ્રસન્ન કરનાર તથા ત્રૈલોક્યલક્ષ્મીના લલાટ-તિલકરૂપ ચંદ્રમાના આ સર્વ ગુણોનો અનાદર કરીને અનાદરયુક્ત હૃદયવાળો રાહુ તે ચંદ્રનું પાન (ગ્રસન) કરી ગયો." ઉચ્ચ સ્વરે રુદન કરી સમસ્ત બાંધવોને રોવરાવનાર અને શોકને વશ થયેલ એવો જૈત્રસિંહ દુઃખિત થઇને બોલ્યો કે—"માત્ર ખદ્યોત જેવા

પ્રકાશયુક્ત અને સાધારણ તેજવાળા એવા ઘણા તારાઓ પણ ગગનાંગણને કેટલું પ્રકાશિત કરી શકે ? એક રજનીપતિ (ચંદ્ર) વિના આજે સર્વ દિશાઓ પોતાના મલિન મુખને ધારણ કરે છે." સર્વના આધારરૂપ એવા મહામંત્રીના વિયોગથી વ્યાકુળ થયેલા અને પોતાના યોગક્ષેમની ચિંતામાં નિમગ્ન થઇ ગયેલા કવિઓ બોલ્યા કે—"હે વિધિ! અમે ધારીએ છીએ કે તું મોટામાં મોટો મૂર્ખ છે કે સેવાર્થી જનોના વૈરનિમિત્તે તેં જગતના જીવનરૂપ એવા વૈરોચન, શાતવાહન, બલિ, મુંજ અને ભોજ વિગેરે રાજાઓને કલ્પાંત સુધીના દીર્ઘાયુષી ન બનાવ્યા અને માર્કંડ, ધ્રુવ, લોમશ અને અશ્વ વિગેરે મુનિઓને દીર્ઘાયુષી બનાવ્યા." ધરાતળ પર નિરાધાર થઇ ગયેલા અને શોકાતુર બનેલા સર્વ લોકો મહા ખેદ પામીને રુદન કરતા અન્યોન્ય કહેવા લાગ્યા કે—"અહો ! જ્યારે દુર્દૈવયોગે આંગણામાં ઉગેલું કલ્પવૃક્ષ શુષ્ક થયું, ચિંતામણિ જીર્ણ થયો, કામધેનુ ક્ષીણ થઇ અને કામકુંભ ભગ્ન થયો ત્યારે હવે શું કરવું ? કોને ઉપાલંભ દેવો ? કોને યાદ કરવા ? કોની સ્તુતિ કરવી ? અને દુઃખથી મલિન એવું પોતાનું મુખ પણ કોને બતાવવું ?"

પછી કપર્દી યક્ષના આદેશથી ત્રણે જગતમાં પવિત્ર એવી શત્રુંજય ઉપરની ભૂમિ પર વસ્તુપાળનો દેહ લઇ ગયા અને તેજપાલ વિગેરે સ્વજનોએ કર્પૂર, ચંદન, અગરૂ, કસ્તુરી વિગેરે દિવ્ય અને શુભ સુગંધી વસ્તુઓથી તે દેહનો અગ્નિસંસ્કાર કર્યો. ત્યાં તેજપાલે ત્રૈલોક્યમાં સુંદર એવું આરસનું સ્વર્ગારોહ નામે એક દેદીપ્યમાન ચૈત્ય કરાવ્યું. વળી ચૌલુકય રાજાની આજ્ઞાથી ત્યાં શ્રી જિનપૂજાનિમિત્તે તેણે અર્કપાલિક ગામ દેવદ્રવ્યમાં અર્પણ કર્યું. પછી જગત્પ્રદીપ નામના શ્રી યુગાદિજિનની અદ્ભુત ભક્તિપૂર્વક અનેક સામગ્રીથી પૂજા કરીને જૈત્રસિંહાદિક સાથે ક્ષેમપૂર્વક તેજપાલ ધવલક્કપુરમાં આવીને વિશળદેવ રાજાને નમ્યો. વસ્તુપાલનું સ્વર્ગગમન સાંભળતાં વિશળદેવ રાજા તીવ્ર દુઃખરૂપ સાગરમાં ડૂબી ગયો. તેના ઔદાર્ય, ધૈર્ય અને ગાંભીર્ય વિગેરે ગુણોનું નિરંતર સ્મરણ કરતાં રાજા કદાપિ વિરામ પામતો નહોતો. કષ્ટસાધ્ય એવા વિવિધ રાજકાર્યોમાં રાજા પ્રતિદિન વસ્તુપાલને યાદ કરતો હતો. પછી અસા-

ધારણ પ્રભાયુક્ત અને ગુણના આધારરૂપ એવા તેજપાલનો સત્કાર કરીને રાજાએ તેને ધનભંડારનો અધિકારી બનાવ્યો, અને જૈત્રસિંહ મંત્રીપુત્રને તેના પરાક્રમ ગુણથી પ્રસન્ન થઇને રાજાએ પેટલાદપુરનું ઐશ્વર્ય આપ્યું. દશ વર્ષ પર્યંત ભંડારીપદ ભોગવતાં તેજપાલે પૂર્વની રીતેજ અર્થી જનોને દાન આપ્યું.

એકદા કુટુંબ સહિત શ્રી શંખેશ્વર જિનને વંદન કરવા જતાં ચંદ્રોન્માનપુરમાં તેજપાલ સ્વર્ગસ્થ થયો, એટલે ત્યાં જૈત્રસિંહે ગજ અશ્વોની રચનાયુક્ત, તોરણ સહિત અને મંદરાચલ સમાન ઉન્નત જિનમંદિર કરાવ્યું. વળી તેજપાલ મંત્રીના શ્રેયનિમિત્તે રાજાની આજ્ઞાથી એક સરોવર, ધર્મશાળા તથા બે દાનશાળા કરાવી.

જિનશાસનરૂપ આકાશમાં સૂર્ય સમાન અને ધર્મધુરાને ધારણ કરવામાં ધુરંધર એવા મહામંત્રી વસ્તુપાલનું સ્વર્ગગમન થતાં વર્ધમાનસ્વામીના શાસનમાં ક્રૂર દોષાંધકારની વ્યાપ્તિ જોઇને વિશેષ ઉત્પન્ન થયેલા વૈરાગ્યના રંગથી નિઃસંગવૃત્તિયુક્ત, નિર્મળ બ્રહ્મને જાણનાર, વૃદ્ધ ગચ્છના સ્વામી તથા સંવેગી પક્ષના અગ્રણી એવા શ્રી વર્ધમાનસૂરિ ત્યારથી કેવળ આંબિલ વર્ધમાન તપ કરવા લાગ્યા. તેમને પારણાને માટે સર્વ સંઘજનોએ આગ્રહ કર્યો, છતાં પોતાના શરીર પર પણ નિરપેક્ષ એવા તેમણે એવો અભિગ્રહ લીધો કે—'તપની સમાપ્તિ થતાં શ્રી શંખેશ્વર મહાતીર્થને વંદન કરીને પછી પારણું કરવું.' એટલે સંઘ સહિત તેઓ શંખેશ્વર તીર્થની યાત્રા કરવા ચાલ્યા. માર્ગમાંજ તપથી અત્યંત કૃશ થઇ ગયેલા હોવાથી તેઓ સમાધિપૂર્વક સ્વર્ગસ્થ થયા. તેઓ આસન્નસિદ્ધિક હતા છતાં તેવા પ્રકારના ધ્યાનવિશેષથી શંખેશ્વર તીર્થેશના અધિષ્ઠાયક દેવપણે ઉત્પન્ન થયા. તે દેવે પોતાના જ્ઞાનોપયોગથી જોયું, પણ અલ્પજ્ઞાની હોવાથી વસ્તુપાલની ગતિને તે જાણી ન શક્યો; એટલે પૂર્વવિદેહમાં જઇ શ્રી સીમંધર સ્વામીને ભક્તિપૂર્વક નમસ્કાર કરીને તેણે મંત્રીશ્વરની ગતિ પૂછી. એટલે ભગવંતે સભા સમક્ષ તે દેવને કહ્યું કે—"પુણ્યકર્મથી પવિત્ર એવો વસ્તુપાલ મહામંત્રી અહીંજ પુષ્કલાવતી વિજયમાં પુંડરીકિણી નગરીમાં લક્ષ્મીના પુંડરીક કમળ સમાન, ક્ષત્રિયોથી વંદિત, સમ્યગ્દૃષ્ટિ જનોમાં મુગટ સમાન તથા સત્કીર્ત્તિયુક્ત એવો

કુરુચંદ્ર નામે રાજા થયો છે, અને પ્રાંતે પ્રાજ્ય સામ્રાજ્યને ત્યાગ કરી સંયમ આદરીને વિજય વિમાનમાં તે દિવ્ય ઉદયયુક્ત એવે મહાન્ દેવ થવાને છે. ત્યાંથી ચ્યવી અહીંજ સામ્રાજ્યપદવીને પામીને ચારિત્રના યોગે કેવળી થઇ મોક્ષે જશે. વળી તેજપાલ મંત્રીની પત્ની અનુપમાદેવી આજ વિજયમાં જન્મથી પવિત્ર એવા શ્રેષ્ઠીની પુત્રી થઇ છે, આઠ વર્ષની થતાં તેણે અમારી પાસે સંયમ લીધું છે, અને ઘનઘાતી કર્મને ક્ષય થવાથી દેવતાઓથી વંદિત એવી તે કેવળજ્ઞાન પામી છે, તે દેશોન્યૂન પૂર્વકોટિ પર્યંત સંયમસ્થિતિને કેવળીપણામાં આરાધીને સમસ્ત કર્મથી મુક્ત થઇ મોક્ષે જશે તે મહાસતી અત્યારે આ કેવળીની પર્ષદામાં બેઠી છે. વળી તેજપાલ મંત્રી મરણ પામીને પ્રથમ દેવલોકમાં સંપત્તિથી ઇંદ્ર સમાન સમ્યગ્દૃષ્ટિ દેવ થવાના છે,* અને ત્યાંથી ચ્યવી અદ્ભુત ચતુરંગ ધર્મની સામગ્રી પામીને ચોથા જન્મમાં એ પણ મોક્ષે જવાના છે.” આ પ્રમાણેની ભગવંતની વાણી સાંભળીને જગત્પતિને તથા અનુપમા સાધ્વીને વંદન કરી આનંદ પામતો તે દેવ સ્વસ્થાનકે ગયો.

હવે તે અવસરે નાગપુરમાં ઉકેશના વંશમાં જન્મેલો અને સદ્ગુણી એવો શ્રીમાન્ સુભટશાહ નામે એક શ્રાવક રહેતો હતો. તેને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને વંદન કરવાનો અભિગ્રહ હોવાથી પોતાના કુટુંબ સહિત ભોગાદિ વસ્તુઓ સાથે લઇને તે નીકળ્યો. રસ્તે ચાલતાં ચોરોથી ઉપદ્રવ પામવાને લીધે મનમાં ખેદ લાવી શ્રી પાર્શ્વનાથની પ્રતિમાને પૂજીને તેણે વિજ્ઞપ્તિ કરી કે-‘હે દેવ! સર્વ દેવોની પ્રભાને જીતનાર એવો આપનો મહિમા જગતમાં જાગતો છે, અને તેને દેવો પણ સદા ગાયા કરે છે. હે સમસ્ત વિશ્વના સ્વામિન્! એક નમસ્કાર માત્રથી તમે વિપત્તિને દૂર કરીને સર્વ સંપત્તિ આપો છો. આપના નામમાત્રથી પણ વિવિધ વ્યાધિઓ વિલય પામે છે અને ક્રૂર ચોરો પણ સર્વત્ર બંધુ જેવા થઇ જાય છે. હે જગન્નાથ! જગતની રક્ષા કરવાનું આપે વ્રત લીધું છે, છતાં પોતાના ઘરની રક્ષા કરવામાં કેમ મંદ થઇ ગયા છો? આપને નમસ્કાર કરવા માટે આનંદથી આવતાં રસ્તામાં ચોરોએ તમારી પૂજાદિકની સામગ્રી

* આ હકીકત તેજપાળના સ્વર્ગગમન અગાઉની છે.

મારી પાસેથી લુંટી લીધી, તેથી ઇચ્છિત પૂરવાપણાની આપની ખ્યાતિ વૃથા થાય છે. જે પોતાના ઘરમાં લઘુતા પામે, તેને પવન પણ બહાર લઈ જાય છે.' આ પ્રમાણેની ભક્તિમુગ્ધ એવા તેની યથાસ્થિત વાણી સાંભળીને તે વખતે ત્યાં આવેલ શંખેશ્વરાધિષ્ઠાયક પેલો દેવ પ્રત્યક્ષ થઇને બોલ્યો કે-'હે શ્રાવકોત્તમ! પૂજનોચિત બધી વસ્તુઓ તો તારા ગાડામાંજ ભરી છે, છતાં ભક્તિને લીધે ભગવંતને વૃથા ઉપાલંભ કેમ આપે છે?' એ વખતે તેના પુત્રે ત્યાં આવીને તે દેવના સાંભળતાં આનંદપૂર્વક તેને નિવેદન કર્યું કે-" પૂજા યોગ્ય વસ્તુઓ બધી પુનઃ પ્રાપ્ત થઇ છે." એટલે તે શ્રાવકે પેલા દેવને પૂછ્યું કે-" આ શું આશ્ચર્ય?" પછી તેણે પોતાનું વિદેહ ગમનાદિકનું બધું સ્વરૂપ કહી સંભળાવ્યું; અને પુનઃ કહ્યું કે-"તે તે સ્થાનના (તીર્થાદિકના) અધિષ્ઠાયિક દેવ સાવધાન થઇને ભક્ત જનોને અભીષ્ટ ફળ આપે છે, બાકી કૃતકૃત્ય થયેલા આ વીતરાગ પ્રભુ તો મોક્ષે ગયા છે, એટલે તે તો સ્તુતિથી પ્રસન્ન કે નિંદાથી નારાજ થતાજ નથી; પરંતુ તેમની ભક્તિથી સંતુષ્ટ થયેલ અધિષ્ઠાયિક દેવ ભક્તના પુણ્યાનુસારે અનુકૂળ થઇને ઉપયોગપૂર્વક તેને ફળ આપે છે. હું શ્રી વસ્તુપાલની ભવસ્થિતિ જાણવાને શ્રી સીમંધર સ્વામી પાસે ગયો હતો, એટલે રસ્તામાં તમારી ભોગાદિ સદ્વસ્તુનું ચોરે હરણ કર્યું, પરંતુ મેં અહીં આવતાં તે હકીકત જાણીને તમારી સર્વ વસ્તુઓ તમને પુનઃ લાવી આપી."

પછી વસ્તુપાલ વિગેરેની ગતિ જાણીને તે શ્રાવકોત્તમે ભક્તિપૂર્વક શ્રી પાર્શ્વપ્રભુની પૂજા કરી, અને શાસનના ઉદય માટે સંઘપતિને યોગ્ય સમસ્ત કૃત્યો તેણે ત્યાં વિધિપૂર્વક કર્યાં. પછી શ્રી વસ્તુપાલ મંત્રીની ભવસ્થિતિ તે સુભટ શ્રાવકે આનંદપૂર્વક સર્વ સંઘને કહી સંભળાવી.

હવે શ્રી વસ્તુપાલ અને તેજપાલ મંત્રીએ જે જે સત્કાર્યો કર્યાં તે સર્વની એકંદર સંખ્યા આ પ્રમાણે છે-(૧૩૧૩) નવીન જિનચૈત્યો કરાવ્યાં, (૩૩૦૦) જિનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો, સવા લાખ જિનબિંબ ભરાવ્યાં અને એક લાખ શિવલિંગ કરાવ્યાં તથા (૩૨૦૦) જૈનેતર દેવગૃહ કરાવ્યાં. (૭૫૦) વિશાળ બ્રહ્મ-

શાળાઓ, (૭૦૧) તપસ્વીઓનાં સ્થાનો તથા (૭૦૦) દાનશાળાઓ કરાવી. (૯૮૪) યતિઓને રહેવા યોગ્ય રમ્ય પુણ્ય (ધર્મ) શાળાઓ કરાવી. ત્રીશ પાષાણમય ઉન્નત કિલ્લા કરાવ્યા અને ચોરાશી સુંદર સરોવર તથા (૪૬૪) નિર્મળજળની વાવો કરાવી. એકસો સિદ્ધાંતાદિ પુસ્તકોનાં ભંડારો કરાવ્યા. ત્રેસઠ યુદ્ધો કર્યાં. સુકૃતનાં અભિલાષપૂર્વક તેર *યાત્રાઓ કરી. "કળિકાળ કાળ" એવું તેણે બિરૂદ પ્રાપ્ત કર્યું અને પોતાનું નામ શશાંકબિંબમાં આલેખિત કર્યું. વળી તેણે એકસો પાષણની અને ત્રણસો ઈંટોની પરબો કરાવી કે જ્યાં શ્રાવકો જળ ગળીનેજ પીતા હતા. શ્રી સ્તંભતીર્થપુરમાં તેણે વિવિધ રચનાવાળાં (૮૦) પાષાણનાં તોરણો કરાવ્યાં, અને મલિન વૈભવને માટે તેણે એક તોરણ કરાવીને હજ્જમાં (મક્કામાં) સ્થાપન કર્યું, (૧૦૦૦) તપસ્વીઓને વર્ષાસન બાંધી આપ્યાં, અને (૪૦૨૪) વર્ષાસનો વાસ્તુકુંભ વિગેરે કરનારાઓને બાંધી આપ્યાં.

અન્ય આચાર્ય એમ કહે છે કે–સાતસો દાનશાળાઓ, ચોસઠ નિર્મળ વાવો, સેંકડો ઉન્નત પૌષધશાળાઓ અને શૈવ મઠો, તથા પાંચસો વિદ્યાશાળાઓ કરાવી. એ પ્રત્યેક પાઠશાળામાં (૩૫૦૦) જૈનમુનિઓ પ્રતિદિન ભોજ્યાદિક લેતા હતા. દરેક વર્ષે ત્રણ વાર સંઘભક્તિ સહિત સમસ્ત સંયતોની પૂજા કરી, અને સ્નાત્ર નિમિત્તે કુંભ (કળશ), અક્ષતાદિ મુકવા નિમિત્તે પાટલા તથા સિંહાસનો તો એટલાં કરાવ્યાં કે જેની સંખ્યાજ થઈ ન શકે.

વળી તેણે પ્રકીર્ણક શુભ કાર્યો કર્યાં તે આ પ્રમાણે–આશાપલ્લીમાં ઉદયન ચૈત્યમાં તેણે પોતાના પુત્રના શ્રેય નિમિત્તે શ્રી વીરપ્રભુ તથા શાંતિનાથનાં બે ખત્તક કરાવ્યાં. પોતાની માતાના પુણ્યનિમિત્તે તેણે સાંતુ અને વાયટીય વસહીમાં મૂલનાયકનાં બિંબ કરાવ્યાં. સુજ્ઞ એવી અનુપમા દેવીના શ્રેયનિમિત્તે તેજપાલે થારાપદ્ર જિનચૈત્યમાં મૂળનાયકને સ્થાપન કર્યા, અને ઉમારસિંજ ગામમાં એક પરબ તથા મુસાફરખાનું કરાવ્યું. શ્રીમલ્લદેવ તથા પૂર્ણસિંહના પુણ્ય નિમિત્તે સેરીસા

* કોઇ જગ્યાએ ૧૨॥ કહી છે. કારણ કે છેલ્લી યાત્રા માર્ગમાંજ સ્વર્ગવાસી થવાથી પૂર્ણ થઇ નહોતી.

પાર્શ્વભવનમાં શ્રી નેમિનાથ તથા વીરપ્રભુનાં બે ખત્તક કરાવ્યાં. બીજાપુરમાં મલ્લદેવના પુણ્યનિમિત્તે શ્રી વીરપ્રભુ તથા આદિનાથના મંદિરપર સુવર્ણ કળશ ચડાવ્યા. શ્રી તારંગાજીના મંડનરૂપ કુમારવિહારમાં શ્રી આદિનાથ તથા નેમિનાથના બે ખત્તક કરાવ્યા. નગરના ઉન્નત જિનચૈત્યનો ઉદ્ધાર કરીને ભારતીપુત્રરૂપ એવા તેણે ભારતી કીર્તિનો ઉદ્ધાર કર્યો. વળી પોતાની જન્મભૂમિના સાબ્વાલય નામના ગામમાં સમસ્ત જિનચૈત્યો તથા શિવચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો. માંડલમાં તેણે શ્રી આદિનાથનું ચૈત્ય કરાવ્યું અને મોઢ પસહીમાં મૂળનાયકની સ્થાપના કરી. શ્રી કુમારવિહાર નામના ચૈત્યનો તેણે ઉદ્ધાર કરાવ્યો કે જેથી તે ચૈત્ય ધ્વજારૂપ ભુજાઓ ઉંચી કરીને જાણે નૃત્ય કરતું હોય તેવું જણાવા લાગ્યું. વળી અણહિલ્લપુરના ભૂષણરૂપ એવા પંચાસરા નામના જિનમંદિરમાં તેણે મૂળનાયકની સ્થાપના કરી. સંપ્રતિ રાજા સમાન તેણે ભીમપલ્લીમાં એક જિનરથ કરાવી આપ્યો, જે અત્યારે સુજ્ઞ જનોમાં રાજા (ચંદ્ર)ની જેવો શોભે છે. પ્રહ્લાદનપુરી અને ચંદ્રાવતીમાં પોતાની પુણ્યલક્ષ્મીરૂપ કામિનીના કુંડલ સમાન બે જિનચૈત્ય કરાવ્યાં. વસંતસ્થાનક, અવંતિ અને નાશિક્યના જિનચૈત્યોમાં તેણે જિનબિંબસહિત અર્હત્ખત્તક કરાવ્યાં. ખદિરાલયમાં તેણે આદિનાથનું ચૈત્ય અને તેજપાલે વર્ધમાનજિનનું ચૈત્ય કરાવ્યું. ઝાવટ નગરમાં તેણે એક નેમિચૈત્ય નવીન કરાવ્યું તથા દેહપલ્લી અને ખેટમાં જુદા જુદા જિનચૈત્ય કરાવ્યાં. શ્રી શંખપુરમાં શાંતિનાથનું મંદિર અને સાંબવસહીમાં ભુવનોત્તમ એવું શ્રી આદિનાથનું ચૈત્ય કરાવ્યું. તેણે પુષ્કળ તીર્થયાત્રાઓ કરી, ધન આપીને ઘણા પાત્રોને કૃતાર્થ કર્યાં, ઘણા પરોપકાર કર્યા અને સંસારરૂપ કેદખાનું તેણે નિરસ્ત ( ખાલી ) કરી નાખ્યું. એમણે પૃથ્વીપર કરાવેલા ધર્મસ્થાનોની સમસ્ત સંખ્યા તો કેવળી ભગવાનજ જાણી શકે. કહ્યું છે કે-'તે મંત્રીશ્વરોએ દરેક નગર, ગામ, માર્ગ, પર્વત અને સ્થળોમાં વાવ, કુવા, પરબ, ઉદ્યાન, સરોવર, પ્રાસાદ અને દાનશાળા વિગેરે જે નવીન ધર્મસ્થાનો કરાવ્યાં તથા જીર્ણોદ્ધાર કરાવ્યાં તેની સંખ્યા પણ કરવી મુશ્કેલ છે, પરંતુ જો મેદિની (વસુધા) તે જાણતી હોય તો કોણ જાણે? વળી શંભુના જે

શ્વાસોશ્વાસ ગણી શકે અને માર્કંડ મુનિના નેત્રોન્મીલન મીલન કળી શકે તે બુદ્ધિમાન્ પણ જો પોતાના ઇતર વ્યાપારનો ત્યાગ કરીને એ મંત્રીશ્વરોએ કરેલા સુકૃત્યોની ગણના કરવા તત્પર થાય તો કદાચ પાર પામે.'

વિવિધ બહુશ્રુતોના મુખથી સાંભળીને તથા વિવિધ પ્રબંધોમાં વાંચીને સર્વ એકત્ર કરી પુણ્યાનુભાવથી કલિત અને કલિના તાપને દૂર કરનાર એવું આ શ્રી વસ્તુપાલનું ચરિત્ર મેં રચ્યું છે. પ્રાચીન કવિવરોની રચનામાંથી બુદ્ધિઅનુસારે બધો સાર લઇને મંત્રીશ્વરોનું આ અદ્ભુત ચરિત્ર રચતાં મારાથી કંઇ ન્યૂનાધિક લખાઇ ગયું હોય તો તેની સુજ્ઞજનોએ ક્ષમા કરવી. સદ્ગુરૂના પ્રસાદથી આ ચરિત્ર રચતાં મને જે સુકૃત પ્રાપ્ત થયું હોય તેનાથી સંસારપર્યંત વિશ્વજનોનો ઉપકાર કરવામાં શિવસુખના બીજરૂપ એવી પ્રસક્તિ મને પ્રાપ્ત થાઓ.

આ ચરિત્રની પ્રથમ પ્રતિ વિનયી અને સુજ્ઞજનોમાં અગ્રેસર એવા સોમનંદિ ગણિ નામના શિષ્યે ગુરૂભક્તિને લીધે લખી આપી હતી. શ્રી ચૌલુક્યરાજાની રાજ્યલક્ષ્મી તથા સર્વાધિકારની સ્થિતિના વ્યાપારમાં અદ્વિતીય ધુરંધર એવા શ્રી વસ્તુપાલ તથા તેજપાલ મહામંત્રીઓનું આ હર્ષાંક સરસ ચરિત્ર, કવિવરોથી વાચ્યમાન થઇને જિનશાસનપર્યંત જગતમાં જયવંત વર્ત્તો.

इति महामात्यश्रीवस्तुपालचरित्रे धर्ममाहात्म्यप्रकाशके श्रीतपागच्छाधिराजश्रीसोमसुंदरसूरिश्रीमुनिसुंदरसूरिश्रीजयचंद्रसूरिशिष्यपंडितश्रीजिनहर्षगणिकृते हर्षांके अष्टमः प्रस्तावः ॥ ८ ॥

---

## प्रशस्ति.

શ્રીતપાગચ્છમાં બહુ મહિમાથી જગતમાં વિખ્યાત તથા સમ્યગ્જ્ઞાન-ક્રિયાના નિધાન એવા શ્રીમાન્ જગચ્ચંદ્રગુરૂ થયા. તેમની પાટે પ્રગટ પ્રભાવી એવા શ્રીમાન્ દેવેંદ્રગુરૂ થયા કે જેમની દેશનાસભામાં શ્રીવસ્તુપાલ સભાપતિ હતા. તેમના શિષ્ય અતિશય જ્ઞાન-ક્રિયાના ગુણોથી જગતને પૂજ્ય અને વિશ્વવિખ્યાત એવા વિદ્યાનંદ

સૂરિ થયા. તેમના પટ્ટરૂપ ઉદયાચલમાં સૂર્યસમાન, અસાધારણ તેજના નિધાન અને પોતાનાં વચનવિલાસથી સજ્જનોને આનંદ આપનાર એવા શ્રી ધર્મઘોષસૂરિ થયા. ત્યાર પછી વીરશાસનનો મહિમા વધારનાર, મહાત્માઓમાં અગ્રેસર એવા શ્રી સોમપ્રભસૂરિ યુગપ્રધાન થયા. તે પછી સુજ્ઞજનોમાં અગ્રેસર, ઇંદ્રોને સ્તુત્ય અને પ્રૌઢ યશસ્વી એવા શ્રી સોમતિલકસૂરિ થયા. તેમના પટ્ટરૂપ પંકજને પ્રફુલ્લિત કરવામાં રવિસમાન, મહિમાના સાગર, રાગાદિ શત્રુઓને ત્રાસ પમાડનાર, અદ્ભુત અતિશયયુક્ત, ઇંદ્રસમાન તેજસ્વી રાજાઓને વંદનીય અને શિવમાર્ગને દર્શાવનાર એવા શ્રી દેવસુંદરસૂરિ થયા. તેમની પાટે અત્યંત ભાગ્યશાળી તથા યુગપ્રધાન સમાન શ્રી સોમસુંદરસૂરિ થયા કે જેમને સત્પુરૂષો સર્વાંગસુંદર ગુણોથી શ્રી સુધર્મગુરૂ સમાન આચાર્યોમાં મુખ્ય ગણે છે. તેમના પ્રથમ શિષ્ય સમર્થ મહિમાયુક્ત, ત્રૈવિદ્યગોષ્ઠીમાં ગુરૂ, અને પોતાની પ્રજ્ઞાથી જગતમાં સુરગુરૂ સમાન એવા શ્રી મુનિસુંદરસૂરિ થયા અને બીજા અજ્ઞાનરૂપ તમોભરને દૂર કરનાર, અત્યંત પ્રભાશાળી અને સર્વત્ર ઉદય પામેલા એવા શ્રીજયચંદ્રસૂરિ થયા. જેમના શિષ્ય ત્રૈવિદ્યગોષ્ઠીમાં ગુરૂ, આત્મવેત્તા, જીવદયાના ઉપદેશક તથા વાદીરૂપ હાથીઓમાં સિંહ સમાન એવા શ્રીજિનમંડન વાચકેંદ્ર થયા. શ્રી જયચંદ્ર સદ્ગુરૂના શિષ્ય શ્રી જિનહર્ષ ગણિએ વિક્રમ સંવત ( ૧૪૯૩ )માં ચિત્રકૂટપુરના પવિત્ર શ્રીજિનમંદિરમાં શ્રીજિનશાસનની ઉન્નતિનિમિત્તે આ ચરિત્રની રચના કરી છે.



# આ ચરિત્રમાં આવેલાં સંસ્કૃત નામોનાં પ્રચલિત નામો



| | | | |
|---|---|---|---|
| દેવપત્તન | (પ્રભાસપાટણ) | કોડીનારીપુર | (કોડીનાર) |
| દ્વીપપત્તન | (દીવ) | વામનસ્થળી | (વણથળી) |
| વટપદ્ર | (વડોદરા) | જીર્ણદુર્ગપુર | (જુનાગઢ) |
| દર્ભાવતી | (ડભોઇ) | ઉન્નતપુર | (ઉના) |
| સ્તંભનપુર | (ખંભાત) | અજીપાળ ગ્રામ | (અકેવાળીયું) |
| ભૃગુકચ્છ | (ભરૂચ) | યોગિનીપુર | (દીલ્હી) |
| મડળીપુર | (માંડલ) | પત્તન–અણહિલપુર | (પાટણ) |
| ધવલક્કપુર | (ધોળકા) | સેરીસકપુર | (સેરીસા) |
| વર્ધમાનપુર | (વઢવાણ) | પ્રહ્લાદનપુર | (પાલણપુર) |
| ધૂધુકપુર | (ધંધુકા) | સોપારકપુર | (સોપારા) |
| ટીમાણક | (ટીમાણું) | નવસારીપુર | (નવસારી) |
| તાલધ્વજપુર | (તળાજા) | સૂર્યાદિત્યપુર | (સુરત) |
| મધુમતીપુરી | (મહુવા) | ચિત્રકૂટપુર | (ચિતોડ) |
| અંજારપુર | (અંજાર) | પેટલાદપુર | (પેટલાદ) |

